

વર્ષ ૩ જુ ] શ્રીકૃષ્ણાબ્દ ૫૧૩૮, ચૈત્ર

# पुष्टिभक्तिसुधा.

પુસ્તક ૧૧ શ્રીવલ્લભાબ્દ ૪૩૪ [ અંક ૧

नायमात्मा प्रवचनेन लभ्यो न मेधया न बहुना श्रुतेन
यमेवैष वृणुते तेन लभ्यस्तस्यैष आत्मा वृणुते तनुं स्वाम् ॥ १ ॥
नाहं वेदैर्न तपसा न दानेन न चेज्यया
शक्य एवंविधो द्रष्टुं दृष्टवानसि मां यथा ॥ २ ॥
भक्त्या त्वनन्यया शक्यः अहमेवंविधोऽर्जुन ।
ज्ञातुं द्रष्टुं च तत्त्वेन प्रवेष्टुं च परंतप ॥ ३ ॥

પ્રકાશક,
વાડીલાલ નગીનદાસ શાહ,
બી. એ. એલએલ બી, વકીલ હાઈકોર્ટ



[illegible] રૂ ૨-૦-૦     છુટક અંકનો [illegible]-૦

Printed by D. Mistry Superintendent British India Press, Bombay and Published by Vadilal Nagindas Shah B.A., LL.B. Princess Street, Bombay

# आवश्यक निवेदन.

---

૧ આ માસિક સંબંધી સઘળો પત્રવ્યવહાર પ્રકાશકને નામે કરવો.

૨ આ માસિક દરેક માસની કૃષ્ણ એકાદશીએ પ્રકટ થાય છે

૩. આ માસિકમા છપાવવાને આવેલા લેખો લેવા ન લેવા તેમ જ તેમાં યોગ્ય સુધારોવધારો કરવો પ્રકાશકની ઇચ્છાધીન છે.

૪ શ્રીમદ્વલ્લભાચાર્યજીના સિદ્ધાન્તાનુસાર જ લેખ લેવામા આવશે.

૫ વર્ષનુ નોછાવર પ્રથમથી લેવામા આવે છે.

૬. આ માસિકના પરિવર્તનમા જેમના તરફથી માસિક વા પત્ર મળશે તેમને વગર નોછાવરે આ માસિક મોકલવામા આવશે

૭. કોઇ પણ બાબતની ખબર મગાવવી હોય તો જવાબ સારૂ ટિકિટ બીડવી તે સિવાય જવાબ આપવામા આવશે નહિ

૮. આ માસિકમા જાહેર ખબર છપાવવી હોય કે હેન્ડબિલ વહેંચાવવા હોય તેમણે પ્રકાશકને લખવુ અથવા મળવુ.

પુષ્ટિભક્તિસુધા કાર્યાલય,
પ્રિન્સેસ સ્ટ્રીટ,
મુંબાઈ.

પ્રકાશક

---

# અનુક્રમણિકા.




॥ श्रीकृष्णाय नमः ॥

॥ श्रीगोपीजनवल्लभाय नमः ॥

## ॥ *ब्रह्मोपनिषदर्थसङ्ग्रहः ॥

श्रीकृष्णाय नमः ॥ ब्रह्मोपनिषदि तु शौनकः कार्यतः शास्त्रान्तरतो वा शरीरे वागादीनां देवानां प्रतिष्ठापकत्वम्याङ्गिरसं सम्पृच्छति । तत्र दिव्य इत्यादि । कथं सृजन्तीत्यन्तेनोक्तो यः स तु ते एकैकशः सङ्घशो वेति तत्कार्यस्यैव कथन्तात्प्रश्नः प्रथमः । ततः कस्यैष महिमा बभूवेति तेऽपि किं स्वमहिम्नान्यमहिम्ना वेति महिमवतः प्रश्नो द्वितीयः । यो ह्येष महिमा बभूव क एष इति महिमस्वरूपप्रश्नस्तृतीय इति त्रय एव प्रश्नाः । तत्र त्रिभिरपि ब्रह्मण एव पृष्टत्वात्तस्य ब्रह्मविद्यात्वं स्वयं श्रुतिर्वदन्ती वक्तमुखेनोत्तरं वक्ति । तत्रापि त्रयाणां सामान्यमुत्तरं प्राणो ह्येष आत्मेति । स एव प्रश्नोत्तरभूत इत्यर्थः । कथमेवमित्याकाङ्क्षायां ब्रह्मणि महिमवति ज्ञाते सर्वं सुखेन ज्ञायत इति द्वितीयस्योत्तरं प्रथमतो वदति आत्मन इत्यादि । कथमेवमित्याकाङ्क्षायामाह देवानामित्यादि । कुत इत्याकाङ्क्षायां तस्य स्वरूपमाह अनिधनमित्यादिना । न ह्येतादृशस्यास्य महिम्ना ते कथं सृजन्तीत्याकाङ्क्षायामेतस्य तन्नियामकत्वं सदृष्टान्तमाह स नियच्छतीत्यादिना । तथा च लूतास्थानीयः पर आत्मा, तन्तुः प्राणो, महिमरूपजीवः, जालस्थानीया नाड्यः, मक्षिकास्थानीया वागादयः, तान् सुषुप्तौ ब्रह्मणि नयति । सुषुप्तौ ब्रह्मण्येव लीयत इत्यत्र गमकमाह सुषुप्तो ब्रूत इति । उत्थितः सन् सुखमहमस्वाप्समित्यानन्दानुभवं ब्रूते । आनन्दश्च ब्रह्म । ननु तत्रैव नयतीति शुभाशुभकर्मसु सत्सु कथं ब्रह्मानुभव इत्याकाङ्क्षायां तदानीं तदसंसर्गमाह यथैवेत्यादि । तर्हि नित्यं सुखं तत्रास्तीत्यत्र किं मानमित्यत आह यथा कुमार इति । एवं केवलस्यानन्दकत्वमुक्त्वा सृष्टिरूपं कार्यमनस्थानयं निरूपयति येदं यथैवेत्यारभ्य शुभाशुभं निरुक्तमस्येत्यन्तम् । नियमने दृष्टान्तमाह देवस्य स सम्प्रसारोऽन्तर्यामीत्यादी । तथाचान्तर्हित एव सर्वान्नियच्छतीति तं न कोऽपि जानातीत्यर्थः । महिम्नः स्वरूपं सदृष्टान्तमाह श्येनः कः पुष्करः पुरुषः प्राणो हिंसा परामिति । चक्रगामित्वाद्यागादिपुष्करत्वात्पुरिशयनात्प्राणनकारित्वाद्धिंसत्वात्परत्वादेष शारीरस्तन्महिमरूप इ-

* श्रीमदात्मानिशोत्पुरुषोत्तमप्रभुप्रणीतोपनिषदर्थसङ्ग्रहाख्यग्रन्थस्यैकदेश एष इति प्रतिभाति । एतद्ग्रन्थविवरणे मूलरूपा एव केचिदुपनिषदः । यदि समस्तोऽप्युपनिषदर्थसङ्ग्रहो नितरां तैरेव प्रकाश्य नीयतामिति ...

त्यर्थः । ईदृशोऽपि न तस्माद्भिन्न इति वक्तुं पुनः ब्रह्मणः स्वरूपमाह परापरं ब्रह्मात्मेति । अतः सर्वं तदभिन्नमित्यर्थः । पुनर्माहात्म्यमाह देवता चेदग्नीति । एवं ज्ञानस्य फलमाह य एवं वेदेत्यादि । एवं परब्रह्मणो नियामकत्वं स तन्महिमरूपस्य शरीरस्य साक्षिणः स्वरूपं जानातीति तृतीयस्योत्तर फलपर्यन्तमुक्तम् ॥ समाप्तः प्रथमः खण्डः ॥

एवं महिमस्वरूपमुक्त्वा महिमवतो ब्रह्मणः स्वरूपं परिचापयितुं द्वितीयखण्डे भिन्नप्रक्रमेणाह अथेत्यादि । ततो द्वितीयखण्डे अथास्य पुरुषस्य चत्वारि स्थानानि भवन्ति नाभिर्हृदयं कण्ठं मूर्द्धेति । तत्र चतुष्पादं ब्रह्म विभातीति प्रकृत्य जागरितं स्वप्नं सुषुप्तं तुरीयमिति चतुष्पादान्निर्दिश्य किमवस्थारूपा एव पादा उतातिरिक्ता इत्याकाङ्क्षायां जागरिते ब्रह्मा स्वप्ने विष्णुः सुषुप्ते रुद्रस्तुरीयं परमक्षरमिति । तत्र पादानां स्वरूपं चोक्त्वा स आदित्यः स विष्णुश्चेश्वरश्च स पुरुषः स प्राणः स जीवः सोऽग्निः स ईश्वरः स जाग्रदित्यनेन त्रिभ्यस्तुरीयस्योत्कर्षमप्युक्त्वा ततोऽप्युत्कर्षाय चतुष्पाद्मात्रात्मकतावारणाय चाग्रे पठ्यते तेषां मध्ये यत्परं विभाति स्वयममनस्कमश्रोत्रमपाणिपादं ज्योतिर्विवर्जितं न तत्र लोका नलोका देवा नदेवा वेदा नवेदा यज्ञा नयज्ञा माता नमाता पिता नपिता स्नुषा नस्नुषा चाण्डालो नचाण्डालः पौल्कसो नपौल्कसः श्रमणो नश्रमणः पशवो नपशवस्तापसो नतापस इत्येकमेव परं ब्रह्म विभाति हृद्याकाशं यस्मिन्निदं सञ्चरति विचरति यस्मिन्निदं सर्वमोतप्रोतं सं विभोः प्रजाः सत्यपरं न तत्र देवा ऋषयः पितर ईशते प्रतिबुद्धः सर्वविदितीति । अत्र तेषां प्रोक्तानां चतुर्णां पादानां मध्ये यत्परं ब्रह्म विभातीति ब्रह्मणश्चतुर्षु ब्रह्मादिषु पादेष्वनुस्यूतत्वमुक्त्वा तत्स्वरूपमाह स्वयमित्यारभ्य विवर्जितं नेत्यन्तेन । अत्रामनस्केत्यन्तपदैरिन्द्रियशरीरनिषेधोत्तर विवर्जितं नेत्यनेन मन आदिराहित्यनिषेधमुखेन तेषां प्रतिप्रसवात्परब्रह्मण्यप्राकृताकारो बोधितः । तथा च यथास्मदादिषु सजातीयविजातीयस्वगतद्वैत तथा न ब्रह्मणि, किन्तु तत्कार्यं स्वयमेव करोतीति त्रिविधद्वैतवर्जित स्वयमेव सर्वाकारमित्यर्थः । न 'चापाणिपादो जवनो ग्रहीता'-इतिश्रुत्युक्ततत्कार्यकर्तृत्वमस्तु न तु तत्तद्रूपतापीति वाच्यं, प्रतिप्रसवव्याकोपात् । न च श्रुत्यन्तरविरोधः, 'चक्षुषश्चक्षुः श्रोत्रस्य श्रोत्र'मित्यादिश्रुत्यन्तरानुरोधात्तच्छ्रुतावपि कार्यद्वारा प्राकृतत्वसमर्पणे बाधकाभावात् । अत एव परिच्छिन्न-

यातीतत्वासिद्धेः श्रौतेऽर्थे दृष्टविरोधस्याकिञ्चित्करत्वात् । न च ज्योतिर्वर्जितमित्येक पद, तथासति तन्मानमतिमसवेऽपि ज्योतिःसाहित्यस्य द्वैतापादकत्वेन ज्योतीरूपमित्येवार्थो ग्राह्यः, तदाप्युत्तरवाक्यस्वारस्यात्सर्वाकारत्वस्यैव सिद्धेर्व्याख्यानक्लेशमात्रपर्यवसानात् । पदभेदपक्षस्यैव ज्यायस्त्वात् । अत एवोत्तरवाक्ये 'लोका नलोका' इत्यादिनोपलक्षणविधया लोकाद्यनुवादपूर्वकं लोकादीन्निषिध्य 'इत्येकमेव परं ब्रह्म विभाती'तिशब्देनोक्तप्रकारवाचिना एकस्यैव परब्रह्मणस्तद्रूपेण विभावनं वदति । यदि सर्वाभावमभिप्रेयात् न लोकादीननुवदेत् । निषेधप्रतियोगिवाचकपदाभ्यामेव चारितार्थ्यात् । इतिशब्दस्य हेत्वर्थकत्वेऽप्यनुवादकबलादुक्तार्थस्य पारिशेष्यादेव सिद्धेरप्रत्यूहत्वात् । नञः पर्युदासार्थत्वे तु प्रकारवाचित्वमेवेतिशब्दस्य सिध्यतीति पूर्वोक्तस्यैवार्थस्य तेनापि सिद्धिः । एवं तत्स्वरूपमुक्त्वा तस्यैवान्तर्यामित्वमग्रे वक्तुमुपासनादावभिव्यक्तिं चाभिप्रेत्य तस्य स्थानमाह हृद्याकाश इत्यादि । आधारस्वरूपमाह तत्सुषिरावकाशमिति । कार्यमाह यस्मिन्निदं सञ्चरतीत्यादि यस्मिन्निदं सर्वमित्यादि च । तथा च यत्सर्वस्य कारण यत्र विभोः स्वस्यैव प्रजा अपरब्रह्मरूपा विभुनियम्याः सन्तीति सर्वप्रकारेणाधार तदित्यर्थः । एव सन्दर्भेण विरुद्धधर्माश्रयत्वेन महामहिमवत्त्वं समर्थितम् । एवं ज्ञातुरप्युत्कर्षमाह न तत्र देवा इत्यादिना । एवं नारायणकृतटीकानुरोधिनः प्रसिद्धपाठस्यार्थ उक्तः । शङ्करानन्दकृतव्याख्यायां तु तुरीयमक्षरं स आदित्यो ब्रह्मा विष्णुश्चेश्वरश्च स्वयममनस्कमश्रोत्रमपाणिपादं ज्योतिर्विदितं यत्र लोका नलोका इत्यादि पूर्ववदुक्त्वा एकमेव तत्परं ब्रह्म विभाति निर्वाणं न तत्र देवा ऋषयः पितर ईशते प्रतिबुद्धः सर्वविद्येति पाठः । तदापीश्वरश्चेत्यन्तेन शबलं तौरीयं रूप निरूप्याग्रे स्वयमित्यादिना विभातीत्यन्तेन चतुष्पादस्य ब्रह्मणः स्वरूपमस्मद्व्याख्यानरीतिकमेव सिध्यति । यद्यपि वर्जितं नेत्यत्र विदितमितिपठितं, तथापि कथ विदितमित्याकाङ्क्षायां यत्र लोका नलोका इत्याद्युत्तरं वाक्यमेवान्वेतीति पूर्वोक्त एवार्थो यतः । यत्तु ज्योतिः प्रकाशस्वभावं, विदितं स्वयम्प्रकाशमानमिति तेन व्याख्यात तदसङ्गतम् । ज्योतिःपदेनैवार्थादेव स्वयम्प्रकाशमानत्वसिद्धेरन्यतरवैयर्थ्यपौनरुक्त्ययोरापत्तेः । एवमप्यनुवादकपदेभ्योऽन्वय सङ्ग्राहकतत्पदाचोक्तरीतिः कार्यप्रतिरोधात् । बाधकाभावे तत्पदस्य सन्निहितपरामर्शिताया एवौचित्यात् । अन्यथा वैयर्थ्यापाताच्च । तस्मादुक्तार्थो निष्प्रत्यूहः । एवं सति न तत्र देवा इत्यादिनोक्तमनन्येश्वरत्वमपि निर्व्याजं

तत्रैव पर्यवस्यति । तथा एको देव इत्यादिमन्त्रेणान्तर्यामित्वं सर्वकर्मफलदातृत्वमपि तस्यैव । साक्षी चेता केवलो निर्गुणश्चेति निर्गुणपदात् । तदग्रे एको मनीषी निष्क्रियाणां बहूनामेकं सन्तं बहुधा यः करोति तमात्मानं येऽनुपश्यन्ति धीरास्तेषां शान्तिः शाश्वती नेतरेषामिति- पूर्णज्ञानक्रियाशक्तिमत्त्वे एकस्यापि तुरीयस्यावस्थात्रयत्वेन बहुधाकरणं चोक्त्वा तस्यानुग्रहेणात्मनि तद्दर्शने शाश्वतशान्तिरूपं फलमपि तत एवोक्तं भवति । तदग्रे जीवस्यावस्थात्रये स्थानभेदो मूर्द्धन्यैवैक्यमित्यपि योगिनां तत्रैक्यानुभावायोक्त्वा यतो वाच इति मन्त्रेण तादृशानन्दमाप्यत्वेन जीवस्य सम्बन्धित्वं वदन् ज्ञातुर्मुक्तिरपि तद्ध्यानेनैवोक्तेति ब्रह्मोपनिषदर्थसङ्ग्रहः समाप्तः ॥

---

## મનુષ્યનું કર્તવ્ય અને ધર્મજિજ્ઞાસા.

( અનુસંધાન વર્ષ ૨ જુ પૃષ્ઠ ૧૯૯ )

**ગોવિંદભટ્ટ**—નહિ જ, માતાપુત્રના અને ભાઈબેનના પ્રેમમા શૃંગાર-સંભોગને સ્થાન નથી

**પ્રો. ફેરજજ**—તેમ જ પ્રભુભક્તિમા પણ શૃંગારને-કામને સ્થાન નથી, એમ હુ માનુ છુ ભક્તનો પ્રભુ ઉપરનો પ્રેમ માતાપુત્ર તથા ભાઈબેનના પ્રેમ જેવો જ નિર્મલ અને તેથી પણ વધારે ઉચ્ચ પ્રકારનો હોવો જોઈએ વસ્તુત શૃંગાર-કામ સ્વત દોષિત છે, દોષથી જ એનો જન્મ છે, અને પ્રભુભક્તિની સાથે તેની સગતિ ભક્તિને કલુષિત કરે છે, એમ મારૂ માનવુ છે જેમ ભાઈ બેનનો પ્રેમ પવિત્ર છે, માતાપુત્રનો પ્રેમ પવિત્ર છે, અને તેમા કામના અકુર બિલકુલ નથી, તેટલો જ નિર્મલ, નિષ્કામ અને તેથી પણ વિશેષ પવિત્ર પ્રભુ ઉપરનો પ્રેમ હોવો જોઈએ દોષિત કામનો-શૃગારનો-અકુર એ પ્રેમમા અસ્થાને છે

કુસુમ મુગી મુગી બેસી રહી હતી, અને આ મડલની વાતચિત ધ્યાન વગર, રસ વગર, સાભળતી હતી, એને તેમા બહુ સમજ પડતી ન હતી પ્રો ફેરજજ બોલી રહ્યો કે એના મનમાં કાણ જાણે શુએ થઈ આવ્યુ, અને પ્રો ફેરજજને સસ્મિત વદને પૂછ્યુ "તમે પ્રભુને ઓળખો છો? તમે પ્રભુના દર્શન કર્યાં છે?"

પ્રો ફેરજજે આ પ્રશ્ન સાભળી, કુસુમના સુન્દર અને નિર્મલ વદન તરફ સાનદાશ્ચર્યથી જોયું, અને વહાલથી બોલ્યો "ના, બેન!"

**કુસુમ**—ત્યારે પ્રભુને શુ ગમે છે ને શુ નહિ, તેની તમને શુ ખબર? બાપુજી તો રોજ પ્રભુની સેવા કરે છે, અને જાણે છે તે કહે છે, તે તમે કેમ માનતા નથી?

પ્રો ફેરજજે તેના સુદર, ઉંચા કરેલા મુખારવિંદ તરફ જોયું તે તેનો કોમળ ઉપાલભ સમજ્યો, હસ્યો અને બોલ્યો "બેન, તારા જેટલી શ્રદ્ધા પ્રભુએ મને આપી નથી!"

**કુસુમ**—તમારી આખમાં પ્રભુ છે જ ક્યાં કે પ્રભુ તમને શ્રદ્ધા આપે?

કુસુમની આ નિખાલસ ખરેખરી હતી, પ્રો ફેરજજ તે સમજ્યો, પણ કશોપણ ઉત્તર આપી શક્યો નહિ,

જ્યારે કુસુમ પ્રશ્ન કરતી હતી, ત્યારે સર્વમડળી ઉત્સાહથી તેના તરફ જોતી હતી ગાર્ગીએ આનદથી કુસુમને પોતાના ખોળામા લીધી, તેની કોમલ ડોક ઉંચી કરી, સુદર વદનપર એક કોટિ કરી, અને કુસુમના જ પ્રશ્ન ચાલુ રાખતી હોય તેમ પોતાના પવિત્ર, પ્રભાવશાલી વદનથી પ્રો ફેરજજને પૂછ્યુ "માતાપુત્રનો, ભાઇબેનનો પ્રેમ તમે કર્તવ્ય માનો છો? તે દોષિત નથી?

**પ્રો. ફેરજજ** (હસીને)—એ પ્રેમમાં શુ દોષ હોય? નથી જ માટે જ એ પ્રેમ હુ કર્તવ્ય અને પવિત્ર માનુ છુ

**ગાર્ગી** (હસીને)—અને પતિપત્નીના પ્રેમને દોષિત, અકર્તવ્ય અને અપવિત્ર માનો છો?

**પ્રો. ફેરજજ**—હા, કેમકે એમા દોષિત કામના અકુર છે

**ગાર્ગી** (હસીને)—દોષિત કામનો પ્રશ્ન પછી લઇશુ પણ માતાપુત્રનો અને ભાઇબેનનો પ્રેમ વસ્તુત અકર્તવ્ય વા દોષિત નથી?

**પ્રો ફેરજજ**—(આશ્ચર્યથી ભ્રુકુટિ ઉંચી કરીને)—માતાપુત્રનો ભાઇબેનનો પ્રેમ દોષિત? તમે તો નવાઇની વાત કરો છો!

**ગાર્ગી**—શુદ્ધ જ્ઞાનમા એ પ્રેમ બાધક નથી?

**પ્રો ફેરજજ**—શુદ્ધ પ્રેમને હુ જ્ઞાનનો બાધક માનતો નથી, પણ સહાયક માનુ છુ

**ગાર્ગી**—જ્ઞાન શું તે કહેશો?

**પ્રો ફેરજજ**—(વિચાર કરીને) આપના પ્રશ્નનો ભાવાર્થ હુ સમજી શકતો નથી

**ગાર્ગી**—કોઇ પણ મનુષ્યને જ્ઞાન થયુ ક્યારે કહેવાય? એ મારો પ્રશ્ન છે

**પ્રો ફેરજજ**—હુ સમજી શકતો નથી, મને જ્ઞાન થયુ નથી, હુ કહી શકતો નથી

**ગાર્ગી**—(કુસુમને ખોળામા બે હાથે દાબીને)—બેન, જ્ઞાન થયુ ક્યારે કહેવાય તેના લક્ષણ કહી જા.

...નંદથી મુખથી ગાવા માંડ્યું—

अमानित्वमदंभित्वमहिंसा क्षांतिरार्जवम् ।
आचार्योपासनं शौचं स्थैर्यमात्मविनिग्रहः ॥
इन्द्रियार्थेषु वैराग्यमनहंकार एव च ।
जन्ममृत्युजराव्याधिदुःखदोषानुदर्शनम् ॥
असक्तिरनभिष्वङ्गः पुत्रदारगृहादिषु ।
नित्यं च समचित्तत्वमिष्टानिष्टोपपत्तिषु ॥
मयि चानन्ययोगेन भक्तिरव्यभिचारिणी ।
विविक्तदेशसेवित्वमरतिर्जनसंसदि ॥
अध्यात्मज्ञाननित्यत्वं तत्त्वज्ञानार्थदर्शनम् ।
एतज्ज्ञानमिति प्रोक्तमज्ञानं यदतोऽन्यथा ॥

गीता १३।७–११.

**અર્થ**—અમાનિપણુ, અદંભિપણુ, અહિંસા, ક્ષમા, સરલતા, આચાર્યોપાસના, શુદ્ધિ, સ્થિરતા, ઇંદ્રિયોનો આત્મામાં નિગ્રહ, ઇંદ્રિયોના વિષય તરફ વૈરાગ્ય, અનહંકાર, જન્મ મૃત્યુ વૃદ્ધાવસ્થા વ્યાધિ વગેરે દુ:ખોના દોષનો અનુભવ, પુત્ર દાર ગૃહ વગેરેમા અનાસક્તિ અને તેમનો અસંગ, ઇષ્ટ અને અનિષ્ટ પદાર્થોની પ્રાપ્તિમા સર્વદા સમચિત્તતા, પ્રભુને વિષે અનન્ય અસ્ખલિત ભક્તિ, એકાંત દેશનુ સેવન, જનસમૂહ પર અપ્રીતિ, અધ્યાત્મજ્ઞાનમા નિરંતર નિષ્ઠા, તત્ત્વજ્ઞાનના અર્થનુ દર્શન,–આ જ્ઞાન કહેલું છે, એનાથી જે જે વિરુદ્ધ તે અજ્ઞાન

"एतज्ज्ञानम्" એ શબ્દો કુસુમ ભાર દઇને બોલી, અને તેણે પ્રો. ફેરજજ સામુ જોયુ પ્રો. ફેરજજે ગીતાની આ સુંદર પંક્તિઓ કાંઈ આજે જ પહેલ વહેલી સાભલી ન હતી, સેંકડોવાર પોતે વાચી હતી, અને મોટી મોટી ટીકાઓ પણ જોઇ હતી, પણ જ્યારે આમાના એકેક શબ્દ એણે કુસુમના કોમલ કંઠમાથી નીકલતા સાભલ્યા ત્યારે એના મગજપર નવીન અસર થઇ असक्तिरनभिष्वंग पुत्रदारगृहादिषु એ સાભલતા વાર જ એના હૃદયમા નિશ્ચય થયો કે માતાપુત્રનો, ભાઇબેનનો પણ પ્રેમ પોતે ધારતો હતો તેમ કર્તવ્ય નથી, એ તો અજ્ઞાન છે, અને એ આસક્તિ અને સંગ શુદ્ધજ્ઞાનથી વિરુદ્ધ છે, અજ્ઞાન છે मयि चानन्ययोगेन भक्तिरव्यभिचारिणी એ સાભલતા જ પોતે માત્ર શાબ્દ પંડિત છે, કુસુમના કહેવા પ્રમાણે એને પ્રભુના દર્શન થયા જ નથી, એમ પણ એના હૃદયની ખાત્રી થઇ. તત્ત્વજ્ઞાનના પુસ્તકોના ઘણા વર્ષોના લાબા અભ્યાસ પછી પોતે માત્ર કોઇક શબ્દજ્ઞાન સિવાય બીજુ કશુ જ મેલવ્યુ નથી, એમ એને પ્રતીત થયુ જ્યા સુધી અંતરની સર્વે શંકાનો નિરાસ ન થાય ત્યાંસુધી ખરુ જ્ઞાન મલવુ મુશ્કેલ છે એ એણે અનુભવ્યુ. પોતાનો સર્વ અહંકાર છોડી દઇ નિરભિમાનથી મનમા ઉદ્ભવતી શંકા સેજ પણ સતાડ્યા વગર તે બોલ્યો—"પુત્ર, દાર વગેરે પર પ્રેમ અકર્તવ્ય છે એમ શાસ્ત્રાજ્ઞા છે, પણ એ પ્રેમ કેમ અકર્તવ્ય છે તે હું સમજી શકતો નથી જો એ જ્ઞાનમા બાધક હોય તો પ્રભુ પુત્ર, દાર વગેરે આપે છે શુ કરવા?

**ગાર્ગી**—પુત્ર, દાર, ગૃહાદિ વસ્તુત શુ છે? જ્ઞાનીને મન શુ હોવા જોઈએ?

**પ્રો. ફેરજજ**—તે સર્વ બ્રહ્મ છે, सर्वं खल्विदं ब्रह्म.

**ગાર્ગી**—તો બ્રહ્મસ્વરૂપને અન્યથા માનવુ, અને તેની સાથે પુત્ર, દાર વગેરે અજ્ઞાનમૂલક પ્રેમ આસક્તિ કરવા, અને પ્રભુને—હૃદયમા સર્વદા બિરાજતા પ્રભુને ભૂલી જવા એ અજ્ઞાન નહિ? એવી પ્રેમાસક્તિનો નિષેધ કરવો ઉચિત નથી?

પ્રો ફેરજજે પોતાની ભૂલ સ્વીકારી, તો પણ તેની શંકાનો નિરાસ થયો નહિ અને શુદ્ધ મનથી, સરલતાથી બોલ્યો "ત્યારે આપ પતિને પતિ માનતા નથી?" આ પ્રશ્ન કરી ગાર્ગી અને ગોવિંદભટ્ટના પ્રભાવશાલી વદનો તરફ ઉત્સુકતાથી જોવા લાગ્યો

ગાર્ગી હસી પડી, પ્રો. ફેરજજની સરલતાથી આનંદ પામી, અને બોલી "આપણા સર્વેના શરીર પ્રભુના મંદિર છે, તેના અંતરગસ્થાનમા હૃદયમાં પ્રભુ સર્વદા બિરાજે છે, તેની પવિત્ર સેવામા નિત્ય તત્પર રહેવુ, અનન્ય ચિત્તથી તે પ્રભુમાં પ્રેમ–આસક્તિ કરવી, અને માતાપુત્રે, ભાઇબેને, પતિપત્નીએ એકેકને પ્રભુસેવામા પ્રભુની આજ્ઞા પાલવામા સહાય કરવી એ કર્તવ્ય છે, નહિ કે એકેકના શરીરઉપર મિથ્યા મોહ કરી, વિષયાસક્ત થઈ પતિત થવુ. માતાએ પુત્રના શરીર ઉપર પ્રેમ-આસક્તિ રાખવી એ મોહ છે, બેને ભાઇના શરીરપર પ્રેમ–આસક્તિ રાખવી એપણ મોહ છે, અને પત્નીએ પતિના શરીર ઉપર આસક્તિ રાખવી એ પણ મોહ છે, એ સર્વે જ અજ્ઞાનમૂલક છે."

પ્રો ફેરજજ છેક ઝખવાણો પડી ગયો. ગાર્ગીનુ દિવ્ય, તેજસ્વી, સુંદર, પવિત્રવદન અને તેના તીક્ષ્ણ સર્વદર્શી તત્ત્વસ્પર્શી હૃદયભેદક ભવ્ય ચક્ષુની અસરથી તે ચકિત થઈ ગયો, ગાર્ગીના સુંદર પણ

કેમન ઉપાલમ્ભગર્ભિત શબ્દો તેના હૃદયમા તીરની માફક સોંસરા પેઠા, અને તેમણે તેના હૃદયના પાપને પકડીને ભેદ્યુ. માલસહિત પકડાયલો ચોર આમ તેમ મિથ્યા ફાંફા મારે, તેમ પ્રો. ફેરજજ વ્હેબાકળો થઈ જોવા લાગ્યો એમ પાચ મિનિટ વીતી ગઈ, એટલામા ગોવિંદભટ્ટજી બોલ્યા—"હિંદુશાસ્ત્રમા લગ્ન વિષયવાસના તૃપ્ત કરવાનો કંટ્રાક્ટ નથી, પણ પતિપત્નીએ એકેકને સહાય થઈ ભગવદર્થે ધર્મક્રિયાઓ કરીને-પ્રભુસેવા કરીને-મોક્ષ મેલવવાનુ ઉત્તમ સાધન છે"

નિસ્તેજ વદનથી પ્રો ફેરજજે ઉચુ ગોવિંદભટ્ટ સામુ જોયુ તેના મનમા લગ્નસબધી પતિપત્નીના વાસ્તવ સબધ વિષે ઘણા પ્રશ્ન ઉઠ્યા, અને જે પાપી શકા એના મનમાં હતી તેનો સ્પષ્ટ ઉચ્ચાર કરતા એને બહુ વસમુ લાગ્યા છતા ધીમેધીમે બોલ્યો "પતિપત્ની ધર્મક્રિયા પ્રભુસેવા ભલે કરે, પણ-વસ્તુત-(ઘણે જ ધીમેથી)-વિષયવાસના-તૃપ્ત કરવી-એ-પતિપત્નીનો મુખ્ય આશય હોતો નથી? નહિ તો પુરુષને સ્ત્રીની અને સ્ત્રીને પુરુષની શી જરુર?"

ગોવિંદભટ્ટ—હિંદુધર્મ સતાનોત્પત્તિની મના કરતો નથી, પણ ગર્ભાધાન-વિધિ હિંદુશાસ્ત્રમા વિષયવાસનાની તૃપ્ત્યર્થ નથી, પણ ધર્માર્થ અથવા મોક્ષાર્થ છે વિષયવાસના તો સર્વથા ત્યાજ્ય જ, હેય જ છે

પ્રો ફેરજજ—ત્યારે વિષયવાસના સર્વદા મનુષ્યને હાનિકારક જ છે? તેમા કાઈ પણ ફાયદો નથી?

ગોવિંદભટ્ટ—એમા શુ શક? શમ દમ વગેરે ષટ્સપત્તિ ઉન્નતિકારક છે, વિષયવાસના અધોગતિને પહોચાડનાર છે જ્યા સુધી વિષયનો આવેશ દેહમા હોય ત્યા સુધી પ્રભુનો આવેશ થતો જ નથી विषयाक्रान्तदेहाना नावेश सर्वथा हरे એમ શ્રીમદ્વલ્લભાચાર્યજી સન્યાસનિર્ણયગ્રથમા આજ્ઞા કરે છે

પ્રો. ફેરજજ—ત્યારે પ્રભુએ સ્ત્રીરૂપ વિષય કર્યો જ શુ કરવા?

ગોવિંદભટ્ટ—સ્ત્રી સ્વત વિષય નથી, તે બ્રહ્મ છે, પ્રભુનુ મદિર છે માત્ર મનુષ્યના હૃદયમા સતાઈ રહેલી પાપી વાસના જ તેને વિષય કરે છે એ વાસના દુષ્ટ છે, સર્વથા ત્યાજ્ય છે જેમ મનુષ્યને પ્રભુએ સ્વસેવા માટે ઉત્પન્ન કર્યો છે, તેમ સ્ત્રીને પણ સ્વસેવા માટે જ ઉત્પન્ન કરી છે, તેમજ ઝાડ, ફલ, ફુલ, પશુ, પક્ષી સર્વે પ્રભુએ સ્વસેવાર્થ જ ઉત્પન્ન કર્યા છે. મનુષ્યે તેમા આસક્તિ કરીને ઉપભોગ કરવાનો નથી

ફેરજજ—ફલાદિ, ધાન્ય, વગેરે મનુષ્યને માટે ખાવાને પ્રભુએ ઉત્પન્ન કર્યા નથી? અને તે ખાવાને મુખ પણ આપ્યુ નથી?

ગોવિંદભટ્ટ—નહિ જ ફલ, ધાન્ય, પ્રભુએ પોતાની સેવા-લીલા-માટે ઉત્પન્ન કર્યા છે એમાની કોઈપણ વસ્તુનો મનુષ્ય મુખ-જીહ્વાને આધીન થઈને ઉપભોગ કરે છે તો તે પાપ કરે છે ते तु अत्ति अघ पापा ये पचत्यात्मकारणात् ॥ તમે ગીતાના બીજા ત્રીજા અધ્યાય ભૂલી ગયા લાગો છો, નહિ તો આવા પ્રશ્ન ન કરો

પ્રો. ફેરજજ—હુ ભૂલી ગયો નથી, પણ જ્યા સુધી એ શકાઓ હૃદયમાથી ખસતી નથી, ત્યા સુધી એ અધ્યાયોનુ હાર્દ મગજમા ઉતરતુ નથી-જો મનુષ્ય ફલ, ધાન્ય વગેરે ખાય નહિ, તો જીવાય કેમ?

ગોવિંદભટ્ટ (હસીને)—મનુષ્ય મરી શકે ખરો?

न जायते म्रियते वा कदाचित् ।
नायं भूत्वा भविता वा न भूयः ॥
अजो नित्यः शाश्वतोऽयं पुराणो ।
न हन्यते हन्यमाने शरीरे ॥

મનુષ્ય મરી જાય છે, એ ભય અજ્ઞાનીને છે, જ્ઞાનીને નથી—

**પ્રો. ફેરજજ**—ત્યારે પ્રભુએ મનુષ્યને મુખ શું કરવા આપ્યું ?

**ગોવિંદભટ્ટ**—પ્રભુના ગુણગાન કરવા માટે જ.

પ્રો. ફેરજજ વિચારમાં પડ્યો ગોવિંદભટ્ટ અને ગાર્ગી સામે આભારની દૃષ્ટિથી જોવા લાગ્યો. એના મનમાં એ બંને કોઈ અત્યુત્તમ કોટિના મનુષ્ય ભાસવા લાગ્યા વિષયવૃત્તિમાં પોતે તો માત્ર કામ જ ગણતો હતો, પણ આ બંને મહાત્મા તો ખાવું પીવું એ પણ વિષયવૃત્તિ-પશુવૃત્તિ ગણે છે, અને એમના આચરણ પણ એમના ઉચ્ચ વિચારને અનુકૂલ જ છે, એમ એમના પ્રસંગથી એની ખાત્રી થઈ ગઈ એ દૈવી જીવો અલૌકિક છે, લોકોત્તર છે, એમ એનું હૃદય સમજ્યું, અને આભારથી એ બંને મહાત્માઓ આગલ નમ્યું ગોવિંદભટ્ટજીએ કૃપા કરીને આગલ ચલાવ્યું, "વસ્તુત પ્રભુએ પોતાની આત્મામાંથી રમણાર્થે આ સૃષ્ટિ સર્જી દરેક મનુષ્યના હૃદયમાં પોતે બિરાજે છે અને પોતાની સેવાને માટે મનુષ્યને હાથ, પગ, ચક્ષુ, કર્ણ વગેરે સર્વ ઇંદ્રિયો આપી છે પ્રભુ-સેવા ન કરતા એ ઇંદ્રિયો સ્વત પ્રભુની વસ્તુઓની ચોરી કરી આપણને પ્રભુથી વિમુખ ન કરે એની મનુષ્યે ખાસ સંભાલ લેવાની છે

यततो ह्यपि कौंतेय पुरुषस्य विपश्चितः
इंद्रियाणि प्रमाथीनि हरंति प्रसभं मन. ॥ २ ॥ ६० ॥

**અર્થ**—હે કૌંતેય, વિદ્વાન્ પુરુષ યત્ન કરે છે તે છતાં બલવાન્ વેગવાન્ ઇંદ્રિયો તેનું મન એકદમ હરણ કરે છે (પ્રભુથી વિભિન્ન કરે છે)

तानि सर्वाणि संयम्य युक्त आसीत मत्परः ।
वशे हि यस्येंद्रियाणि तस्य प्रज्ञा प्रतिष्ठिता ॥ २ ॥ ६१ ॥

**અર્થ**—તે સર્વ ઇંદ્રિયોનો સંયમ કરીને, મારું ધ્યાન કરીને, ચિત્ત મારામાં યોજીને બેસવું જેની ઇંદ્રિયો વશ છે, તેની બુદ્ધિ સ્થિર છે.

જે મુખ પ્રભુનાં ગુણગાન કરતું નથી, તે પાપી છે, અને પ્રભુપ્રસાદી ન લેતાં પ્રભુની વસ્તુ સ્વત ખાઇ જાય છે તો તે વિશેષ પાપ કરે છે

જે ચક્ષુ પ્રભુના દર્શન કરતા નથી, અને સુંદર દૃશ્ય ચીજો હૃદયસ્થ પ્રભુને અર્પણ ન કરતા સ્વત ઉપભોગ કરે છે તો વિશેષ પાપ કરે છે

જે કર્ણ પ્રભુના કીર્તન શ્રવણ કરતા નથી, તે પાપી છે, અને સુંદર શ્રાવ્ય વસ્તુ હૃદયસ્થ પ્રભુને અર્પણ ન કરતા સ્વત ઉપભોગ કરે છે તો વિશેષ પાપ કરે છે એ પ્રમાણે સર્વ ઇંદ્રિયોનું સમજવું. એક પણ ઇંદ્રિય બગાવત વરા ન હોય, તો પુંડલ ઘોવાટ મચાવી મુકે છે, ને હૃદયમાં બિરાજતા પ્રભુથી વિખુટા પાડી દે છે. માટે સર્વ ઇંદ્રિયોનો સંયમ કરીને બાહ્ય વસ્તુથી-વિષયથી વિરક્ત રહીને તેમને પ્રભુ સેવામાં યોજવી એ એક મોટું કર્તવ્ય છે "

પ્રો ફેરજજના મો આગલ નવી સૃષ્ટિ ખડી થઈ અજો નિત્ય વગેરે શબ્દ સાભળતાં જ તેની ખાત્રી થઈ હતી કે નિત્ય જીવને ખાવાને માટે પ્રભુ મુખ આપે એ વાસ્તવિક નથી, ખાવુ એ આવશ્યક નથી, પણ સદાસર્વદા પ્રભુના ગુણગાન કરવા એ જ વસ્તુત કર્તવ્ય છે તેમ જ ચક્ષુ પ્રભુના દર્શન માટે જ છે એમા પણ એનો સશય ટળ્યો તે વિચાર કરવા લાગ્યો "ચક્ષુને પ્રભુ કરતા બીજી કયી વધારે સુદર વસ્તુ મલશે? હસ્ત ચરણ વગેરેનો પણ પ્રભુસેવા કરતા બીજો કયો સદુપયોગ થઈ શકે? વળી સર્વથી નિકટ, અતરંગ, હૃદયસ્થિત આત્માના આત્મા પ્રભુ જ છે તેને મુકી ભટકવામા શો ફાયદો?" અંતે તે બોલ્યો—

**પ્રો. ફેરજજ**—માતાપુત્રનો ભાઈબેનનો, પ્રેમ વસ્તુત અજ્ઞાનમૂલક છે, અને દોષિત છે એ હુ બરાબર સમજ્યો મનુષ્યે પોતાનુ મન અને સર્વે ઇંદ્રિયો બાહ્ય વસ્તુઓમા જતા અટકાવીને તોફાન શાત કરીને પ્રભુસેવામા યોજવાના છે એ પણ હુ સમજ્યો હવે કૃપા કરી ભક્તિશૃગારનુ રહસ્ય શું છે તે સમજાવશો?

**ગોવિંદભટ્ટ**—હજુ તમને શૃગાર ભક્તિનો બાધક લાગે છે?

**પ્રો. ફેરજજ**—હા

**ગોવિંદભટ્ટ**—આશ્ચર્ય!

**ગાર્ગી**—(હસીને) હુ એમની શકાનુ નિવારણ કરીશ (પ્રો ફેરજજને) વર્ષની ૭ ઋતુ હિંદુ-શાસ્ત્રમા કહી છે તે આપને ખબર હશે

**પ્રો. ફેરજજ**—હા

**ગાર્ગી**—તેમાની શિશિરઋતુ વનસ્પતિના પાદડા ખેરવી નાખે છે, તેમને વૃદ્ધ કરી મૃતપ્રાય કરી નાખે છે, નહિ વારૂ?

**પ્રો. ફેરજજ**—હા

**ગાર્ગી**—ત્યારે એ સર્વનો સહાર કરનાર ઋતુ દોષિત પાપી નથી?

**પ્રો. ફેરજજ**—એ તો એનો સ્વભાવ છે, એમા દોષ શુ?

**ગાર્ગી**— ગ્રીષ્મ સર્વ સૃષ્ટિને અસહ્ય તાપથી બાળે છે, તે પણ સ્વત દોષિત નથી?

**પ્રો. ફેરજજ**—મને તો એ સર્વે તે તે ઋતુના સ્વભાવ લાગે છે, એમા પાપ શુ?

**ગાર્ગી**—વસંત વસ્તુમાત્રને નવયૌવન આપી, જીવનના નવા અકુર મુકી, શૃંગાર સજાવી, કામસિંચન કરી, નવા પત્ર, નવા પુલ, નવી સુદરતા અર્પે છે, તે સ્વત કામથી દોષિત નથી?

**પ્રો. ફેરજજ**—એ વસતનો સ્વભાવ છે, એમા કાંઈ દોષ નથી

**ગાર્ગી**—તેમ જ મનુષ્યની બાલ્ય, યૌવન અને વૃદ્ધાવસ્થા સ્વાભાવિક નથી?

**પ્રો. ફેરજજ**—અલબત, તે સ્વાભાવિક છે, એમા સ્વત કાઇ દોષ નથી.

**ગાર્ગી**—તેમા વૃદ્ધાવસ્થામા ઇંદ્રિયનિગ્રહ સુગમ છે, નહિ વારૂ?

**પ્રો. ફેરજજ**—હાસ્તો નિર્બલ ઇંદ્રિયોનો નિગ્રહ સુગમ હોય જ

**ગાર્ગી**—અને યુવાવસ્થામા ઇંદ્રિયો ઘણી જ વધારે બલવાન્ હોય છે, નહિ?

**પ્રો ફેરજજ**—હા. એ અવસ્થામા ઇંદ્રિયનિગ્રહ બહુ વિકટ છે, પણ તે કરવો આવશ્યક છે

**ગાર્ગી**—અને એ બલવાન્ ઇંદ્રિયોનો સયમ કરી, તેને પ્રભુ અભિમુખ કરી પ્રભુના વિનિયોગમાં યોજવી જોઇએ, નહિ વારૂ?

**પ્રો ફેરજજ**—અવસ્ય.

ગાર્ગી—પણ યૌવન જે મનુષ્યમા નવીન જીવન, નવીન હાવ ભાવ, નવી સુદરતા, નવી સૃષ્ટિ, નવો શૃંગાર, નવો કામ ઉત્પન્ન કરે છે, તે સ્વત દોષિત નથી?

પ્રો ફેરજજ—ના, તે તો યૌવનનો સ્વભાવ છે, યૌવનની સ્વાભાવિક સુદરતા છે.

ગાર્ગી—ત્યારે શૃગાર-કામ-સ્વત જન્મથી જ દોષિત નથી?

પ્રો ફેરજજ—ના!

આ ઉત્તરની સાથે પ્રો ફેરજજના હૃદયની સર્વે મલિનતા નાશ પામી અને તેની શકાનુ તેને સતોષકારક સમાધાન થઇ ગયુ

ગાર્ગી—(હાસીને) તે યૌવનની સ્વાભાવિક સુદરતા છે?!

પ્રો ફેરજજ—હા!

ગાર્ગી—વળી મનુષ્યનો જીવાત્મા વૃદ્ધ થાય છે?

પ્રો ફેરજજ—ના, તે નિત્ય અને સદાસર્વદા સર્વગુણ, સર્વબલસપન્ન હોય છે

ગાર્ગી—ત્યારે એ સર્વગુણસપન્ન સુંદર જીવાત્મા, એ યૌવન, એની સ્વાભાવિક સુદરતા, એને શૃગાર, એની બલવાન્ ઇંદ્રિયો એ સર્વેનુ મનુષ્યે શુ કરવુ ઉચિત છે?

પ્રો ફેરજજ—જેમ ઉપર કહ્યુ તેમ બહારની સર્વે વસ્તુમાથી સર્વે વિષયોમાથી સપૂર્ણ રીતે સયમ કરીને હૃદયસ્થ પ્રભુના વિનિયોગમા યોજવા એ જ કર્તવ્ય છે, પણ તે અત્યત કઠિન છે, કોઈ વિરલ મનુષ્ય જ કરી શકે

ગાર્ગી—ત્યારે એવી રીતે પોતાનો સર્વગુણસપન્ન જીવાત્મા, યૌવન, તેની સ્વાભાવિક સુદરતા, શૃગાર અને બલવાન્ ઇંદ્રિયો જે મનુષ્ય બાહ્ય સર્વે વસ્તુ-વિષયને તૃણવત્ ગણી, શુદ્ધ અત કરણથી પૂર્ણસયમસહિત સપૂર્ણ નિરોધથી માત્ર હૃદયસ્થ જ નહિ પરતુ બહિ પણ પ્રકટ સાક્ષાત્ પ્રભુના વિનિયોગમા લઇ શકે તે ઉત્તમ અને પૂજ્ય નહિ?

પ્રો ફેરજજ—(આહ્લાદિત હૃદયથી) બેશક ઉત્તમોત્તમ, પરમ પૂજ્ય!

ગાર્ગી—એવાં મનુષ્યો તમે જોયા-સાભળ્યા છે?

પ્રો ફેરજજ—(આનદાશ્રુસહિત) મીરા-ગોપિકાઓ!

ગાર્ગી—ગોપિકાઓ સુદર હતા, યુવાન્ હતા, અને અત કરણથી સસારના સર્વ વિષયોનો સપૂર્ણ ત્યાગ કરીને, સર્વાત્મભાવથી, ઉત્કટ આર્તિથી, હૃદયસ્થ બહિ પ્રકટ પ્રભુપાસે, રસમાત્રના શૃગ અગ્રગણ્ય શૃંગારરસના અધિષ્ઠાતા કૃષ્ણ પાસે જઇ શકી, પોતાના સુદર જીવાત્માને લઇ જઈ શકી-અરે! ત્વરાથી અસ્તવ્યસ્ત વસ્ત્રાલકાર સહિત દોડી ગઈ, અને તે સુદર, યુવાન, નિષ્કલકિત સપૂર્ણ રીતે ઇંદ્રિયના નિરોધવાલી, સર્વાત્મભાવવાલી વ્રજસીમતિનીઓનો તે હૃદયસ્થ બહિ પ્રકટ સુંદર, રસમય, કોટિકન્દર્પલાવણ્યમય પ્રભુએ અગીકાર કર્યો, અને તે આત્મારામ, ઉર્ધ્વરેતસ રસમય પ્રભુએ તે સયમી, સર્વાત્મભાવવાન્ સુદર ભક્તો સહિત નિર્મલ, પવિત્ર, સ્વરૂપભોગ-રસભોગ કર્યો, અને ત્રૈલોક્યને પવિત્ર કરનાર, સહસ્રકામદેવના સમૂહને ઝંખવાણા કરી નાખે એવો રાસ રચ્યો, એ રાસની બલિહારી, સુંદરતા નિર્મલતા, પવિત્રતા, રસમયતાનુ કાઇક ભાન તમને થાય છે?

જેમ સામાન્ય મનુષ્યો નાટકનો પડદો ખુલતા તેના પાત્રો, તેની સીનસીનરી વગેરેમા ઉત્સુકતાથી તલ્લીન થઇ જાય છે, જેમ પ્રભાતમા ઉચા પર્વતો ઉપર ફરનો કોઇક રસિક મનુષ્ય ઘડી ઘડીમાં નવીનતા

ધારણ કરતા સૃષ્ટિસૌંદર્યનુ પાન કરવામા તલ્લીન થઈ જાય છે, તેમ પવિત્ર થયલા હૃદયવાળો, ઉત્સુક થયલો, પ્રો ફેરજ્જ ગાર્ગીના મુખારવિંદમાથી ખરતા સુંદર શબ્દોની ગૂઢ રસિકતાનું પાન કરવામા તન્મય થઇ ગયો એના હૃદયનું અવરોધ રહેલુ આવરણ એકદમ ખુલી ગયું, અને એને રાસગ્ય પરમાત્માના, સુંદર વ્રજસીમન્તિનીઓના અને દિવ્ય રાસલીલાનાં દર્શન થયા એના પવિત્ર થયલા હૃદયમા સર્વ લીલા સૃષ્ટિ ખડી થઈ ગઈ, અને એનો અંતરાત્મા એ લીલાનું પાન કરવામાં લીન થઇ ગયો એ અલૌકિક દિવ્ય દર્શન કરતા એનો આત્મા ધરાયો નહિ, અને બાહ્ય સર્વ મંડળીનું સર્વ વસ્તુનુ અનુસંધાન ભૂલી તે અર્ધા કલાક સુધી અંતર્મુખ થઈ ધ્યાનસ્થ-સમાધિસ્થ થઈ બેસી રહ્યો.

× × × × × ×

આ પવિત્ર દર્શન પ્રો ફેરજ્જને એકલાને નહિ, પણ તે મડળીમાના સર્વેને થયા એક માત્ર વિચિત્રવીર્યને જ ન થયા, તો પણ તેના હૃદયમા ઘણા નવા નવા વિચારો આવ્યા, અને પવિત્રતાનો સુંદરતાનો જે લાભ એને આજે થયો, અને તેનાથી એના હૃદયમા પવિત્રતાનો જે પાસ બેઠો, તે કોઇ કાળે પણ ભુલાય એવો તો ન જ હતો.

અંતે ગાર્ગીએ પ્રો ફેરજ્જને પૂછ્યુ "હવે કાઇ તમારે પ્રષ્ટવ્ય છે?"

પ્રો ફેરજ્જના ચક્ષુમાથી આભારના અને આનંદના અશ્રુ પડ્યાં તેણે ગાર્ગી અને ગોવિંદભટ્ટને સાષ્ટાંગ પ્રણામ કર્યાં, અને કહ્યુ " મારી જીંદગી આજે તમે સફલ કરી, મને કૃતાર્થ કર્યો '

ગાર્ગી—એમા અમે કાઇ વિશેષ કર્યું નથી તમને જે કાઇ મળ્યુ તે તમારા આર્જવ સરલતાને લીધે જ છે

અપૂર્ણ

---

## ॥ श्रीहरिरायविरचितं श्रीनवनीतप्रियाष्टकम् ॥

अलकावृतलसदलिके विरचितकस्तूरिकातिलके ।
चपलयशोदाबाले शोभितमाले मतिर्मेऽस्तु ॥ १ ॥
मुखरितनूपुरचरणे कटिबद्धक्षुद्रघण्टिकावरणे[१] ।
द्वीपिकरजकृतभूषणभूषितहृदये मतिर्मेऽस्तु ॥ २ ॥
करधृतनवनवनीते हितकृतजननीविभीषिकाभीते ।
रतिमुद्वहताचेतो गोपीभिर्वश्यतां नीते ॥ ३ ॥
बालदशामतिमुग्धे चोरितदुग्धे व्रजाङ्गनाभवनात् ।
तदुपालम्भवचोभयविभ्रमनयने मतिर्मेऽस्तु ॥ ४ ॥
व्रजकर्दमलिप्ताङ्गे स्वरूपसुपमाजितानङ्गे ।
कृतनन्दाङ्गणरिङ्गणविविधविहारे मतिर्मेऽस्तु ॥ ५ ॥
करवरधृतलघुलकुटे विचित्रमायूरचन्द्रिकामुकुटे ।
नासागतमुक्तामणिजटितविभूषे मतिर्मेऽस्तु ॥ ६ ॥

---

१. 'क्षुद्रघण्टिकाभरणे' इत्यपि क्वचित्पाठः ।

अभिनन्दनकृतनृत्ये निरचितनिजगोपिकाकृत्ये ।
आनन्दितनिजभृत्ये प्रहसनमुदिते मतिर्मेऽस्तु ॥ ७ ॥
कामादपि कमनीये नमनीये ब्रह्मरुद्राद्यैः ।
निःसाधनभजनीये भावतनौ मे मतिर्भूयात् ॥ ८ ॥

## भावार्थ.

પ્રભુપ્રેમપરાયણ શ્રીહરિરાયચરણ આ અષ્ટકમા શ્રીનવનીતપ્રિય પ્રભુનુ બાલભાવનું અત્યંત રમણીય સ્વરૂપ અસરકારક રીતે વર્ણવે છે આ અષ્ટકના અનુસધાનથી સ્નબુદ્ધિ પ્રભુપ્રવણ થાય એ નિઃસશય જ છે

મારી મતિ ચતુર યશોદાબાલ શ્રીનવનીતપ્રિય પ્રભુમા (આસક્ત) થાઓ પ્રભુ કેવા છે ? પ્રભુના શ્રીમુખ ઉપર ગુ ચ્છા વળેલા કેશ વિંટાયલા હોવાથી જાણે શોભાયમાન ભ્રમરીઓ વિંટાયલી હોય ને શુ તેવુ શ્રીમુખ શોભે છે, વળી કસ્તૂરીનુ તિલક પણ સુંદર રીતે કરેલુ છે, અને સુંદર માલા પણ શ્રીકંઠમા શોભી રહી છે. ૧

વળી પ્રભુ કેવા છે ? પ્રભુના ચરણમા નૂપુર રણકાર કરી રહ્યા છે, અને કટિભાગમા નાજુક ઘુઘરીઓવાળુ આભરણ પણ શોભી રહ્યુ છે હૃદય પણ સિંહનખથી યુક્ત ભૂષણથી ભૂષિત છે એવા પ્રભુમા મારી મતિ થાઓ ૨.

શ્રીહસ્તમા તાજુ નવનીત ધારણ કરેલુ છે હિતકારક માતા તરફની બીકથી ભય પણ પામે છે, ફક્ત[1] શ્રીગોપીજનોને જ વશ થતા પ્રભુમા મારા અંતઃકરણની પ્રીતિ થાઓ. ૩

બાલકશા મતિવડે મુગ્ધ અને વ્રજયુવતિઓના ભવનમાંથી દુધને પણ ચોરી જનાર, વળી તેમના ઠપકાભરેલા વચનના ભયથી વિભ્રમયુક્ત નયનવાળા પ્રભુમા મારી બુદ્ધિ થાઓ, ૪.

શ્રીઅગે વ્રજના પકને લીપનાર, અને સ્વરૂપની શોભાથી કામદેવને પણ જીતનાર, અને શ્રીનદરાયજીના આગણામા આળોટવુ વગેરે વિવિધ વિહાર કરનાર પ્રભુમા મારી મતિ થાઓ ૫.

સુદર.શ્રીહસ્તમા નાની લકુટી ધારણ કરેલી છે શ્રીમસ્તક ઉપર ચિત્રવિચિત્ર મયુરચંદ્રિકામુકુટ પણ ઝલકી રહ્યો છે નાસિકા પર આવેલા મુક્તામણિયુક્ત શોભાવાળા એવા પ્રભુમા મારી મતિ થાઓ ૬.

હર્ષથી નૃત્ય કરનાર અને સ્વીય ગોપીજનોના કૃત્ય કરવામા તત્પર નિજ સેવકોને આનદયુક્ત કરનાર, સુદર હાસ્યવડે મુદિત એવા પ્રભુમા મારી મતિ થાઓ ૭

કામદેવથી પણ સુદર, બ્રહ્મા અને રુદ્ર વગેરેને પણ નમન કરવા યોગ્ય નિસાધનપુરુષોએ ભજવા યોગ્ય અને ભાવાત્મક શ્રીભગવાન્ પ્રભુમા મારી બુદ્ધિ થાઓ. ૮.

---

૧ શ્રી ગોપીજનને સ્ત્રીઓ માનનાર અને હીનાધિકારી ગણનાર અસ્વસ્થચિત્તવાલા જનો પોતાના બુદ્ધિજાડ્યને જ પ્રકટ કરે છે. વેદાન્તોક્ત પરમફલરૂપ પુરુષોત્તમ જેને પ્રાપ્ત હોઇ વશ વર્ત્તે છે તેવા શ્રીગોપીજન ઉત્તમ અધિકારી નથી એમ માનવુ એ અબુદ્ધિવિલાસ જ છે. પરમફલરૂપ પુરુષોત્તમ શ્રીગોપીજન વિના અન્યને પ્રાપ્ત નથી શ્રીપુરુષોત્તમરૂપ પરમફલને પ્રાપ્ત શ્રી ગોપીજન પ્રતિ ઉદ્ધવ તેમજ સાક્ષાત્ બ્રહ્માનું પણ એતાદૃશ માનવું છે.

वन्दे नन्दव्रजस्त्रीणां पादरेणुमभीक्ष्णशः

"શ્રીનદરાયજીના વ્રજની સ્ત્રીઓના ચરણારવિંદની રજ ને અભીક્ષ્ણશઃ હું(ઉદ્ધવ) વદન કરું છુ

न स्त्रियो व्रजसुन्दर्यः पुत्र ता श्रुतयः किल ।

नाहं शिवश्च शेषश्च श्रीश्च ताभिः समाः क्वचित्

હે પુત્ર શ્રીગોપીજન "સ્ત્રી" નથી, પરંતુ તે તો ખરે શ્રુતિ છે હું (બ્રહ્મા) શિવ શેષ અને લક્ષ્મી કોઇ ક્વચિત્ પણ તેમની સમાન નથી

## जपसमये स्वरूपध्यानम्.

एतादृशे तु पुलिने त्रिभङ्गललिताकृतिम् ॥
बर्हिपिच्छशिरोभूषं सरोजसदृशाननम् ॥ १२ ॥

**શ્લોકાર્થઃ**—આવા તટ ઉપર ત્રિભંગલલિત પ્રભુનું ધ્યાન કરવું જેમનું શિરોભૂષણ મયૂરપિચ્છ છે, અને કમલસરખું જેમનું મુખ છે એ શ્લોકાર્થ થયો.

**રહસ્ય**—આપ શ્રી ભગવલ્લીલાસ્થાનનું વર્ણન કરીને હવે રાસસ્થ સ્વરૂપનું વર્ણન કરે છે. તેમાં આકૃતિ સાથે જ શૃંગારનું પણ વર્ણન છે તે શૃંગાર સર્વભાવાત્મક છે. મયૂરપિચ્છના શૃંગાર ધારણ કરવાથી આપે ભક્તપારવશ્ય બતાવ્યું છે. नृत्यन्मयूरानुकरण એ શ્રીસુબોધિનીના વાક્યથી મયૂર જેમ નિજપત્ની સાથે સ્નેહપરવશ થઈ નૃત્ય કરે છે, તેમ પ્રભુ પણ સ્વીય ભક્તના નિસીમ સ્નેહને પરવશ બની રાસાદિલીલામાં નૃત્ય કરે છે. આ જ બર્હિપિચ્છશિરોભૂષણનું તાત્પર્ય છે. કમલસદૃશ મુખ કહેવાનું તાત્પર્ય એ છે કે, આ સ્નેહમાર્ગમાં ભગવન્મુખારવિન્દના દર્શનથી જ સાયુજ્યાદિ મુક્તિચતુષ્ટયનો પણ અનાદર પુષ્ટિભક્તો કરે છે. वीक्ष्यालकावृतमुख એ શ્લોકના શ્રીસુબોધિનીમાં આપે આ વાત પ્રતિપાદિત કરી છે, માટે પુષ્ટિભગવદીયોએ પ્રથમ પ્રભુને નિરખતાં શ્રીમુખકમલનું દર્શન પ્રથમ કરવું. કારણ કે શુદ્ધપુષ્ટિભક્તિસૂચક મુખારવિન્દ જ છે. પુષ્ટિભક્તોના દુઃસહ તાપની શાન્તિ તેમાં જ છે. અત્ર પ્રમાણભૂત વેણુગીતનું આ વાક્ય છે. यैर्वा निपीतमनुरक्तकटाक्षमोक्ष એ વેણુગીતશ્લોકમાં શ્રુતિરૂપા વ્રજસીમન્તિનીઓ આજ્ઞા કરે છે કે 'સ્નેહભરેલા કટાક્ષનો મોક્ષ જેમાં છે એવા મુખારવિંદનું જેણે પાન કર્યું છે—અર્થાત્ દૃષ્ટિદ્વારા અંતઃપ્રવેશ કર્યો છે, તેણે જ ઇંદ્રિયોનું સાફલ્ય કર્યું છે.' માટે પૂર્વોક્ત અલૌકિકમનઃશ્રદ્ધધવલીકૃત શ્રીયમુનાતટ ઉપર શ્રીત્રિભંગલલિત પ્રભુનું ધ્યાન કરવું. ત્રિભંગી એટલે ત્રણ અવયવથી ટેડા—વાંકા. કારણ કે પોતે ભગવદીય રસમાં એટલા બધા નિમગ્ન થઈ ગયા છે કે ટેડા ઉભા રહ્યા છે. શરીરથી, કટિથી અને ઢીંચણથી. લૌકિકમાં ટેડા થવાથી દુરાકૃતિ થાય છે, પરંતુ આ તો લલિત સુંદર છે, અર્થાત્ આમ થવાથી સુંદરતામાં પુષ્કલ વધારો થયો છે. આ સ્વરૂપનો વિશેષ ભાવ લલિતત્રિભંગસ્તોત્રમાં અવલોકવો.

---

## श्रीमद्गोस्वामिनां स्वसेवकेभ्यः पत्रम् ।

श्रीकृष्णाय नमः । स्वस्ति श्रीगोवर्धननाथपादपद्मरागेषुश्रीकृष्णदासरामदासग्वालभट्टनरसिंहदासयादवदासराघवदासगोपीदासस्वामिदासमन्नालालदाभीष्मगोवर्धनधारिदासअजयादामोदरदासप्रभृतिपु श्री ६ विट्ठलनाथनामाशिषां कोटिः । भद्रमिह भावत्कं सततमाशास्महे । अपरच । सेवा सम्यक् कार्या । ग्वालभट्टः सम्यक् शाकादिसेवां करोतीति श्रुतम् । संतोषो जातः । सम्यक् शिक्षणीयश्च । अग्रे व्यंजनादिकं यथा भवति तथा विधेयम् । भोगशाकमिश्री सम्यग् दृष्ट्वा देया । यथाशक्ति सर्वे भोगा निर्वाह्याः । चतुर्थप्रहरे मल्लिकार्जुनार्थे कश्चिन्नियोज्यः । यदि यमुनाजलनिर्वाहः सेवकैर्भवेत्तदा तथैव कार्यं परन्तु अतिक्लेशेन न कार्यं मत्स्वामिनः कोमलस्वभावात् ।

अन्यच्च यवनादयो ठाकुरद्वारे आगच्छन्ति । यथापूर्वं भाषणमिलनप्रसादादिकं कार्यम् । यद्यपि हार्दं न भवति बाह्यतोऽपि कार्यम् । सावधानैः सहपरम्परस्नेहैरबहिर्दृष्टिभिर्भगवत्सेवैकपरैः स्थेयम् । कापि चिन्ता न कार्या । श्रीगोकुलजीविनः सतत भद्रमेव करिष्यति ।

अहं यथा शीघ्रदर्शनं प्राप्नोमि तथा विधेयं प्रत्यहम् । भवत्स्वधिकं किं लिखामि । चिन्ता कापि न कार्या । पत्रं मुहुर्मुहुः प्रेषणीयम् । तत्रत्यः सर्वसमाचारो लेखनीयः । हरिवंश्यस्य नतयः । अत्राहं दुग्धं बहु पिबामि । रामदासः पायसादिकं गृह्णातु । दुग्धौदनप्रसादः कृष्णदासस्यापि मध्ये मध्ये देयः । सर्वैः कृष्णदासस्याज्ञायां स्थातव्यम् । मर्यादायां सर्वैः स्थेयम् ।

न स्वाध्यायबलं न यागजबलं नो वा तपस्याबल
नो वैराग्यबलं न योगजबलं नाप्युक्तभक्तेर्बलम् ।
नैव ज्ञानबलं न चान्यदपि यत्किंचिद्बलं मेऽस्ति किं-
त्वत्र श्वोऽपि यदा तदा तव कृपाकृतेक्षण मे बलम् ॥ १ ॥

॥ इति श्रीमद्विठ्ठलेश्वरलिखितं पत्रं संपूर्णम् ॥

---

## स्वसेवकोने श्रीगुसांइजीनुं पत्र.

શ્રીકૃષ્ણાય નમ. । સ્વસ્તિ શ્રીગોવર્ધનનાથજીના ચરણકમલમાં જેમનો અનુરાગ (પ્રેમ) છે એવા શ્રીકૃષ્ણદાસ, રામદાસ, ગ્વાલભટ્ટ, નરસિંહદાસ, યાદવદાસ, રાઘવદાસ, ગોપીદાસ, સ્વામિદાસ, મન્ના, લાલદાસ, ભીમ, ગોવર્ધનધારિદાસ, અજ્જયા, દામોદરદાસ, સધુ, દુભના પ્રભૃતિને (વગેરેને) *શ્રીક વિઠ્ઠલનાથની કોટિશ આશિષ અત્ર કુશલ આપ પણ હશો એમ સતત આશા રાખીએ છીએ

વિશેષ, સેવા સમ્યક્ (સારી રીતે) કરવી ગ્વાલભટ્ટ શાક વગેરેની સેવા કરેછે એ સાંભળ્યું, સંતોષ થયો એને સારી રીતે શિક્ષણ આપવું અગાડી વ્યંજનાદિક વગેરે જેમ થાય તેમ કરવું. ભોગ શાક મિશ્રી સારી રીતે શુદ્ધ કરીને આપવી. સર્વ ભોગ યથાશક્તિ નિભાવવા ચતુર્થ પ્રહરે (બપોરના ચારેક વાગે) મલ્લિકા (મોગરાના ફુલ) લાવવાને કોઇને યોજવો, જો શ્રીયમુનાજીનું જલ સેવકો વડે નિભાવાય તો તેમ જ કરવું, પરંતુ અનિર્બંધેશથી (બહુ કષ્ટથી) ન કરવું, કારણ કે મારા સ્વામીનો સ્વભાવ કોમળ છે

બીજું, યવનલોકો મંદિરે આવેછે (તેમની સાથે) ભાષણ, મિલન, પ્રસાદાદિક કરવું, (બોલવું મળવું, પ્રસાદ વગેરે આપવો) યદ્યપિ મન ન મળે તથાપિ બહારથી તો રાખવું (પ્રકટ વૈર કરવું નહિ.) સાવધાન, પરસ્પરસ્નેહવાળા, આન્તરદૃષ્ટિવાળા અને કેવલ ભગવત્સેવામાં તત્પર થવું કાંઈ પણ ચિન્તા કરવી નહિ, શ્રીગોકુલમાં નિવાસ કરનારાઓનું પ્રભુ નિત્ય કલ્યાણ જ કરશે

---

* કેટલાક શ્રી ૧૦૮ નો આગ્રહ કરે છે, અને કેટલાક તો શ્રી ૧૦૦૮ લખવાનો પ્રારંભ પણ કરી ચુકેલા છે. શ્રી ૧૦૦૮ લખવાનો પ્રચાર થાય તે પહેલાં વાચકવર્ગ વિચારમાં લેશે કે શ્રીગુસાંઇજી સ્વતઃ નિજ પત્રમાં શ્રીક જ લખે છે આચાર્યને શ્રીક લખવાની જ પ્રશસ્તિ છે.

મને જેમ (શીઘ્ર-જલદી) દર્શન પ્રાપ્ત થાય તેમ હમેશા કરવું, આપને અધિક (શુ) લખુ ? કાંઈ પણ ચિન્તા કરવી નહિ પત્ર વારવાર મોકલવુ. તત્રત્ય (તમારા ત્યાના) સર્વ સમાચાર લખવા હરિવશ્યના પ્રણામ અહિં હુ બહુ દુધ લઉં છુ ગમનામે પાયસાદિક (દુધઘર) સર્વ લેવુ, દુધઘરનો પ્રસાદ વખતોવખત કૃષ્ણદાસને પણ આપવો સર્વેએ કૃષ્ણદાસની આજ્ઞામા રહેવુ. સર્વેએ મર્યાદામા રહેવુ.

નથી [1]સ્વાધ્યાયનુ બલ, નથી [2]યજ્ઞનુ બલ, નથી વૈરાગ્યનુ બલ, નથી યોગનુ બલ, નથી વિહિત-માર્યાદિક વૈદિક ભક્તિનુ પણ બલ, નથી જ્ઞાનનુ બલ, જે કઇ બલ મારૂ છે તે બીજુ કઇ નથી, પરન્તુ આજે અથવા કાલે જ્યારે અથવા ત્યારે આપનુ [3]કૃપાકટાક્ષ તે જ મારૂ બલ છે

૧. અત્ર પત્રનુ ભાષાન્તર સમાપ્ત થાય છે. શ્રીકૃષ્ણદાસે જ્યારે શ્રીગુસાંઈજીને શ્રીનાથજીના મન્દિરમાથી વર્જ્યા હતા, તે સમયનુ આ પત્ર છે એમ અનુમાન થાય છે, જે હમણા જ સ્પષ્ટ થશે. આ પત્ર શ્રીગુસાંઈજીએ મન્દિરના માણસો ઉપર લખેલુ છે આ પત્રમા પણ પૂર્વપત્રવત્ લૈકિક અને અલૈકિક વિષયમા શ્રીગુસાંઈજીની કુશલતા પ્રત્યક્ષ થાય છે.

૨ શ્રીકૃષ્ણદાસ શ્રીમદાચાર્યજીના સેવક હતા શ્રીનાથજીના પ્રથમ અધિકારી હોવાનું માન એમને છે મન્દિરનો વ્યવહાર એમની અધ્યક્ષતા નીચે ચાલતો કઇ કારણવશ એમણે શ્રીગુસાંઈજીને શ્રીનાથજીના મન્દિરમાથી વર્જ્યા હતા શ્રીમદાચાર્યજી અને તેઓશ્રીના જ્યેષ્ઠ પુત્ર શ્રીગોપીનાથજીના તિરોધાન પછી આચાર્યની ગાદીના સબધમા શ્રીકૃષ્ણદાસે કદાચિત્ આમ કર્યું હોય એમ અનુમાન થાય છે શ્રીગોપીનાથજીના પુત્ર શ્રીપુરુષોત્તમજીનો અથવા શ્રીગોપીનાથજીના વહુજીનો પક્ષ શ્રીકૃષ્ણદાસે કર્યો હોવો જોઇએ. જ્યારે શ્રીપુરુષોત્તમજી પણ લીલામા પધાર્યા, ત્યારે ગાદી વિષે અન્ય ગતિ નહિ હોવાથી સમાધાન થયુ હશે, અને શ્રીગુસાંઈજીને શ્રીનાથજીની સેવા પણ પાછી પ્રાપ્ત થઈ હશે.

૩ રામદાસ શ્રીનાથજીના મુખ્ય પરિચારક હતા

૪. બાલભદ્રનુ ઓલખાણ પત્રમા જ કરાવ્યુ છે.

૫ નરસિંહદાસ, યાદવદાસ, રાઘવદાસ, ગોપાલદાસ, મના, લાલદાસ, ભીષ્મ, ગોવર્ધનધારિદાસ, અજયા, દામોદરદાસ વગેરે શ્રીનાથજીની સેવામા રહેલા પરિચારકો છે આ સર્વ શ્રીગિરિરાજમા જ રહેતા

૬ પ્રથમ સેવાની આવશ્યકતા દર્શાવીને તેનો પ્રકાર પણ શ્રીગુસાંઈજીએ દર્શાવ્યો છે. સેવકો પ્રસન્નતાથી સેવા કરે તો જ પ્રભુ અગીકાર કરે, ઉદરભરિ ભાડુતી નોકરો રાખીને સેવા કરાવવાનો જે પ્રચાર હાલ ચાલી રહ્યોછે, તે પ્રચાર શ્રીગુસાંઈજીના મન્તવ્યથી અમને તો અત્યન્ત વિપરીત લાગે છે. શોચનીય છે કે હાલ તો મન્દિરના માણસો વેઠીઆઓની માફક માત્ર વેઠ ઉતારનારા જ હોય છે દાસત્વભાવથી નિરપેક્ષ સેવા કરનારા પરિચારકોજ મન્દિરમા હોવા જોઇએ પ્રભુનો સ્વભાવ કોમલ છે, તેથી ક્લેશથી સેવા કરનાર વેઠીઆઓની સેવા પ્રભુ અગીકાર કરી શકતા નથી.

૭ યવનનુ રાજ્ય હતુ, અકબર બાદશાહના સમયમા પણ આપણો તે લોકો સાથે કેવો સબંધ હતો તે આ પત્ર દર્શાવે છે. તેઓ ભગવત્સેવામા ઉપદ્રવ ન કરે માટે ઉપરઉપરથી મિત્રતા રાખીને પણ કેવલ ભગવત્સેવામા જ તત્પર રહેવુ એ તાત્પર્ય છે આશા છે કે શ્રીગુસાંઈજીના ગામેગામ દ્રવ્યોપાર્જન વાસ્તે પધારતા વશ્યો આ પત્રના આ વાક્યનુ મનન કરીને એ પ્રમાણે આચરણ

---

૧ વેદાધ્યયન ૨ યાગજન્ય પત્રથી, અગ્નિહોત્રાદિથી પ્રકટ થતુ
૩. પ્રભુની કૃપા એ જ પરમ બલ છે, એનાથી જ સર્વની પ્રાપ્તિ થાય છે

કરશે અમને તો નિશ્ચય છે કે જો તેઓ એમ કરશે તો એમનું ઐહિક અને પારલૌકિક બન્ને અવશ્ય સુધરશે, અન્યથા શ્રીમદ્વલ્લભાચાર્યજીનું શિક્ષાશ્લોકોક્ત ફલ પ્રાપ્ત થવામા અન્તરાય નહિ રહે.

૮. 'મને જેમ જલદીથી દર્શન પ્રાપ્ત થાય એમ કરવુ' આ વાક્યથી એમ અનુમાન થાય છે કે શ્રીગુસાંઇજી શ્રીનાથજીમા નથી, અને એ નહિ હોવાનુ કારણ શ્રીકૃષ્ણદાસે વર્જેલા એ હોવુ જોઇએ. આમ અનુમાન કરવામા અન્ય પણ ઉપપત્તિઓ છે પત્રની અંતે એક શ્લોક છે, આ શ્લોક શ્રીગુસાંઇજીકૃત અષ્ટમી વિજ્ઞપ્તિમા પણ દૃશ્યમાન થાયછે, અને આ વિજ્ઞપ્તિઓ શ્રીગુસાંઇજીએ વિરહાવસ્થામા એટલે જે સમયે શ્રીનાથજીમાથી એમને વર્જેલા હતા તે સમયે લખાયલી છે એમ આખ્યાયિકા પ્રસિદ્ધ જ છે કદાચિત્ એમ પણ સંભવે છે કે આ વિજ્ઞપ્તિના શ્લોકો શ્રીગુસાંઇજીના પત્રોમાથી પાછળથી સંગૃહીત થયલા હોય.

'હુ દુધ બહુ પીઉં છુ' એ વાક્ય પણ આનુ જ સમર્થન કરે છે. શ્રીગુસાંઇજી પ્રભુવિરહને લીધે કદાચિત્ કંઇ પણ અન્ન નહિ લેતા હશે એમ જાણી એઓશ્રીના સેવકોને સંતાપ થાય તો તે મા થાઓ એવી કરુણામય ઇચ્છાથી આ વાક્ય લખાયુ હોય એમ લાગે છે યદ્યપિ પ્રભુવિરહમા અન્નનો ત્યાગ કર્યો છે, કેવલ દુગ્ધ ઉપર જ રહુ છુ, તથાપિ તેનુ પુષ્કલ પાન કરૂં છું, તેથી મારા આરોગ્ય વિષે નિશ્ચિન્ત રહેજો એ તાત્પર્ય છે.

૯. કૃષ્ણદાસે પોતાને વર્જ્યા છે, છતા શ્રીગુસાંઇજીનુ કૃષ્ણદાસ પ્રતિ કેવું વર્તનછે તેનું એઓશ્રીના આધુનિક વંશ્યો મનન કરશે, અને જો તદનુસાર આચરશે તો તેમાથી સર્વનુ કલ્યાણ જ થાય એ નિઃસંશય છે.

૧૦. આ પત્ર અમને એક જુના પુસ્તકમાથી મળ્યુ છે આ પુસ્તક આપનારનો અમે ઉપકાર માનીએ છીએ આવા પચાસસાઠ પત્રો ભા. મા વે ભ ૫-ગટ્ટૂલાલના પુસ્તકાલયમા અમે જોયા છે, પરંતુ કોણ જાણે શા કારણથી અમારી અત્યન્ત પ્રાર્થના છતા એના કાર્યવાહકો અમને કોઇ પણ પ્રકારે આપવાની આનાકાની કરે છે મહાન્ પરિશ્રમ લઇને ગટ્ટૂલાલે જે પુસ્તકોનો સંગ્રહ કર્યો તે સંગ્રહ સાંપ્રદાયિક વિદ્વાનોના પણ ઉપયોગમા આવતો નથી અને આવી ભિન્નભિન્ન દુર્વ્યવસ્થામાં છે એ જાણી ગટ્ટૂલાલના પરલોકવાસી આત્માને કેટલો ખેદ થતો હશે તેનો કાર્યવાહકો વિચાર કરશે ખરા કે?

---

## महानुभावी श्रीगोपालदासजी.

( અનુસંધાન ગત વર્ષના પૃષ્ઠ ૬૭ થી )

૫૮ આખ્યાનમા શ્રીગુસાંઇજી અને શ્રીકૃષ્ણની અનન્યતા દર્શાવતા ભગવલ્લીલાનો ગુણાનુવાદ કરીને શ્રીગોપાલદાસજી સપ્તમ આખ્યાનમા તે જ પદ્ધતિને અનુસરે છે. 'यस्य देवे परा भक्ति र्यथा देवे तथा गुरौ' એ શ્રુતિનું સાક્ષાત્ દૃષ્ટાન્ત આ શ્રીગોપાલદાસજી છે ગુરુભક્તિનો એમનામાં એટલો બધો અતિશય છે કે આખ્યાન વાચતા આપણને ક્વચિત્ ક્વચિત્ સંશય થાય છે કે આ તે શ્રીગુસાંઇજીનું વર્ણન છે કે શ્રીકૃષ્ણનુ વસ્તુત ભક્તકવિનુ મન્તવ્ય એવું છે કે શ્રીકૃષ્ણનું જ રૂપાન્તર આ દિવ્યરૂપ શ્રીગુસાંઇજી છે, અર્થાત્ સ્વરૂપ એક છતા રૂપભેદથી પ્રભુ વિવિધ પ્રકારે લીલા કરે છે, તેથી કવિ કદાચિત્ શ્રીકૃષ્ણસ્વરૂપનું અને કદાચિત્ ગુસાંઇજીનુ વર્ણન કરે છે, અને એ આપણને ભિન્ન લાગે તથાપિ ભક્તકવિની દૃષ્ટિથી તો બન્ને એક જ છે, એટલે સર્વત્ર એઓશ્રીએ તો શ્રીગુસાંઇજીનું જ વર્ણન કર્યું છે. સપ્તમ આખ્યાનમા પ્રથમ ત્રણ કડી શ્રીગુસાંઇજીની સ્તુતિ કરિ વર્ણવે છે.

આપ સેવા કરી શીખવે શ્રીહરિ
ભક્તિપક્ષ વૈભવ સુદૃઢ કીધો
આપની લીલા તે વદન પોતે કહી
ઉચ્ચાર આનન્દ અધિક દીધો. ૧
વેદદધિમધ્ય નવનીત જે ભજનરસ
મથિત માધુરી જીવે શ્રવણે પીધો
તક્રસમ કર્મપથ સ્નેહરસહીન જે
શ્વેત જાણી વિમુખ તાણી લીધો ૨.

આટલેથી ભક્તકવિ સંતોષ ન માનતા સ્વહૃદયમા સ્ફુરેલુ શ્રીમદ્ગોસ્વામીનુ અધિક માહાત્મ્ય દર્શાવે છે

નદનદનરૂપે રાસલીલા કરી પોતે ન ઉચ્ચરી છાની રાખી
દિવસ એકાદની ઉત્તરાકુવર પ્રતિ વ્યાસનદન વિમલ વદન ભાખી
બ્રહ્માદિ મહામુનિ અતિજ્ઞાનપારગતા તે મધુસિંધુની કહીએ માખી
ન કોઇ હુવો ન હોય એ રૂપસમ તેહના સકલ નિજ નિગમ સાખી
એ પ્રભુ રસપુજ ભુવચક્ર ભાગ્યહીન જીવ જેણે કણિકા ન ચાખી.

* *

વિબુધ વાછે વસુમતી ઉપરે શ્રીવલ્લભકુવરની ટહેલ કરવા

આ પ્રમાણે શ્રીમદ્ગોસ્વામીનુ માહાત્મ્ય દર્શાવી શ્રીમત્પ્રભુચરણ પ્રભુની જે પ્રકારે સેવા કરતા હતા તે દર્શાવે છે

ઘોષથી વેગે પાઉ ધારીઆ ગિરિ ભણી શ્રીગિરિરાજધરણનો તાપ હરવા
ફૂલ ફેંટે ભર્યાં વસન વાઘાતણા વિવિધ ભૂષણુ તે અગ ધરવા
તુરગ આવ્યો વાયુવેગે ઉતાવળો જાણે નૌકા ચાલી સિંધુ તરવા

વિવિધ કુસુમાવલી પાટસૂત્રે કરી ગનસરી શોભિતા કરે શૃગાર
વિવિધ કુસુમાવલી ગ્રથિત હાથે કરી, એક એકને કઠે આરોપે હાર

*

વ્યજન શીતલ વાયુ મુકુર કરકમલ ધરી દેખાડતા મોહે સકલ સસાર

આ પ્રમાણે સેવાનો પ્રકાર ભક્તકવિ દર્શાવે છે, અને 'એક એકને કઠે આરોપે હાર' એ શબ્દોથી પરમ ગુપ્ત રીતે પરમપુરુષાર્થરૂપ શ્રીપ્રભુવશીકરણુ અને સાનુભાવતા શ્રીમત્પ્રભુચરણુને સિદ્ધ થયા છે એમ પણુ દર્શાવીને પુન ભક્તિભાવથી શ્રીમદ્ગોસ્વામીના ગુણ ગાતા ગાતા આખ્યાનનો ઉપસહાર કરે છે

દાસનો દાસ ભણે સકલ સજ્જન સુણો, શ્રીવિઠ્ઠલ આપનુ બિરદ પાળે

અષ્ટમ આખ્યાન પણ સપ્તમ આખ્યાનમા દર્શાવેલી દિશામા પ્રવર્તે છે. શ્રીમદ્ગોસ્વામીની કૃતિ વિશેષત દર્શાવે છે શ્રીગુસાંઇજીના ગૃહમા પ્રભુની સેવા કેવા આનન્દમા થતી હતી તે પણ દર્શાવે છે.

હાર કંકણ કર્ણભૂષણ નાદ નાના હીંડતા
ગાન ગાયે ને સુર સુહાયે શ્રીનવનીતપ્રિયજીને પોઢતાં.
સન્ધ્યાસમે શૃંગાર નૂતન ફૂલ ગુંથે સૌ મલી
મદન શોભા નિરખતા તે, લક્ષ્મી મન પામ્યા રળી

" " "

લીલાને અનુસાર કલરવ કૂજતા દ્વિજ શોભીઆ
સ્વસ્વભાવ ત્યાગી ધ્યાનરાગી કોઇક ભાવે લોભીઆ
સહચરી ન શુક નાદે ગાન સુજસ પ્રકાર,
રસિક જન મન સહચરી મલી કરે તે ઉચ્ચાર

આ પ્રમાણે શ્રીગુસાંઇજીના ચરિત્રનુ વર્ણન કરી ભક્તજનને યોગ્ય દાસત્વની અભિલાષા અન્તમા દર્શાવીને આખ્યાન સમાપ્ત કરે છે

એણી પેરે લીલા કરે શ્રીવલ્લભરાજકુમાર
ભક્તજનના કોડ પુરો આપો ચરણવિહાર

અષ્ટમ આખ્યાનમા શ્રીગુસાંઇજીની લીલાનુ નિરૂપણ કરી કવિવર નવમ આખ્યાનમાં એઓશ્રીના પરિવારનુ ભક્તિભાવથી વર્ણન કરે છે શ્રીમદાચાર્યજીથી પ્રારંભીને તે શ્રીગુસાંઇજીના સપ્ત પુત્ર વગેરેનુ ટુંકમા વર્ણન કરે છે આરંભની બે તુક વડે 'શ્રીમદાચાર્ય સર્વોદ્ધારપ્રયત્નાત્મા છે' એ સિદ્ધાન્ત પ્રતિપાદન કરીને સૂચવે છે કે એઓશ્રી વિના સર્વ સાધન તુષાવઘાત સમાન છે, સર્વ જીવોએ એઓશ્રી તથા પરિવારનુ નિત્ય પ્રતિક્ષણ સ્મરણ કરવુ એવી શિક્ષા પણ ભક્તકવિ કરે છે.

નિત્ય પ્રતિક્ષણ સમરીયે શ્રીવલ્લભનો પરિવાર રે રસના
શ્રીપુરુષોત્તમ પ્રકટિયા જગત કરવા ઉદ્ધાર રે રસના ૧
કલિમા કારણ એહ છે બીજુ સર્વે ભૂમિનો ભાર રે રસના
એ વિના બીજુ સર્વે ખોટુ, ચાર લોક શૃંગાર રે રસના ૨

પ્રથમની બે તુક વડે શ્રીમહાપ્રભુજીનુ પ્રતિપાદન કરી તૃતીય તુકમા શ્રીમદાચાર્યજીના પ્રતિનિધિ જ્યેષ્ઠ પુત્ર શ્રીગોપીનાથજીનુ વર્ણન ભક્તકવિ કરે છે

શ્રીગોપીનાથજી શોભામણા, મણિમરકત ધનવાન રે રસના
નૃપનાના વપુ આતના પૂર્ણ પુરુષ પ્રમાણ રે રસના ૩.

આ તુકની પ્રથમ પંક્તિમા શ્રીગોપીનાથજીના સ્વરૂપનું પ્રતિપાદન કર્યું છે, અને દ્વિતીયમાં એઓશ્રીના ગુણનું વર્ણન છે શ્રીગોપીનાથજી શ્રીગુસાંઇજીના જ્યેષ્ઠ બધુ છે એઓશ્રીનુ સેવ્ય સ્વરૂપ શ્રીમદનમોહનજી શ્રીનાથજીની બાજુમા બિરાજે છે તે છે એમ કેટલાકનુ માનવુ છે, શ્રીમહાપ્રભુજીના સાક્ષાત પ્રથમ પ્રતિનિધિ શ્રીગોપીનાથજી છે એઓશ્રીના રચેલા ગ્રન્થોમા એક સાધનદીપક અને કેટલાક સંસ્કૃત પદ્ય અગે [illegible] ગૂર્જરના ધર્મપુસ્તકાલયમાં જોવા છે એ [illegible] શ્રીગોપીનાથજીના

બીજા ગ્રન્થો પણ હશે, પણ તે ગ્રન્થોનો લાભ સમ્પ્રદાયને મળ્યો નથી, કારણ કે એઓશ્રીના અન્તર્ધાન પછી એઓશ્રીના પત્ની દક્ષિણમા તૈલંગણમા જઈને વસ્યા હતા શ્રીગોપીનાથજીના સર્વ ગ્રન્થો પણ એઓશ્રીના પત્ની સાથે જ લઈ ગયા હતા એમ લોકવાયકા છે શ્રીગોપીનાથજીના એક પુત્ર શ્રીપુરુષોત્તમજી હતા તેઓશ્રીનુ બાલ્યાવસ્થામા અન્તર્ધાન થવાથી શ્રીમહાપ્રભુજીના પ્રથમ લાલના વંશની ઇતિશ્રી ત્યાથી જ થઈ છે

ચતુર્થ તુકમાં ભક્તકવિ શ્રીગુસાંઈજીનુ પુનઃ સ્મરણ કરે છે શ્રીગુસાંઈજી શ્રીમદ્વલ્લભાચાર્યજીના દ્વિતીય પુત્ર છે એઓશ્રીનું સેવ્ય સ્વરૂપ શ્રીનવનીતપ્રિયજી છે હાલ એ સ્વરૂપ શ્રીનાથદ્વારમા બિરાજે છે શ્રીમદાચાર્યજીનુ સેવ્ય સ્વરૂપ શ્રીનાથજી છે, શ્રીગોપીનાથજીનુ શ્રીમદનમોહનજી છે, અને શ્રીગુસાંઈજીનું શ્રીનવનીતપ્રિયજી છે આ સ્વરૂપની સેવા કરવાનો સર્વ વંશજોને સમાન અધિકાર છે શ્રીનાથદ્વારના તિલકાયિત રક્ષકમાત્ર (keeper) છે, પરન્તુ આ ત્રણે સ્વરૂપની સેવાના અધિકારમા તો શ્રીગુસાંઈજીના સર્વ વંશજોને તેમ જ પુષ્ટિમાર્ગીય સર્વ વૈષ્ણવોનો સમાન જ અધિકાર છે એની વિસ્મૃતિ થવી ન જોઈએ

પંચમ તુકથી આરંભીને ભક્તકવિ એક એક તુક વડે શ્રીગુસાંઈજીના સપ્ત બાલકોનુ વર્ણન કરે છે. શ્રીગુસાંઈજીના જ્યેષ્ઠ પુત્ર શ્રીગિરિધરજી છે એઓશ્રીના જ વંશમા શ્રીમદાચાર્યજીનુ પ્રતિનિધિત્વ ઉતરેલુ છે હાલ બિરાજતા શ્રીગોવર્ધનલાલજી શ્રીમદાચાર્યજીના શ્રીગોપીનાથજીના અને શ્રીગુસાંઈજીના જ્યેષ્ઠ વંશજ હોવાથી એઓશ્રીના સાક્ષાત્ પ્રતિનિધિ છે ઉપયુક્ત ત્રણે સ્વરૂપોના રક્ષકત્વનો અધિકાર એઓશ્રીને પ્રતિનિધિ તરીકે જ પ્રાપ્ત થાય છે

જેવી રીતે શંકરાચાર્યના મુખ્ય પ્રતિનિધિ શૃંગેરીમઠના શંકરાચાર્ય છે તેમ શ્રીમદાચાર્યના પ્રતિનિધિ એઓશ્રી છે, અને સમ્પ્રદાયનો ઉત્કર્ષ કરવામા શ્રીતિલકાયિત મહારાજશ્રીએ ઉક્ત મઠના હાલના શંકરાચાર્યના કાર્યનુ અનુકરણ દૃઢ આગ્રહથી કરવુ જોઈએ એમ કરવાથી એઓશ્રીને ઐહિક અને પારલૌકિક અમૃતત્વ પ્રાપ્ત થશે શંકરાચાર્યે જેમ સ્વમાર્ગીય ગ્રન્થોનો એક ઉત્તમ સેટ (set) સુવાચ્ય રૂપમા છપાવ્યો છે તેમ શ્રીગોવર્ધનલાલજીએ પણ શ્રીમદ્વલ્લભાચાર્યજીના મુખ્ય પ્રતિનિધિ તરીકે સમ્પ્રદાયના સર્વ નહિ તો કેવલ શ્રીમહાપ્રભુજીના અને શ્રીગુસાંઈજીના જ ગ્રન્થોનો સેટ સુવાચ્ય રૂપમા છપાવવો જોઈએ આ કાર્ય કરવામા પ્રભુએ એઓશ્રીને તન મન ધનની અનુકૂલ સામગ્રીનુ પણ દાન કરેલુ છે, તથાપિ શૃંગેરીમઠના શંકરાચાર્યનુ અનુકરણ કરવામા જે શિથિલતા થાય છે તે સંપ્રદાયના અલાભમા જ પર્યવસાન પામે છે એ નિઃસંશય છે શ્રીગોવર્ધનલાલજીના આશ્રયમા સાંપ્રદાયિક વૈયાકરણ શીઘ્રકવિ પણ રહે છે, તેમણે એકાદ બે સંપ્રદાયગ્રન્થો પૂર્વે પ્રકટ પણ કરેલા છે, તેથી તેમને મુદ્રણકાર્યનો કાંઈક અનુભવ પણ છે, શ્રીનાથદ્વારમા મુદ્રાલય પણ છે, એટલે મહારાજશ્રીને તો માત્ર વચનથી જ કામ કરવાનુ રહે છે એઓશ્રીના મનમા એવી કાંઈ ઇચ્છા થાય તો જ સમ્પ્રદાયનુ શ્રેય થઈ શકે એમ હોવાથી પ્રભુપ્રતિ અમારી પ્રાર્થના છે કે પ્રભુ ઉક્ત ગોસ્વામીશ્રીને આ કાર્યમા પ્રોત્સાહિત કરે

શ્રીગિરિધરજીનું સેવ્ય સ્વરૂપ શ્રીનવનીતપ્રિયજી નથી પરંતુ શ્રીમથુરાનાથજી છે, શ્રીયદુનાથજીની શિથિલતાથી શ્રીગિરિધરજી શ્રીનવનીતપ્રિયજીના ધણી થઈ પડ્યા, અને પોતાના જ્યેષ્ઠ પુત્ર શ્રીદામોદરજીને શ્રીનવનીતપ્રિયજીનુ અને દ્વિતીય પુત્ર દીક્ષિત શ્રીગોપીનાથજીને શ્રીમથુરાનાથજીનું સ્વરૂપ દાયભાગમા વેંચી આપ્યુ શ્રીનવનીતપ્રિયજી અને શ્રીમથુરાનાથજી એક જ સિંહાસન ઉપર બિરા-

જતા હતા, પણ જ્યારથી શ્રીમથુરાનાથજીનુ સ્વરૂપ શ્રીગોપીનાથ દીક્ષિતજીને પ્રાપ્ત થયુ, ત્યારથી તે સ્વરૂપ કોટામાં બિરાજે છે, તેથી શ્રીમથુરેશજીના તિલકાયિત શ્રીરણછોડલાલજી કહેવાતા હમણા જ તેઓશ્રી લીલામા પધાર્યા તેઓશ્રીને કેટલાક શ્રીમદાચાર્યના અવતાર તરીકે પણ માને છે, તે ઉપરથી એઓશ્રીના સદાચારનુ કાઈક અનુમાન થઈ શકે એમ છે ઉક્ત શ્રીમથુરેશજી પ્રથમ શ્રીમહાપ્રભુજીના સેવક શ્રીપદ્મનાભદાસજીને માથે બિરાજતા હતા શ્રીનવનીતપ્રિયજીનુ સ્વરૂપ શ્રીગુસાંઈજીના પંચ પુત્ર શ્રીયદુનાથજીને દાયભાગમા આપવામા આવ્યુ હતુ એમ શ્રીગોકુલનાથજીના સેવક બ્યારાવાલા શ્રીગોપાલદાસનું મત છે શ્રીયદુનાથજીના વશ્યો શ્રીનવનીતપ્રિયજીના ગૃહની જ પ્રણાલિકાનો અદ્યાવધિ અગીકાર કરતા આવ્યા છે, તે જોતા ઉક્ત શ્રીગોપાલદાસજીના મતને અનુમોદન પણ મલી શકે છે.

---

## વૈષ્ણવોને નિવેદન.

આ માસિકનું વાર્ષિક નોછાવર રૂ ૨-૦-૦ એ છે, પરતુ જે ગ્રાહકો **જ્યેષ્ઠ કૃષ્ણ એકાદશી** સુધીમા **ત્રીજા વર્ષનું** નોછાવર મોકલી આપશે તેમની પાસેથી ફક્ત રૂ. ૧-૮-૦ લેવામા આવશે, અને તે ઉપરાત તેમને **ભેટનું પુસ્તક** પણ મલશે.

પ્રકાશક.

---

## ગ્રંથસ્વીકાર.

**સ્વધર્મવર્ધક અને સંશયચ્છેદક**—વૈષ્ણવ હરિદાસ ઝવેરદાસ અમદાવાદ તરફથી મલ્યુ છે તેમનો પ્રયાસ સ્તુત્ય છે.

પ્રકાશક.



સિદ્ધાન્તી—બ્રહ્મ સર્વજ્ઞ હોવાથી તેને અવિદ્યાનો સબંધ થઈ શકે નહિ. કારણ કે જેને જેને અવિદ્યાનો સંબંધ હોય તે તે અજ્ઞ જ હોવું જોઇએ બ્રહ્મને અવિદ્યાનો સબંધ હોય તો તે સર્વજ્ઞ હોઇ શકે નહિ પરંતુ અજ્ઞ થઇ જાય. તેથી બ્રહ્મને અવિદ્યાનો સબંધ હોય જ નહિ તેમ જીવ અને બ્રહ્મને એક માનો છો તેથી જીવને પણ અવિદ્યાનો સબધ હોઈ શકે નહીં આ જ કારણથી જીવ પણ અજ્ઞ હોઇ શકે નહિ જીવ અને બ્રહ્મને એક માનોછો તેથી જીવને અજ્ઞ માનો તો બ્રહ્મ પણ અજ્ઞ થઇ જાય. અર્થાત્ માયા અને અવિદ્યાને એક જ માનો છો તો એક જ વસ્તુના સબધથી બ્રહ્મના સર્વજ્ઞ અને અજ્ઞ એવા બે સ્વરૂપ ભિન્ન ભિન્ન કેમ થાય ?

( આ પ્રમાણે અવચ્છેદવાદનો આક્ષેપ થવાથી, માયા અને અવિદ્યાને ભિન્ન માની પ્રતિબિમ્બ વાદથી પૂર્વપક્ષી સમાધાન કરે છે. )

પૂર્વપક્ષી—એમ નથી. જેમ જપાકુસુમને લીધે લાલ દેખાતી સ્ફટિકમણિના સ્તભની હારમા પડતુ પુરુષનુ પ્રતિબિમ્બ લાલ દેખાય છે તેમ અવિદ્યામા પડતા બ્રહ્મના પ્રતિબિંબમા અજ્ઞત્વ જણાય છે એ પ્રતિબિમ્બ જીવ છે અને તે આપણને અજ્ઞ જણાય છે પરતુ જેવુ પ્રતિબિમ્બ લાલ સ્ફટિકમણિનાં સ્તભની હારમાં પડે છે તે પુરુષ પોતે ઉજ્વળ દેખાય છે, લાલ દેખાતો નથી, તેમ બ્રહ્મ સર્વજ્ઞ રહે છે, અજ્ઞ થતુ નથી વળી અજ્ઞત્વ અવિદ્યાનો આશ્રય કરી રહેલુ છે તેથી વસ્તુત બ્રહ્મ અને જીવ એક જ છે.

( આ મત પ્રમાણે માયા અને અવિદ્યા ભિન્નભિન્ન છે માયાના પ્રદેશમા રહેલુ ચૈતન્ય અથવા માયામા ચૈતન્યનો પડેયો પ્રતિબિમ્બ ઈશ્વર છે અને અવિદ્યામા ચૈતન્યનો પડેયો પ્રતિબિમ્બ જીવ છે )

સિદ્ધાન્તી—જગત્નો ભ્રમ ઉત્પન્ન કરનારી અવિદ્યા જેની શક્તિ છે એ જીવના સ્વરૂપનો પ્રથમ વિચાર કરવો જોઇએ જીવ બ્રહ્મનો અવિદ્યામા પડેલો પ્રતિબિંબ છે એમ કહી શકાય નહિ કારણ કે બ્રહ્મ રૂપવગરનુ છે, અને અવિદ્યાપણ સ્વચ્છ નથી રૂપવાળા પદાર્થનો જ પ્રતિબિમ્બ પડે, અને તે પણ સ્વચ્છ પદાર્થમા જ પડે રૂપવાળા મુખ વિગેરેનો જ પ્રતિબિમ્બ પડે અને તે પણ દર્પણ વિગેરે સ્વચ્છ પદાર્થમા જ પડે રૂપવગરના બ્રહ્મ જેવા પદાર્થનો પ્રતિબિમ્બ પડે જ નહિ, તેમ જ અવિદ્યા જેવા અસ્વચ્છ પદાર્થમા પ્રતિબિમ્બ સભવે જ નહિ ધારો કે રૂપવગરના પદાર્થનો અસ્વચ્છ પદાર્થમાં પ્રતિબિમ્બ પડી શકે, તો રૂપવિનાના વાયુનો અસ્વચ્છ પદાર્થ કાદમા પ્રતિબિમ્બ પડવો જોઇએ એ કદાપિ સભવતુ જ નથી

પૂર્વપક્ષી—અવિદ્યા સ્વચ્છ છે. અને રૂપવગરના પદાર્થનો પ્રતિબિંબ પડે છે કારણ કે રૂપવિનાના આકાશનો દર્પણ વિગેરે પદાર્થોમા પ્રતિબિમ્બ પડે છે

સિદ્ધાન્તી—એમ નથી આકાશનો પ્રતિબિમ્બ પડતો નથી, એ પ્રતિબિંબ આકાશનો નથી, પરતુ એ પ્રદેશમા રહેલા પ્રભામડલનો છે, અને પ્રભામડલ રૂપવાળુ હોવાથી તેનો પ્રતિબિમ્બ પડી શકે છે, વળી દર્પણરેખા પેઠે જે જ્યા હોય ત્યા તેનો પ્રતિબિમ્બ પડે જ નહિ અવિદ્યા અને બ્રહ્મ ઉભય સર્વસ્થળે રહેલા છે તેથી જ્યા જ્યા અવિદ્યા છે ત્યા ત્યાં બ્રહ્મ પણ છે જ. અવિદ્યા હોય ત્યા બ્રહ્મ પણ રહેલુ હોવાથી અવિદ્યામા બ્રહ્મનો પ્રતિબિમ્બ પડે જ નહિ

પૂર્વપક્ષી—દર્પણરેખાનુ દૃષ્ટાત અહિં ઘટતુ નથી, કારણ કે દર્પણરેખાને અને દર્પણને સયોગ સબધ છે દર્પણરેખા દર્પણ સાથે સયોગસબધથી રહેલી હોવાથી તેમા તેનો પ્રતિબિમ્બ પડતો નથી, પરન્તુ અવિદ્યા અને બ્રહ્મ સયોગ સબધથી રહેલા નથી કારણ કે ઉભય વિભુ અર્થાત્ સર્વ સ્થળે રહેલા છે બે વિભુ પદાર્થમા સયોગ સબધ ઘટી શકે નહિ અવિદ્યા અને બ્રહ્મ સયોગ સબધથી રહેલા ન હોવાથી, દર્પણરેખાનુ દૃષ્ટાત ઘટતુ નથી તેથી અવિદ્યામા બ્રહ્મનુ પ્રતિબિમ્બ પડે છે.

સિદ્ધાંતી—સંયોગસંબંધ હોય ત્યાં પ્રતિબિંબ પડે નહિ એમ કહી શકાય નહિ દર્પણરેખાની પેઠે, પ્રભામંડલ પણ દર્પણસાથે સંયોગ સંબંધથી રહેલું છે તો પણ પ્રભામંડલનું પ્રતિબિંબ દર્પણમાં પડે છે તેથી સંયોગસંબંધને લીધે પ્રતિબિંબ પડતું નથી એમ કહેવાય નહિ

પૂર્વપક્ષી—જેટલા અંશમાં સંયોગ હોય તેટલા અંશમાં પ્રતિબિંબ પડતું નથી દર્પણરેખામાં સર્વ અંશે સંયોગ હોવાથી તેનું જરા પણ પ્રતિબિંબ પડતું નથી. પ્રભામંડલનો જેટલા અંશમાં સંયોગ છે તેટલા અંશનું પ્રતિબિંબ નથી, પરંતુ સંયોગરહિત પ્રભામંડલનો જેટલો અંશ છે તેટલાનું પ્રતિબિંબ પડે છે તેથી સંયોગ હોય ત્યાં પ્રતિબિંબ પડતું નથી

સિદ્ધાન્તી—એ પણ સત્ય નથી, કારણ કે દર્પણથી માત્ર કમલિનીના સૂત્ર જેટલે અંતરે આપણી અંગુલી રાખીએ, તે અંગુલીના તળીઆની પ્રભાનો સર્વાંશે દર્પણ સાથે સંયોગ છે એમ આપણે કહેવું જ પડશે કારણ કે કમલિનીના સૂત્ર જેટલી અંગુલીની પ્રભામાં સંયોગ વાળો અને સંયોગ રહિત એવા ભાગ હોઈ શકે જ નહિ તેથી એ પ્રભાનો દર્પણસાથે સર્વ અંશે સંયોગ છે, તો પણ તેનું પ્રતિબિંબ પડે છે તેથી સંયોગને લીધે દર્પણરેખાનું પ્રતિબિંબ પડતું નથી એમ કહેવાય નહિ પરંતુ દર્પણરેખા ત્યાંજ હોવાથી તેનું પ્રતિબિંબ ત્યાં પડતું નથી, અર્થાત્ જે વસ્તુ જ્યાં હોય ત્યાં તેનું પ્રતિબિંબ પડે નહિ બ્રહ્મ અને અવિદ્યા સર્વત્ર હોવાથી, અવિદ્યા જ્યાં હોય ત્યાં બ્રહ્મ પણ છે તેથી બ્રહ્મનું અવિદ્યામાં પ્રતિબિંબ સંભવતું જ નથી, અર્થાત્ તમારા મત પ્રમાણે જીવનું જે સ્વરૂપ છે તે યથાર્થ નથી.

વળી 'બે સુપર્ણ સાથે રહેનાર' 'ગુહામાં પ્રવેશેલા બે આત્મા, કારણ કે તેમનું પ્રતિપાદન છે' ઇત્યાદિ શ્રુતિ અને સૂત્રો જીવ અને બ્રહ્મ એક સ્થળે રહે છે એમ કહે છે જીવ બ્રહ્મનો પ્રતિબિંબ હોય તો ઉભયની એક જ સ્થળે સ્થિતિ સંભવતી નથી કારણ કે લોકમાં બિંબ અને પ્રતિબિંબ એક જ સ્થળે રહેલા કદાપિ દેખાતા નથી

વળી અવિદ્યામાં બ્રહ્મનું પ્રતિબિંબ એ જીવ અને અવિદ્યાનાશ એ મોક્ષ એમ તમે માનો છો. મોક્ષ સમયે અવિદ્યાનો નાશ થવાથી અવિદ્યામાં પડેલા બ્રહ્મના પ્રતિબિંબનો પણ નાશ થવાનો. આ પ્રતિબિંબ જીવજ હોવાથી મોક્ષસમયે મોક્ષ પ્રાપ્ત કરનાર જીવનો નાશ થાય તેથી જીવના સ્વરૂપનો નાશ એ જ તમારા મત પ્રમાણે મોક્ષ છે પરંતુ આ મહાનિ એ મહાન્ અપુરુષાર્થ છે તેથી મોક્ષ અપુરુષાર્થરૂપ થાય છે, અને જીવ પણ માત્ર પ્રતિબિંબ જ હોવાથી અલીક અર્થાત્ મિથ્યા છે આમ હોય તો કોઈ પણ પરલોક માટે પ્રયત્ન કરે જ નહિ કારણ કે મોક્ષની ઇચ્છા રાખનાર પુરુષ મોક્ષનું સત્ય સ્વરૂપ અને પોતે બદ્ધ છે એમ જાણી, બંધનમાંથી મુક્ત થવા મોક્ષ પ્રાપ્ત કરવા પ્રયત્ન કરે, પરંતુ તમારા મત પ્રમાણે આત્માનો નાશ એ જ મોક્ષ છે, અને પોતે અલીક અથવા મિથ્યા છે, સર્વ જગત્ મિથ્યા છે, અને આ લોકની તેમ જ પરલોક માટે કરવામાં આવતી સર્વ પ્રવૃત્તિ અવિદ્યાના અધ્યાસથીજ થાય છે એમ જાણે ત્યારે મોક્ષ માટે શું કરવા પ્રયત્ન કરે? પરલોક માટે પ્રવૃત્તિ કરવાથી સ્વરૂપની હાનિ થશે એમ જાણે ત્યારે પરલોક માટે પ્રવૃત્તિ કરવા કરતાં લૌકિક પ્રવૃત્તિ જ કરે અથવા ઉભય પ્રકારની પ્રવૃત્તિ સંસાર અને સ્વરૂપહાનિ એમ અપુરુષાર્થ જ પ્રાપ્ત કરાવનારી હોવાથી એક પણ પ્રકારની પ્રવૃત્તિ કરે નહિ, અને નિરંતર માર્ગમાં જ નાશ પામે વેદમાં કરવાના કહેલા કર્મ અને વેદે નિષેધ કરેલા કર્મમાં કારણ વિશેષ ન હોવાથી કોઈ પણ પ્રકારનું કાંઈ કરવા આગ્રહ જ નહિ આ પ્રકારે હોવાથી સન્માર્ગનો ઉચ્છેદ જ થઈ જાય સન્માર્ગનો ઉચ્છેદ કરનાર જ આવો મત પ્રવર્તાવનાર, તેને પણ કેવલ આસુરમાં જ

'पुष्टे स्वार्था परार्था तु' વગેરે વાક્યમાં તો પુષ્ટિ એટલે અનુગ્રહ જ સમજવો, પુષ્ટિભક્તિ નહિ તેમ લઇએ તો જ અન્વાર્થ લાગે તે જ પ્રમાણે સુબોધિનીજી નિબંધ વગેરે ગ્રન્થોમાં પુષ્ટિશબ્દથી અનુગ્રહ અથવા તો કોઇક ઠેકાણે અનુગ્રહજન્ય ભક્તિ એવો અર્થ લેવો આ જ પુષ્ટિમાર્ગ એમ હૃદયવાળા પુરુષોએ [1]વિભાવના કરવી.

આ મતપક્ષમાં વળી એક સંશય ઉભો થાય છે પુષ્ટિભક્તિનું જે પહેલા લક્ષણ બાંધ્યું છે. તેમાં ભગવત્સ્વરૂપ વિના ઇતરની આકાંક્ષા હોવી ન જોઇએ એવા અર્થનું સ્પષ્ટ પ્રતિપાદન છે, હવે જ્યારે પ્રવાહ પુષ્ટિભક્તિ થાય ત્યારે તો પુરુષ કર્માસક્ત બની જાય છે, તે વખતે તેમાં પુષ્ટિભક્તિનું ઉપર બનાવેલું લક્ષણ ઘટી શકતું જ નથી, તેને પ્રવાહ—પુષ્ટિભક્તિ એવી સંજ્ઞા કેમ અપાય? પહેલા જે પુષ્ટિભક્તિનું લક્ષણ આપેલું છે, અને તેમાં જે ભગવત્સ્વરૂપ વિના ઇતર ફલની આકાંક્ષાનો અભાવ બતાવ્યો છે, તે તો ફક્ત શુદ્ધ પુષ્ટિભક્તમાં જ જોવામાં આવે છે, પ્રવાહ-પુષ્ટિ ભક્ત વગેરેમાં નહિ, માટે તેઓને પુષ્ટિભક્ત એવી સંજ્ઞા આપવી કેમ શકાય? આ આશંકાનું શમન આ પ્રમાણે છે શુદ્ધ પુષ્ટિભક્તથી ઇતર પુષ્ટિભક્તો પણ મોક્ષસુધીની તમામ આકાંક્ષાઓ રાખતા જ નથી, અર્થાત્ મોક્ષસુધીની તમામ કામનાઓને તુચ્છ ગણી કાઢે છે જુઓ 'નારાયણમાં પરાયણ ભક્તો કોઇપણ રીતે (હૃદયમાં) ભયને સ્થાન આપતા જ નથી વધુ તો શું? પણ સ્વર્ગ મોક્ષ અને નરક એ સર્વમાં સમાનપણું જ જુવે છે' આ વાક્ય પણ શુદ્ધ પુષ્ટિભક્તની દશાનું વર્ણન નથી કરતું, જ્ઞાનમિશ્ર ભક્તની દશાનું વર્ણન કરે છે 'આવો પુરુષ તો કરોડો ભક્તોમાં પણ અત્યંત દુર્લભ છે' એ શ્લોકના વ્યાખ્યાનમાં નિબંધમાં ઉપર કહેલા શ્લોકમાં વર્ણવેલા ભક્તને જ્ઞાનમિશ્ર કહ્યો છે વૃત્ર છે તે પણ શુદ્ધપુષ્ટિભક્ત તો નથી જ, છતાં પણ પ્રભુ પ્રતિ પ્રાર્થના કરે છે કે 'હું યોગની સિદ્ધિઓ કે મોક્ષને ઇચ્છતો જ નથી. કેમકે આપને છોડીને હું કોની ઇચ્છા કરૂં?' આ ઠેકાણે ખ્યાલ રાખવાનો કે વૃત્ર શુદ્ધપુષ્ટિભક્ત નહિ છતાં પ્રભુસ્વરૂપ વિના ઇતર ફલની આકાંક્ષાને ઉવેખે છે, તો શુદ્ધ પુષ્ટિભક્તમાં જ તેવી આકાંક્ષા હોય ને ઇતરમાં નહિ, એમ ન માની લેવું માટે અમે કહેલું લક્ષણ દોષરહિત છે શુદ્ધ પુષ્ટિભક્ત વિના બીજામાં પણ તે ભાવ દૃષ્ટિગોચર થાય છે

શ્રીહરિરાયજીએ 'પુષ્ટિમાર્ગલક્ષણાનિ' એ નામના ગ્રન્થમાં જે ભક્તિસ્વરૂપ બતાવ્યું છે, તે શુદ્ધ પુષ્ટિભક્તિનું જ સમજવું, સામાન્યપુષ્ટિનું નહિ વિચાર કરતાં તેવો જ અર્થ સ્ફુરે છે જો તેને સામાન્ય પુષ્ટિ માની લઇએ તો 'સર્વસાધનરહિતપણું' વગેરે બતાવેલા ધર્મો પ્રવાહપુષ્ટિભક્તમાં પણ મળવા જોઇએ, પણ તેમ નથી, માટે તે તો શુદ્ધપુષ્ટિનુંજ લક્ષણ માનવું. શ્રીહરિરાયચરણે પુષ્ટિભક્તિનું અસાધારણ લક્ષણ નથી બતાવ્યું, પણ શુદ્ધપુષ્ટિના ધર્મોનું નિરૂપણ કર્યું છે

'[2]પુષ્ટિમાર્ગલક્ષણાનિ' એ મૂલગ્રંથનું અનુસંધાન કરીને નીચેનો ભાવાર્થ—તે ગ્રંથનું રહસ્ય ગ્રંથકાર સંપૂર્ણ રીતે લખે છે

---

૧ આવા ઉત્કૃષ્ટ પરમ રમણીય સિદ્ધાંત ઉપર પ્રકટ થયેલા પુષ્ટિમાર્ગનું રહસ્ય નહિ સમજનાર અજ્ઞાની ચોધારો વિચારશે કે આમાં વિષય જેવા તુચ્છ પદાર્થનો ગંધ પણ છે?

एतादृशस्तु पुरुषः कोटिष्वपि सुदुर्लभः ॥
न योगसिद्धीरपुनर्भवं वा समञ्जस त्वा विरहय्य काङ्क्षे ॥

૨ આ ગ્રંથનું મૂલ સાથે ભાષાંતર આ માસિકમાં આવી ગયલું છે, તેથી મૂલશ્લોક ન આપતાં ફકત ગ્રંથકારે વર્ણવેલું રહસ્ય જ શ્લોકસંખ્યા પ્રમાણે આપવામાં આવે છે મૂલગ્રંથ અને તેનું સરસ ભાષાંતર મનન કર્યાં પછી આ રહસ્ય સમજવામાં આનંદ આવશે

જે માર્ગમા પરમફલરૂપ પ્રભુની પ્રાપ્તિમાટે સર્વસાધનનો જ અભાવ હોય તે જ શુદ્ધપુષ્ટિમાર્ગ છે દશમસ્કંધના તામસ પ્રકરણના ફલપ્રકરણમા વ્રજયુવતિઓએ જ્યારે પ્રભુનુ અન્વેષણ પ્રભુના ગુણનુ ગાન વગેરે સાધનો કર્યા, પણ પ્રભુ મળ્યા નહિ, છેવટે તે બધા સાધનો છોડીને નિસાધન થઇને, રુદનથી દીનતા પ્રકટ કરી, ત્યારે જ પ્રભુની પ્રાપ્તિ કરી શક્યા આથી સાધનનો અભાવ તે જ પુષ્ટિમાર્ગમા સાધન એમ તાત્પર્ય નીકલે છે. આ પ્રભુનુ નિસાધનફલપણુ જણાવનાર તાત્પર્ય ઉપર કઈ અરુચિ આવવાથી ગ્રંથકાર બીજો પણ પક્ષ લે છે, અથવા તો ફલરૂપ પ્રભુ જ સ્વરૂપાત્મક ફલની પ્રાપ્તિમા સાધન બને છે માટે જ શ્રીઆચાર્યજી પણ ઉપદેશે છે કે 'પ્રભુ પહેલા બ્રહ્મા થયા, પછી વિષ્ણુ, અને પછી રુદ્ર થયા, છેવટે કૃષ્ણ થયા બ્રહ્મા એટલે વિરહોત્પાદક થયા વિષ્ણુ એટલે વિરહને વધારનાર—પોષનાર થયા રુદ્ર એટલે વિરહનો નાશ કરનાર થયા પ્રકટ થઇને પછી શ્રીકૃષ્ણ જ થયા, આ રહસ્ય છે ॥૧॥

બીજા સાધનની અપેક્ષા રાખ્યા વગર ફક્ત ભગવદનુગ્રહથી જ લૌકિકવૈદિકસિદ્ધિ થાય તે જ શુદ્ધ પુષ્ટિમાર્ગ કહેવાય, માટે જ વ્રજસ્થ ભક્તોને કેવલ કૃપાથીજ વૈકુંઠની પ્રાપ્તિ થઈ છે. વ્રજસ્થોની દશા એવી હતી કે દિવસે વ્યાપારગ્રસ્ત હોય અને રાત્રે નિદ્રાધીન બની જાય. આવા લોકોનો ઉદ્ધાર પ્રભુ અનુગ્રહ કરીને નિજ સામર્થ્યથી કરે તો જ થાય, નહિ તો નહિ જ. બ્રહ્માજી પણ કહે છે કે આવા ગોકુલને વૈકુંઠની પ્રાપ્તિ અત્યત શ્રમ વડે પ્રભુએ જ કરાવી છે. કદાચ મનુષ્ય પોતે પોતાનો યત્ન કરવા જાય તો વિઘ્ન જ થાય, મતલબ કે તેનો પ્રયત્ન પાછો પડે, કઈ કામમા આવે જ નહિ આ ભાવ નદ વગેરે અંબિકાવનની યાત્રા કરવા નિકલ્યા તે પ્રસગમા સ્પષ્ટ છે ॥૨॥

વળી જે માર્ગમા પ્રભુ જીવની યોગ્યતાનો વિચાર કર્યા વગર જ અગીકાર કરે તે શુદ્ધપુષ્ટિમાર્ગ કહેવાય 'કેવલ ભાવથી જ ગોપીજનો, ગાયો, પક્ષીઓ, મૃગો વગેરે પ્રભુને પ્રાપ્ત કરી શક્યા વિચાર કરીએ તો શાસ્ત્રમા તો પુરુષનો જ અધિકાર હોવાથી પશુ વગેરેના મોક્ષની સભાવના—કલ્પના પણ ઉડી જ જાય છે. ॥૩॥

ધર્મ અવબોધનારા વાક્યોનુ તાત્પર્ય ભગવત્સબંધમા સમજીને ફલની પ્રાપ્તિના અવસરમા પ્રતિબધ કરનારા ધર્મો છોડી ફક્ત ધર્મિપ્રભુમા જ તત્પર બની જવુ, તે જ શુદ્ધપુષ્ટિમાર્ગ. માટે જ 'શ્રવણ દર્શન અને ધ્યાનથી મારામા જ ભાવ રાખવો' એ વાક્યનુ તાત્પર્ય—રહસ્ય—સમજીને શ્રીગોપીજન પ્રભુસ્વરૂપમા જ આસક્ત થયા, નહિ કે તેથી વિરુદ્ધ ગૃહ પ્રતિ જવા મરજી કરી. ૪

જે માર્ગમા ચોરન ચૌર્ય વગેરે ચરિત્રોમા હીનબુદ્ધિ લાવીને અસભવરૂપી દોષબુદ્ધિ ન જ લાવી શકાય, અને કાલીયનાગદમન, દાવાગ્નીથી મુક્તિ કરવુ વગેરેમા બીજા ચરિત્રો કરતા અધિકબુદ્ધિ પણ ન જ કરાય ફક્ત પ્રભુની કોઇપણ જાતની કૃતિ ઉત્તમ જ છે, એમ જાણવું તે પુષ્ટિમાર્ગ ૬

જે માર્ગમા સ્વામિસુખમાટે જ સમગ્ર વ્યાપાર છે, ઐહિક પારલૌકિક સુખમાટે વેદ, લોકની ત્યા જરૂર જ નથી તે શુદ્ધપુષ્ટિમાર્ગ વાક્ય છે કે, '[1]પુત્ર, પતિ, દેહ, સ્વજન, ગૃહ વગેરેને છોડી પુરુષોત્તમ શ્રીકૃષ્ણને જે તમો વરો છો, તે અત્યુત્તમ છે'

---

१ हित्वा पुत्रान् पतीन् देहा न् स्वजनान् भवनानि च । हित्वा वृणीत यूय यत कृष्णाख्य पुरुषं परम ॥

# સ્વધર્મના મુખ્ય સિદ્ધાન્તો.



૧ જગત્ સત્ય છે

૨ જગત્, જીવ, અંતર્યામી, અક્ષર ઇત્યાદિના નિમિત્ત અને ઉપાદાન કારણ શુદ્ધ નિર્ગુણ બ્રહ્મ કૃષ્ણ પરમાત્મા જ છે

૩ જીવે અવિદ્યાથી કલ્પેલો અહન્તામમતાત્મક સંસાર મિથ્યા છે

૪ જીવ અણુ છે, શુદ્ધ નિર્ગુણ બ્રહ્મનો અંશ છે, વ્યાપક નથી

૫. પરબ્રહ્મ પુરુષોત્તમ કૃષ્ણનું ધામ અક્ષર બ્રહ્મ ગણિતાનંદ છે

૬ સર્વોપરિ વેદાદિશાસ્ત્રે પ્રતિપાદિત પરમફલાપન્ન વસ્તુ શ્રીકૃષ્ણ જ છે.

૭. કૃષ્ણની સેવા એ જ અંશ જીવનો ધર્મ છે, એટલે વસ્તુતઃ સ્વધર્મ કૃષ્ણસેવા જ છે.

૮. આત્મનિવેદન અને પ્રભુપ્રપત્તિ વિના અન્ય વિશ્વધર્મ હોઈ શકે જ નહિ

---

Reg. No. B. 896.

## પુષ્ટિભક્તિસુધાના ગ્રાહકોને સવિનય નિવેદન.

આ માસિકના સર્વ લેખકો જે લેખ લખે છે તે સાંપ્રદાયિક સેવા કરવાની નિર્મળ બુદ્ધિથી જ લખે છે, તેથી બીજા પત્રોની માફક આ માસિકના લેખકોને આપવામાં દ્રવ્યનો ખરચ બિલકુલ થતો નથી, એ જણાવતાં આનંદ થાય છે. માસિકની છપામણી વગેરે ખરચ ઘણી જ કરકસરથી કરવામાં આવે છે, તેથી નોછાવરમાંથી જે કાંઈ બચશે તેમાંથી સાંપ્રદાયિક પ્રાચીન ગ્રંથો પ્રસિદ્ધ કરવામાં આવશે. વૈષ્ણવભાઈઓએ આવા માસિકના પોતે ગ્રાહક થવું જોઈએ, એટલું જ નહિ પણ પોતાના મિત્રોને પણ આવા ધાર્મિક કાર્ય તરફ પ્રેરવાનું ખાસ લક્ષમાં રાખવું જોઈએ.

મુંબાઈ,
પ્રિન્સેસ સ્ટ્રીટ.

પ્રકાશક.

વર્ષ ૩ જુ ] શ્રીકૃષ્ણાબ્દ ૫૧૩૮, વૈશાખ

# પુષ્ટિભક્તિસુધા.

કૃષ્ણ ૧૧ શ્રીવલ્લભાબ્દ ૪૩૫ [ અંક ૨.

नायमात्मा प्रवचनेन लभ्यो न मेधया न बहुना श्रुतेन
यमेवैष वृणुते तेन लभ्यस्तस्यैष आत्मा वृणुते तनु स्वाम ॥ १ ॥
नाहं वेदैर्न तपसा न दानेन न चेज्यया
शक्य एवंविधो द्रष्टुं दृष्टवानसि मां यथा ॥ २ ॥
भक्त्या त्वनन्यया शक्यः अहमेवंविधोऽर्जुन ।
ज्ञातुं द्रष्टुं च तत्त्वेन प्रवेष्टुं च परंतप ॥ ३ ॥

પ્રકાશક,
વાડીલાલ નગીનદાસ શાહ,
બી. એ. એલ્એલ્. બી., વકીલ હાઈકોર્ટ.

લવાજમ, રૂા. ૨-૦-૦ છૂટક અંકના રૂ ૦-૪-૦

Printed by B. Miller Superintendent British India Press, Bombay and Published by Vadilal Nagindas Shah, B.A. LL.B., Princess Street Bombay

# आवश्यक निवेदन.

૧. આ માસિક સબંધી સઘળો પત્રવ્યવહાર પ્રકાશકને નામે કરવો.

૨. આ માસિક દરેક માસની કૃષ્ણ એકાદશીએ પ્રકટ થાય છે

૩. આ માસિકમાં છપાવવાને આવેલા લેખો લેવા ન લેવા તેમ જ તેમા યોગ્ય સુધારાવધારા કરવા પ્રકાશકની ઇચ્છાધીન છે.

૪ શ્રીમદ્‌વલ્લભાચાર્યજીના સિદ્ધાન્તાનુસાર જ લેખ લેવામાં આવશે.

૫ વર્ષનુ નોછાવર પ્રથમથી લેવામા આવે છે.

૬. આ માસિકના પરિવર્તનમા જેમના તરફથી માસિક વા પત્ર મલશે તેમને વગર નોછાવરે આ માસિક મોકલવામા આવશે

૭. કોઇ પણ બાબતની ખબર મગાવવી હોય તો જવાબ સારૂ ટિકેટ બિડવી તે સિવાય જવાબ આપવામા આવશે નહિ

૮. આ માસિકમા જાહેર ખબર છપાવવી હોય કે હેન્ડબિલ વહેચાવવા હોય તેમણે પ્રકાશકને લખવુ અથવા મલવુ.

પુષ્ટિભક્તિસુધા કાર્યાલય,
પ્રિન્સેસ સ્ટ્રીટ,
મુંબાઈ. } પ્રકાશક

# અનુક્રમણિકા.

॥ श्रीकृष्णाय नमः ॥

॥ श्रीगोपीजनवल्लभाय नमः ॥




## ॥ श्रीहरिरायजीकृताष्टपदी ॥

(७)

(गुर्जरीरागेण गीयते.)

गोचारणकरणाय विपिनमिह गतवति नन्दकुमारे ॥
मम मनसा सङ्गं गतमधुना सखि सुन्दरतासारे ॥ १ ॥
बर्हिशिरोभूषणकृतरूपणवशितयोषिदाधारे ॥
विविधकुसुममृदुपल्लवमिलदलिकुलविलसितकचभारे ॥ २ ॥
नयनमीनयुगयुतनिजनुतलावण्यसुधाकूपारे ॥
कर्णकुसुमकुलकम्बुसमाकुलगल्लपुलिनपरिवारे ॥ ३ ॥
विकसितनासाशुक्तियुक्तमुक्ताफलरुचिराकारे ॥
चुम्बनमथनविनिःसृतबिम्बाधरमधुलोभितनारे ॥ ४ ॥
कम्बुकण्ठविलुठितमुक्ताफलविरचितमुरुचिरहारे ॥
मृदुकमनीयकलेवरसुषमाविगतमानजितमारे ॥ ५ ॥
वरदाभयलक्षणयुगशोभितकरयुगपरमोदारे ॥
तनुतरकटिविलसितविज्ञापितयुवजनकठिनविहारे ॥ ६ ॥
ऊरुयुगलरम्भापटपल्लवचरणकुसुमसुकुमारे ॥
अङ्घ्रियुगं मम शिरसि सदा कुरु बहु विलपामि मुरारे ॥ ७ ॥
श्रीवल्लभपदसरसिजसेवनमेव सदा सविकारे ॥
विज्ञापनमियदेव करोमि हरे कृपयाशु सदारे ॥ ८ ॥

(८)

(वसन्तरागेण गीयते.)

अवलोकय सखि मञ्जुलकुञ्जे ॥
रमयति श्रीगोकुलरमणीरिह गोकुलपतिरलिकोकिलपुञ्जे ॥ ध्रु० ॥
माधविकालतिका रतिकारिणि रागिणि रुचिरवसन्ते ॥
त्रिविधपवनकृतविरहिमधूजनमदननृपतिसामन्ते ॥ १ ॥
किंशुककुसुमसमीकृतदयिताधररसपानविनोदे ॥
मधुपसमाहृतवकुलमुकुलमधुविकसितसरसामोदे ॥ २ ॥

नवनवमञ्जुरसालमञ्जरीबोधितयुवजनमदने ॥
दयितारदनसमद्युतिमुकुलितकुन्दचिरस्मृतवदने ॥ ३ ॥
युवतिजनमानसगतमानमहागजमदमृगराजे ॥
कोकिलकुलकूजितविरहानलतापितपथिकसमाजे ॥ ४ ॥
विततपरागकुसुमसम्बन्धिसदागतिवासितगहने ॥
कुसुमितकिंशुककैतवविस्तृतविरहिगहनवनदहने ॥ ५ ॥
पल्लवकुसुमसमेतविपिनविस्मारितयुवजनगेहे ॥
मदनदहनदीपनविद्रावितविरहिदीनजनदेहे ॥ ६ ॥
जगति समानशीततदितरविरचितनिजरुचिराकारे ॥
वनिताजनसंयोगसेविजनजनितानन्दधुभारे ॥ ७ ॥
इति हितकारिवचनमतिमानिनि मानय गोकुलवासे ॥
कुरु रतिमतिशयकरुणारसवति वितर मतिं हरिदासे ॥ ८ ॥

(९)

(गान्धाररागेण गीयते.)

दर्शय मामतिदीनं सुन्दरगोकुलनृप निजवदनम् ॥
रहसि मया मिल माधव सततं दयित विभूषय सदनम् ॥ १ ॥
सपदि निवर्तय निजकोमलवपुषा रतिपतिकृतकदनम् ।
शृणु करुणालय दीनतमं खलु दुःखिततावकनदनम् ॥ २ ॥
यदपि मया कथितं दोषेण कृपापर निष्ठुरवचनम् ॥
स्थापय मां निजचेतसि मानद विरहविविधरचनम् ॥ ३ ॥
भवति न नाथ वियोगभरेण दृगम्बुधिजलतरणम् ॥
तपति हृदयमधुना हितनाशन मुहुरनुचितकरणम् ॥ ४ ॥
किमिदमशक्यं नायक येन कृतं गोवर्द्धनधरणम् ॥
स्वजनविहितशतदोषनिवारक मादृशदुर्मतिहरणम् ॥ ५ ॥
त्यजसि हरे किमु दीनतम मामधुनाऽविहिताचरणम् ॥
वितरति फलमभिलषितमनुत्तमपदकमलादरणम् ॥ ६ ॥
सततमहं विश्वसिमि फलिष्यति मद्वरणम् ॥
वद वदनामृतकिरणशिशिरतररूपक इह मम शरणम् ॥ ७ ॥
विज्ञापनमिदमेव हरे वारय विरहानलमरणम् ॥
भवतु सदा वल्लभवरचरणं मम शरणं कृतभरणम् ॥ ८ ॥

# महानुभावी श्रीगोपालदासजी.

શ્રીમહાપ્રભુજી, શ્રીગોપીનાથજી, અને શ્રીગુસાંઈજી એ સર્વના સાક્ષાત્ પ્રતિનિધિ શ્રીતિલકાયિત ગોસ્વામી શ્રીગોર્વધનલાલજી છે, તેમ શ્રીગિરિધરજીના પ્રતિનિધિ શ્રીરણછોડલાલજી હતા. તેઓશ્રી શ્રીગિરિધરજીના સેવ્યસ્વરૂપ શ્રીમથુરેશજીની સેવા તન મન ધનથી કરતા હતા. શ્રીગિરિધરજીના વંશમાં જ શ્રીગોપીનાથજી દીક્ષિતજી શ્રીવ્રજભૂષણજી દીક્ષિતજી થયલા છે, એઓશ્રીએ વેદ, અણુભાષ્ય, વિદ્વન્મંડન પ્રભૃતિ સાંપ્રદાયિક ગ્રંથો ઉપર સમર્થ લેખ લખેલા છે. શ્રીરણછોડલાલજીની ગાદી ઉપર જે ગોસ્વામીને લેવામાં આવે તે આ ગ્રંથો પ્રસિદ્ધ કરવાને સમર્થ જ હોવા જોઈએ એ વૈષ્ણવોએ લક્ષમાં રાખવા જેવું છે.

શ્રીમથુરેશજીની ગોદમાં શ્રીનટવરલાલજી બિરાજતા હતા. હાલમાં એ શ્રીનટવરલાલજીનું સ્વરૂપ શ્રીરાજનગરમાં બિરાજે છે, અને તે સ્વરૂપની સેવા શ્રીમધુસૂદનલાલજી કરે છે, તેથી પ્રથમ ગૃહના ઉપનિષદ્યાયિત એઓશ્રી છે. શ્રીનટવરલાલના મંદિરમાં લક્ષ્મીની અને સરસ્વતીની ઉભયની અતિશય કૃપા છે. ત્યાંના સરસ્વતીભંડારના પુસ્તકોની યાદીના જ ત્રણ ચાર તો ચોપડા છે, તે ઉપરથી શ્રીનાથજી મહારાજે સંપાદન કરેલા ગ્રંથસંગ્રહનું સહજ અનુમાન થઈ શકે એમ છે. પાશ્ચાત્ય રીતિને અનુસરીને એ પુસ્તકોનું લિસ્ટ પ્રકટ કરીને એ પુસ્તકો સાંપ્રદાયિક વિદ્વાનોના ઉપયોગમાં આવે એવા સાધનો યોજવાનું અને તે પુસ્તકોનું સમુદ્ધરણ સુવાચ્ય રૂપમાં કરવાનું કર્તવ્ય પ્રથમ એઓશ્રીને પ્રાપ્ત થાય છે. રાજનગરમાં સંસ્કૃત કામ પણ સારી રીતે કરી શકે એવા મુદ્રણાલયો છે, અને અન્ય લક્ષ્મી ઇત્યાદિ સાધનસંપત્તિનું દાન તો પ્રભુએ એઓશ્રીને કરેલું જ છે. વલી આ સર્વ ઉપરાન્ત પુરુષાર્થ સિદ્ધ કરવાની તીવ્ર ઇચ્છા પણ એઓશ્રીમાં છે, તેથી શ્રીમધુસૂદનલાલજી નામમેવાસ્ય પરમ પુરુષાર્થ સિદ્ધ કરવાને તત્પર થશે એમ આપણે આશા રાખીએ તો તે અયુક્ત તો નહિ જ ગણાય. શારીરક વૈદક શાસ્ત્ર ઉપર જે લક્ષ એઓશ્રી આપે છે તેના કરતાં લક્ષગુણ લક્ષ સાંપ્રદાયિક સાહિત્ય પ્રકટ કરવા ઉપર તેઓશ્રી આપે એમ શ્રીનટવરજી એમની બુદ્ધિને પ્રેરે.

હાલમાં બિરાજતા સર્વ ગોસ્વામી બાલકમાત્ર શ્રીગિરિધરજી અને શ્રીયદુનાથજીના જ વંશ્ય છે. દશ બાર વિના સર્વ અન્ય બાલકો શ્રીગિરિધરજીના જ વંશ્યો છે, કારણ કે શ્રીગુસાંઈજીના બીજા પાંચ બાલકોના વંશની તો ક્યારની જ ઇતિશ્રી થયલી છે. શ્રીગિરિધરજીના વંશમાં બીજા ચાર ગોસ્વામીઓ વિષે પણ કાંઈ વક્તવ્ય છે, કારણ કે એ ચારેને વિદ્યાના સંસ્કાર પ્રાપ્ત થયલા છે, અને ચારે પાસે સાંપ્રદાયિક શાસ્ત્રીઓ પણ છે. આ ચારમાં પ્રથમ શ્રીજીવનલાલજી પોરબંદરવાલા, દ્વિતીય શ્રીનૃસિંહલાલજીના લાલજી શ્રીગોવર્ધનલાલજી, તૃતીય મુંબઈના મોટા મંદિરવાળા શ્રીગોકુલનાથજી, અને ચતુર્થ નડીયાદવાળા શ્રીઅનિરુદ્ધલાલજી છે.

શ્રીજીવનલાલજી વિદ્યાવિનોદી કહેવાય છે, સંપ્રદાયનું શ્રેય કરવાની એઓશ્રીની સંપૂર્ણ ઇચ્છા જણાય છે, અને યથાશક્તિ તે ઇચ્છા એમ અમલમાં મુકે છે. એઓશ્રી તરફથી 'આરોગ્યનિર્ણય' 'દ્રવ્યશુદ્ધિ' વગેરે ગ્રંથોના ભાષાંતર થયા છે, અને શ્રીપુરુષોત્તમજીવિરચિત પ્રસ્થાનરત્નાકર મુદ્રણ કરવાનું એઓશ્રીએ મગનલાલ શાસ્ત્રીને સોંપ્યું છે. સંપ્રદાયમાં અસંકુચિતપ્રવેશવાન્ શાસ્ત્રી પદ્મગુણલાલ (છગનલાલ) પણ એમના આશ્રિત છે, તેથી ઉક્ત મહારાજશ્રી અન્યસંપ્રદાયી તરફથી પ્રતિષ્ઠાની આકાંક્ષા ત્યજીને સંપ્રદાયના પ્રાચીન ગ્રંથોના ભાષાંતરને સર્વાંશે અવલંબે તો એઓશ્રીની વિજયપતાકા સર્વત્ર ફરકી રહે એમ સંભવ છે. વલી હાલમાં ઉક્ત મહારાજશ્રીના ચિરંજીવ શ્રીરણછોડલાલજીને મુંબઈના 'લાલવાલા' શ્રીશ્યામમનોહરજીની ગાદી પણ પ્રાપ્ત થઈ છે,

તેથી મોટર વિદ્યુત્ આદિ ક્ષુદ્ર વિલાસ કરતા નામસેવારૂપ વિલાસ વિશેષ થાય તો સપ્રદાયને અતિશય લાભ થાય એ નિસશય છે ઉક્ત શ્રીઘનશ્યામલાલજીએ આસુરવ્યામોહ લીલા કરી તે પહેલાં બે ચાર વર્ષમાં મગનલાલ શાસ્ત્રીની પ્રાર્થના લક્ષમા લઇને 'ગાયત્રાભાષ્ય' અને 'ગીતાભાષ્ય' પ્રકટ કર્યા હતા. વિદ્વન્મડન ટીકાત્રય સાથે છપાવવાનુ શરૂ કર્યું અને સાતેક ફૉર્મ અર્થાત્ કે ત્રયતુ મુદ્રણ થયુ એટલામા રાજયક્ષ્મને નિમિત્તે એ લીલામા પધાર્યા લીલામા પધારતી વખતે એમણે જે વિલ કર્યું છે તેમા 'શ્રીસુબોધિનીજી' પ્રસિદ્ધ કરવાની સ્પષ્ટ આજ્ઞા કરેલી છે, એ ચિ શ્રીરણછોડલાલજી અને એમના જનક પિતા શ્રીજીવનલાલજી વિશેષ લક્ષમા રાખીને સાપ્રદાયિક વિદ્વાન વૈષ્ણવોને પ્રસન્ન રાખશે એમ આશા છે દશદિગન્તવિજયી શ્રીપુરુષોત્તમજીના વાઙ્મયથી, પણ જો મહારાજશ્રી મુદ્રણ કરાવે તો સપ્રદાયની એઓશ્રીએ અમૂલ્ય સેવા બજાવી કહેવાશે, અને ભાવિસૃષ્ટિમાં એઓશ્રીનુ નામ ચિરસ્મરણીય થશે પરમેશ્વરે શ્રીઘનશ્યામલાલજીને પાચ વર્ષ વિશેષ આયુષ્યનું દાન કર્યુ હોત તો મગનલાલ શાસ્ત્રીની સગતિથી તેઓશ્રીએ શ્રીસુબોધિનીજી અને શ્રીપુરુષોત્તમજીના વાઙ્મય તો ક્યારનાએ પ્રસિદ્ધ કર્યા હોત !

શ્રીગોવર્ધનલાલજી હાલમા તો સપ્રદાયમા અગ્રગણ્ય વિદ્વાન્ છે, શ્રીસુબોધિનીજીમા નિરન્તર અવગાહન કરવાનો એઓશ્રીનો પ્રયાસ સર્વથા સ્તુત્ય છે, તથાપિ અમને સમજ નથી પડતી કે શા કારણથી મહારાજશ્રી સુગૃહીતનામધેય સ્વપિતૃચરણ શ્રીનૃસિંહલાલજીએ આરભેલુ શ્રીસુબોધિનીજીનુ મુદ્રણ કાર્ય હાથ ધરતા નથી મહારાજશ્રીના આશ્રયમા વાર્ષિક ઉત્સવની ટિપ્પણી પ્રતિવર્ષ પ્રકટ કરનાર કલ્યાણજી શાસ્ત્રી પણ છે. અને મુદ્રણકાર્ય પણ એ શાસ્ત્રી કરી શકે એવી શક્તિનુ દાન પ્રભુએ એમને કર્યું છે ઉત્સવાદિના નિર્ણયમા પ્રતિવર્ષે બહુ વાદવિવાદ થાય છે, તેથી ઉક્ત મહારાજશ્રીએ સપ્રદાયના સર્વ પ્રાપ્ય નિર્ણયગ્રન્થોનુ સત્વર મુદ્રણ કરાવી નાખવું જોઇએ. સૃષ્ટિમા પ્રકટ થઈને પ્રત્યેક મનુષ્યે પુરુષાર્થ સિદ્ધ કરવો જોઇએ, આપણા સપ્રદાયમા તો ભગવત્સેવા એ જ પરમ પુરુષાર્થ છે, આ ભગવત્સેવા પણ દ્વિપ્રકારક છે, તેથી માત્ર રૂપસેવાથી જ સતોષ ન માનતાં નામસેવારૂપ પ્રાચીન ગ્રથ પ્રસિદ્ધિરૂપ પુરુષાર્થ સિદ્ધ કરવાની દૃઢ અભિલાષા પ્રભુ ઉક્ત મહારાજશ્રીમાં શીઘ્ર પ્રકટ કરે એવી અમારી પ્રભુને ઉત્કટ પ્રાર્થના છે

મુબઇવાલા શ્રીગોકુલનાથજી તો વિદ્યાવિનયસપન્ન ગણાય છે એ મહારાજશ્રીના આશ્રયમા બે નૈયાયિકો અને બે આલકારિકો છે 'અપરિગ્રહાચ્ચાત્યન્તમનપેક્ષા' એ બ્રહ્મસૂત્રાનુસાર ન્યાયશાસ્ત્ર વૈદિક શિષ્ટ લોકોને સમત ન હોવાથી આપણા સપ્રદાયમા લેશમાત્ર પણ ગ્રાહ્ય નથી, અને કાવ્યાદીનામસત્ત્વાત્પ્રયોગ કથચન એ શ્રીમદાચાર્યજીની આજ્ઞાનુસાર લૌકિક કાવ્ય પણ સપ્રદાયમા અનુપયોગિ છે, તથાપિ આ ચારે સાક્ષરોને વિદ્યાનો કાંઈક સ્પર્શ છે અને તેથી મહારાજશ્રીને સપ્રદાયની સેવા કરવાનો જો કાંઈ પણ ઉત્સાહ હોય તો અમારો નિશ્ચય છે કે આ ચારે વિદ્વાનો મહારાજશ્રીનો તે ઉત્સાહ કોઇ પણ પ્રકારે મદ કરે એવા નથી વલી આનન્દની વાત છે કે ઉક્ત મહારાજશ્રીએ શ્રીસુબોધિનીજીનું મુદ્રણ કરવાની પ્રતિજ્ઞા મુબઈના શિષ્ટ વૈષ્ણવો સમક્ષ કરેલી છે, તેથી ઉક્ત ગોસ્વામીશ્રીને શ્રીમદાચાર્યજીના પ્રાકટ્ય વર્ષની પ્રસિદ્ધિ કરવાનુ સુભાગ્ય પ્રભુ શીઘ્ર દાન કરે એવી અમારી અભિલાષા અત્ર અસ્થાને નહિ ગણાય વલી ઉક્ત મહારાજશ્રી દશદિગન્તવિજયી શ્રીપુરુષોત્તમજીના મિત્ર ગોસ્વામી શ્રીવિઠ્ઠલરાયજીના વશ્ય છે, તેથી શ્રીપુરુષોત્તમજીના ઉપનિષદર્થસગ્રહ, પૂર્વમીમાસાભાષ્યવિવરણાદિ અનેક અમૂલ્ય ગ્રન્થો ઉપલબ્ધ કરીને તેનુ મુદ્રણકાર્ય, આરભશે, તો નિત્યલીલાસ્થાનમા રમણ કરતા એઓશ્રીના પિતામહોને મહાન્ આનન્દ પ્રાપ્ત થશે એ નિસશય છે તનમનધનની અનુકૂલ સામગ્રીનુ દાન પણ પ્રભુએ એઓશ્રીને કર્યું છે, તેથી એઓશ્રીનુ કાર્ય તો અન્ય સર્વ કરતા અતીવ સરલ છે

નડીયાદવાળા શ્રીઅનિરુદ્ધલાલજી તો હમણા જ શાસ્ત્રી મગનલાલ પાસે શ્રીમદણુભાષ્યના અધ્યાય દ્વયના શબ્દાર્થનુ મુબઈમા અધ્યયન કરી ગયા છે, તેથી એઓશ્રીને પણ શ્રીગોવર્ધનલાલજીની માફક શ્રીમદાચાર્યજીનો વાક્પ્રસાદ કાંઈક અશે પ્રાપ્ત થયો છે હાલ ભૂતલપર બિરાજતા ગોસ્વામીઓમા જે કોઈને પણ શ્રીમદ્વલ્લભાચાર્યના સિદ્ધાતનો પરિચય હોય તો તેવા ગોસ્વામી માત્ર બે જ છે, ૧ શ્રીનૃસિંહલાલજીના પુત્ર શ્રીગોવર્ધનલાલજી અને ૨ શ્રીઅનિરુદ્ધલાલજી શ્રીમદાચાર્યજીની નામસેવા કરવાને એઓશ્રી બદ્ધપરિકર થાય તો સપ્રદાય ઉપર એઓશ્રીનો મહાન્ ઉપકાર થાય એઓશ્રીને ઉપર્યુક્ત ત્રણ ગોસ્વામીઓની માફક ધનની અનુકૂલ સામગ્રીનુ બહુ દાન પ્રભુએ કર્યુ નથી, તથાપિ આચાર્યતત્ત્વને યોગ્ય સર્વસામગ્રીનુ તો દાન કરેલુ જ છે, તેથી જે ધન આચાર્યશ્રીના પ્રસાદથી પ્રાપ્ત થાય તેનો વ્યય સેવાથી વ્યતિરિક્ત ઈન્દ્રિયરૂપ અશ્વાદિ વિષયોમાં નહિ કરતા પ્રભુની નામસેવામા જ વિનિયોગ કરે, તો શ્રીમદાચાર્યચરણને અતીવ સતોષ થાય એ સ્વભાવિક જ છે

શ્રીગિરિધરજીના વશમા વિદ્વાનો પણ ઘણા થયા છે, શ્રીગિરિધરજી સ્વત વેદશાસ્ત્રના વક્તા છે, એવુ તો શ્રીગોપાલદાસજી આખ્યાનમા જ નિરૂપણ કરે છે,

શ્રીગિરિધર નરભૂષણ ભ્રાત સકલ ધુરિધાર રે રસના,
વક્તા વેદશાસ્ત્ર તણા શ્રીભામિનીઉરહાર રે રસના.

શ્રીગિરિધરજીને સ્વત વેદશાસ્ત્રના વક્તા કહ્યા છે, અને શ્રીગુસાઈજી જ્યારે પોતે શ્રીવિદ્વન્મણ્ડન રચતા હતા ત્યારે શ્રીગિરિધરજી કને માયાવાદનો પૂર્વપક્ષ કરાવતા એવી કિવદન્તી પણ સપ્રદાયમા પ્રચલિત છે શ્રીવિદ્વન્મણ્ડનમા કરેલા સમર્થ પૂર્વપક્ષ શ્રીગિરિધરજી સ્વત માયાવાદમાં પણ કેટલા કુશલ હતા તે દર્શાવી આપે છે આ ઉપરથી એમ અનુમાન થાય છે કે શ્રીગિરિધરજીના કરેલા અન્ય ગ્રન્થો પણ હશે, અને તે ગ્રંથો શ્રીનાથદ્વાર, શ્રીવિઠ્ઠલેશજી, શ્રીમથુરેશજી કે શ્રીનટવરલાલજીના પુસ્તકભડારોમા તપાસ કરતા કદાચિત્ પ્રાપ્ત પણ થાય આ સર્વ કાર્ય શ્રીગિરિધરજીના મુખ્ય વશ્યોને શિર છે

આ પ્રમાણે શ્રીગિરિધરજીનુ સ્મરણ કરીને ભક્તકવિ શ્રીગુસાઈજીના દ્વિતીય પુત્ર શ્રીગોવિન્દરાયજીનુ સ્મરણ કરે છે

શ્રીગોવિન્દ આનન્દમય ધર્મ સકલનુ ધામ રે રસના,
શ્રીરાણીરજત રુડલા ભક્ત સકલ વિશ્રામ રે રસના

શ્રીગોવિન્દરાયજી સ્વત મોટા વૈયાકરણ હતા, અને શ્રીગુસાઈજી પણ એઓશ્રીનુ મત વ્યાકરણના વિષયમાં લેતા હતા એવી ગાથા સપ્રદાયમા પ્રચલિત છે મોગલ બાદશાહના સમયમા એઓશ્રી ન્યાયાધીશ હતા એમ પણ અસકૃત્ સાભળ્યુ છે, 'ધર્મ સકલનુ ધામ રે' એ શ્રીગોપાલદાસજીનુ કથન પણ એ વાતને અનુમોદન આપે છે શ્રીગોવિન્દરાયજીને દાયભાગમા શ્રીવિઠ્ઠલેશજીના સ્વરૂપની સેવા પ્રાપ્ત થઈ હતી, દ્વિતીય ગૃહ એઓશ્રીનુ કહેવાય છે શ્રીવિઠ્ઠલેશજીની ગાદીવાળા શ્રીગોવિન્દરાયજીના વશમા પણ મહાન્ ધુરન્ધર પંડિતો અને મહાનુભાવી બાલકો થઈ ગયા છે. શ્રીકલ્યાણરાયજીએ ષોડશ ગ્રથ નિબંધ ઇત્યાદિ ગ્રથો પર ટિપ્પણી લખી છે શ્રીહરિરાયજીએ ઓછામા ઓછા ૫૦૦ ગ્રથો લખ્યા હશે સસ્કૃત સાપ્રદાયિક પાડિત્ય ઉપરાત ધવલકીર્તનાદિમાં પણ એમનું વૈદુષ્ય અનુપમ હતુ શ્રીહરિરાયજીના ભાઇ શ્રીગોપીનાથજીએ પણ 'વાદકથા' આદિ ગ્રંથો કર્યા છે શ્રીમદણુભાષ્ય ઉપર 'રશ્મિ' નામની ટીકા કરનાર 'ભક્તિમાર્તંડ'ના કર્તા 'આત્મવાદ' વગેરેના યોજક યોગેશ્વર શ્રીગોપેશ્વર 'સર્વવિદે' પણ આ દ્વિતીય ગૃહને જ અલકૃત કરેલુ છે, તેથી જ આ દ્વિતીય શ્રીવિઠ્ઠલેશજીના ગૃહમાં પુસ્તકોનો બહુ સારો સંગ્રહ છે. આ પુસ્તકાલય જો સાવધાનતાથી શોધવામા આવે તો ત્યાથી ઘણા પ્રાચીન ગ્રન્થો પ્રાપ્ત થઈ શકે એમ છે.

## ॥ जपसमये स्वरूपध्यानम् ॥

चञ्चलारक्तनयनमलकावृतभालकम् ॥
श्रुतियुग्मलसच्छ्रीमन्मकराकृतिकुण्डलम् ॥१३॥

**શ્લોકાર્થઃ**—ચચલ અને આરક્ત જેમના નયન છે. અને કેશથી આવૃત જેમનુ ભાલ છે અને પ્રકાશમાન મકરાકૃતિકુંડલ જેમના શ્રવણયુગલમા ઝળકી રહ્યા છે

**રહસ્યઃ**—નયનમા આરક્તપણુ તથા ચચળતાનો ભાવ વિચારિએ નયનની રક્તિમા કેવલ સ્વભક્તજનોના ગાઢ અનુરાગને સૂચવે છે જેમ સ્વામિનીભાવથી પોતાના શ્યામસ્વરૂપમ ગૌરતાપ્રદર્શન કરાવે છે, તેમ જ ભક્તાનુરાગસૂચક નયનનુ આરક્તપણુ છે ચચલપણુ મદવિઘૂર્ણિત લોચન એ વેણુગીતના શ્લોકના અનુસધાનથી સ્પષ્ટ થાય છે જ્યારે પ્રભુ વનમાંથી ગૃહપ્રતિ પધારે છે, ત્યારે સ્વનયનચંચલતાથી સ્વવિરહતાપતપ્ત વ્રજભક્તોને અનેક સયોગરસોદ્બોધઃ સકેતનુ સૂચન કરે છે અત્ર ચચલતા એ છે કે, જનસમુદાયમા પણ અનેક લીલાની સ્ફૂર્તિ કરાવવી શુદ્ધ પુષ્ટિપુરુષોત્તમના સ્વરૂપાનદમા નિમગ્ન ભક્તોને સારૂપ્યાદિમુક્તિચતુષ્ટય તથ સાખ્યયોગ પણ અપ્રયોજક છે, એ ભાવ અલ્કાવૃતભાલ અને मकराकृतिकुण्डल શબ્દથી સૂચિત થાય છે આ ગૂઢાભિસાધનુ વિસ્તૃત વિવેચન बीदृगलकावृतमुख એ શ્લોકના શ્રીસુબોધિનીજીમા છે, માટે વિશેષ જીજ્ઞાસા ત્યા પૂર્ણ કરવી

दिव्याङ्गरागललितं सर्वाभरणभूषितम् ॥
पीताम्बरावृतं श्रीमद्वनमालाविराजितम् ॥१४॥

**શ્લોકાર્થઃ**—દિવ્ય અગરાગ—ચદનાદિથી સુદર અને સર્વ અલકારોથી ભૂષિત, પીતાબરને ધરનાર શ્રીમદ્વનમાલાથી વિશેષ સુશોભિત એવા પ્રભુનુ ધ્યાન કરવુ

**રહસ્યઃ**—ચદન તે શુષ્ક ચદન જ નહિ, પરતુ દિવ્ય ચદન એમ ગ્રથકાર દિવ્ય વિશેષણ યોજે છે. તેથી તે ચદન સ્વામિન્યાદિ પુષ્ટિભક્તોએ અર્પિત છે, એમ સૂચિત થાય છે જે અગરાગથી પુલિન્દિઓ—ભીલડીઓ પણ ભગવલ્લીલામધ્યપાતિની થઇ તે અગરાગ—ચદનથી પ્રભુનું શ્રીઅગ લલિત છે સર્વાભરણ એટલે ભકતભાવાત્મક આભરણથી પ્રભુ શોભિત છે પીતાબર એ ગૂઢરસાચ્છાદક છે ચરણપર્યત વિસ્તૃત માલા વનમાલા કહેવાય છે, તે રસકીર્તિવર્ધક છે

रसासक्तं गोपिकैकानुरक्तं गोपिकावृतम् ॥
रासमण्डलमध्यस्थं गोपिकायुग्ममध्यगम् ॥ १५ ॥

**શ્લોકાર્થઃ**—રસમા જેમની આસક્તિ છે શ્રીગોપીજનોમા જ જેને અનુરક્તિ છે અને ગોપિકાથી ચોતરફ ઘેરાએલા–રાસમડલમા મધ્ય સ્થિતિ કરનાર શ્રીગોપીજનના જોડામા બીરાજતા.

**રહસ્ય.**—શૃગારાદિ રસમા નિપુણ, કેવલ પોતાના પુષ્ટિભક્તોમા જ આસક્તિ હોવાથી અન્યત્ર આસક્તિરહિત, અર્થાત્ રસાત્મક પુષ્ટિ પુરુષોત્તમ લીલાસૃષ્ટિસ્થવ્યતિરિક્ત જીવોને આનદદાન કરતા નથી યથાર્થ શૃગારરસનાતા તથા શૃગારરસસ્વરૂપ હોવાથી ગોપિકાદ્વયની મધ્યમા સ્થિતિ કરનાર અન્યથા રસાભાસ થાય અને ગોપિકાયુગલના મધ્યમા જે રમણુ છે તે જ મહારાસ–છે–कृत्वा तावन्तमात्मानं यावतीर्गोपयोषितः ॥ એકેક ભક્ત અને એકેક ભગવાન્ એ સાધારણુ રાસની સ્થિતિ છે तासां मध्ये द्वयोर्द्वयोः એ રાસ કેવલ રસરૂપ છે અત્ર વિશેષ વિજ્ઞાન

શ્રીસુબોધિનીથી પૂર્ણ કરવુ. સુવર્ણના મણકારૂપ શ્રીગોપીજનોના મડલ મધ્યમા-મહામરકત મણિરૂપ આપ વિરાજમાન છે એ રાસમડલમધ્યસ્થપદનુ તાત્પર્ય છે मध्ये मणीना हैमाना महामारकतो यथा એ શ્લોક અત્ર પ્રમાણ છે

श्रुतिरूपाग्निपुत्रात्मरूपगोपीभुजावृतम ॥
नृत्यन्तं शास्त्ररीत्यापि रसोद्रेकेण च स्वतः ॥ १६

શ્લોકાર્થઃ—શ્રુતિરૂપા અને ઋષિરૂપા શ્રીગોપીજનોના ભુજથી વિટાયલા આવૃત, શાસ્ત્રરીતિથી નાચતા જ્યા રસોદ્રેકથી એટલે ઉચ્છલિત રસ થઈ જવાથી સ્વત. નાચતા શાસ્ત્રમર્યાદાનું ઉલ્લઘન કરનાર

રહસ્યઃ—શ્રુતિરૂપા એટલે અન્યપૂર્વા, પ્રથમ પરણેલી અને ઋષિરૂપા તે અનન્યપૂર્વા, જેમણે વ્રત કર્યું તે, કુવારી જ્યારે રસવૃદ્ધિ થાય છે ત્યારે शास्त्राणा विषयस्तावत् यावद् मन्दरसा नरा रतिचक्रे प्रवर्तन्ते नैव शास्त्र न च क्रम —ઉક્ત શ્લોકાર્થ એમ છે કે પૂર્ણ પ્રેમનો આવિર્ભાવ થતા શાસ્ત્રમર્યાદા કે ક્રમ બીલકુલ રહેતો નથી, અને જો રહે તો પૂર્ણ પ્રેમ કહેવાય જ નહી પૂર્વોક્ત ન્યાયથી ભક્તસ્નેહપરવશ થઇને પોતાના આત્મારામાદિક ધર્મનો પણ ત્યાગ કરી રાસસ્થ ભક્તની સાથે નૃત્ય કરે છે અત્ર તાત્પર્યાર્થ એવો છે કે જેમ નદીનો પૂર્ણપ્રવાહ આવવાથી નિયમિત રસ્તે જલ જતુ નથી પરતુ ચોતરફ ફેલાઈ જાય છે, અને પોતાની મરજીમા આવે તે રસ્તે વહે છે, તેમ જ શાસ્ત્રમર્યાદા પણ પ્રભુમા પૂર્ણ પ્રેમનો આવિર્ભાવ ન થયો હોય ત્યા સુધી જ રહે છે પછી કેવલ સ્વરૂપાનદમા નિમગ્ન થતા અન્ય સર્વનુ વિસ્મરણ થાય છે એ ગૂઢાભિસધિનુ પણ નિરીક્ષણ અત્ર કરી લેવુ.

तृतीयपुरुषार्थीयरसक्रीडापरं क्वचित्
जलक्रीडारत क्वापि मदविह्वललोचनम् ॥ १७ ॥

શ્લોકાર્થઃ—ત્રીજા પુરુષાર્થ (કામ)ના, રસમા તત્પર, કોઈ વખત જલક્રીડા કરવામા આસક્ત–અને કયારે મદથી વીહ્વલ નેત્રવાલા

રહસ્યઃ—તૃતીય પુરુષાર્થ કામ, તેમા, ભક્તને માટે કેવા આપ પરાયણ થાય છે કે, तासा अतिविहारेण श्रान्ताना वदनानि स એ શ્લોકમા–અત્યત વિહારથી શ્રાન્ત, એવા શ્રીગોપીજનોના મુખ પ્રભુ પ્રેમ વડે અત્યત સુખરૂપ પોતાના શ્રીહસ્તવડે લુવા માડયા ભક્તાધીન થવુ એ જ પ્રભુની કામરસ ક્રીડા સમજવી ખરેખરા શૃગારરસભોક્તા પ્રભુ જ છે અન્ય નહી એમ બતાવવા માટે जलक्रीडारत એમ કહ્યુ છે નિજ ભક્તોને વિવિધ રસની પ્રાપ્તિ કરવાને માટે નેત્રમા વિહ્વલતા બતાવે છે

गोपिकासु च संसक्तं विरक्तं अन्यकार्यतः ॥
एतादृश प्रभुं श्रीमदाचार्यहृदयस्थितम ॥ १८ ॥

શ્લોકાર્થ.—કેવલ શ્રીગોપીજનોમા જ આસક્ત અને બીજા સર્વ કાર્યમા વિરક્તિ રાખનાર એવા પ્રભુ શ્રીમદાચાર્યના હૃદયમા નિત્ય વિરાજમાન છે

રહસ્યઃ—શ્રીગોપીજનોમા આસક્ત હોવાથી અન્ય કાર્ય માત્રથી વિરક્તિ આપ બતાવે છે ભગવાનનો એવો સ્વભાવ છે કે, સ્વકીય ભક્ત જન શિવાય અન્યત્ર આસક્તિવર્જીત રહે છે यो मद्भक्त स मे प्रिय એ શ્રીમદ્ગીતાવાક્યથી અન્યત્ર પ્રીતિરહીત છે तदन्यज्ञानवर्जित. એ

શિક્ષાપત્રના શ્લોકથી પુષ્ટિભક્ત વિના અન્યમા પ્રિયના આપ રાખતા નથી. કારણ કે ये दारागारान् पुत्राप्तान् प्राणान् वित्तमिम परम्—એ શ્લોકમા કહ્યા પ્રમાણે જે ભક્તો, સ્ત્રી ઘર, પુત્ર, બધુ પ્રાણ વિત્ત, આ લોક, તથા પરલોક સર્વનો ત્યાગ કરી કેવલ ભગવાન્‌ની શરણાગતિ કરે છે, તેનો પ્રભુ ક્યારે પણ પરિત્યાગ કરતા નથી. માટે અન્ય કાર્ય માત્રથી વિરક્ત છે એમ આપે આ શ્લોકમા આજ્ઞા કરી છે તે ઉપપન્ન છે શ્રીમદાચાર્યના હૃદય પ્રદેશમાં પ્રભુ બીરાજી રહ્યા છે એમ કહેવાથી नमामि हृदये शेषे—આ શ્લોકમા જે રસાત્મક સ્વરૂપનુ વર્ણન જે આપે કર્યું તે જ સ્વરૂપ ધ્યાનના વિષયમા લેવાનુ છે કારણ–આ સ્વરૂપાસક્તિસાધક માર્ગમા વિભૂત્યાદિકરૂપની ભાવના કર્તવ્ય નથી–એ સૂચવ્યુ છે અને સર્વાત્મભાવયુક્ત અને દાસ્યભાવને પ્રાપ્ત થયેલ ભક્તના હૃદય પ્રદેશમા જ આવી ભાવના થઈ શકે છે એ પણ તાત્પર્યાર્થ ફલિત થયો લીલાવિશિષ્ટ પુરુષોત્તમના સ્વરૂપના ધ્યાનમા સર્વાત્મભાવસસિદ્ધ–દાસ્યભાવ આવશ્યક છે

**भावात्मकेन रूपेण सामग्रीसहितं तथा ॥**
**रसात्मकस्याधिष्ठानं रसवत् हृदयं यतः ॥ १९ ॥**

**શ્લોકાર્થ**.—ભાવાત્મસ્વરૂપ, તથા ભાવાત્મક સામગ્રીસહિત એવા રસાત્મક પ્રભુ, તેનુ અધિષ્ઠાન પણ રસાત્મક હૃદય જ છે

**રહસ્યઃ**—પ્રભુ રસમય હોવાથી રસમય શ્રીમહાપ્રભુના હૃદયમા જ ભાવાત્મક સર્વ સામગ્રી-સહિત બીરાજે છે, માટે જ ફલાત્મક કૃષ્ણના પ્રેમ, સ્વસનિધાનમાત્રથી આપે છે અત્ર પ્રમાણ–सान्निध्यमात्रदत्तश्रीकृष्णप्रेमा –એ નામ છે.

**तथैव हृदयाविष्टं लीलायां प्रतिगोपिकाः ॥**
**हृदयादेव तत् तापवशात्तु बहिरुद्गतिः ॥ २० ॥**

**શ્લોકાર્થઃ**—જેવી રીતે શ્રીમહાપ્રભુજીના હૃદયમા પ્રભુ આવિષ્ટ છે, તે પ્રમાણે જ પ્રતિ-ગોપિકાના–એટલે પ્રત્યેક ગોપિકાના હૃદયમા રસાત્મક પ્રભુ રાસલીલામા આવિષ્ટ છે અને તે શ્રીગોપીજનોના તાપવશથી બહિરુદ્ગતિ છે—એટલે બહાર પધારે છે

**રહસ્યઃ**—રાસલીલામા પ્રત્યેક ગોપીજનોના હૃદયમા પ્રભુ વિરાજમાન છે, તે જ્યારે रुरुदु सुस्वर राजन्–એ શ્લોકમા પ્રચુરવિરહ વધવાથી રુદન કર્યુ ત્યારે હૃદયપ્રદેશમાથી પ્રભુ, બહાર પધાર્યા, માટે આ પુષ્ટિભક્તિમા પ્રભુ જે પ્રકટ કરવામા વિરહતાપની જ આવશ્યકતા છે એમ આપે આ શ્લોકમા નિરૂપણ કર્યું છે અત્ર વિશેષ અનુસધાન શ્રીસુબોધિનીજીનુ કરવુ.

**लोकवेदप्रसिद्धस्वमधिष्ठाय क्रियाकृतिः ॥**
**अवतारपरोक्षे तु मूर्तावेवेति निश्चयः ॥ २१ ॥**

**શ્લોકાર્થઃ**—અવતારદશામા લોકવેદમા પ્રસિદ્ધ સ્વરૂપનુ અધિષ્ઠાન કરીને ક્રિયા કરનાર–અને અનવતાર દશામા મૂર્તિમાં જ ભક્તજનોને સ્વાનુભવ કરાવનાર

**રહસ્યઃ**—અવતારદશામાં સાક્ષાત્ સ્વરૂપથી જ સર્વ ક્રિયા કરી અને જેમ પોતાના ભક્તોને પ્રપંચવિસ્મૃતિપૂર્વક પોતાના સ્વરૂપમા આસક્તિ થાય તેવી ક્રિયાઓ એટલે લીલાઓ કરે છે, કારણ સાત્વિકરાજસાદિ ભક્તોના નિરોધ માટે લૌકિક લીલાનું આચરણ કરીને પણ પોતાની પૂર્ણકામત્વાદિમર્યાદાનુ ઉલ્લઘન કરતા નથી, એ જ પુષ્ટિપુરુષોત્તમનુ વૈલક્ષણ્ય, સ્વાનનાર-

દશામા અવતારકાલીન ભક્ત અનુભવ કરે છે. અને અનવતારદશામા નામલીલાપ્રતિપાદક શ્રીભાગવતાદિ ગ્રંથ તથા શ્રીમદાચાર્યપ્રતિપાદિત વ્રજપતિના સેવામાર્ગમા—સ્વરૂપસેવા કરનારને પણ સાક્ષાત્ સ્વરૂપાનંદનો અનુભવ થાય છે અને સ્નેહપૂર્વક, ભગદીયે અંગીકાર કરેલી વસ્તુ હસતા હસતા આરોગે છે चाटहासैः करोति એ વાક્ય અત્ર પ્રમાણ છે અને રૂપસેવાથી અનવતારદશામા પણ સાક્ષાત્ શ્રીમદ્ ગોકુલનાથની સંગમસુધાની પ્રાપ્તિ થાય છે માટે શ્રીમદાચાર્યપ્રકટિત આ પુષ્ટિમાર્ગનું—એ જ વૈલક્ષણ્ય કે અવતારદશાવત્ અનવતારદશામા પણ સાક્ષાત્ સ્વરૂપાનંદાનુભવ થાય છે એ આ શ્લોકનો નિષ્કર્ષાર્થ છે, અર્થાત્—અવતારદશામા તથા અનવતારદશામાં પુષ્ટિસ્થ જીવોને સ્વરૂપાનંદનુ દાન કરનાર પુષ્ટિપુરુષોત્તમના ધ્યાન કરવાનો ઉપદેશ આપ કરે છે

अनुभूतिर्भाववतां भावरूपेण सर्वथा ॥
अन्येपामन्यरूपेण ततः साधारणी मतिः ॥ २२ ॥

**શ્લોકાર્થ.**—ભગવત્સ્વરૂપમા, ભાવવાલાને ભાવરૂપથી જ સર્વથા અનુભવ થાય છે અને અન્યને અન્યરૂપથી, તેથી તે અનુભૂતિ સાધારણ બુદ્ધિરૂપ મનાય છે

**રહસ્યઃ**—ભાવવાલા પુષ્ટિભક્તો ભગવન્મૂર્તિમા સાક્ષાત્ નંદકુમારની જ ભાવના કરે છે, એટલે આ જ સ્વરૂપ યશોદોત્સંગલાલિત છે આ મૂર્તિ છે અને પ્રભુ બીજા છે એમ માનતા નથી, કારણ મૂર્તિ અને ભગવાનને ભિન્ન ભિન્ન માનનારની ગણના પ્રતીકોપાસનમા કરી તેનું ખંડન શ્રીમદાચાર્યચરણે ભાષ્યમા કર્યું છે પ્રતીકોપાસન—એટલે મૂર્તિ તથા ભગવાનને જુદા માનવા તે આવી ઉપાસના આ સંપ્રદાયમા સર્વથા નથી, માટે જ મૂર્તિપૂજા આપણામા કહેવાતી નથી, પણ સ્વરૂપસેવા જ કહેવામા આવે છે, આ વાત तद्रूपं तत्र च स्थित—એ નિબંધ શ્લોકમા यत्र हस्त—એ આપશ્રીના વાક્યથી, જે શ્રી યશોદોત્સંગલાલિતનો હસ્ત છે તે જ આ છે—મારા સેવ્ય સ્વરૂપનો હસ્ત છે એમ સ્પષ્ટભાવવાલાને અનુભવ થાય છે. अन्येषा अन्यरूपेण—એટલે—અન્ય પૂજામાર્ગીયને મૂર્તિમા સાધારણ બુદ્ધિ હોવાથી તે આવાહન વિસર્જન કરે છે. મૂર્તિમા આવાહન કરી, દેવને પધરાવે ત્યા સુધી જ દેવબુદ્ધિ પછી ધાતુબુદ્ધિ રાખે છે માટે તે જ સાધારણી બુદ્ધિ કહિ છે સાધારણી બુદ્ધિ એટલે મૂર્તિ અને ભગવાન્ જુદા છે, એમ માન્યતાને સાધારણ બુદ્ધિ કહી છે અત્ર વિશેષ જીજ્ઞાસા નિબંધ તથા ભાષ્યચતુર્થાધ્યાયથી પૂર્ણ કરવી

स्वरूपे च तथा मूर्तौ नहि भाववतां क्वचित् ॥
एवभूतं हरिं ध्यायेत् अतिदीनेन चेतसा ॥ २३ ॥

**શ્લોકાર્થ.**—સ્વરૂપમા—તથા મૂર્તિમા—ભાવવાલા પુષ્ટિભક્તને સાધારણ બુદ્ધિ થતી નથી અર્થાત્ પુષ્ટિમાર્ગમા મૂર્તિપૂજા નથી પણ સ્વરૂપસેવા છે તેમા, ક્યારે પણ સાધારણ બુદ્ધિ એટલે—આ ધાતુ મૂર્તિ છે, ભગવાન્ ભિન્ન છે, તેમ થાતુ નથી આવા પુષ્ટિભક્ત માન્ય હરિનું એટલે ભક્તદુઃખ હરનારનુ ધ્યાન કરવુ એમ આપ ભક્તજનોને ઉપદેશ કરે છે

**રહસ્યઃ**—દીનતાપૂર્વક ધ્યાન કરવાની જ આવશ્યકતા આ પુષ્ટિમાર્ગમા છે દીનતા એ જ આ માર્ગમા ફલરૂપ મનાય છે. માટે દીનતા સહિત સેવકભાવ પોતામા રાખી દાસ્યભાવ સહિત ધ્યાન ધરવું—ધ્યાન ધરવુ એટલુ જ નહી પણ દૈન્યયુક્ત ચિત્તથી શરણમંત્ર તથા પંચાક્ષરમંત્રોના જપ પણ સાથે કર્તવ્ય છે મનમા દીનતા આવવાથી અને હૃદયમા પ્રભુનુ ધ્યાન ધરવાથી રામરસ સ્વરૂપનો આવેશ જરૂર થવાનો

ततः सेवस्याति सर्वात्मभावो भवति न स्वतः ॥
पुष्टिमार्गे साधनं च फलं चापि मतो हि सः ॥ २४ ॥

**શ્લોકાર્થ**—દીનતાપૂર્વક ધ્યાનથી જ સર્વાત્મભાવ સિદ્ધ થાય છે પોતાના સાધનબલથી સર્વાત્મભાવ સિદ્ધ થતો નથી કેવલ અનુગ્રહૈકસાધ્ય સર્વાત્મભાવ છે માટે પુષ્ટિમાર્ગમા સાધન તથા ફલરૂપ તે સર્વાત્મભાવ જ મનાય છે.

**રહસ્યઃ**—અત્ર તાત્પર્યાર્થ એ છે કે. પુષ્ટિમાર્ગમા સર્વાત્મભાવની ભાવના સાધન છે. અને તે ભાવનાથી સર્વાત્મભાવની સિદ્ધિ થવી તે ફલ છે એમ સિદ્ધ થયુ, અને સર્વાત્મભાવ પ્રભુકૃપાથી જ થાય છે એ પણ સૂચન થયુ આ માર્ગમા સર્વાત્મભાવનુ દાન અત્યન્ત કૃપાપાત્રને જ શીઘ્ર થાય છે, કારણ સર્વાત્મભાવસાધ્ય અલૌકિક સામર્થ્યરૂપ પ્રથમ ફલની સિદ્ધિ ઉત્તમાધિકારીને જ થાય છે હીનમધ્યમાધિકારીને સાયુજ્યાદિ ફલનો લાભ થાય છે આ સર્વ સ્વસાધનસાધ્ય નથી, પણ ભગવત્કૃપાસાધ્ય જ છે, માટે તે સ્વત અત્ર આપ આજ્ઞા કરી

एतत् सर्वं निजाचार्यकरुणालंकृतात्मनाम् ॥
भवेदतस्तदीयानां विधेयः केवलाश्रयः ॥ २५ ॥

**શ્લોકાર્થ**.—આ સર્વ નિજાચાર્ય એટલે શ્રીમહાપ્રભુજીની કરુણાથી અલકૃત છે આત્મા જેનો એવા ભગવદીયોને થાય છે માટે કેવલ તેવા તાદશીય વૈષ્ણવનો જ સમાશ્રય કરવો

**ભાવાર્થઃ**—પૂર્વોક્ત સાધન, તથા ફલની પ્રાપ્તિ શ્રીમદાચાર્યની કરુણાદષ્ટિના બલથી જેની હૃદયભૂમિકામા નિરૂપધિસ્નેહઠાકુરોની સ્ફૂર્તિ થઈ છે, તેને થવાની અન્યને નહી, માટે તદ્દશીય ગુરુદ્વારા સામ્પ્રદાયિક દીક્ષા લઇને પણ निवेदन तु स्मर्तव्य सर्वथा तादृशैर्जनै —એ શ્રીમદાચાર્યના વચનામૃતાનુકૂલ તાદશીય વૈષ્ણવનો સમાશ્રય કરવો, તે તાદશીય કોને કહીયે? નિજાચાર્યચરણૈકપરાયણ અન્યાશ્રયાદિદોષવર્જીત કામલોભવિવર્જીત, સ્વરૂપાતિષ્ઠિત સર્વત્ર વૈરાગ્યવાન્ માત્સર્યાદિદોષવર્જીત અને ફલાત્મક શ્રીકૃષ્ણની સેવા તથા કથામા અતિઆદરયુક્ત હોય તે તાદશીય એવા તદીયની સાથે નિવેદનનુ સ્મરણ એટલે શરણમત્ર તથા પચાક્ષરમત્રસહિત ગદ્યાર્થનો વિચાર તથા રાસરથ સ્વરૂપનો પણ વિચાર પૂર્વોક્ત ધર્મસહિત ભગવદીય હોય તો જ થાય, માટે જ આપે આ છેલ્લા શ્લોકમા તદીયાના એવુ પદ મુક્યુ છે આટલી આજ્ઞા કરી આપ ગ્રથની સમાપ્તિ કરે છે

આ પ્રસગમા વિશેષ એટલુ જ જણાવવાનુ કે સાપ્રતકાલમા શ્રીમદાચાર્યપ્રકટિત શુદ્ધ પુષ્ટિમાર્ગીય સિદ્ધાતથી વૈષ્ણવવર્ગ તો શુ પણ કેટલાક સ્વયપડિતમન્યમાન અને કેવલ સ્વયશોગાનથી જ સતુષ્ટ થનાર વર્ગ એવો નિકળ્યો છે કે, શુદ્ધ પુષ્ટિમાર્ગીય ગુરુપરપરાથી પણ લીલાસ્થાનના જીવોને પ્રચ્યુત કરાવે છે. માટે સાપ્રતકાલમા શુદ્ધ પુષ્ટિમાર્ગીય સિદ્ધાતમા નિ'ષ્ણાત હોય તેનો જ સમાશ્રય કરવો એ પણ ફલિત અર્થ અત્ર થાય છે.

ઇતિ શ્રીહરિરાયજીવિરચિત જપસમયે સ્વરૂપધ્યાન નામના ગ્રથનુ ગુર્જર ભાષામા વિવેચન પૂર્ણ થયુ.

लेखक शास्त्री अवलराम भूधरजी शर्माना श्रीशरण वैष्णववृन्दे ।
सतुपक्षपातिनो हमा नून नार्हीरजक्षमा । गुणगृह्णीत मा दोष नीरक्षीरविवेकिन ॥

---

## ધંધુકામાં શ્રીમદાચાર્યપ્રાકટ્યોત્સવનિમિત્તે મિ. ગાંધીનું વ્યાખ્યાન.

(લેખમાટે લેખક જવાબદાર છે.)

વ્યાખ્યાનકર્તાએ આરંભમાં શ્રીમદાચાર્યચરણનું સંક્ષેપમાં જીવનવૃત્તાન્ત કહ્યું. ત્યાર પછી શ્રીમદાચાર્યચરણ અગ્નિસ્વરૂપ છે એમ પ્રતિપાદન કર્યું. **अर्थं तस्य विवेचितुं नहि विभुर्वैश्वानराद्वाक्पतेरन्यस्तत्र विधाय मानुषतनुं मां व्यासवच्छ्रीपतिः । दत्वाज्ञां च कृपावलोकनपटुर्यस्मादतोऽहं मुदा गूढार्थं प्रकटीकरोमि बहुधा व्यासस्य विष्णोः प्रियम् ॥ १ ॥** આ પ્રમાણે શ્રીમદાચાર્યચરણ શ્રીસુબોધિનીજી ટીકાનો પ્રારંભ કરતાં પોતાના અગ્નિસ્વરૂપનું પ્રતિપાદન કરે છે. વાણીના પતિ વૈશ્વાનર (અગ્નિ) વિના અન્ય કોઈ શ્રીમદ્ભાગવતના અર્થનું વિવેચન કરવા સમર્થ નથી, તેથી શ્રીપતિ શ્રીકૃષ્ણચંદ્રે વ્યાસની પેઠે મને આજ્ઞા કરી, તેથી હું આનંદથી વિષ્ણુસ્વરૂપ વ્યાસને પ્રિય શ્રીભાગવતનો ગૂઢ અર્થ પ્રકટ કરૂં છું. આ પ્રમાણે પ્રારંભમાં જ શ્રીમદાચાર્યચરણ શ્રીસુબોધિનીજી રચવાની પ્રતિજ્ઞા કરતાં સ્વતઃ જ સ્વકીય વૈશ્વાનરસ્વરૂપનો ઉદ્બોધ કરે છે, તત્ત્વદીપનિબંધ પર પોતાના રચેલા પ્રકાશમાં પણ 'अग्निश्चकार तत्त्वार्थदीपं भागवते महत्' એમ પોતાના અગ્નિસ્વરૂપનું સ્વતઃ જ પ્રતિપાદન કરે છે. શ્રીમદણુભાષ્યના દ્વિતીય અધ્યાયના દ્વિતીય ચરણના ૨૬મા સૂત્રભાષ્યમાં પણ એ જ પ્રમાણે નિજ સ્વરૂપનું પ્રતિપાદન કરે છે. શ્રીમદ્વિઠ્ઠલેશપ્રભુ પણ સર્વોત્તમસ્તોત્રમાં वैश्वानरो वल्लभाख्य એ નામથી શ્રીમદાચાર્યચરણ વૈશ્વાનરસ્વરૂપ છે તથાપિ પ્રિય છે એમ આજ્ઞા કરે છે. નિરુક્તમાં પણ યાસ્કાચાર્ય विश्वानरान्नयति अमुं लोकं प्रापयति એ પ્રમાણે વૈશ્વાનરશબ્દની વ્યુત્પત્તિ કરે છે. 'સર્વ લોકોને' એટલે અંગીકાર કરેલા સર્વ પુષ્ટિ જીવોને 'એ લોક' અર્થાત્ 'ગોકુલ' અથવા 'ગોલોક'ની પ્રાપ્તિ કરાવે છે, તે વૈશ્વાનર છે.

શ્રીમદાચાર્યચરણ સાક્ષાત્ પૂર્ણપુરુષોત્તમ શ્રીકૃષ્ણચંદ્રના મુખારવિન્દ છે. અગ્નિ પુરુષોત્તમનું મુખ છે. કલિકાલના તિમિરથી શ્રીપુરુષોત્તમના માહાત્મ્યનું જ્ઞાન વિદ્વાનોને પણ રહ્યું નહિ, તેથી જ્યારે શ્રીકૃષ્ણચંદ્રની દૈવી જીવોને પોતાના માહાત્મ્યનું જ્ઞાન ઉત્પન્ન કરાવી ભક્તિમાં પ્રેરવાની ઇચ્છા થઈ, ત્યારે પોતાના મુખારવિન્દ વૈશ્વાનરનો ભૂતલપર પ્રાદુર્ભાવ કર્યો.

**कलिकालतमश्छन्नदृष्टित्वाद्विदुषामपि । सम्प्रत्यविषयस्तस्य माहात्म्यं समभूद्भुवि । दयया निजमाहात्म्यं करिष्यन्प्रकटं हरिः । वाण्या यदा तदा स्वास्यं प्रादुर्भूतं चकार हि । सर्वोत्तमस्तोत्र.** તેથી દૈવીજીવોનો ઉદ્ધાર કરવો એ જ શ્રીમદાચાર્યચરણના પ્રાદુર્ભાવનું પરમપ્રયોજન છે એમ સિદ્ધ થાય છે. ત્યારપછી વ્યાખ્યાનકર્તાએ શ્રીમદાચાર્યચરણે રચેલા ગ્રંથોના નામ આપ્યા હતા અને શ્રીસુબોધિનીજી, શ્રીમદણુભાષ્ય, તત્વદીપનિબંધ, પૂર્વમીમાંસાભાષ્ય વગેરે ઉત્તમ ગ્રંથો રચી શ્રીમદાચાર્યચરણે આપણ વૈષ્ણવો ઉપર અતિશય અનુગ્રહ કર્યો છે એમ સ્પષ્ટ કર્યું હતું. શ્રીમહાપ્રભુજીના ગ્રંથની ભાષા ઘણી કઠિન છે. ગ્રંથ લખવાની પદ્ધતિ ઘણી ઉત્તમ છે. પરંતુ સૂક્ષ્મ અને અર્થગાંભીર્યમય લખાણ હોવાથી, અર્થાત્ જે અર્થ ૫૦ શબ્દોમાં કહી શકાય તે માત્ર ૧૦ શબ્દમાં જ સચોટ કહી નાખવાથી, શ્રીમદણુભાષ્ય વગેરે ગ્રંથો ટીકાના સાહાય્ય વિના સમજી શકાય તેવા નથી, અને તેથી જ ટીકાની દરકાર નહિ કરતા, માત્ર મૂલ ગ્રંથ વાંચવાનો પ્રયાસ કરતા તે તે મૂલ ગ્રંથો સમજી નહિ શકવાથી કેટલાક પાશ્ચાત્ય લોકોએ શ્રીમદાચાર્યચરણ 'વિદ્વાન્' જ ન હતા એવો અજ્ઞાનમૂલક આક્ષેપ કરેલો છે. અને વિદ્વત્તાનો ડોળ કરનાર કેટલાક આધુનિક લોકો પણ તેમ જ માને છે. પરંતુ આ પંડિતમન્યને શ્રીમદાચાર્યચરણ વિરચિત શ્રીમદણુભાષ્ય વગેરેના માત્ર અર્થ કરવાનું જ કહેવામાં આવે તો તેઓ અવશ્ય તે કાર્યમાં નિષ્ફલ થાય, અર્થાત્ તેઓ પરીક્ષક થવા લાયક નથી એટલું જ નહિ, પરંતુ પરીક્ષ્ય થઈને પરીક્ષા આપવા આવે તો પણ તેઓ તેમાં સફલ થાય કે કેમ

એ સદિગ્ધ જ છે વાણીના પતિ શ્રીમદૈશ્વાનરાચાર્યની ગૂઢ ભાષાનો અર્થ જાણવામા સૂક્ષ્મબુદ્ધિ તથા ઉદ્યોગ ઉપરાત તેમની કૃપાની પણ આવશ્યકતા રહેલી છે.

શ્રીમદાચાર્યચરણે ઉત્તમ શુદ્ધાદ્વૈત સિદ્ધાતનુ સ્થાપન કરી માયાવાદ વગેરે અસત્ શાસ્ત્રોનો સમૂલ ઉચ્છેદ કરી આપણા પર અતિશય ઉપકાર કર્યો છે પુષ્ટિમાર્ગનુ સ્થાપન કરીને અનન્ય ઉત્તમ પ્રકારની ભક્તિ કરતા આપણને શીખવી આપણા પર નિસીમ ઉપકાર કર્યો છે, તેનો પ્રત્યુપકાર કરવાને આપણે સર્વથા અસમર્થ જ છીયે.

આ પ્રમાણે શ્રીમદાચાર્યચરણના ગુણાનુવાદ કરી તેમણે વૈષ્ણવ ગૃહસ્થે કેવી રીતે વર્તન કરવુ, એ સબધમાં ઉત્તમ બોધ તત્વદીપના દ્વિતીય સર્વનિર્ણય પ્રકરણમાં આપેલો છે, એમ જણાવ્યુ હતુ આ બોધ ધ્યાનમા રાખવામા આવે તો અન્યગ્રહસ્થો પુષ્ટિમાર્ગપર વ્યભિચાર વગેરેનો આક્ષેપ કરે છે તે કરે જ નહિ, અને વૈષ્ણવો આ બોધ ધ્યાનમા રાખી તે પ્રમાણે વર્તે તો તેઓનુ આચરણ ઘણુ જ સુધરે, અને પુષ્ટિમાર્ગ ભૂતલપર ઉત્તમોત્તમ માર્ગ છે, એમ સર્વની દૃઢ પ્રતીતિ થાય.

શ્રીકૃષ્ણચદ્રના સ્વરૂપની જેવા ઉપચાર મળી આવે તેવા ઉપચારથી પણ ભક્તિભાવથી જ સેવા કરવી વસ્ત્ર તથા આભરણોથી જેમ સુદર લાગે તે પ્રમાણે પ્રેમથી અલકાર ધરવા. સર્વ પ્રકારે વૃત્તિહીન હોય તો પણ એક પ્રહર તો હરિની સેવામા વ્યતીત કરવો જ, અને નિયમ પ્રમાણે આદરથી શ્રીમદ્ભાગવતનો પાઠ કરવો વૈરાગ્ય અને સતોષ કોઇ સમયે તજવા નહિ ‘માનના ભુખ્યા’ કદાપિ થવુ નહિ અમે મોટા વૈષ્ણવ છીએ, અમારે માટે બધી સગવડ કરવી જોઇએ, અમારા કહ્યા પ્રમાણે જ ચાલવુ જોઇએ વગેરે અધમ વિચારો શુદ્ધ વૈષ્ણવના મનમા કદાપિ આવવા જ જોઇએ નહિ સર્વની અપેક્ષા તજવી માનની અપેક્ષા કરવી નહિ આ લોકમા જે જે ઇષ્ટ છે, જે પોતાને અતિશય પ્રિય છે, જેનાથી ચિત્તમા નિવૃત્તિ થાય તે સર્વ શ્રીકૃષ્ણચદ્રને અર્પણ કરવું

स्वधर्माचरणं शक्त्या विधर्माच्च निवर्तनम् ॥
इन्द्रियाश्वविनिग्राहः सर्वथा न त्यजेत् त्रयम् ॥

શક્તિપ્રમાણે પોતાના ધર્મ પાળવા, પણ વિધર્મથી તો સર્વથા દૂર જ રહેવુ, અને ઇંદ્રિયરૂપી અશ્વોને નિયમમા રાખવા, એ ત્રણ ગુણો કદાપિ તજવા નહિ જેમ અશ્વને વશ રાખવાથી જ્યા જવુ હોય ત્યા જઈ શકાય છે, પરતુ જો અશ્વને વશ ન રાખીએ અને તે આપણને ઘસડી જાય તેમ ઘસડાઇએ તો કોઈ સ્થળે મોટા ખાડામા આપણને નાખી દે, તે પ્રમાણે ઇંદ્રિયરૂપી અશ્વોને વશ રાખવાથી આપણને ઇષ્ટ દેશની પ્રાપ્તિ થાય છે આ ઠેકાણે ટીકા કરતા દશદિગન્તવિજયી શ્રીપુરુષોત્તમજી મહારાજ ‘રાસલીલા’ અને ‘વ્યભિચાર’મા ભેદ દર્શાવે છે, અને ભગવાનની લીલાના દૃષ્ટાતથી લોકમા પ્રવૃત્તિ કરનાર અને પ્રવૃત્તિ કરાવનાર ભગવાનથી અત્યત વિમુખ છે એવો નિશ્ચય કરી તેઓના સગનો સર્વથા ત્યાગ કરી સર્વ ઇંદ્રિયો વશ રાખવી એમ આજ્ઞા કરે છે

अतो भगवल्लीलादृष्टान्तेन लौकिके प्रवर्तकान्प्रवर्तमानांश्च विमुखान्निश्चित्य तत्सङ्गं परिहृत्य सर्वेन्द्रियनिग्रहः कार्यः ॥

વૈષ્ણવોએ અહકાર કરવો નહિ, માનની અપેક્ષાનો ત્યાગ કરવો, અને શ્રીમદ્ભાગવતનો હેતુ વિન દભવિના, પ્રયત્નથી આદરપૂર્વક પાઠ કરવો, એ જ કલિમા મોટુ સાધન છે

આ પ્રકારે આપણા પર નિસીમ ઉપકાર કરીને આપણને સસારમાથી ઉદ્ધાર કરવાનો પરિશ્રમ લેનાર શ્રીમદાચાર્યચરણના પ્રાદુર્ભાવના ઉત્સવને શુભ મહામંગલમય દિવસે આપણે સર્વે મળી તેમન

ઉત્તમ ગુણોનો અનુવાદ કરવો એ આપણો પરમ ધર્મ છે, એમ કહીને મિ ગાંધીએ વ્યાખ્યાન સમાપ્ત કર્યું હતુ

ત્યારપછી અધ્યક્ષ રા રા મોહનલાલ દુર્લભદાસે આવા ઉત્સવના દિવસે આ પ્રમાણે શ્રીમદાચાર્યચરણનો ગુણાનુવાદ કરવો એ માત્ર આપણો ધર્મ જ છે, એમ સમર્થન કર્યું હતુ તથા અહીંના વૈષ્ણવોના અજ્ઞાન વિષે પોતાનુ આશ્ચર્ય જણાવ્યુ હતુ થોડા સમય પહેલા મદિરમા રા રા. મંછુવત્સરામ નામના એક નાગર સદ્‌ગૃહસ્થે શ્રીમદ્ભગવદ્ગીતા ઉપર વ્યાખ્યાન આપ્યુ હતુ આ વ્યાખ્યાન થિઓસોફીના સિદ્ધાંતને અનુસરીને આપ્યુ હતુ, તો પણ પુષ્ટિમાર્ગીય અજ્ઞાની વૈષ્ણવોને તે પુષ્ટિમાર્ગનુ જ વ્યાખ્યાન લાગ્યુ હતુ, એટલુ જ નહિ પરતુ આ વ્યાખ્યાન પુષ્ટિમાર્ગનુ' હોઇ અમારા બંધુમડળના સિદ્ધાંતથી વિરુદ્ધ છે એમ માનીને, અમો બંધુમડળના સભાસદો ઉપર એક નનામો પત્ર કોઇ પોતાને વિદ્વાન્ માનનાર ભાવુક પણ અજ્ઞાની વૈષ્ણવે લખી મોકલ્યો હતો તે પત્રમા મહિનુ રા રા મંછુવત્સરામનુ વ્યાખ્યાન ઘણુ ઉત્તમ પુષ્ટિમાર્ગના સિદ્ધાતને દૃઢ કરનાર અને અમારા મડળને શરમ ઉત્પન્ન કરનાર હતુ એમ જણાવીને બંધુમડળ માટે કેટલાક અપશબ્દો પણ લખ્યા હતા વસ્તુત તે વ્યાખ્યાન થિઓસોફિના સિદ્ધાત પ્રમાણે આપેલુ હતુ, તેથી આ ગામના વૈષ્ણવોમા કેવુ દ્વેષમય અજ્ઞાન છે, તે સહુજ જણાઇ આવશે

વળી અહીંના કેટલાક પોતાને વિદ્વાન્ માનનાર વૈષ્ણવો તો એવો પણ ઉપદેશ કરે છે કે પુષ્ટિમાર્ગમા ગીતા તથા ભાગવત વાચવાની આવશ્યકતા નથી ષોડશ ગ્રથ વાચવાથી સર્વ સિદ્ધ થાય છે, પરંતુ ગીતા અને ભાગવત પુષ્ટિમાર્ગમા પ્રમાણ નથી પરતુ શ્રીમદાચાર્યચરણ પોતે જ શ્રીમદ્ભાગવતનો આદરપૂર્વક પાઠ કરવો, એ ઉત્તમ સાધન છે, એમ કહે છે, તો આપણે આ વૈષ્ણવમન્ય વિદ્વત્તાનો ડોળ કરનાર વૈષ્ણવોનો બોધ ગ્રહણ કરવો કે શ્રીમદાચાર્યચરણનો ઉપદેશ ગ્રહણ કરવો ? શ્રીમદાચાર્યચરણના ઉપદેશથી પણ વિરુદ્ધ કહેતા આ વૈષ્ણવમન્ય લોકો ચૂકતા નથી એ શોચનીય છે આ પ્રમાણે અધ્યક્ષનુ વ્યાખ્યાન થઇ રહ્યા પછી સભા વિસર્જન થઇ હતી

**હરિગોવિંદદાસ વ્રજલાલ શાહ.**
શ્રીમોહનબંધુમડળ ધંધુકાના સેક્રેટરી

---

# ક્ષયરોગથી પીડાતા હિંદુઓમાટે આરોગ્યભુવન.

ધરમપુરના ક્ષયરોગથી પીડાતા હિંદુઓમાટેના આરોગ્યભુવનની કમીટીના પ્રમુખ સર ભાલચંદ્ર કૃષ્ણ ભાટવડેકર નાઈટ તરફથી અમને જાહેર કરવાની એલતેમાસ થઈ છે કે, ઉપલુ આરોગ્યભુવન અથવા સેનેટરીયમ ઉપયોગ માટે ઠીક રીતે હવે તૈયાર છે, અને જે ક્ષયરોગથી પીડાતા હિંદુ દરદીઓ આરોગ્યભુવનનો લાભ લેવા માગતા હોય તેમણે ઉપલી કમીટીના ઓનરરી સેક્રેટરી **રાવબહાદુર સુંદરદાસ નાગણદાસ સોલીસીટરને** ઠાકરદ્વારના રસ્તા ઉપર ડાભોલકરની વાડીમા, અગર મેસર્સ દીક્ષીત ધનજીશા ને સુંદરદાસ સોલીસીટરોની ઑફીસમા નબર ૧ હમમ સ્ટ્રીટ, કોટમા મળવુ, અથવા લેખી અરજી કરવી એટલે તેઓ પ્રમુખની સાથે મસલત કરી યોગ્ય ગોઠવણ કરશે

**પ્રકાશક.**

# सांप्रदायिक व्रतोत्सव.

( લેખ માટે લેખક પોતે જ જવાબદાર છે )

શ્રીયુત્ પુષ્ટિભક્તિસુધાના પ્રકાશક યોગ્ય,

નીચેના લેખને આપ પોતાના માસિક પત્રિકામા અવકાશ આપશો

**श्रीमद्गोवर्धनधरस्मितकान्तिच्छटाःस्तुमः ।**
**याभिः क्षणान्निरस्यन्ते दुर्वादितमसां घटाः ॥ १ ॥**

પુષ્ટિભક્તિસુધાના વર્ષ ૨ અંક ૧૨મા પૃષ્ટ ૨૦૩ થી ૨૦૬ સુધી ૭ આક્ષેપો નાથદ્વારામા છપાતી સં૦ ૧૯૬૭–૬૮ની વ્રતોત્સવ ટિપ્પણીના ઉપર નાનાભાઈ કાલીદાસની સહીથી કરેલા છે, તેના યથાર્થ ઉત્તર નીચે મુજબ છે

**પ્રથમ આક્ષેપ** એવો છે કે સ૦ ૧૯૬૭–૬૮ જ્યે શુ ૧૪ના દિવસે ગણપત કૃષ્ણ ૫ચાગમા અનુરાધા નક્ષત્ર ઘ ૫૮ પળ ૧૯ છે, તેથી જ્યે શુ ૧૫ ને દિવસે તારક છાયામા જ્યેષ્ઠા ન હોવાથી એ ઉત્સવ પૂનમે ન હોવો જોઈએ, આષા વ ૧ સો ને દિવસે જ્યેષ્ઠાભિષેક હોવો જોઈયે

**ઉત્તર.**

આ ઉત્સવનો સમય રાત્રિનો પશ્ચિમ ભાગ છે, એમ દોલોત્સવનિર્ણય જોતા સિદ્ધ થાય છે "**कालश्च यामिन्या पश्चिमो याम इति निश्चीयते**" બીજા દિવસના સૂર્યોદયથી પૂર્વ પૂર્વ જે ભાગ તે પૂર્વ રાત્રિનો પશ્ચિમ ભાગ કહેવાય, કેવળ તારકછાયામા આગ્રહ નથી, પણ બીજા દિવસના સૂર્યોદયથી પૃર્વ એ ઉત્સવ થાય, એજ ગ્રથાશય છે, અને પ્રચલિત રીતિ પણ એમ જ જોવામા આવે છે સૂર્યોદયમા ૧॥। ઘડી ૧॥ ઘડી બાકી હોય અને જ્યેષ્ઠા પૂનમનો યોગ હોય તેને પણ મુકી તારકછાયા લેવી તે અયોગ્ય છે આક્ષેપક ચૌદશને દિવસે અનુરાધા ૫૮–૧૮ લખે છે, તેથી પણ જ્યેષ્ઠા નક્ષત્ર પશ્ચિમ રાત્રિમા આવી ગયુ અને તે વખત પૂર્ણિમા પણ વિદ્યમાન છે તેથી જ્યેષ્ઠા તથા પૂર્ણિમાનો યોગ થયો તે અતિશસ્ત છે, અને તે વખત થોડી તારક છાયા પણ રહે છે તેથી એ જ અભિષેકનો સમય મુખ્ય છે "**ब्राह्मे ज्यैष्ठ्यां ज्येष्ठर्क्षयुक्तायां यः पश्येत्पुरुषोत्तमम्**" આ પ્રમાણથી પૂર્ણિમા અને નક્ષત્રના યોગને ઉત્તમ બનાવેલ છે બીજા દિવસે અર્થાત્ આષા વ ૧ સો ને દિવસે કેવલ જ્યેષ્ઠા રહે છે પૂર્ણિમા ઘ ૫૧ પલ ૪૪ છે, તેથી પૂર્ણિમા તે વખત રહેતી નથી નક્ષત્ર અને પૂર્ણિમા બન્નેનો યોગ મુકી કેવલ જ્યેષ્ઠામા ઉત્સવ કરવો ગ્રંથસમત નથી, એમ નિર્ણયગમહ્ઠ લખે છે "**तिथिनक्षत्रयोगाभावे तु दोलोत्सववत्केवलनक्षत्रमेव ग्राह्यम्**" **અર્થ**—તિથિ નક્ષત્રનો યોગ ન હોય તો કેવલ નક્ષત્ર લેવુ, તેથી જે દેશમા અનુરાધાની વૃદ્ધિ છે ત્યા એકમ સોમવારનો ઉત્સવ કરવો વાજબી છે, પણ તમો જે અનુરાધાના ઘડી પળ લખો છો, તે હિસાબથી સ્પષ્ટ રીતે તે દિવસ પૂર્ણિમા અને નક્ષત્રનો યોગ છે તેને મુકી કેવલ નક્ષત્રમા કરવાની ભલામણ કરો છો, તે શાસ્ત્રવિરુદ્ધ છે, તેથી ટિપ્પણીમા પૂનમનો લખેલ જ્યેષ્ઠાભિષેક યોગ્ય છે

---

સાંપ્રદાયિક વ્રતોત્સવચર્ચા ચલાવનાર ઉભયપક્ષને અમારી એ સૂચના છે કે તમ્મોએ એકબીજાના આક્ષેપના અનુવાદ કરવામા વધારે સ્થલ રોકવું નહિ પૂર્વપક્ષે કરેલા ક્રમવાર આક્ષેપોનું પ્રમાણપુરઃસર અને સૂક્ષ્મ સમાધાનપ્રતિ જ લક્ષ્ય રાખવું આ માસિક પત્રિકા છે, સાપ્તાહિક કે દૈનિક નથી, એ લેખકે વિસ્મરવું ન જોઈએ. પ્રકાશક

**૨. બિજો આક્ષેપ**—એવો છે કે મજકુર ટિપ્પણીમા "આષા શુ ૩ શુ રથયાત્રા—यादि न योग न नक्षत्रके तो २ बुधवार कू भी होय सके એના ઉપર આક્ષેપનો આશય એવો છે કે ટિપ્પણીમા રથયાત્રામા બિજ ગુ ને મુખ્યતા અને ત્રીજ બુ ને ગૌણતા બતાવેલ છે પંડિત સુન્દરદેવજી ગુરુવારને પુષ્ય નક્ષત્ર નથી એમ કહે છે પછી બિજ ગુ મુખ્ય કેમ?

## ઉત્તર.

પ્રચલિત પંચાગોમા બિજ ગુરુવારે ઔદયિક પુષ્ય હોવાથી બિજ ગુરુવારની મુખ્યતા બતાવેલ છે, પરતુ બિજને ઔદયિક પુષ્ય ૨ ઘડી માત્ર છે, તેથી સેવામા અસૌકર્ય રહે, તેથી પૂર્વ દિવસ પણ થઈ શકે એમ લખેલ છે નિર્ણયગ્રથોમા ગૌણ મુખ્ય મતભેદમા એવો સ્પષ્ટ લેખ છે. "भक्तिमार्गे यथा सेवासौकर्यं तथा कार्यम्" તેથી બૃહત્ સ્થાનોમા સેવાસૌકર્ય એવા દુર્બલ નક્ષત્રના આગ્રહમા ન થાય તેથી બીજો પક્ષ પણ બતાવેલ છે, અને ગણિતથી બીજે દિવસે પુષ્ય ન આવે ત્યારે તો બીજો પક્ષ સુતરામ્ માન્ય છે ટિપ્પણીમા રથયાત્રામા બે પક્ષ લખવાનો આશય કેવળ પૂર્વોક્ત પ્રકારથી જ છે બે પક્ષ લેવાથી શાસ્ત્ર તથા સદાચારપ્રાપ્ત સેવાસૌકર્ય બનેની સિદ્ધિ થાય છે, એ જ

**૩. ત્રીજા આક્ષેપનો** આશય એ છે, ટિપ્પણીમા આપસ્તબીઓની શ્રાવણી શ્રા શુ પૂનમ ગુરુને લખેલ છે કારણ પંચાગોમા શ્રા શુ ૧૪ બુધ ઘડી ૭ પલ ૪૧ ઉત્તરા ઘ ૦ પ ૨૯ પૂનમ ઘ ૫ પ ૪૯ શ્રવણ ઘ ૫ પ ૫૯ છે આક્ષેપનો આશય એ છે કે નિર્ણયસિંધુમા એમ લખે છે "**श्रावणी पौर्णमासी तु सगवात्परतो यदि ॥ तदैवौदयिकी ग्राह्या नाऽन्यदौदयिकी भवेत्**" અર્થ—શ્રાવણી પૂર્ણીમા ઔદયિક ૧૨ ઘડીથી અધિક હોય તો જ શ્રાવણીમા લેવી, અને એથી ન્યૂન હોય તો ચૌદશમા શ્રાવણી કરવી ગત વર્ષમા પૂનમ ૫ ઘડી છે, તેથી આર્ષ વચન આધારે તો આપસ્તબીયોની શ્રાવણી બુધવારને દિવસે લખવી યોગ્ય હતી અર્થાત્ ટિપ્પણીમા આપસ્તબીઓની શ્રાવણી ગુરુવારને લખેલ છે તે યોગ્ય નથી

## ઉત્તર.

પૂર્વોક્ત "**श्रावणी पौर्णमासी तु**" એ ગાર્ગ્યવચન નિર્ણયસિંધુમા લખ્યા પછી નિષ્કર્ષ આ રીતે આપેલ છે "**तेन संगवोदयव्यापिनी मुख्या परेद्यु सगवाभावे पूर्वेद्युरुदयाभावे चैकैकसत्त्वे पूर्वेद्युश्चतुर्दशीनिषेधात्सामान्यवाक्यादौदयिकी कर्मपर्याप्ता ग्राह्या**" અર્થ—શ્રાવણી પૂનમ પ્રાતઃકાળ તથા સગવકાળ એ બનેમા વ્યાપ્ત હોય તે મુખ્ય છે પણ ઔદયિક પુનમ થોડી હોય અર્થાત્ સગવકાળમા ન હોય, અને પૂર્વ દિવસમા ઉદયકાળ અને સંગવકાળમા ન હોય, અથવા પૂર્વ દિવસમા સગવમા પૂનમ હોય, ઉદયમા ન હોય, અને બીજે દીવસે પૂનમ ઉદયમા હોય પણ સગમા ન હોય, એવા સમયમા "**अतो भूतदिने तस्मिन्नोपाकरणमिष्यते**" એ વચનથી ચતુર્દશીમા શ્રાવણી કરવાનુ નિષિદ્ધ છે, અને "**पर्वण्यौदयिके कुर्युः**" આ વચનથી આગ્રહ છે, તેથી કર્મપર્યાપ્ત ઔદયિક પુનમ લેવી કર્મનો આરંભ સૂર્યોદયથી પૂર્વ કરે તો ઉદયથી અનતર ઘડી પા પુનમમા શ્રાવણી થઈ શકે છે, તેથી જે તમો બતાવો છો કે આપસ્તબીયોને પણ પૂર્ણિમા સગવ વ્યાપ્ત ન હોય તો ચતુર્દશી વિદ્ધા પૂર્ણિમામા શ્રાવણી કરવી એ નિર્ણયસિંધુથી વિપરીત છે "**तदैवौदयिकी ग्राह्या**" એ વચનની વ્યવસ્થા નિર્ણયસિંધુમા પૂર્વોક્ત કરી છે, અને આ વચન કેવળ એટલુ જ બતાવે છે કે સંગવોદયવ્યાપિની પૂર્ણિમા હોય તો પ્રશસ્ત છે, પણ એ અર્થ નથી કે આપસ્તબી પણ સગવ વ્યાપી પૂર્ણિમા ન હોય તો ઔદયિક પૂર્ણિમાનો ત્યાગ કરી ચતુર્દશીવિદ્ધ પૂર્ણિમામા શ્રાવણી કરી લે તેથી જ

# THE SHUDDHÂDVAITA SYSTEM OF VALLABHA[1]

Vallabha lived at the end of the 15th and in the beginning of the 16th century His system has little attracted the attention of scholars on account of the verdict that "Vallabha reduced ancient Vaishnavism to sensuality" passed by the learned Doctor Bhándárkar in his report of the Mss of 1883, and on account of the opinion of Mrs Besant pronouncing him to be the 'most illiterate' of all the teachers of Vedânta (*Vide* Esoteric Christianity, ch Revelation) Our attention was however drawn to the system owing to the necessity of describing it, and we resorted to the recent publications of Vallabha's works in Benares Sanskrit and Chowkamba Sanskrit Series and after a quiet perusal of these works, to our great surprise, we found ourselves obliged to differ from the high authorities of Dr Bhándárker and Mrs Besant We do not find even the shadow of sensuality anywhere in these works, and are tempted to believe that Dr Bhándarker's verdict must have been based on the confusion of the meaning of the word "पुष्टिमार्ग" as his system is popularly styled The learned Doctor must have understood the word "पुष्टि" in the sense of eating, drinking, and merry-making, which however is not the sense wherein Vallabha used it, as we shall see from the description of the system As to the opinion of Mrs Besant, we believe that she did not know the works of Vallabha's system, when she made the remarks, and there is no wonder if this supposition is true, for these works were unpublished at that time, and most of them are unpublished still It is impossible that she should have made the statement, if she had only heard of the numerous works of this system referred to by Purushottama in the Prakasá on the Anubháshya

Vallabha's system is followed by a large number of rich and influential men in Gujarat and in Bombay. His descendants are highly revered by them Vallabha wrote the Anubhashya—a commentary on the Brahma-Sutras (which is again commented on by his descendant Purushottama), Subodhini—a commentary on the Bhágavata Purána, a

1.—This is a portion of "an account of the systems of Vedanta professing to be based on the Upanishads and the Brahma Sutras" by Mr N N. Gandhi, M A, LL B who competed for the Mandlik Gold Medal of the year 1908

2.—We fail to understand why the learned examiner—whosoever that gentleman may be—maketh himself bold to opine that this is "absurd" without taking the least possible trouble to assign reasons for such an unwarranted opinion [Edr.]

ધર્મને નામે ઉદરપોષણ ચલાવનાર સ્વાર્થપરાયણ સર્વ દુકાનદાર આ યુગની વારંવાર નિંદા પણ કરે છે તેમ ન કરતા વેદાનુકૂલ શ્રીમદ્ભગવદ્ગીતાદિ સચ્છાસ્ત્રમા સંન્યાસીના જે ધર્મ ઉપદેશ્યા છે તે ધર્મનું અક્ષરશઃ પાલન કરવાની પ્રાર્થના માધવતીર્થને મિ૦ ત્રિવેદી કરશે તો તેથી મૂલ શંકરાચાર્યના આચારવિચારનુ જનસમાજને સારૂ ભાન થશે, અને આધુનિક શંકરાચાર્યના આચારવિચાર જેવા જ આદિ શંકરાચાર્યના આચારવિચાર હશે એમ અનુમાન કરતા જનસમાજ અટકશે કસબી શાલદો શાલા ઓઢીને અવિચારના અભિમાનમા ધોળે દિવસે મસાલ બાલવા કરતા બીજા શ્રેયસ્કર કર્તવ્યનો આદર કરવાની અમારી સૂચના માધવતીર્થ આદરશે, તો પરમાર્થે તેમની વૃત્તિ ઠીક ચાલશે 'વૈદિક' અને 'ભગવદીય' માં એકનુ પણ તત્ત્વ સમજ્યા વિના લોકમા કુસંપ કરવાની તામસ વૃત્તિ વિના બીજા સાત્વિક કર્તવ્યની અન્વેષણા માધવતીર્થને હવે આવશ્યક છે શંકરાચાર્યે જે કહ્યુ છે તે જ સત્ય છે અને તે વિના બીજુ બધુ નિઃસાર છે એમ જ જો માધવતીર્થ અંતઃકરણથી સ્વીકારતા હોય તો સંન્યાસાશ્રમમા પરસ્પર શંકરાચાર્ય વિરુદ્ધ જ કોર્ટે ચઢવાના દુર્વ્યસનમા જ કર્તવ્યપરાયણતા માનવામા આવે છે તેનુ વિસર્જન કરીને બ્રહ્મસૂત્ર ઉપર શ્રીમદ્રામાનુજાચાર્યાદિ પ્રાચીનસંપ્રદાયપરંપરાસિદ્ધ સર્વ ભાષ્યોનુ યથાર્થ પરિપાટીથી શ્રવણાદિ કર્યા પછી, તે સર્વના ખંડનરૂપ એક સંસ્કૃત નવીન ટીકા શાંકર-ટીકા ઉપર રચવામાં એમણે કાલ વ્યય કરવો જોઇએ શંકરાચાર્ય વેદને 'અનિત્ય અને 'મિથ્યા' માને છે તેથી શંકરાચાર્યનુ મત દુષ્ટ છે એમ જો મુમુક્ષુ માધવતીર્થને પણ પ્રતીતિ થતી જ હોય તો તે શંકરાચાર્યના દોષનો સ્વીકાર કરીને શંકરાચાર્યની ભૂલ સુધારવાનો પ્રામાણિક પ્રયત્ન કરવાને માધવતીર્થે સજ્જ થઈ જવુ જોઇએ માધવતીર્થ પરંપરાસિદ્ધ વૈષ્ણવ સંપ્રદાયોને સ્વામિનારાયણવત્ સમજતા હોય તો તે ભ્રાંતિનુ નિવારણ થોડા વખતમા જ સ્વત જ કરી લેવાની તેમને આવશ્યકતા માલમ પડ્યા વિના રહેશે નહિ આ યુગ અંધશ્રદ્ધાનો નથી પણ બુદ્ધયુક્તોનો છે, એટલે આડંબરમાત્રથી વાસ્તવ દિગ્વિજયની આકાંક્ષા ગગનકુસુમસમાન છે

(૨)

શુદ્ધ વૈદિક મતમા વેદને અનિત્ય અને મિથ્યા માનવામા આવતો નથી, પરંતુ "વેદો નારાયણ સાક્ષાત્"—"वेदैश्च सर्वैरहमेव वेद्यो वेदान्तकृद्वेदविदेव चाहम्" ઇત્યાદિ વાક્યાનુસાર વેદને પરમાર્થત નિત્ય સત્ય શેષનારાયણસ્વરૂપ જ માનવામા આવે છે પરમાર્થત જે મતમા વેદને નિત્ય અને સત્ય માનવામા આવતો નથી, તે મત વૈદિક જ કહેવાય નહિ અનુયાયીઓની સંખ્યામાત્રથી કોઈ પણ વાદ વૈદિક કહેવાય નહિ, પરંતુ નિત્ય સત્ય નારાયણસ્વરૂપ સાંગોપાંગ વેદને જ અનુસરીને સત્સંપ્રદાયસિદ્ધ જે માર્ગ પ્રવર્તતો હોય તે જ વૈદિક કહેવાય, એ વિચારશીલ પુરુષોનુ મન્તવ્ય છે. વસ્તુત શુદ્ધ વૈદિક બ્રાહ્મણોનો મોટો ભાગ હાલ પણ "विष्णोर्यत्परमं पदम्" શ્રુત્યુક્ત વૈષ્ણવ પદનુ જ અવલંબન કરે [illegible] મધ્યમ બ્રાહ્મણો વેદને નિત્ય અને સત્ય માનીને જ શ્રીમદ્રામાનુજાચાર્યજીના વિશિષ્ટાદ્વૈત[illegible] પ્રતીતિ કરીને શ્રીપુરુષોત્તમને સ્થાને શિવની ઉપાસના કરે છે. આવા બ્રાહ્મણો પણ વાસ્તવિ[illegible] શિવોપાસક હોવાથી માયાવાદી નથી તેઓ શિવને માયાશબલ માનતા નથી, પણ બ્રહ્મરૂપ[illegible]છે, તેથી બીજા ઇતર બ્રાહ્મણો પણ વેદને નિત્ય અને સત્ય માનીને જ સ્વરુચ્યનુસાર શક્તિ, [illegible] અર્વાચીન જંતુ તે માટે વિહિત ભગવદ્વિભૂતિની જ ઉપાસના કરે છે. સમગ્ર બ્રાહ્મણમાંથી આવા [illegible]ી જે કોઈ અનિત્યત્વ આરોપ રહે તે માયાવાદને અનુસરતો હશે. માયા[illegible] અને તેમની સંખ્યા[illegible]ક તો "अंधेनैव नीयमाना यथांधाः" એ કાવ્ય[illegible] વિચાર કરીશ

1 તા. [illegible]-૧૯૧૯ ના 'ગુજરાતી ૫[illegible]ત્રીના આક્ષેપના ઉત્તરરૂપે તા ૧૧-૮-૧૯૧૯ ને દિવસે [illegible] આક્ષેપના ઉત્તરરૂપે 'શ્રીવૈષ્ણવ

તિન્યાયે કેવલ અંધશ્રદ્ધાથી જ માયાવાદને અનુસરે છે પ્રસ્થાનત્રય ઉપર પ્રાપ્ય સર્વ ભાષ્યનુ અવલોકન કરીને માયાવાદને અનુસરનાર વર્ગ શૂન્યપ્રાય છે એમ તો માધવતીર્થ સ્વત જ શોચ કરે છે

સન્યાસીના ધર્મ પણ મન્વાદિ સ્મૃતિમા પ્રસિદ્ધ જ છે, તેનુ અત્ર પિષ્ટપેષણ કરવાની આવશ્યકતા નથી તેવા ઉત્તમોત્તમ ભક્તિમાર્ગીય સન્યાસી સર્વવન્દ્ય છે. સ્ત્રીપુત્રાદિનો ત્યાગ કરીને ભગવદ્ભજનાર્થ ગ્રહણ કરાતા શાસ્ત્રીય સન્યાસમા શાલદોશાલાનો ઉપભોગ કરવાની આજ્ઞા નથી એમ સર્વ જાણે છે શાલદોશાલાનો ઉપભોગ કરવાની આજ્ઞા વેદશાસ્ત્રમા નથી, ત્યારે પછી એવા વેદશાસ્ત્રવિરુદ્ધ માધવતીર્થોપભુક્ત દ્રવ્યવૈરાની ઈર્ષ્યા શ્રીમદ્વલ્લભાચાર્યજીના અનુયાયીઓ કરે એવો જલ્પ, 'પામર પ્રાણીના અધર્મપ્રાપ્ત અલ્પાલ્પ દ્રવ્યની ઈર્ષ્યા સાર્વભૌમ ક્ષિતીંદ્ર કરે' એવા બાલિશ ભાષણથી વ્યતિરિક્ત નથી શ્રીમદ્વલ્લભકુલનો ઇતિહાસ પણ રાજ્યમા જ પ્રતિપદ પ્રસિદ્ધ છે, તેથી મોદક ગ્રથનુ અવલમ્બન, મુગ્ધ અને નિર્લજ્જ વિના ઇતર કોઈ કરતુ નથી

માધવતીર્થ સ્વશિષ્યોને 'રાજધાની'ના ગૃહકોણમા ગમે તે ઉપદેશ કરે, તથાપિ જ્યારે તે ઉપદેશ પ્રસિદ્ધ કરે-કરાવે, ત્યારે તેની નિષ્પક્ષપાતે સમીક્ષા થાય તે સહન કરવા જેટલી પણ તિતિક્ષાનો અભાવ શોચનીય છે મિ ત્રિવેદીને શ્રીમન્મધ્વાચાર્યના નામનુ પણ ભાન નથી 'શ્રીમન્મધ્વાચાર્ય'ને સ્થાને 'માધવાચાર્ય' લખે છે! શ્રીમન્મધ્વાચાર્ય તે શાંકરમતશત્રુ દ્વૈતમતાવલમ્બી પૂર્ણપ્રજ્ઞાચાર્યજી અથવા શ્રીઆનન્દતીર્થાચાર્યજી સર્વદર્શનસગ્રહપ્રબન્ધકાર શાંકરમતાનુયાયી માધવજીથી પૂર્વોક્ત શ્રીમધ્વાચાર્યજી કેવલ ભિન્ન છે એમ અત્ર ભાન કરાવવાની અમને જરૂર લાગે છે. મિ. ત્રિવેદી શ્રીરામાનુજાચાર્યને સપ્રદાયી વૈષ્ણવ કહે છે, અર્થાત્ શ્રીરામાનુજાચાર્યનો વિશિષ્ટાદ્વૈત સિદ્ધાત વેદશાસ્ત્રસપ્રદાયસિદ્ધ છે, એમ તેઓ અંગીકાર કરે છે તેથી અમને આનદ થાય છે, પરન્તુ શ્રીરામાનુજાચાર્યના શ્રીભાષ્યમા અક્ષરે અક્ષરે શકરજીના માયાવાદનું ચૂર્ણશ ખડન કર્યું છે એ મિ ત્રિવેદીએ ધ્યાનમા રાખવુ પડશે

શકરજી કે માધવતીર્થ કોઇને ગાલિપ્રદાન કરવુ એ અમારૂ કર્તવ્ય નથી, પરન્તુ વેદના ઉપબૃંહણરૂપ પુરાણોમા અને બ્રહ્મસૂત્રના સર્વ ભાષ્યોમા તેમને માટે જે મત છે તે લોકમા પ્રસિદ્ધ કરવુ એ અમારૂ પવિત્ર કર્તવ્ય છે. માધવતીર્થે ખુલ્લા નામથી આપેક્ષ કર્યો નથી, એ જ કલિકાલના સન્યાસાભાસની સહજ કુટિલતા!

વૈદિકમ્મન્ય જગદ્ગુરુપદધારી માધવતીર્થે શકરજીનુ મત વૈદિક છે, એમ સિદ્ધ કરવુ જોઈએ પ્રચ્છન્નબૌદ્ધ વેદના વાસ્તવિક ચોર જ છે વેદના એક દેશ ઉપર ભાષ્યાભાસ ઉપજાવીને બૌદ્ધસદૃશ મત પ્રસરાવીને લોકને વ્યાકુલ કરે છે વસ્તુત "त्वमपि चोरः" નહિ પરન્તુ "त्वमेव चोरः" એમ અમારૂ કહેવું છે શુદ્ધાદ્વૈત સપ્રદાયના મૂલપુરુષવિરુદ્ધ કોઈ પણ શિષ્ટ ગ્રન્થમા વૃતાન્ત મલવુ કઠિન છે અશિષ્ટ અપ્રામાણિક માયિક ગ્રથની જનસમાજ સર્વ્વ ઉપેક્ષા જ કરે છે શકરજી વેદને પૌરુષેય માને છે એમ શ્રૌત વૈષ્ણવે કોઈ પણ સ્થલે કહ્યુ નથી શકરજી વેદને અનિત્ય અને મિથ્યા માનીને પણ અપૌરુષેય માને છે એ પ્રસિદ્ધ છે, જો કે અપૌરુષેયત્વનુ શકરજીએ આપેલુ લક્ષણ શ્રૌત વૈષ્ણવ અગીકાર કરે એમ નથી. શકરજી વેદને અનિત્ય અને મિથ્યા માને છે એમ મિ ત્રિવેદી પણ સ્વીકાર કરે છે, તેથી પરમ સન્તોષ થાય છે "વેદ તો સાક્ષાત્સ્વયભૂ શેષનારાયણ છે" ઇત્યાદિ નિગમાગમથી વિરુદ્ધ જઇને વેદને અનિત્ય અને મિથ્યા માનવો એ જ અવૈદિકત્વનું પ્રથમ લક્ષણ છે "वेदो नित्यमधीयताम्" મા વેદને નિત્ય કહ્યો નથી, પરન્તુ વેદનું નિત્ય અધ્યયન કરવાનું શકરજીને કહેવું પડ્યું છે, કારણ કે તેમ ન કહે તો તે સમયના શુદ્ધ વૈદિક બ્રાહ્મણોને વેદવિરુદ્ધ પ્રચ્છન્નબૌદ્ધ મતમા પ્રવેશ કરવાનો મોહ થાય નહિ વૈદિક

ધર્મનિર્ણય કરવામાં યતિના જે વિશેષણ આપ્યા છે તે વિશેષણ પ્રાપ્ત કરીને ધર્મનિર્ણય થાય તે ગ્રાહ્યણીય જ છે, પરન્તુ ધર્મનિર્ણય કરવાના મિષથી તામસ સંન્યાસ ગ્રહણ કરીને કૂટવૃત્તિ ચલાવવામાં આવે એ અત્યંત શોચનીય છે. જ્ઞાનભક્તિવિશિષ્ટ યતિને કદાચિત્ ધર્મનિર્ણય કરવાની પ્રાર્થના કરવામાં આવે તો તેણે તે નિર્ણય કરવો જ જોઈએ, પરન્તુ તેવી સાધનસમ્પત્તિના અભાવમાં યતિમ્મન્ય સંન્યાસીએ પદારૂઢત્વની અહંતા રાખવી એ પરમ દૂષણ છે

શંકરજીએ પ્રથમ આસુરવ્યામોહ કરીને લોકવિપ્લવ કર્યો છે એ શાસ્ત્રસિદ્ધ ઇતિહાસનો અનુવાદ પણ મિ ત્રિવેદીથી સહન ન થાય તો તિતિક્ષાસમ્પત્તિ પ્રાપ્ત કરવાની આવશ્યકતા છે, શંકરજીના અનુયાયીઓ તો શું પરન્તુ માધવતીર્થના પણ પરમ અલીક ગુરૂ આદ્ય શંકરજી પણ પુનર્જન્મે તોપણ માયાવાદ વૈદિક છે એમ આ સમીક્ષાયુગમાં સિદ્ધ થવું ગગનકુસુમસમાન છે.

---

## દયારામભાઈનાં કાવ્ય.

( અનુસંધાન ગત વર્ષના પૃ ૧૯૨ )

ભાવ કુભાવ ભય હિલણાદિ હરિ ભજે એક ભાવે રે,
તો પણ દુઃખ દુષ્કૃત હરાય સુદ્દગલ પ્રબલ પ્રભાવે રે. ૧૮.
સર્વ કથ્યું એ શાસ્ત્રાધારે મનકલ્પિત રખે જાણો રે;
દયા પ્રિતમ શ્રીકૃષ્ણભક્ત તેને સર્વોત્તમ પ્રમાણો રે. ૧૯.

પદ રાગ જગલો

નંદકુવરસો લગા હમારા દિલ, ગિરિવરધરસો લગા. ૧.
ઔર સબનસે ભગા હમારા દિલ બિરહ જરતમે પગા. ૨.
નહિ કોઉ દેવી નહિ કોઉ દેવા નહિ કોઉ ઔર અવતારા. ૩.
પૂરન પુરૂષોત્તમ અવતારી રાધા પિયુ પ્યારા. ૪.
જડીંસિંચન જલ પ્હોચે શિખરલગ સુખ ઇંદ્રિયધન સારા. ૫
દયા પ્રભુ પૂજત યોં જગ પૂજત સાચા મન હમારા ૬.

રાગ સોરઠ મિશ્રિત લંગી ( મારવાડી ભાષા )

પિયાબિન સૂનો લાગે છે વ્રજ દેશ.

નટવર રૂપ ફિરફિર સુધ આવત મુખપર લપટયા કેશ. ૧
કોન સુને દુઃખ કાસો કહિયે પીયુજી બસે પર દેશ. ૨.
લાવોજી કોઉ આન મિલાઓ, દયાકે પ્રીતમ વ્રજેશ. ૩.

---

## ગ્રાહકોને નિવેદન.

'પુષ્ટિભક્તિસુધા'ના ગ્રાહકોને સવિનય નિવેદન કરવામાં આવે છે કે અધિક આષાઢ માસની કૃષ્ણ એકાદશીએ તૃતીય વર્ષનો ચતુર્થ અંક પ્રકટ નહિ થાય, પરંતુ દ્વિતીય આષાઢ કૃષ્ણ એકાદશીએ જ તે પ્રકટ થશે

પ્રકાશક.

જ્યાં પ્રભુને સ્વીયત્વે કરીને અંગીકાર કરવામાં જીવે કરેલા સાધનો મુદ્દલ હેતુભૂત થઇ પડતા નથી, તે શુદ્ધપુષ્ટિમાર્ગ કેમ કે સાધનસંપન્ન પુરુષો પણ તે ફળને પ્રાપ્ત કરી શકતા નથી, જે ફળ અત્યંત અયોગ્ય પુલિન્દિ વગેરેને પ્રાપ્ત થયું છે 'જેને પ્રભુ વરે છે, તે વડે જ તે પ્રાપ્ય છે,' એ શ્રુતિનું અનુસંધાન કરી લેવું ૭

જે માર્ગમાં ભક્તની વિયોગાવસ્થામાં પ્રભુગુણગાનરૂપ ભક્તિની જ સ્વરૂપાનંદાત્મક ફલ આપવામાં સ્વતન્ત્રતા છે, સંયોગરસસંબંધિ સ્વરૂપાવિર્ભાવની સ્વતન્ત્રતા નથી, તે શુદ્ધપુષ્ટિમાર્ગ • પ્રેમના આવેગથી-આવેશથી ઉત્પન્ન થતા શ્રવણ, કીર્તન વગેરે જ સર્વ સુખરૂપ અનુભવ આપે છે તે શુદ્ધપુષ્ટિમાર્ગ. ૮

જ્યાં ભગવદ્ભાવના આધિક્યથી પતિ, પુત્ર વગેરેનો ભય, પરલોકનો ભય સ્થાન મેળવી શકતો નથી, ભગવદ્ભાવમાં કાલ, કર્મ, સ્વભાવ વગેરેની બાધક તરીકે સ્ફૂર્તિ થાય છે, તે શુદ્ધપુષ્ટિમાર્ગ માટે જ [1]**अस्वर्ग्यमयशस्य** એ વાક્યથી વેદનો ભય, અને **चिचिन्वन्ति ह्यपश्यन्त** એ વાક્યથી લોકનો ભય વ્રજાંગનાઓના પ્રેમાર્દ્ર હૃદયમાં ઉત્પન્ન થવા પામ્યો ન હતો ૯

જે માર્ગમાં જીવનો ભગવાન્ સાથે સંબંધ થાય તે જ ફળમાં સાધનરૂપ છે તે સંબંધ દેહજ કે ભાવજ એ બન્નેમાંથી ગમે તે હોવો જોઇએ વળી જે માર્ગમાં સંબંધ-સર્વ ઇંદ્રિયોનો પ્રભુસાથેનો સમાગમ, તે જ ફલ, તે શુદ્ધપુષ્ટિમાર્ગ છે "[3]પ્રભુ સાથે સંભાષણ અને મળે ત્યારે દર્શન' એ વાક્ય આ પ્રમાણે છે વળી તે સંબંધ પણ પ્રભુએ ભક્તને માટે કરેલી ઇચ્છાથી જ થાય છે '[4]મારાથી અન્ય તેઓ (આર્ત્ત-ભક્તો) કંઇ પણ જાણતા નથી, અને હું પણ તેથી અન્ય નથી જાણતો. આ વાક્ય પણ આ જ ભાવાર્થને સૂચવે છે ૧૦.

જે માર્ગમાં પ્રભુના સંબંધવાળા પદાર્થમાં ભગવદ્બુદ્ધિ થાય છે, અને તેથી વિરુદ્ધમાં દ્વેષ્યબુદ્ધિ ઉદ્ભવે છે, અને ઉદાસીન તરફ સમબુદ્ધિ પ્રકટે છે, તે પુષ્ટિમાર્ગ માટે જ વ્રજભક્તોને ઉદ્ધવપ્રેક્ષણથી પરમાહ્લાદ થયો છે આ વાક્ય આ અર્થના આધારરૂપે છે '[5]પ્રભુના ચરણકમલના આશ્રયરૂપ તે ઉદ્ધવને ઉત્કંઠિત ગોપીજનો વિંટાઈ વળ્યા' ૧૧.

જે માર્ગમાં દેહમાં મારી એવી બુદ્ધિ નથી રાખવામાં આવતી, કિંબહુના તેનું રક્ષણ પોતાનો સમજીને નહિ, પણ ભગવાનનો જ સમજીને કરવામાં આવે છે, તે શુદ્ધપુષ્ટિમાર્ગ વળી વિરહાવસ્થામાં

---

૧ यमेवैष वृणुते तेनैष लभ्य '

૨ શ્રીગોપીજનો જે વખતે પોતાનો નેહના દુસહ વિરહના તીવ્ર તાપને સહી શક્યા નહિ તે વખતે, પોતાનું સર્વસ્વ છોડી મુરલીમનોહરના મધુર મુરલીરવથી આકર્ષાઈ, કશાની દરકાર કર્યા વિના રાત્રિસમયે પ્રાણેશનું પ્રેક્ષણ વગેરે કરવા આવ્યા, તે વખતે વિશ્વવિમોહક પ્રભુએ તેમના સ્નેહાળ હૃદયને કસોટી ઉપર મૂકવા વાક્ચાતુર્ય દેખાડયું છે, કે —ગોપાંગનાઓ! આ તમારૂં કર્તવ્ય સ્વર્ગપ્રાપ્તિ માટે યોગ્ય નથી, અપયશને આપનારું છે પણ તેના ભયથી નિર્ભય વ્રજાંગનાઓ તે કેમ સ્વીકારે? વળી પ્રભુએ બીજો લૌકિક ભય બતાવ્યો છે કે તમને તમારો સંબંધિવર્ગ ઘરમાં જોશે નહિ તો પછી શું કરશે, તેનો કંઈ ખ્યાલ છે? પરંતુ લૌકિક ભયને લોકમાં જ લીન કરી દેનારને તે શું કરે?

૩ मगवता सह सल्लापो दर्शन मिलितस्य च।

૪ मदन्यत् ते न जानन्ति नाहं तेभ्यो मनागपि।

૫ इति स्म सर्वा परिवव्रुरुत्सुकास्तमुत्तमश्लोकपदाम्बुजाश्रयम्।

પણ થનારા ભગવદુપયોગને લક્ષ્યમા લઇને જ શરીરરક્ષણ છે. શ્રીગોપીગીતમા આ ભાવ સ્પષ્ટ છે '¹તમારામા જ પ્રાણ પરોવી તમને જ શોધે છે' આ શ્લોકનુ વ્યાખ્યાન એવુ છે કે અમારુ પ્રાણ ધારણ અમારે માટે નથી, પણ તમારે માટે જ છે. ૧૨.

જે માર્ગમા સેવ્યસ્વરૂપની સેવામા કિંચિત્ પણ ઉપકારકપણાની અપેક્ષા નથી, જ્યા સેવ્ય પ્રભુ પોતે જ સેવામા રહેલા ભાવનુ પોષણ કરે છે, તે શુદ્ધપુષ્ટિમાર્ગ માટે જ ગોવર્ધનયજ્ઞ-પ્રસગમા (અન્નકૂટોત્સવપ્રસગમા) પ્રભુએ વ્રજભક્તોને અન્યભજનથી નિવૃત્ત કરીને સ્વભજનમાં યોજીને ભાવની વૃદ્ધિ કરી ૧૩.

જે માર્ગમા પ્રભુ ભજનનુ ફલ આપી દઈ અપવાદ નથી કરતા, તે શુદ્ધપુષ્ટિમાર્ગ, આ અર્થ છે. વિરહના અનુભવ માટે જ્યારે પ્રભુએ ગોપિકાઓને વિયોગ ઉત્પન્ન કર્યો, ત્યારે તેઓએ તે વિરહજન્ય તાપનો ઘણો જ અનુભવ કર્યો. હવે આ અવસ્થામા ગુણગાનાદિથી અતપ્રકટ થઇને સુખ આપે (જેમ જ્ઞાનિઓને જ્ઞાન કરાવીને આપે છે તેમ) તો પૂર્ણ તાપનો અનુભવ ન થાય અને વિપ્રયોગરૂપ ફલનુ અદાન જ થાય, માટે પ્રભુ એકદમ સુખ નથી આપતા, પરંતુ તાપ વધારે છે '²કૃષ્ણના આવેશથી આત્મવિક્લવને' અને '³વિરહવડે જેનો આત્મા આતુર છે એવો હુ અહિં આવ્યો છુ' એ પ્રામોપદેશ ઉદ્ધવનુ વાક્ય આ અર્થનો નિશ્ચય કરાવે છે ૧૪.

જે માર્ગમા સયોગાવસ્થાથી પણ વિપ્રયોગાવસ્થામા અધિક સુખ છે, તે શુદ્ધપુષ્ટિમાર્ગ વિરહાવસ્થામા પદે પદે વિવિધલીલા અતર્મા પ્રકટે છે કોઈ લીલા ભાવથી પ્રકટ થઈ અને તે અનુભવ્યા પછી બીજી લીલાની દિદૃક્ષા થાય તો તેની પ્રાપ્તિ સુકર છે આચાર્યશ્રી માટે જ સુબોધિનીજીમા આજ્ઞા કરે છે કે,—'⁴આનદ ફલ જ ઉત્કૃષ્ટ છે' ૧૫.

જ્યા સાધન અને ફલની વિપરીતતા છે, તે શુદ્ધપુષ્ટિમાર્ગ તેને જ સ્પષ્ટ કરે છે. જ્યા ભાવ-નિરુપધિ સ્નેહ જ પ્રાપ્તવ્ય ફલ છે, સ્વરૂપાનદની પ્રાપ્તિનુ સાધન ભાવ છે, તે પહેલા પ્રાર્થના યોગ્ય છે, માટે તે ફલ છે તે ભાવ પ્રભુ આપે તો જ મળે, માટે ફલરૂપ પ્રભુ જ ત્યા સાધન છે માટે સાધન અને ફલનુ વૈપરીત્ય સ્પષ્ટ છે ૧૬.

જે માર્ગમા ભગવત્સબધિની કૃતિમા, અનુભૂયમાના ભગવલ્લીલામા પણ પશ્ચાત્તાપ થાય તે શુદ્ધપુષ્ટિમાર્ગ આનો ભાવાર્થ આ છે પ્રભુ જ્યારે વ્રજમા પધારે અને વ્રજભક્તોને યોગ્ય કૃતિ કરે ત્યારે તેનો આનદ અનુભવતી વખતે વ્રજસીમન્તિનીગણ વનમા કરેલી અન્ય લીલાના અનુભવા-ભાવથી પશ્ચાત્તાપ કરે છે તેથી દીનતા પ્રકટ થાય છે, માનાદિ નહિ. આ એક વિલક્ષણ અનુભવ છે पीत्वा मुकुन्दस्य એ શ્લોકના વ્યાખ્યાનમા સ્પષ્ટ છે ૧૭.

જે માર્ગમા હૃદયમા રહેલી દીનતા જ કાઇની પણ અપેક્ષા વગર જ ભગવત્સાન્નિધ્યમા હેતુ થઈ પડે છે, તે શુદ્ધપુષ્ટિમાર્ગ વિયોગાવસ્થામા ભગવન્મિલનની આર્તિ થાય છે, અને જ્યારે મિલન નથી થતુ ત્યારે દીનતા પ્રાપ્ત થાય છે, તે દૈન્ય પ્રકટ થવાથી અસાવ્ગ ફલરૂપ છે જેમ સયોગ માનને

---

१. त्वयि धृतासवस्त्वा विचिन्वते ।

२. कृष्णावेशात्मविक्लवम् ।

३ इहागतोऽहं विरहातुरात्मा ।

४. आनन्दं तु परं फलम् ।

ઉત્પન્ન કરે છે, તેમ વિરહ દીનતાને ઉત્પન્ન કરે છે, તે દૈન્ય ભગવાનને પ્રકટ કરે છે. માટે જ તે પ્રાર્થનીય હોવાથી ફલ છે માટે જ શ્રીગોકુલનાથજી આજ્ઞા કરે છે કે —'હે[1] રાધેશ[1]! તેવી કૃપા કરો કે જેથી દૈન્ય પ્રાપ્ત થાય ૧૮.

જે માર્ગમા સર્વ લૌકિકવિષયનો ત્યાગ અર્થાત્ અનુરાગથી તે વિષયનુ અગ્રહણ કરવામા આવે છે, તે શુદ્ધપુષ્ટિમાર્ગ સર્વભાવથી સર્વાત્મનથી દેહાદિનુ સમર્પણ જેમા છે, તે શુદ્ધપુષ્ટિમાર્ગ વ્રજવરવધૂગણ આવી જ આજ્ઞા કરે છે કે —' [2]સર્વ વિષયોનો ત્યાગ કરીને તારા ચરણ સમીપ આવ્યા છિએ ' ૧૯.

જે માર્ગમા આ વિષય છે એમ સમજીને તો વિષયનો ત્યાગ જ છે, મમતાનો અભાવ જ છે, પરતુ ભગવત્સંબંધી સમજીને ગ્રહણ કરવુ આત્મનિવેદન કરેલાઓને તેટલો અશ જ ત્યાજ્ય છે '[1]હે ઈશ! આપે ત્રણે જગત્ ક્રીડામાટે આત્માથી બનાવ્યા છે, તેમા (પોતાનુ) સ્વામિત્વ કુબુદ્ધિઓ જ માની બેસે છે ' આ વાક્યથી પદાર્થ માત્ર ભગવદીય છે, અને ઉત્તમ છે, એમ ઠરે છે તો હવે હોય છે ફક્ત મમતા જ, તો તે અનાદરણીયા જ છે વળી જે માર્ગમા સર્વભાવથી સર્વાત્મનથી જીવમા પ્રભુસ્મરણની વિષયતા હોય તે શુદ્ધપુષ્ટિમાર્ગ આનો ભાવાર્થ આ છે ભક્ત જ્યારે ભગવત્સ્મૃતિવિષય થાય—પ્રભુ જ્યારે ભક્તને સ્મરે, ત્યારે જ ભક્તિની સફળતા **યદનુ-स्मर्यते काले** એ વરુણવાક્યમા આ અર્થ નિગદ છે વળી ' [2]દૂર ગયેલા પશુઓને નામ દઈ બોલાવે છે ' એ શ્લોકના વ્યાખ્યાનમા પણ સ્પષ્ટ છે ૨૦.

આ પ્રમાણે વ્યાખ્યા કરીને ઉપસહાર કરે છે

ઉપર પ્રમાણે જેમ શ્રીહરિરાયચરણે શુદ્ધપુષ્ટિમાર્ગનુ સ્વરૂપ બતાવ્યુ છે, તેમ જ બીજાઓએ પણ શુદ્ધપુષ્ટિમા [3]શ્રદ્ધાધિક્યને લઈને તે જ સ્વરૂપ બતાવ્યુ છે, પરતુ સામાન્ય પુષ્ટિભક્તિસ્વરૂપ નથી બતાવ્યુ સામાન્ય લક્ષણ તો પૂર્વોક્ત નિબધાદિસિદ્ધ છે તે છે, એમ સુજ્ઞો સમજે

**આ સ્થલે લાલૂભટ્ટકૃત 'પ્રમેયરત્નાર્ણવ' માં 'પુષ્ટિવિવેક' સપૂર્ણ થાય છે.**

---

१ ता कृपा कुरु राधेश यया दैन्यमवाप्नु

२. सन्त्यज्य सर्वविषयास्तव पादमूल प्राप्ता ।

१ क्रीडार्थमात्मन इद त्रिजगत कृत ते स्वाम्य तु तत्र कुधियोऽपर ईश कुर्यु ।

२ नामभिर्दूरगान् पशून्, क्वचिदाह्वयति प्रीत्या ।

૩ અત્ર ગ્રથકાર શુદ્ધપુષ્ટિના મર્મથી અતિસ્પૃષ્ટ ન હોય, કે તે પ્રકટ કરતા ભીતિસ્પૃષ્ટ થયા હોય, એમ પૂર્વના શુદ્ધપુષ્ટિમર્મજ્ઞો માટે તેમણે પ્રયુક્ત 'શ્રદ્ધાધિક્ય' શબ્દથી પ્રતીત થાય છે.

# Śuddhádwaita Brahma-vâda.*

## *INTRODUCTION.*

Before entering on the description and discussion of the system of Vallabhâchârya, let us, for a while, turn our attention to the philosophy and religion of the Vedic seers. Through the dim twilight of the bygone ages, we see the ancient sages repeating the holy verse 'we[1] worship the divine, beautiful, nescience-destroying Lord Savitar, may He turn our thoughts to Him.' We see Âruni teaching his son the doctrine of 'The[2] knowledge of everything by the knwledge of One'. We see Yajnavalkya[3] repeating similar holy instruction to his wife Maitreyi. The sages of ancient India believed in an optimistic thorough-going pan-Theism. The bastard-theories like the doctrine of illusive scepticism were entirely unknown to them. But the poisonous current of corruption sapped the solid foundations of the old Vedic religion, and in its stead arose numerous other theories, theistic, anti-theistic, orthodox and heretical. These theories do not, in any way, supply the youthful buoyant spirit of the Vedic times. The optimistic spirit was turned into a pessimistic one.

The names of some of these systems are Sânkhya, Yoga, Nyâya, Vaiśéshika, and the Mîmânsâ, among the orthodox ones, and Jainism, Buddhism and the Materialism of the Chârvâkas among the non-orthodox ones. We shall briefly refer to these systems without making any attempt to criticise them here, as they are already seriously criticised by Bâdarâyana Vyâsa.

For the sake of convenience, let us take the non orthodox ones. The naturally devout mind of the Indian, cannot for a moment, entertain the soul-less materialism of the Chârvâkas. Vyâsa takes no notice of it, and even though it may have some secret followers scattered here and there in India, we shall none be the worse if we entirely ignore it.

Among the un-orthodox systems, Vyâsa takes particular care to criticise the two most important of them, *viz*, Buddhism and Jainism. Their propounders did not accept the authority of the Vedas. Theirs is the revolt against the old Vedic religion.

---

* This is an essay on the *Śuddhâdwaita* Philosophy written by Mr M T Tehrala, B A, and submitted to the Vaishnav Parishad, the prize for which was declared and given away by Mr R V Patwari, B A LL B Chief Minister of Palanpur.

१ तत्सवितुर्वरेण्यं भर्गो देवस्य धीमहि धियो यो नः प्रचोदयात् ।

२ एकविज्ञानेन सर्वविज्ञानम् । छान्दोग्य

३. न वा अरे मैत्रेयि सर्वस्य कामाय सर्वं प्रियं भवति । आत्मनस्तु कामाय सर्वं प्रियं भवति । बृहदारण्यक

The cardinal doctrines of the first are general momentariness of all existing things, general void, and coming into existence of a thing from nothing. The Bauddhas do not believe in a permanent soul. The purpose of the soul is served by Âlaya[1]-Vijnâna. There is no Íswara-God. Karma is the chief regulator.

The Jains are Anekanta-Vadins. Their doctrine is styled Sapta[2]-Bhangî-naya, which they apply to all existing things. Like the Bauddhas, they also do not believe in God as a creator. According to them, the human soul consists of atoms, and is of the size of the body.

The spirit of these two systems is pessimistic. Their claims to be ranked as religious systems are based on their laws of rigidly disciplining the life of man. These two systems are vehemently criticised by Vyâsa in the second Pada of the second chapter of the Brahma-mîmânsâ.

Of all the systems which recognize the Vedas as an authority, the first and foremost stands the atheistic system of Kapila. The importance of this system can be realised from the fact that Vyasa devotes more Padas than one for its refutation, and that it has been hailed with great enthusiasm by modern oriental and occidental scholars as 'the first singularly philosophic attempt which tries to probe into the mysterious problems of the Universe through the instrumentality of pure reason.' The Sânkhyas admitted two principles, Purusha and Prakriti. They did not accept any thing like God-Iswara. The Purushas or souls are many, all-pervading, devoid of attributes and action, intelligent etc., while Prakriti is the equibalance of the three gunas Sattva, Rajas, and Tamas. When Purusha becomes conscious of Prakriti, the equibalance of these three gunas is disturbed, and creation is the result, which leads Purusha into bondage. The sole aim of the Sânkhyas is to set free Purusha from Prakriti. A complete cessation of all pains and soul's existence in an unconscious connection with pure intelligence constitute absolution. The Sankhya system is technically called Vikrita-Parinâma-Vada: the turning of milk into curds illustrates Prakriti's evolution into Universe.

---

(1) Âlaya Vijnâna comprises a series of cognitions which refer to ego.

(2) This view considers everything in the following seven ways, viz: 'somehow it is, somehow it is not, somehow it is and is not, somehow it is indescribable, somehow it is not and is indescribable, somehow it is, and is not, and is indescribable.' स्यादस्ति, स्यान्नास्ति स्यादस्ति च नास्ति च, स्यादवक्तव्य, स्यादस्ति चावक्तव्य, स्यान्नास्ति चावक्तव्य, स्यादस्ति स्यान्नास्ति च स्यादवक्तव्यश्च ।

With the thorough refutation of the Sankhya system, Vyasa disposes of the Yoga system in only one sutra (2-1-3)

Setting aside the Vedic claims of the Sânkhyas, Vyâsa then proceeds to show that the Târkika systems, the Nyâya and Vaiseshika both, stand on the same level with them Their claims to be regarded as Vedic are still poorer. Nyâya and Vaiseshika systems are attributed to Gautama and Kanâda respectively They believe that the Universe has originated out of atoms Îswara-God, whom unlike the Sânkhyas they accept, is only the efficient cause of the universe as a potter is of the jar The human souls are many, all-pervading, etc Final complete cessation of all pains is their ideal of absolution or Moksha This doctrine is technically known as Ârambha-vâda, or Asat Kârya-Vâda Coming into existence of a pot which had no existence in earth before its origination illustrates the case of the Universe coming into existence though it was not there in atoms

With Jaimini, his own pupil, the author of Karma-mîmânsâ, Vyasa has not much to quarrel Vyâsa in general accepts the lines of reasoning established by Jaimini in his work The only thing to which Vyasa strongly objects is the sole predominance of Karma in the regulation of the Universe Vyâsa believes Karma as one of the inherent eternal powers of God, who through the agency of Karma controls the Universe

The system of Vyâsa is taught by him in the Brahma-sûtras Vyasa is the highest authority on the Vedas To him is ascribed the division of the Veda, and the authorship of the eighteen Purânas including the Bhâgavata, the Maha Bharata including the Geeta, the Vedânta or Brahma-Sutras, and a commentary on the Pâtanjala Yoga-sûtras All Indian authorities recognize in him the incarnation of the knowledge of God And to benefit the world he has rightly summarised the teachings of the Vedas in his Brahma mimânsa, removing all apparent mutual contradictions in the Vedas that may arise through the aberrant genius of several thinkers, demolishing the claims of the Sânkhyas and other orthodox systems to be regarded as Vedic, exposing the baselessness of the unorthodox systems like Buddhism and Jainism even from the stand point of pure reason, and laying down a series of authoritative sûtras, which might prove difficult to a future mâyâvâdin commentator to reconcile with his theory of Mâyâ, except through the aid of fallacious reasoning, or blinking one's eyes to the significance of the whole body of the revealed Scriptures.

Though we say Buddhism has left the land of its birth, it is not the whole truth, for even at present it is to be found in a disguised form. The theory of Mâyâ in its proper light is a mild edition of Buddhistic doctrine. Its ultimate significance is very similar to Buddhism. This theory[1] comes very near to the Buddhistic doctrine of void or Sunya-Vâda. The whole theory[2] appears to have been propounded in a queer vein of melancholy. Though this system boasts as thoroughly Vedic, the absoulte eternal truths of the Vedas in their proper light are conspicuous by their very absence. All[3] seems distorted and twisted. Hence it is that the claim of this theory of Mâyâ to be regarded as Vedic is vehemently criticised by all the latter doctors[4] of Vedânta. Some[5] western scholars also admit that Sankara tenets are nowhere to be found in the Vedanta sûtras. To such a system it is but natural that Vallabhâchârya should be strongly opposed.

When Vallabha was born, this anti-theistic[1] system was very prevalent, as it is even to-day through the general ignorance of the people. In spite of Ramânuja, Madhva, and others, Sankara seemed to carry everything before him on account of the unrivalled charm of his language. The whole body of the Vedanta sutras has been poisoned to the very core by the so called theory of Maya. The pure Brahma Vâda of the ancient Vedic sages was covered up by this new doctrine, having its origin in Buddhism. It was Vallabha who tried and succeeded in showing the baselessness of Mâyâ-Vâda in the Vedanta sûtras, and establishing the pure Brahma-Vada of the Vedic seers by a thoroughly consistent interpretation of the Brahma mîmânsâ. The Vedic doctrine of Vallabha is known as Suddhâdwaita Brahma-Vada. This doctrine is

1 The universe, the souls, and Îswara -acting- God are all creatures of nescience. They do not really exist. The supreme Brahman which they are pleased to term 'really existing' is devoid of all attributes. It is not intelligent, but intelligence itself. See Sankara Bhâshya 2 1-14

2 आनन्दमयमहाणि दु:खाग्नित्वकथन नाम तदमन्यकृतो महादु:खसंस्कारस्य प्राबल्यमेव गमयतीति दिक् । Anu—Bhashya Prakasa

3 See Sankara Bhashya on the आनन्दमयाधिकरण, the दहराधिकरण, the first pada of the second chapter, the third and the fourth padas of the fourth chapter of the Brahma-mîmânsa

4 Râmânuja, Madhva, Bhaskara, Srikantha, Nimbarka, Bhikshu and Vallabha.

5 See Dr Thibaut's Introduction to Vedanta Sutras, Vol I

6 ईश्वरस्य ईश्वरत्व × × × न परमार्थेन etc See Sankara Bhashya on 2—1-14 Brahma Sutras

the natural outcome of the four[1] Prasthânas. Vallabha[2] has written on all these with a view to show that they unanimously teach one and the same thing. Similar attempts before and after Vallabha were made by Sankara, Bhâskara, Râmânuja, Madhva, Srikantha and Bhikshu. It will be found by any thoughtful and unbiassed student of comparative philosophy that these systems are not the outcome of a natural and consistent interpretation. With regard to Sankara's system something has been said before, and what remains will be told side by side with the principles of Vâllabha system, in order that the two systems may be distinctly grasped and their arguments weighed.

Râmânuja and Srikantha are both Visistadwaita-Vâdins[3]. One is a Vaishnava, and the other is a Saiva. It deserves to be remarked that this Saiva system is altogether different from the Sânkara system. According to Sankara, Brahmâ, Vishnu and Siva are mere creatures of nescience, and are as unreal as the objects seen in a dream. But to Srikantha, Siva is the real supreme deity, as Vishnu is to Râmânuja, Madhva, or Nimbarka, or Purushottama to Vallabha. Bhâskara and Nimbârka are both Dwaitâdwaita[4] philosophers. To the firstnamed scholar duality is due to the real limiting adjunct, while non duality is real; to the second non-duality is aupâdhika, due to the limiting adjunct, while duality is real. Madhva is a dualistic philosopher, but Vallabha looks upon him also as a partially dualistic and partially non-dualistic one. The theory of Bhikshu is styled as Avibhâgâdwaita. This theory is the outcome of the mixture of Sânkhya, Yoga, and Vedanta.

In Purushottamaji's Prakasa on the Anu Bhâshya all these systems are shown to have done poor justice to the four Prasthânas. The comparison of all the Bhashyas shows that the interpretation which Vallabhachârya has put on the Vedanta sûtras is the oldest, the truest, and the best, and that the remaining systems, orthodox or opposite, have caught but partial glimpses of the eternal light of truth. The correctness of this remark will, we are sure, be brought home to every unbiassed reader and thinker.

---

1. Vedas, Geeta, Brahma sutras, and Bhagavata.
2. जैमिनीभाष्य, गीतातत्त्वार्थप्रकरण, अणुभाष्य and सुबोधिनी
3. They accept non duality, but with some reserve, that is qualified non duality.
4. Those who partially accept duality and non duality as well.

# સ્વધર્મના મુખ્ય સિદ્ધાન્તો.



૧. જગત્ સત્ય છે.

૨ જગત્, જીવ, અંતર્યામી, અક્ષર ઇત્યાદિના નિમિત્ત અને ઉપાદાન કારણ શુદ્ધ નિર્ગુણ બ્રહ્મ કૃષ્ણ પરમાત્મા જ છે.

૩ જીવે અવિદ્યાથી કલ્પેલો અહન્તામમતાત્મક સંસાર મિથ્યા છે.

૪ જીવ અણુ છે, શુદ્ધ નિર્ગુણ બ્રહ્મનો અંશ છે, વ્યાપક નથી

૫. પરબ્રહ્મ પુરુષોત્તમ કૃષ્ણનું ધામ અક્ષર બ્રહ્મ ગણિતાનંદ છે.

૬ સર્વોપરિ વેદાદિ શાસ્ત્રે પ્રતિપાદિત પરમકાષ્ઠાપન્ન વસ્તુ શ્રીકૃષ્ણ જ છે.

૭ કૃષ્ણની સેવા એ જ અંશ જીવનો ધર્મ છે, એટલે વસ્તુત સ્વધર્મ કૃષ્ણસેવા જ છે.

૮. આત્મનિવેદન અને પ્રભુપ્રપત્તિ વિના અન્ય વિશ્વધર્મ હોઈ શકે જ નહિ.

---

Reg. No. B. 896.

# વિનામૂલ્ય વિતીર્ણ.

"પુષ્ટિદિનપીયૂષલહરી".

છપાય છે ! જુનની આખરે બહાર પડશે !!

લગભગ ત્રણથી ચાર ફૉર્મનું પુસ્તક છે, તો પણ

વૈષ્ણવોને તદ્દન મફત !!!

પોસ્ટેજનો અર્ધો આનો માત્ર મોકલો

**જાહેરાતનો જલદી ફેલાવ**—જાહેર ખબર આપનારાઓએ જલદી લખાણ મોકલી આપવું. જાહેરાતો છેવટના પૃષ્ઠોમાં જ રહેશે.

૧ પેજના રૂ ૨, અર્ધાનો રૂ ૧ નાણા લખાણની સાથે જ મોકલવા કૃપા કરવી.

**પુષ્ટિ ગ્રંથ પ્રવર્તક ફંડ**—રૂ ૧-૮-૦ ને તે ઉપરાન્ત ભરનારને ફંડ તરફથી નીકળતા તમામ પુસ્તકો વગેરે મળે છે હિસાબ તથા પહોંચ પણ મોકલવામાં આવે છે

લખો—

મણિલાલ. એચ્. ચોકસી,

ઉમરેઠ.

---

## પુષ્ટિભક્તિસુધાના ગ્રાહકોને સવિનય નિવેદન.

આ માસિકના સર્વ લેખકો જે લેખ લખે છે તે સાંપ્રદાયિક સેવા કરવાની નિર્મલ બુદ્ધિથી જ લખે છે, તેથી બીજા પત્રોની માફક આ માસિકના લેખકોને આપવામાં દ્રવ્યનો ખરચ બિલકુલ થતો નથી, એ જણાવતા આનંદ થાય છે. માસિકની છપામણી વગેરે ખરચ ઘણી જ કરકસરથી કરવામાં આવે છે, તેથી નોકાવરમાંથી જે કાંઈ બચશે તેમાંથી સાંપ્રદાયિક પ્રાચીન ગ્રંથો પ્રસિદ્ધ કરવામાં આવશે. વૈષ્ણવભાઈઓએ આવાં માસિકના પોતે ગ્રાહક થવું જોઈએ, એટલું જ નહિ પણ પોતાના મિત્રોને પણ આવા ધાર્મિક કાર્ય તરફ પ્રેરવાનું ખાસ લક્ષમાં રાખવું જોઈએ.

મુંબાઈ,
પ્રિન્સેસ સ્ટ્રીટ.

પ્રકાશક.



વર્ષ ૩ જું ] શ્રીકૃષ્ણાબ્દ ૫૧૩૮, આષાઢ

# પુષ્ટિભક્તિસુધા.

કૃષ્ણ ૧૧ શ્રીવલ્લભાબ્દ ૪૩૫ [ અંક ૪

नायमात्मा प्रवचनेन लभ्यो न मेधया न बहुना श्रुतेन
यमेवैष वृणुते तेन लभ्यस्तस्यैष आत्मा वृणुते तनुं स्वाम् ॥ १ ॥
नाहं वेदैर्न तपसा न दानेन न चेज्यया
शक्य एवंविधो द्रष्टुं दृष्टवानसि मां यथा ॥ २ ॥
भक्त्या त्वनन्यया शक्यः अहमेवंविधोऽर्जुन ।
ज्ञातुं द्रष्टुं च तत्त्वेन प्रवेष्टुं च परंतप ॥ ३ ॥

પ્રકાશક,
વાડીલાલ નગીનદાસ શાહ,
બી.એ., એલ્.એલ્.બી., વકીલ, હાઈકોર્ટ

લવાજમ, રૂ. ૨-૦-૦ છૂટક અંકના, રૂ. ૦-૬-૦

Printed by D. Miller Superintendent, British India Press Bombay. Published by Vadilal Nagindas Shah B.A. LL.B., Princess Street, Bombay.

# आवश्यक निवेदन.

---

૧ આ માસિકસંબંધી સર્વ પત્રવ્યવહાર પ્રકાશકને નામે કરવો.

૨ આ માસિક દરેક માસની કૃષ્ણ એકાદશીએ પ્રકટ થાય છે

૩ આ માસિકમાં છપાવવાને આવેલા લેખો લેવા ન લેવા તેમ જ તેમાં યોગ્ય સુધારોવધારો કરવો પ્રકાશકની ઇચ્છાધીન છે

૪. શ્રીમદ્વલ્લભાચાર્યજીના સિદ્ધાન્તાનુસાર જ લેખ લેવામાં આવશે.

૫ વર્ષનું નોછાવર પ્રથમથી લેવામાં આવે છે.

૬ આ માસિકના પરિવર્તનમાં જેમના તરફથી માસિક વા પત્ર મળશે તેમને વગર નોછાવરે આ માસિક મોકલવામાં આવશે

૭ કોઇ પણ બાબતની ખબર મંગાવવી હોય તો જવાબ સારૂ ટિકિટ બિડવી, તે સિવાય જવાબ આપવામાં આવશે નહિ

૮ આ માસિકમાં જાહેર ખબર છપાવવી હોય કે હેન્ડબિલ વહેંચાવવાં હોય તેમણે પ્રકાશકને લખવું અથવા મળવું.

પુષ્ટિભક્તિસુધા કાર્યાલય,
પ્રિન્સેસ સ્ટ્રીટ,
મુંબાઈ.

પ્રકાશક

---

# અનુક્રમણિકા.

| વિષયો. | લેખકો. |
|---|---|
| ૧ સાંપ્રદાયિક વાઙ્મય | વૈ. શા. સ. મગનલાલ ગણપતિરામ શાસ્ત્રી, M.A. |
| ૨ હરિરાયજીકૃતાષ્ટપદી | ગ. ગ. મૂલચંદ્ર તુલસીદાસ તેલીવાલા, B A. |
| ૩ સાંપ્રદાયિક સંસ્કૃતસાહિત્ય | વૈ. શા. મ. મગનલાલ શાસ્ત્રી |
| ૪ મહાનુભાવી શ્રીગોપાલદાસજી | ગ. ગ. મૂલચંદ્ર તુલસીદાસ તેલીવાલા, B A. |
| ૫ માર્ગસ્વરૂપનિર્ણય | વૈ. શા. મ. અનંતરામ ગૂંગરજી શાસ્ત્રી |
| ૬ મનુષ્યનું કર્તવ્ય અને ધર્મજિજ્ઞાસા. | Mr D, B A, LL B, Pleader, High Court |
| ૭ મહામંગલ પત્ર | ગ. ગ. ઉમેદલાલ રામકૃષ્ણ પંડ્યા. |
| ૮. પટ્ટગુલાલ શાસ્ત્રી | મૂલચંદ્ર તુલસીદાસ તેલીવાલા, B A |
| ૯. મનોરથ | ગ. શા. નન્દલાલ શાસ્ત્રી |
| ૧૦. ગ્રાહકોને સાનન્દ નિવેદન | શા. પ્રકાશક. |
| ૧૧. S'uddhâdwaita Brahma-vâda | Mr. M. T. Telivala, B A |



॥ श्रीकृष्णाय नमः ॥

॥ श्रीगोपीजनवल्लभाय नमः ॥

## श्रीमद्गोस्वामिश्रीपुरुषोत्तमजीकृते

### खलालपनविध्वंसवादे

### ॥ भगवच्छृङ्गारविषयकशङ्कानिरासवादः ॥

पादाङ्गुलीयमञ्जीररत्नमिकाभूषणाञ्जनैः ।
स्वलङ्कृतं हरिं वीक्ष्य शाक्ताः शङ्काकलङ्किताः ॥ १ ॥
मार्गेऽन्तः शाक्तताभ्रान्तिं कृत्वा वल्गन्ति वैष्णवैः ।
तादृशां जारजातानां मुखभङ्गं विदध्महे ॥ २ ॥
'सहस्रशीर्षा पुरुष' स्तथैव 'पुरुषो ह वै' ।
'नारायण' इति श्रुत्योस्तादृशोऽभिमतम् च ॥ ३ ॥
सिद्धः पुमानस्मिन्नर्थे पुराणेष्वपि दृश्यते ।
श्रीभागवतवाराहपाद्मगारुडकादिषु ॥ ४ ॥
स एव वासुदेवोऽयं साक्षात्पुरुष उच्यते ।
स्त्रीप्रायमितरत्सर्वं जगद् ब्रह्मपुरःसरम् ॥ ५ ॥
स एव वासुदेवोऽयं पुरुषः प्रोच्यते बुधैः ।
प्रकृतिस्पर्शराहित्यात्स्वातन्त्र्याद्विभवादपि ॥ ६ ॥
इत्युक्तं नारसिंहेऽत्र स्वातन्त्र्याद्वारिणः शिवः ।
जगत्कारणतापन्नः शिवया मुनिपुङ्गवाः ॥ ७ ॥
सा तस्यापि भवेच्छक्तिस्तया हीनो निरर्थकः ।
यत्सूतसंहितान्तःस्थैः पञ्चविंशद्भिर्गुणैः ॥ ८ ॥
तास्वैः सर्वास्ववस्थासु शक्त्यधीनः स्मृतः शिवः ॥
अनिरुद्धोऽपि यस्य श्रीरङ्गात्र च्यवते क्वचित् ॥ ९ ॥
'अनन्त ते भगवति' त्यादौ शक्त्युपेक्षणम् ।
'हरिर्हि निर्गुण' इति नैर्गुण्यं च हरेः स्फुटम् ॥ १० ॥
तस्मात्साक्षात्पुरुषः कृष्णः परं ब्रह्म च स स्फुटम् ।
'परं ब्रह्म परं धाम पवित्रं परमं भवान् ।
आहुस्त्वामृषयः सर्वे देवर्षिर्नारदस्तथा ।
असितो देवलो व्यास' इति गीतासु दर्शनात् ॥ ११ ॥

तापनीयश्रुतिषु च तथात्वप्रतिपादनात् ।
तथा 'स वै नैव रेमे' इतिकाण्वश्रुतावपि ॥ १२ ॥
स्वद्विधाकरणाज्जायापती स्वयमभूदिति ।
उक्तस्तस्य तथाभाव एवं माध्यन्दिनेऽपि च ॥ १३ ॥
पुराणे ब्रह्मवैवर्ते खण्डे श्रीकृष्णजन्मनः ।
गर्गेण नामकरणे इदमेवोपबृंहितम् ॥ १४ ॥
वर्धते सा व्रजे राधा शुक्ले चन्द्रकला यथा ॥
श्रीकृष्णतेजसोऽर्धेन सा च मूर्तिमती सती ॥ १५ ॥
एका मूर्तिर्द्विधा भूता भेदो वेदे निरूपितः ॥
इयं स्त्री स पुमान् किं वा सा वा कान्ता पुमानयम् ॥ १६ ॥
पितामहस्य जगतो माता धातेति गीतया ।
पौराणैर्वचनैश्चान्यैरन्यत्राप्युपबृंहितम् ॥ १७ ॥
अतःकृष्णस्तथा तेनालङ्कृतिर्युज्यते द्विधा ।

किञ्च,

सत्कार्यवादिनां कार्यं सत्सर्वं कारणे स्थितम् ॥ १८ ॥
हेतुभिर्बहिरायातं भासते कच्छपाङ्गवत् ॥
'अहं सर्वस्य प्रभव' इत्युक्तः कारणं हरिः ॥ १९ ॥
तदन्तःस्थद्वयं तस्मात्तद्विदां रुचितो द्विधा ।
भूषणानि दधत्कृष्णस्तेनैव राजते न च ॥ २० ॥
कृष्णे सर्वस्य सद्भावात् सर्वं शृङ्गारादिकम् ।
तत्र धार्यतया शङ्का स्वाध्यायस्येतिसूत्रतः ॥ २१ ॥
उपसंहारनियमाद्भक्तेच्छापूरणादपि ।
अभिसन्धानपूर्वत्वात्क्रियाया नात्र संशयः ॥ २२ ॥
अतोऽलङ्कृतिरत्रास्त्येव युक्तेति बुध्यताम् ।

किञ्च,

'वक्षस्यधिश्रितवधूः श्रीर्वधूः साक' मित्यतः ॥ २३ ॥
श्रीसाहित्यं सदा तस्मादर्धनारीश्वरे यथा ॥
द्विविधाभरणैः प्रत्यस्तदत्रापि बुध्यताम् ॥ २४ ॥
किञ्चार्थकामधर्मेषु कृष्णेन श्रद्धितात्मना ।
इत्युक्तं नारदे गीते योगमायोदयं गते ॥ २५ ॥

श्रीशुकैस्तत्र मन्तव्यं कामुकानुकृताविदम् ।
कामुका यत्र सज्जन्ते धृत्वा तन्मुद्रिकादिकम् ॥ २६ ॥
तिष्ठन्ति सर्वदा तद्वत्तदासक्तो हरिस्तथा ।
तद्भूषणं धारयति प्रभुत्वान्नैव शङ्कते ॥ २७ ॥
अपि चानुकृतस्तस्य चेतिसूत्रे विचारितम् ।
सर्वस्यैवानुकारित्वं तथा तद्विषयश्रुतौ ॥ २८ ॥
तेन ये कामुकास्तेऽपि तत्कृतेरनुकारकाः ।
अतो न्यायविचारेऽपि तदकृतिर्न विरुध्यते ॥ २९ ॥
तथा रसविचारेऽपि शृङ्गारो विष्णुदैवतः ।
रसश्च स्थायिभावात्मालम्बनद्वयसंस्थितः ॥ ३० ॥
'रसो वै स' इतिश्रुत्या रसात्माप्युच्यते तथा ।
अभेदवादः श्रौतानां महतां स मतस्ततः ॥ ३१ ॥
तदालम्बनताभावे स्वरूपमच्युतोऽभवत् ।
रसत्वादेव हीयेत तस्मादुभयधारणम् ॥ ३२ ॥
विद्वद्भिर्बाधिकं ज्ञेयं रसत्वाभेदवादयोः ।
आधिदैविकवादोऽपि द्वैरूप्यादेव युज्यते ॥ ३३ ॥
प्राक् सृष्टावितराभावात्तदुक्तं पूर्वमेव हि ।
नानावस्थाविशेषे या नायिकाधीनता स्वतः ॥ ३४ ॥
विरुद्धधर्माधारत्वात्सा न स्यात्तत्स्वबाधिका ।
पञ्चाध्याय्युदितां तद्धर्मानत्वं तत्र बुध्यताम् ॥ ३५ ॥
अतः प्रकृत्यसम्बन्धादश्लीला न कापि हि ।
किञ्च प्रभुः प्रगल्भोऽपि यशोदोत्सङ्गलालितः ॥ ३६ ॥
तासां स्तनन्धयो भाति तनाम्बेव सुशोभनम् ।
वार्धक्यलब्ध एकोऽयं बालः कन्येव जीवतु ॥ ३७ ॥
इतिभावेन करणमपि नात्र विरुध्यते ।
अतोऽत्र लोकशास्त्राभ्यां ये विद्वांसो बुभुत्सवः ॥ ३८ ॥
ते विदित्वैवमितरान्बोधयन्तः मदुक्तिभिः ।
खलानां वक्त्रविध्वंसं कुर्वन्त्वेनं पथद्विपाम् ॥ ३९ ॥

---

## ॥ स्वामिन्यष्टकविषयकशङ्कानिरासवादः ॥

नन्वेवं यदि तर्हि स्वामिनीस्तोत्रमष्टकम् ।
तासां कुतः कृतं श्रीमत्प्रभुभिर्विट्ठलेश्वरैः ॥ १ ॥
अत आचार्यवाक्येषु तदभावात्तदुत्तरम् ।
तथात्वं तेन संपन्नेराधिक्यमपि युज्यते ॥ २ ॥
अलंकृतिर्भगवतस्तत आरभ्य नादृशी ।
पूर्वं तु गुञ्जामुकुटश्रीगोपीचन्दनैः श्रुता ॥ ३ ॥
अतः पाश्चात्यशाक्तत्वं वारितुं नैव शक्यते ।
इति चेदुच्यते मूढ सम्पत्तिर्यदि शक्तितः ॥ ४ ॥
तदा न ते भिक्षुकाः स्युः सदा ये तामुपासते ।
कदाचित्काचन श्रीः स्यात्तेषां तान्न त्यजेत्पुनः ॥ ५ ॥
पूर्वं दीनास्ततश्चाढ्यास्ततश्चात्यन्तदुःखिताः ।
शाक्ताः सहस्रशो दृष्टा अधुनापि त्वदादिभिः ॥ ६ ॥
एकविंशतिपर्यायैस्तामुपास्यापि यत्नतः ।
न लेभे माधवाचार्यो भग्नामपि कपर्दिकाम् ॥ ७ ॥
ततः प्रव्रजितो विद्यारण्यनामाथ पर्यटन् ।
तमसि स्खलितो दृष्ट्वा तां सुवर्णशिलां ततः ॥ ८ ॥
क्रुद्धः शप्तु समारेभे शक्ति सा गोचरा दृशोः ।
भूत्वोचे त्वज्जन्ममध्ये सम्पन्नैव हि दित्सिता ॥ ९ ॥
विधेरतोधुना दद्मीत्युक्तः कस्याप्यदापयत् ।
इति प्रसिद्धं तस्मात्सा भाग्यादेव न शक्तितः ॥ १० ॥
अपत्य द्रविणं दारा हारा हर्म्यं हया गजाः ।
सुखानि स्वर्गमोक्षौ च न दूरे हरिभक्तितः ॥ ११ ॥
ईदृशैर्हरिवंशादिवाक्यैर्गोपालमन्त्रतः ।
सर्वं वाञ्छितसंसिद्धेस्तत्तन्त्रे कथनादपि ॥ १२ ॥
सम्पत्तिः सर्ववाञ्छाप्तिर्भक्त्या तद्वदुपास्या ।
भवतीति स्थिते शक्या शाक्तता नैव शंकितुम् ॥ १३ ॥
'यत्कर्मभिर्यत्तपसा ज्ञानवैराग्यतश्च यत् ॥
योगेन दानधर्मेण श्रेयोभिरितरैरपि ॥ १४ ॥

१. अस्य मन्त्रस्य काम्यत्व तु भक्तिहंसादिमार्गप्रदीपप्रभृतिग्रन्थेषु सुप्रसिद्धमेव ।

सर्वं मद्भक्तियोगेन मद्भक्तो लभतेऽञ्जसा ।
स्वर्गापवर्गं मद्धाम कथञ्चिद्यदि वाञ्छति ॥ १५ ॥
न किंचित्साधवो धीरा भक्त्या ह्येकान्तिनो मम ।
वाञ्छन्त्यपि मया दत्तं कैवल्यमपुनर्भवम्' ॥ १६ ॥
एवमेकादशे विशेऽध्याये भगवतोदिता ।
स्वभक्तिः कल्पतरुवद्भक्तार्थोक्ता अनिच्छवः ॥ १७ ॥
'अनन्याश्चिन्तयन्तो मां ये जनाः पर्युपासते ।
तेषां नित्याभियुक्तानां योगक्षेमं वहाम्यहम्' ॥ १८ ॥
'सर्वधर्मान्परित्यज्य मामेकं शरणं व्रज ।
अहं त्वां सर्वपापेभ्यो मोक्षयिष्यामि मा शुचः' ॥ १९ ॥
इति गीतासु चार्तापि तादृशामच्युतात्मनाम् ।
भक्तिर्हरिश्च सम्पत्तिं ददाति तेन सा तथा ॥ २० ॥
किञ्च प्रभ्वाज्ञयाचार्यैर्गार्हस्थ्यं कृतमित्यपि ।
प्रसिद्धं मर्त्यलोकेषु ततस्तेनैव सा स्फुटा ॥ २१ ॥
अतः पूर्वं तथैवेच्छा पश्चादेवमलौकिया ।
ततः पूर्वं तथा पश्चादेवं तस्मान्न दुष्यति ॥ २२ ॥
एवं निवृत्ते शास्त्रत्वे स्तोत्रे च न ततो यतः ।
गुरुत्वमेतन्मार्गस्य तास्वेव प्रतिपादितम् ॥ २३ ॥
'कौण्डिन्यो गोपिकाः प्रोक्ता गुरवः साधनं च तत्' ।
इति सन्न्यासनिर्णीतौ सुबोधिन्यामपि स्फुटम् ॥ २४ ॥
तच्च मार्गप्रकटनान्न तु तस्योपदेशनात् ।
एवमेकादशस्कन्धद्वादशाध्यायवाक्यतः ॥ २५ ॥
एव तत्र यतः सर्वसाधनानां निषेधनम् ।
कृत्वा ततश्च सत्सङ्गात्स्वामियुक्त्वा तदग्रिमे ॥ २६ ॥
केवलेन हि भावेन सिद्धानां स्वामिमञ्जसा ।
उक्ता भावस्य परमा काष्ठा तास्वेव दर्शिता ॥ २७ ॥
ततस्तेनैव भावेन प्रपत्तिमुपदिष्टवान् ।
अतः प्रणेऽस्मता तत्र हरिरेवोपदेशकः ॥ २८ ॥

एवमत्रापि बोध्यं तत्तत्स्वरूपविचारकैः ।
अतः परोक्षवादेन स्तोत्रं त्स्वीयमित्यपि ॥ २९ ॥

किञ्च,

पुराणे ब्रह्मवैवर्ते खण्डे श्रीकृष्णजन्मनः ।
रुक्मिण्युपयमे जाते पृष्टेन श्रीयशोदया ॥ ३० ॥

भक्त्यात्मकं च यज्ज्ञानं तुभ्यं राधा प्रदास्यति ।
नन्दाय दत्तं यज्ज्ञानं तच्च तुभ्यं प्रदास्यति ॥ ३१ ॥

एवमुक्तं भगवता श्रीयशोदां प्रति स्वयत् ।
स्वामिन्या उपदेष्टृत्वं तदग्रे दृश्यतेऽपि च ॥ ३२ ॥

' यस्य देवे परा भक्तिर्यथा देवे तथा गुरौ ।
तस्यैते कथिता ह्यर्थाः प्रकाशन्ते महात्मनः ' ॥ ३३ ॥

श्वेताश्वतरशाखायां मन्त्रोपनिषदि श्रुतिः ।
एषा प्रगीयते सर्वैरतः स्तोत्रं ततो मतम् ॥ ३४ ॥

किञ्च,

शक्तिसमर्पणमात्रेण न शाक्तत्वमिति स्फुटम् ।
पञ्चायतनपूजायां विभूतौ तन्निवेशनात् ॥ ३५ ॥

यदि सा देवता मुख्या इतरे च विभूतिषु ।
तदा तथास्तु तन्नात्र तस्मादपि न तत्तथा ॥ ३६ ॥

अतस्तासां गुरुत्वे वा शक्तित्वे वा न दूषणम् ।
मार्गस्येति बुधैर्ज्ञेयं श्रीमदाचार्यसंश्रितैः ॥ ३७ ॥

॥ सरस्वतीस्थापनविषयकशङ्कानिरासवादः ॥

नन्वेवं चेत् सरस्वत्याः स्थापनं किं निबन्धनम् ।
तेनान्याश्रयदोषश्च कथं नेत्यपि कथ्यताम् ॥ १ ॥

नच तस्या विभूतित्वान्न दोष इति साम्प्रतम् ॥
गौर्यादावपि तत्साल्यान्तरपूजाप्यापतेत्तदा ॥ २ ॥

---

१ एतेन श्रीगोपिकानां स्त्रीत्वाद्गुरुत्वमनर्गलं कुर्वन्तो बहिर्मुखधर्मशास्त्रभारः श्रीमदाचार्यैकप्रकटितशुद्धपुष्टिमार्गे विष्णुस्वामिपरम्परामारोपयन्तः शैवा स्वमार्गानभिज्ञाः सर्वेऽपि सुतरां निरस्ता वेदितव्याः ॥

पातिव्रत्यव्रतीं किञ्च पाद्म उत्तरखण्डके ।
गोविन्दं परमानन्दं माधवं मधुसूदनम् ॥ ३ ॥
हित्वा नान्यं विजानीते पातिव्रत्यव्रतः स च ।
इत्युक्तलक्षणः सिद्धः स चेदन्य कथंचन ॥ ४ ॥
भजेद् व्रतात्स्वार्थीयेत नो चेद्दास्य वृथा भवेत् ॥
न चैवं सति यज्ञादेर्निवृत्तिरितिशक्यताम् ॥ ५ ॥
'यज्ञो वै विष्णु'रित्येतच्छ्रुत्या तस्याच्युतात्मता ।
बोधिता तत्र ये देवास्ते चाङ्गत्वेन संस्मृताः ॥ ६ ॥
'अग्निर्मुख' त इत्यादि श्रीभागवतवाक्यतः ॥
याजिश्च देवप्रजाया स्मृतस्तेन तदिज्यया ॥ ७ ॥
द्वारेण भगवानेव पूज्यतेऽतो न दूषणम् ॥
तत्रान्तः स न दृष्टान्तो वक्तुमन्यत्र शक्यते ॥ ८ ॥
किञ्च मुख्यतया पूज्या तेन नात्र विभूतिना ।
अतोऽन्याश्रयदोषस्य दुर्वारत्वान्न साध्विदम् ॥ ९ ॥
सा च रूपतः शक्तिरेव किंच दीपा नवैव हि ।
तस्या आगमिके पेठा नवरात्रेण ते समाः ॥ १० ॥
रुद्रयामलसम्प्रोक्त तस्मिन्काले तदर्चनम् ।
'मूलेनावाहयेद्देवी श्रवणेन विसर्जयेत' ॥ ११ ॥
इतिवास्यादतस्तस्याः स्थापन तन्निबन्धनम् ।
किञ्च, 'सर्वे शाक्ता द्विजा ज्ञात्या न शैवा न च वैष्णवाः ॥ १२ ॥
यस्मादुपासते नित्यं गायत्री वेदमातरम्' ॥
गायत्रीकल्प एवं हि विश्वामित्रो द्विजान जगौ ॥ १३ ॥
गायत्र्युपासया शाक्ता ततोऽत्रापि तथैयताम् ।
इति चेदुच्यते वाक्यं गायत्रीकल्पसम्भवम् ॥ १४ ॥
गायत्र्युपासने वक्ति शाक्तत्व न तु वै तथा ।
हरेरुपासने तत्त्व तदर्थस्तु हरिःस्वयम् ॥ १५ ॥
'न भर्गो नापि सवितेति' ति प्रहस्ते सपञ्चितम् ॥
उपदेशाविचारेऽपि वाक्यमेतद्विचारितम् ॥ १६ ॥

मया तदेतदुभय ताभ्यां बोध्यं बुभुत्सुभिः ।
अतो न तेन तत्रापि मरस्वत्याश्च-प्रजनात् ॥ १७ ॥

तथाहि सा ब्राह्मणानामाजीव्या निधिभावतः ।
'विद्या ह वै ब्राह्मणमाजगामे'त्यत्र तच्छ्रुतेः ॥ १८ ॥

आजीव्यैकतरं भावं यस्त्वन्यमुपधावति ।
नतस्माद्विन्दते क्षेमं जाग नार्यसती यथा ॥ १९ ॥

वर्तेत ब्रह्मणा विप्रो राजन्यो रक्षया भुवः ।
इत्यादिभिर्निजाजीव्यप्रजा भगवतोदिता । २० ॥

किञ्च ' प्रचोदिता येन पुरे'तिशुकवाक्यतः ॥
'वेदो नागयणः साक्षात् स्वयंभू'रित्यतोऽपि च ॥ २१ ॥

भगवल्लक्षणा तस्मादभिन्नेत्यवगम्यते ।
एवं सति यथा योगोऽङ्कस्तथेदमपि स्फुटम् ॥ २२ ॥

तद्देवत तदाश्रम तत्काल तत्प्रिय च तत ।
तत्कर्तृषु तदीयत्वदार्ढ्यायैवेति बुध्यताम् ॥ २३ ॥

किञ्च कात्यायनी यद्वद्भगवत्प्रापिका तथा ॥
एषापीति न दोषस्य लेशोप्यत्रेत्यलं गिरा ॥ २४ ॥

इतिश्रीवल्लभाचार्यचरणाब्जप्रसादतः ।
शङ्काः शाक्तत्वविषया यास्ताः सर्वा निराकृताः ॥ २५ ॥

इतिश्रीवल्लभाचार्यचरणाम्बुजचिन्तया ॥
स्वलालपनविध्वंसं कृतवान्पुरुषोत्तमः ॥ २७ ॥

**इतिश्रीपीताम्बरतनुजश्रीपुरुषोत्तमकृतं भगवच्छृङ्गारविषयकं स्वामिन्यष्टकविषयकं सरस्वतीस्थापनविषयकं शङ्कानिराकरणं सम्पूर्णम् ॥**

## ॥ श्रीहरिरायजीकृताष्टपदी ॥

(१२)

( नटरागेण गीयते. )

हिन्दोले हरिरिह सखि विलसति ॥
राधिकया सकलाधिकया मह विविधविकृतिसहितो बहु विहसति ॥ १ ॥
नवजलदे चपलासहिते मुहुरतिधीरं गर्जति ॥
मृदुकुसुमोपमविन्दुगणानभितोऽभिरतो परिवर्षति ॥ २ ॥
विविधवर्णवसनाभूषितयुवतीनिकरे मृदु गायति ॥
मुहुरनुपदमथ मुद्रितनयनं निजपतिरूपं ध्यायति ॥ ३ ॥
विविधकुसुममकरन्दगन्धमोहितमधुपे सखि विचरति ॥
यमुनोपवनसततसेवनपवने सुरजो ननु विकिरति ॥ ४ ॥
रमणीवदनविधूदयमोहितनयनकुमुदयुगले विकचीयति ॥
सुन्दरतासरसीरसमज्जनसजलतरे मुहुरुदयति ॥ ५ ॥
विरचितसुकृते गोपीनिकरेऽनुपमसुखं सखि विन्दति ॥
निजनाथे करुणैकदशा मुहुरुचिरतर मतिभिन्दति ॥ ६ ॥
एतादृशमतमधुलीलामथ चित्तमिदं विचिचीषति ॥
विषयदोषमतिपोषनिहितकुमतिं क्षणतो विजिगीषति ॥ ७ ॥
श्रीवल्लभपदकमलयुगलपतिते दीने वस कल्पति ॥
हरिदासेऽखिलविरचितहासे निरवशेन च जल्पति ॥ ८ ॥

---

## सांप्रदायिक संस्कृतसाहित्य.

'પુષ્ટિભક્તિસુધા'ના આ અંકથી પ્રથમ એક ફૉર્મ કેવળ સંસ્કૃત છોટા ગ્રન્થો મુદ્રિત કરવામાં આવશે, તે જાણી વિદ્વાન્ વૈષ્ણવવર્ગ પ્રસન્ન થશે એમ આશા રાખવામાં આવે છે. વળી માસિકના ૨૪ પત્રમાંથી આઠ પત્ર સંસ્કૃતસાહિત્યમાં રોકાવાથી સંસ્કૃત નહિ જાણનારા વૈષ્ણવોને વાંચવાનું અતીવ અલ્પ મળે તો તેમને કદાચિત અલાભ થાય તેથી ૨૪ પત્ર તો પૂર્વવત્ સાંપ્રદાયિક ગુર્જર લેખોમાં જ રોકાશે, અને અધિક ૮ પત્ર ઉપર્યુક્ત સંસ્કૃત સાહિત્યાર્થે રોકાશે. આ માસિકનું કદ પણ એક ફૉર્મ વધીને એકંદરે ચાર ફૉર્મ થશે.

આ યોજના અમે એવા ઉદ્દેશથી કરી છે કે સંપ્રદાયમાં છોટા છોટા ગ્રન્થો એટલા બધા છે કે જેનું સ્વતંત્ર રીતે મુદ્રણ ન થઈ શકે, તેવા ગ્રન્થોનો જે સંગ્રહ શ્રીમદ્વૈષ્ણવપરિષદ્‌ના પુસ્તકાલયમાં છે તેનું યથાશક્તિ મુદ્રણ 'પુષ્ટિભક્તિસુધા'દ્વારા જ બની શકે. આ યોજનામાં પ્રથમ સાહાય્યદાન તરીકે રૂ ૧૦૧) ભરુચના ભગવદ્ધર્મપરાયણ વૈષ્ણવ રા. જેઠીસનદાસ કસનદાસે કર્યું છે, તેથી તેમને અંતઃકરણપૂર્વક ધન્યવાદ આપીએ છીએ. અન્ય વૈષ્ણવોને આ પ્રકારે સંસ્કૃત સાહિત્ય મુદ્રણ કરાવવાની શુભેચ્છા જો પ્રભુકૃપાથી થતી હોય તો તેઓએ રા. પ્રકાશક સહ પત્રવ્યવહાર કરવો. નિર્ણય થયેથી તે તે પુસ્તકો આ જ માસિકમાં તેમના ઉત્તેજનથી પ્રકટ થશે. ક્રમશ આ સંસ્કૃત ગ્રંથોનું ભાષાંતર પણ ગુર્જર ગિરામાં આપવામાં આવશે.

આ અંકના પ્રથમ ફૉર્મમાં શ્રીપુરુષોત્તમજીનો વાદગ્રંથ પ્રકટ કર્યો છે. खलालपनविध्वंसवाद નામના સાર્થક વાદગ્રંથમાં भगवच्छृंगारविषयकशङ्कानिरासवाद, स्वामिनीस्तोत्रविषयकशङ्कानिरासवाद, અને सरस्वतीस्थापनाविषयकशङ्कानिरासवाद એમ ત્રણ અવાન્તર

તારવી કાઢવામાં આવે તો શ્રીગોકુલનાથજીના સમયનું બહુ સારૂં જ્ઞાન થઈ શકે એમ છે એ કર્તવ્ય શ્રીગોકુલનાથજીના આધુનિક વૈષ્ણવોનું છે. શ્રીગોકુલેશના ગ્રન્થો, શ્રીકલ્યાણભટ્ટજીના ગ્રંથો, અને અન્ય વૈષ્ણવ મહાનુભાવીઓના સંસ્કૃત તથા પ્રાકૃત ગદ્ય તથા પદ્ય ગ્રંથો પ્રસિદ્ધ કરવાનું એઓને શિર છે. રા. નાનુભાઈ નારાયણદાસ ગાંધી, એમ એ, એલ એલ.બી. શ્રીગોકુલનાથજીના જ અનુયાયી છે, અને શ્રીગોકુલનાથજીની જ કૃપાથી સાંપ્રદાયિક ગ્રંથમાં પણ એમનો પ્રવેશ પ્રશંસનીય થયો છે, તેથી આ કાર્યના નેતા થઈને સર્વ ગ્રન્થો ઉપલબ્ધ કરીને એ સર્વ પ્રસિદ્ધ કરવાનો સતત પ્રયાસ એમણે આદર્યો જોઈએ.

શ્રીગોકુલનાથજીનું સેવ્યસ્વરૂપ શ્રીગોકુલનાથજી (શ્રીકૃષ્ણ) છે. એ સ્વરૂપને 'શ્રીગોવર્ધનનાથજી' પણ કહે છે. પ્રચલિત નિકુંજનાયક શ્રીગોવર્ધનનાથજીના (શ્રીનાથજીના) સ્વરૂપમાં વામ ભુજા ઉંચી છે, ત્યારે આ શ્રીગોવર્ધનનાથજીના (શ્રીગોકુલનાથજીના) સ્વરૂપમાં દક્ષિણ ભુજા ઉંચી છે, તે ઉપરથી એમ સૂચના થાય છે કે પ્રભુએ દક્ષિણ શ્રીહસ્તે પણ ક્વચિત્ ગોવર્ધન પર્વત ધારણ કર્યો હશે, કેવલ વામ શ્રીહસ્તે જ નહિ. આ સ્વરૂપ શ્રીમદાચાર્યજીને પોતાના શ્વશુર તરફથી પ્રાપ્ત થયનું હતું. શ્રીગોકુલનાથજીનું ચતુર્થ ગૃહ કહેવાય છે. એ ગાદીના હાલના તિલકાયિત શ્રીકનૈયાલાલજી થોડા વખત ઉપર જ નિત્યલીલામાં પધાર્યા. એઓશ્રીનું ભજનાનન્દપ્રમત્ત વૈષ્ણવો અદ્યાપિ સ્મરે છે. એઓશ્રી અનપત્ય હોવાથી એઓશ્રીની ગાદીએ આપણા અતિપ્રસિદ્ધ શ્રીદેવકીનન્દનલાલજીના પુત્ર '**શ્રીવલ્લભાચાર્યજી**' બેસાડ્યા એમ કિંવદન્તી ચાલે છે. એ કિંવદન્તી સત્ય હોય વા ન હોય, પરન્તુ જે ગોસ્વામી બાલક એ ચતુર્થ ગૃહના તિલકાયિત થાય તેઓશ્રીએ લક્ષમાં રાખવું પડશે કે પોતે 'શ્રીગુસાંઈજીના'ની ગાદીએ બિરાજે છે. શ્રીગુસાંઈજીને સુવાચ્ય રૂપમાં પ્રસિદ્ધ કરીને, પોતાની દૈવી ઉપાસનારૂપ અન્યાશ્રયથી તો અત્યન્ત ભિન્ન શુદ્ધપુષ્ટિભક્તિમાર્ગ તેમણે પ્રવર્તાવવો પડશે. શ્રીગોકુલનાથજીની પ્રણાલિકા પ્રમાણે આચરીને શ્રીગોકુલેશને પ્રસન્ન રાખવાનું મહત્ કર્તવ્ય કરીને જ કૃતકૃત્ય થવું પડશે.

શ્રીગોકુલનાથજીને કેટલાક શિષ્ટ વૈષ્ણવો શ્રીમહાપ્રભુજીના અવતાર માને છે, એ ઉપરથી એઓશ્રીના સ્વરૂપનું વિજ્ઞાન આપણને કાંઈક અંશે થઈ શકે એમ છે. 'તાત નજો પ્રતિબિંબ' એ શ્રીગોપાલદાસજીનું વચન એ વાર્તાની સાક્ષી પૂરે છે. તે શિષ્ટ વૈષ્ણવો એમ પણ માને છે કે આ શ્રીગોપાલદાસજીના વચન ઉપરથી એમ સૂચન થાય છે કે આ શ્રીનવાખ્યાન શ્રીગુસાંઈજીની કૃતિ છે, અને શ્રીગુસાંઈજી શ્રીગોકુલનાથજીને (જેમનું અન્ય નામ શ્રીરામ છે) સ્વપિતૃચરણનું પ્રતિબિંબ માને છે, તેથી શ્રીગોકુલનાથજી શ્રીમહાપ્રભુજીના અવતાર છે એમ સૂચન થાય છે. એક વૈષ્ણવ સદ્ગૃહસ્થ તો શ્રીનવાખ્યાન શ્રીગુસાંઈજીની કૃતિ છે એમ સિદ્ધ કરવાને અન્ય ઉપપત્તિ પણ આપે છે. જેવી રીતે શ્રીભાગવતના કર્તા ભગવાન હોવાથી શ્રીગણેશનું નામ નથી લેતા, તેમ શ્રીગુસાંઈજી આ ગ્રન્થના કર્તા પોતે હોવાથી સ્વપત્નીનું નામ આ પરિવારમાં જણાવતા નથી.

પરન્તુ શ્રીગોકુલેશને શ્રીમદ્વલ્લભાચાર્યજીના અવતાર માનવા, અને આ શ્રીનવાખ્યાનને શ્રીગુસાંઈજીની કૃતિ માનવી એ ઉભય મત મને તો બહુ વિશ્વસનીય લાગતા નથી, એટલું જ નહિ પણ વસ્તુસ્થિતિથી કાંઈક વિપરીત લાગે છે. આ મતનું મૂલ 'તાતનો પ્રતિબિંબ' એ શ્રીગોપાલદાસજીનું વચન છે, એનો અર્થ 'શ્રીગોકુલનાથ સ્વપિતા શ્રીગુસાંઈજીના જ પ્રતિબિંબ છે' એમ થાય છે. શ્રીગોકુલનાથજીના આચાર અને વિચાર પ્રાયશઃ એઓશ્રીના પિતા શ્રીગુસાંઈજીને મળતા આવતા હતા. શ્રીગુસાંઈજીના અને શ્રીગોકુલેશના ઉભયના દર્શન વારંવાર શ્રીગોપાલદાસજીને થયા હતા. તેથી ગમીય રીતે શ્રીગુસાંઈજીના ગાનરૂપ આ શ્રીનવાખ્યાન ગ્રંથમાં શ્રીગોપાલદાસજી

---

૧ શ્રીદેવકીનન્દનજી આગ્રહપૂર્વક તિલક કરે છે, અને તેમાં બિન્દી કરે છે. શ્રીગોકુલનાથજીના વૈષ્ણવો ફક્ત તિલકનો જ આગ્રહ આદર કરે છે, તેથી ચતુર્થ ગાદીના તિલકાયિત થવામાં શ્રીદેવકીનન્દનજીના પુત્રે પૂર્વ તિલકનો પણ ત્યાગ કરવો પડશે.

પિતાપુત્રની તુલ્યનાતું કથન કરે એ નૈસર્ગિક અને ઉપપન્ન છે શ્રીમહાપ્રભુજીની સર્વવ્યાપિની વિચારશ્રેણી તો શ્રીગોકુલેશના ગ્રથમા ઉપલબ્ધ થતી નથી શ્રીગોકુલનાથજીનુ અન્ય નામ 'શ્રીવલ્લભ' હતુ, તેથી શ્રીગોકુલેશને શ્રીમદ્વલ્લભાચાર્યજીના અપરાવતાર માનવામા આવતા હોય એમ લાગે છે, પરતુ દાક્ષિણાત્યોમાં અને વિશેષે કરીને મહારાજોમાં અદ્યાપિ પણ પિતાનુ નામ પુત્રને ધરવામાં આવે છે, તેટલા માત્રથી પૌત્રને પિતામહના અપરાવતાર માનવા એ શ્રદ્ધાનુ' કાર્ય લાગે છે

વલી ગ્રથમા શ્રીગુસાઇજીના પત્નીનુ નામ નથી, તો શ્રીમહાપ્રભુજીના વહુજીનુ અને શ્રીગોપીનાથજીના વહુજીનુ નામ પણ ત્યા કયા છે? ધર્મપત્નીના નામના અભાવમાત્રથી કેવલ શ્રીગુસાંઇજીને ગ્રન્થકર્તા માનવા એ અયોગ્ય લાગે છે ગ્રન્થ તરફ દૃષ્ટિ કરતાં એમ જ લાગે છે કે એ શ્રીગોપાલદાસજીનુ જ કવન છે, અને તે તેઓની તરફ તેમની નિરતિશય ભક્તિનુ જ પરિણામ છે. શ્રીવલ્લભાખ્યાન શ્રીગોપાલદાસજીની કૃતિ છે, તેની ના કહીને શ્રીગુસાઇજીની કૃતિ કહેવામા શો લાભ હશે તે મને તો સમજાતુ નથી

શ્રીગોપાલદાસજી તો મૂક હતા અને તેથી તેમનુ કર્તૃત્વ ઘટતુ નથી એમ શકા કરવામા આવે તો તેનો પરિહાર અતીવ સરલ છે શ્રીગુસાઇજીના ભક્તિપ્રભાવથી અથવા નૈસર્ગિક જ પ્રભુત્વથી પ્રપન્ન શ્રીગોપાલદાસજીનો મૂકભાવ નિવૃત્ત થઈ ગયો હતો એ તો સર્વમાન્ય ઐતિહ્ય છે શ્રીગુસાઇજીની પ્રેરણા વિના શ્રીગોપાલદાસજીનુ નવાખ્યાનકર્તૃત્વ સભવતુ નથી, તેથી જે શ્રીગુસાઇજીની પ્રેરણાથી શ્રીગોપાલદાસે નવાખ્યાનગાન કર્યુ તે શ્રીગુસાઈજીની જ કૃતિ નવાખ્યાન છે એમ મતવ્ય હોય તો તે પક્ષ મને પણ અસમત નથી, કારણ કે ભગવત્પ્રેરણા વિના જ સ્વસામર્થ્યથી તો જીવ કાઇ પણ કરી શકતો જ નથી સર્વ જીવના સર્વ કાર્ય ભગવત્પ્રેરણાથી જ થાય છે ભગવત્પ્રેરણા તો સર્વ કાર્યમા પરમસાધારણ કારણ છે, અર્થાત્ શ્રીમદ્વિઠ્ઠલેશ્વરપ્રભુચરણસ્વરૂપ ભગવાનના કૃપાતિશયથી શ્રીગોપાલદાસજીનો મૂકભાવ નિવૃત્ત થયો ત્યારે તત્સ્વરૂપમાં તેમની સહજ આસક્તિ થઈ, અને તે આસક્તિના પ્રભાવે ભગવત્પ્રેરણાથી શ્રીગોપાલદાસજીએ નવાખ્યાનગાન કર્યુ ભક્તનુ મહિમત્વ પણ ભગવાનના અપ્રમેય માહાત્મ્યનુ જ અગ હોવાથી ભક્તિમાર્ગમા ભૂષણ છે શ્રીમત્પ્રભુચરણસ્વરૂપના ગુણગાનથી સર્વાત્મભાવત નિરોધ એ જ પુષ્ટિભક્તિનુ સર્વસ્પૃહણીય ફલ છે

વલી ૮૪ વૈષ્ણવોની વાર્તા તથા ૨૫૨ વૈષ્ણવોની વાર્તાઓ સગૃહીત કરીને શ્રીગોકુલનાથજીએ પ્રકટ કરી છે, અને જો કે વિજયારૂપ સોમપાનનુ અસકૃત્ પાન કરનારાઓને હસ્તે એની અનેકશ પુનરાવૃત્તિ થવાને લીધે એ વાર્તાઓના મૂલસ્વરૂપની અનિષ્ટ વિકૃતિ થઈ ગઈ છે, તથાપિ તેથી મૂલ વાર્તા સગ્રાહકનો એમા કઇ પણ દોષ નથી એ વાર્તાઓ જો કે સપૂર્ણ નથી, તેમ જ શ્રી મહાપ્રભુજીના અને શ્રીગુસાઈજીના સર્વ શિષ્યોનુ વર્ણન પણ કરતી નથી, તથાપિ જે વાર્તાઓ એઓશ્રીએ કહી છે, તેમાથી ચાતુર્યવાન્ લિપિકારે યોજીત અનિષ્ટ ભાગને સૂક્ષ્મ દૃષ્ટિથી દૂર કરીએ તો એમાથી જ શ્રીમહાપ્રભુજી અને શ્રીગુસાઇજીના સમયના વૈષ્ણવો કેવા દૃષ્ટાન્તરૂપ હતા તે આપણે સહજ જાણી શકીએ એમ છે ૮૪ વૈષ્ણવ અને ૨૫૨ વૈષ્ણવની વાર્તાના અજ્ઞાનથી અયોગ્ય ઉપહાસ કરનારા સજ્જનો આ ઉપર ધ્યાન રાખશે અને સાત્ત્વિક બુદ્ધિથી વિચાર કરશે તો નિશ્ચય થશે કે તેમનો ઉપહાસ અતીવ અનુચિત અને અસ્થાને છે ૮૪ અને ૨૫૨ વૈષ્ણવોની વાર્તા અદ્યુના પણ વૈષ્ણવોની પ્રાચીન પ્રણાલિકાનુ દર્શન આપણને કરાવે છે

વ્રજની ૮૪ બેઠકોનો નિર્ણય પણ શ્રીગોકુલેશે જ કર્યો છે આ ઉપરાત જીવોનુ કલ્યાણ કરવાને ગુજરાતમાં પણ એઓશ્રી પધાર્યા હતા છેક દક્ષિણસુધી પોતે પધાર્યા હતા, પરન્તુ ત્યાના લોકો વ્રજ અને ગુજરાતના લોકો જેટલા કોમલ સરલ અને આર્દ્ર અન્તઃકરણના નહિ હોવાથી ત્યાથી પોતે પાછા ફર્યા લાગે છે દાક્ષિણાત્યોને વાસ્તે એઓશ્રીએ પ્રયોજેલો 'ભેસા' શબ્દ આને અનુમોદન આપે છે

श्रीहरिरायचरणप्रकटितो
## ॥ मार्गस्वरूपनिर्णयः ॥

भावो विवाहितो नार्या यथा स्वपुरुषे भवेत् ॥
तथा मम पतिः कृष्ण इति सम्बन्धतोत्र हि ॥ ५ ॥

**શ્લોકાર્થ**—વિવાહથી સ્ત્રીનો ભાવ જેમ પોતાના પતિમા થાય છે, તેમ અત્ર બ્રહ્મસબધથી મારા પતિ શ્રીકૃષ્ણ જ છે, એ પ્રકારનો ભાવ નિશ્ચય થય છે, એ શ્લોકાર્થ થયો.

**ભાવાર્થ**—**भर्तृत्वे वरण यथा** એ પચશ્લોકીમા શ્રીમદાચાર્યના વાક્યાનુસાર બ્રહ્મસબધાનતર ભગવાન્ મારા પતિ છે, સ્વામી છે, સેવ્ય છે, મારા સર્વસ્વરૂપ છે, એ પ્રમાણે પતિવ્રતા સ્ત્રીને જેમ સ્વપતિને વિષે વિવાહાનતર અપૂર્વ ભાવનું પ્રાકટ્ય થાય છે, તદ્વત્ પ્રભુમા ભાવની વૃદ્ધિ કર્તવ્ય છે મર્યાદામાર્ગમાં પ્રાકૃત પતિમા પણ ભગવદ્ભાવ રાખી ભજનની કર્તવ્યતા બતાવી છે ત્યારે અત્ર પુષ્ટિમાર્ગમા બ્રહ્મ સબધાનતર, કોટિકદર્પલાવણ્ય, આનદાકાર, રસાત્મક, પૂર્ણપુરુષોત્તમ, પ્રમાણપ્રમેયમાર્ગાધીશ, પરબ્રહ્મ, સદાનદ કૃષ્ણમા પતિબુદ્ધિ રાખવી એ અત્યત ઉપપન્ન જ છે, અને વાસ્તવિક વિચાર કરતા—**स वै पतिः स्यात् अकुतोभयं** એ ભાગવતના શ્લોકથી સાક્ષાત્ અગ્રગણ્યા શ્રીલક્ષ્મીજીએ કહ્યુ છે કે, આપ સિવાય પ્રાકૃત પતિમા સાક્ષાત્ પતિબુદ્ધિ રાખનાર સ્ત્રી મૂર્ખ છે, એ વાક્યથી યથાર્થ પતિત્વ પ્રભુમા જ છે, માટે આપે આજ્ઞા કરી કે **मम पतिः कृष्ण**—કાલકર્માદિકથી પોતે નિર્ભય રહીને શરણાગત જીવમાત્રનુ પાલન કરે, રક્ષા કરે, અભય આપે તે પતિ શ્રીકૃષ્ણવ્યતિરિક્ત અન્ય હોઈ શકે જ નહી માટે બ્રહ્મસબધાનતર પતિબુદ્ધિથી જ ભજન કરવુ એમ આપે આજ્ઞા કરી તે યોગ્ય જ છે

यथा स्वभर्तृसम्बन्धे तस्या निर्दुष्टता तथा ॥
भगवद्भावसम्बन्धे देहास्वात्मवतामिह ॥ ६ ॥

**શ્લોકાર્થ**.—જેમ પોતાના પતિના સબધમા તે સ્ત્રીની નિર્દુષ્ટતા એટલે નિર્દોષપણુ થાય છે, તેમ જ અત્ર પુષ્ટિમાર્ગમા બ્રહ્મસબધાનતર ભગવદ્ભાવસબધમા દેહ, પ્રાણ અને આત્મા વગેરેની નિર્દોષતા થાય છે

**ભાવાર્થ**.—**ब्रह्मसंबधकरणात् सर्वेषां देहजीवयोः** એ શ્લોકમા બ્રહ્મસબધાનતર સર્વ દેહેદ્રિયાદિકની નિર્દોષતા થાય છે એમ આપે પ્રતિપાદન કર્યું છે આ કલિમા દેહેદ્રિયપ્રાણાતઃકરણ તથા જીવની નિર્દોષતા કરવી તે અન્ય-સાધન-જ્ઞાન, વૈરાગ્ય, દાન, યોગાદિથી પણ દુર્ઘટ છે **कलिदावानलेनाद्य साधनं भस्मतां गतम्** એ વાક્યથી કલિરૂપ દાવાનલ અગ્નિ સલગવાથી સાધનમાત્ર નષ્ટ થઇ ગયા છે માત્ર પ્રભુશરણાગતિ, નિવેદન, વગેરે ભગવદ્ધર્મથી જ દેહાદિકની નિર્દુષ્ટતા થઈને ભગવત્પ્રાપ્તિ થાય છે અત્રપ્રમાણ શ્રીભાગવત એકાદશસ્કધીય વાક્ય **एवं धर्मैर्मनुष्याणामुद्धवात्मनिवेदिनाम् मयि संजायते भक्तिः कोन्योर्थोस्यावशिष्यते** ॥ १ ॥ અર્થ— હે ઉદ્ધવ આત્મનિવેદન કરનારા મનુષ્યને ઉપર કહેલા ધર્મોવડે મારામા ભક્તિ સારી રીતે થાય છે પછી તેને બીજો કયો અર્થ બાકી રહે છે ? અર્થાત્ કોઇ પણ અર્થ બાકી રહેતો નથી માટે જ નિવેદનાખ્ય સસ્કારથી ભગવદ્ભાવનો સબધ ન થતા સર્વ દેહ, પ્રાણ, જીવોની નિર્દોષતા આ શ્લોકમા આપે બતાવી છે.

चाडाली चेद्राजपत्नीत्यादिना प्रभुणोदितम् ॥
पूर्वदोषस्तदा नैव संबंधः प्रतिबंधकः ॥ ७ ॥

**श्लोकार्थ.**—ચાડાલની સ્ત્રી પણ જો રાજપત્ની થાય ત્યારે પૂર્વનો દોષ સબધમા પ્રતિબંધક થતો નથી, એ પ્રમાણે શ્રીમદાચાર્યે વાકય કહ્યુ છે

**भावार्थ.**—અત્ર તાત્પર્યાર્થ એવો છે કે બ્રહ્મસબધાનતર સર્વ ભગવદીયોને તદીયપણું પ્રાપ્ત થાય છે, અત્રપ્રમાણ-**समर्पणेनात्मनो हि तदीयत्वं भवेद्ध्रुवम्**-એ શ્રીમદાચાર્યવાકય છે બ્રહ્મસબધ કર્યા પછી જીવ દેહ સંબધિ વસ્તુ માત્રમા ભગવત્સબધિતાની જ સ્ફૂર્તિ થવી જોઇયે અને પોતામા પણ સર્વ દોષનું રાહિત્ય થઈ ગયુ એમ ભાવના કર્તવ્ય છે નિવેદનાનતર પ્રથમના દોષ ભગવત્સબધમા પ્રતિબધક છે જ નહી, કારણ દોષ જ રહ્યા નથી, પરંતુ કુજરશૌચવત્ થવુ ન જોઇયે અર્થાત્ સમર્પણ કર્યા પછી ભક્તિમાર્ગથી વિરુદ્ધાચરણ કરવુ નહીં અન્યથા **अत्रापि वेदनिंदायामधर्मकरणात्तथा**—વેદનિંદા અને અધર્માચરણ કરવાથી હીનયોનિમા જન્મ લેવો પડે છે. માટે નિવેદન કર્યા પછી ભગવત્સબધ વ્યતિરિક્ત વસ્તુનો સબધ થવાથી બ્રહ્મસબધ એટલે પુરુષોત્તમનો સબધ થયો છે, અર્થાત્ તત્સબધી ભાવ જે થયો છે તેનો નાશ થાય છે, માટે જ **असमर्पितवस्तूनां तस्मात् वर्जनमाचरेत्** એ શ્રીમદાચાર્યવાકય છે. મણિના સ્પર્શથી જેમ તામ્રાદિ ધાતુની પણ મણિમયતા વા સુવર્ણમયતા થાય છે, તેમ અત્ર પણ નિર્દોષતા થાય છે તેમા સશયકર્તવ્યતા નથી

तस्यायं वान्यसंबंधे तदनुच्छिष्टभक्षणे ॥
स्वस्वामिभुक्तदाने च स्वदेहादन्ययोगतः ॥ ८ ॥
महान् दोषस्तथाऽत्रापि मंतव्यं भगवज्जनैः ॥
यथा मध्यस्थिताभिः साऽर्पयत्यात्मानमुत्तमम् ॥ ९ ॥

**श्लोकार्थ**—દોઢ શ્લોકનો ભેગો અર્થ છે-પતિવ્રતા સ્ત્રીને સ્વપતિથી અન્યના સબધમા તેના અનુચ્છિષ્ટ ભક્ષણમા પોતાના સ્વામિને ભોગવવાની વસ્તુનુ અન્યને દાન કરવાથી અને પોતાના દેહથી અન્યનો સબધ થવાથી મહાન્ દોષ પાતિવ્રત્ય શાસ્ત્રમા કહ્યો છે તે પ્રમાણે જ અત્ર પુષ્ટિમાર્ગમાં ભગવજ્જનોએ માનવુ જેમ મધ્યસ્થ એટલે નિજપતિના અને પોતાના મધ્યમા રહેનાર પતિના પ્રિયસબધી વર્ગદ્વારા પતિવ્રતા સ્ત્રી પોતાના આત્માને પતિને સમર્પે છે, એટલે તે દ્વારા પતિનિ પ્રથમ પ્રીતિ સપાદન કરે છે.

ભાવાર્થ પ્રકાશિકા ટીકા —**अन्यसंबंधगंधोपि कंधरामेव बाधते** એ શ્રીવિઠ્ઠલનાથના વાકયાનુસાર પુષ્ટિમાર્ગમા પતિવ્રતા સ્ત્રીની માફક અન્યસબધ મહાન્ બાધક છે બ્રહ્મસબધાનતર પતિવ્રતા સ્ત્રીની માફક ભગવત્પ્રસાદ જ લેવો—અને પોતાના પ્રભુને લાયક વસ્તુ અન્યને કયારે પણ આપવી નહિ. અત્રપ્રમાણ **असमर्पितवस्तूनां तस्मात् वर्जनमाचरेत्**-અસમર્પિત વસ્તુનો સર્વથા ત્યાગ જ કરવો, કારણ અન્ય સબધરૂપ મહાન દોષ લાગે છે અત્ર પ્રભુને મળવા માટે મધ્યસ્થ શ્રીમદાચાર્ય અથવા તત્સિદ્ધાતાનુવર્તિ શ્રીવલ્લભકુલદ્વારા પોતાના આત્માને પ્રભુને સમર્પવો આ પુષ્ટિમાર્ગમા-**तद्द्वारापुरुषे भवेत्**—એ શ્રીમદાચાર્યના વાકયથી રસાત્મક પૂર્ણસ્વરૂપ શ્રીકૃષ્ણના પૂર્ણ ભજનાનદની પ્રાપ્તિ—અને સર્વ દેહેંદ્રિય પ્રાણાદિકનો સાક્ષાત્ સબધ શ્રીકૃષ્ણમા થવો તે શ્રીગોપીજનદ્વારા અથવા—તદ્રૂપ આચાર્યથી જ થાય છે, અન્યથી નહી

---

# मनुष्यनुं कर्तव्य अने धर्मजिज्ञासा.

( અનુસંધાન પૃષ્ઠ ૧૧. )

બહુ મોડું થઈ ગયુ હતુ, તેથી પ્રો૦ ફેરજ્જ ત્યાથી રજા લઈ ઉઠ્યો, પણ એને ઉઠવાનું મન ન હતુ જ્યા સસારની કુથલી ભૂલી જવાતી હોય, જ્યા નિર્મળ, પવિત્ર, ઉચ્ચાશયી સજ્જનોના સત્સંગનો અનભ્ય લાભ મળતો હોય, જ્યા હૃદયમા ઘર કરી બેઠેલી સર્વ શકાનો સમૂલ નિરાસ થતો હોય, જ્યા બ્રહ્મજ્ઞાનની સુવાર્તા થતી હોય, જ્યા પ્રભુના ગુણગાન થતા હોય, અને જ્યા પ્રભુની લીલાના સાક્ષાત્ દર્શન થતા હોય, ત્યાથી કયા દૈવી જીવને ઉઠવુ ગમે? તો પણ મોડું થવાથી ન છુટકે ઉઠ્યો, અને સમુદ્રતટપર થઇને પોતાને ઉતારે–પાલવા બદરપર આવેલી 'ગ્રીન્સ હોટેલ' તરફ ચાલવા માડ્યુ રાસ લીલાના આનદમય દર્શન એને થયાં હતા, તેથી એનુ હૃદય આનદમય બની આનદથી ઉભરાઈ જતુ હતુ, અને તે ઉભરાતો આનદ એની આસપાસના સર્વ સ્થળપર પથરાઈ જતો હતો, અને એની પાસેની સર્વ વસ્તુમા આનદરાશ પ્રગટ થતો એને લાગતો હતો આકાશમાના શ્વેત ઝીણા તારા એને જોઇ આનદથી હસતા હતા, એની સાથે આખમિચાવણા કરતા હતા, અને તેમના અધિષ્ઠાના દેવતા એની સાથે છુપી ગોષ્ટી કરતા હતા આકાશમાનો શ્વેત ચંદ્ર મદ હાસ્ય કરી એના મસ્તકમાના ચદ્ર સાથે ક્રીડા કરી આનદની રેલ રેડતો હતો, અને મહાસાગરની ઘુઘુ કરતી ઉડી ગર્જનામા એ બ્રહ્મનાદ સાભળતો હતો, અને તેનો લય એના પચપ્રાણના, અનહત્ નાદના લય સાથે એકત્ર થતો હતો આ વખતે આનદ અને આનદમયની લીલા સિવાય સૃષ્ટિમા બીજુ કાઇ ન હતુ એના ઉદ્ઘાટન પામેલા (ઉઘડેલા) હૃદયમા આધિભૌતિક જગત્ અને આધિદૈવિક બ્રહ્મના–આનદના–એક જ સ્વરૂપે દર્શન થતા હતા, અને સચ્ચિદાનદ પરમાત્માના સદ્રૂપ, ચિદ્રૂપ અને આનંદરૂપના આલ્હાદજનક શુદ્ધ અદ્વૈતરૂપે એને દર્શન થતા હતા

જો કે એ રસ્તાપર ચાલતો હતો, અને એના ચક્ષુ ઉઘાડા હતા, છતા તેઓ બાહ્ય વસ્તુઓ ન જોતા, એના હૃદયની અદર જ જોતા હતા, અને એ હૃદયની અદર એને આનદની મૂર્તિ, પણ એની સાથે ખિન્નતાયવી કુસુમનુ સ્મરણ થયુ, અને તે બોલ્યો "કુસુમ, કુસુમ, સુદર કુસુમ, તુ હઠ કરે છે, 'પ્રભુને શુ ગમે છે અને શુ નહિ તેની તમને શુ ખબર?' નહિ જ મને શુ ખબર? હુ પ્રભુને જ ઓળખતો નથી, તો તેમને શુ ગમે છે એ હુ કેમ જાણુ? 'બાપુજી તો રોજ પ્રભુની સેવા કરે છે' ખરી વાત, કુસુમ, ખરી વાત તારા બાપુજી પ્રભુની જ સેવા કરે છે, તે જડ મૂર્તિની સેવા કરવાનો ઢોંગ કરતા નથી, રમત રમતા નથી, એ મે આજે જ જાણ્યુ 'જાણે છે તે કહે છે' હા, બેન, હા, તે જાણે છે, તે કહેતા નથી કે હુ જાણુ છુ, પણ તે જાણે છે એ નક્કી 'હુ કેમ માનતો નથી?' (હસીને) હુ માનતો ન હતો, કેમકે હુ જાણતો ન હતો! અને હુ જાણતો ન હતો, તેથી શ્રદ્ધા ન હતી! પણ તેં ખરી કસોટી કરી 'તમારી આખમા પ્રભુ છે જ ક્યા કે પ્રભુ તમને શ્રદ્ધા આપે?' ખરી વાત, ખરી વાત હૃદયમા હોવા છતા પ્રભુને હુ ઓળખતો નહોતો જ, અને જ્યા સુધી અજાનતા હોય ત્યા સુધી આખમા અધારૂ જ દેખાય! જ્યારે હૃદય ખુલે, આ શરીરપર હૃદયસ્થ પ્રભુનુ સામ્રાજ્ય સ્થપાય, ત્યારે જ હૃદયદ્વારમાં–ચક્ષુમા પ્રભુના દર્શન થાય! અહા! માટે જ શ્રુતિમા કહ્યુ છે કે અક્ષિમા જે પુરુષ દેખાય છે તે બ્રહ્મ છે કુસુમ, એ શ્રુતિનો અર્થ તે મને સમજાવ્યો! હુ તો ધારતો હતો કે આખમાની કીકીને અસલના અજ્ઞાન લોકો બ્રહ્મ પુરુષ કહેતા હશે! શું આ હૃદયની જડતા! શુ અજ્ઞાનતા!" તે છેક દીન થઈ ગયો, પણ તે જ દીનતાની સાથે તે હૃદયમા વધારે ઉંડુ જોવા શક્તિમાન્ થયો. તે શરીરને આત્માથી ભિન્ન જોવા લાગ્યો, અને બોલ્યો "આહા! આ

શરીર જ બાહ્ય, અનિત્ય છે, તો શરીરના સબંધી સ્ત્રી, પુત્ર, વગેરે સર્વે બાહ્ય, અસબંધી હોય તેમાં શું આશ્ચર્ય !" ખરો પ્રેમ, ખરો સબંધ, પ્રભુસાથે જ હોઇ શકે છે,–એમ એની ખાત્રી થઈ. માતા, પુત્ર, સ્ત્રીપુરૂપ અને ભાઇબ્હેનના સર્વે પ્રેમ, જીવ અને પ્રભુના સબંધ અને પ્રેમથી હેઠા છે–બાહ્ય છે તેની એને દૃઢ પ્રતીતિ થઈ

ગાર્ગીની પવિત્ર, પ્રભાવશાલી મૂર્તિ એની દૃષ્ટિ આગળ ખડી થઇ એના મુખારવિંદના એકેએક અણુ એને જ્ઞાનથી ખચિત દેખાયા એના પ્રશ્નોત્તર એના મગજમા પાછા તરવરી આવ્યા "સર્વં સદિદં બ્રહ્મ" ખરી વાત સ્ત્રી, પુત્ર, મિત્ર, સર્વેના સબંધમાં, એ સર્વે બ્રહ્મ છે એ ભુલવુ ન જ જોઇએ આપણે આ જગતમા પ્રભુની સેવાર્થે આવ્યા, અને તેમા મદદ માટે સ્ત્રી, પુત્ર, મિત્ર, વગેરે સર્વે મળ્યા, તો તે પ્રભુની સેવા વિસારી આપણા જ ઉપયોગમા તેમને લેવા, એ કેવી મૂર્ખાઈ? ગાર્ગી, તને, તારા જ્ઞાનને ધન્ય છે! પણ હુ કેવો પાપી? મેં શુ કહ્યુ 'આપ પતિને પતિ માનતા નથી?' એટલે એમકે પતિની વિષયવાસના, ને તેવી જ વિષયવાસનાથી તમે વશ થતા નથી? હે અધમ મન? તુ આવુ પાપી વચન આ પવિત્ર મૂર્તિ આગળ કેમ બોલી શક્યુ? ધિક્કાર છે તને, ધિક્કાર છે તારા દુષ્ટ વિકારને

પણ હે દેવી, હે પુણ્યાત્મા, તુ મ્હેજે પણ ગુસ્સે થઇ? ના–ના, તુ તો ઉલટુ હસી તેં તો મને, મારા પાપને, દયાપાત્ર જ ગણ્યુ તે જે શબ્દો મારા પાપી પ્રશ્નના ઉત્તરમા, તેના બદલામાં જે પવિત્ર શબ્દો ઉચ્ચાર્યા, તે મારા હૃદયમા હમેશા કોરી રાખવા જેવા છે "આપણા સર્વેના શરીર પ્રભુનાં મંદિર છે, તેના અનરગ સ્થાનમા–હૃદયમા પ્રભુ સર્વદા બિરાજે છે, તેની પવિત્ર સેવામા નિત્ય તત્પર રહેવુ, અનન્ય ચિત્તથી તે પ્રભુમા પ્રેમ–આસક્તિ કરવી, અને માતાપુત્રે, ભાઇબ્હેને, પતિપત્નીએ એકેકને પ્રભુસેવામા, પ્રભુની આજ્ઞા પાળવામા સહાય કરવી એ કર્તવ્ય છે, નહિ કે એકેકના શરીર ઉપર મિથ્યામોહ કરી, વિષયાસક્ત થઈ પતિત થવુ માતાએ પુત્રના શરીર ઉપર પ્રેમ–આસક્તિ રાખવી એ મોહ છે, બેને ભાઇના શરીરપર પ્રેમ–આસક્તિ રાખવી એ પણ મોહ છે, અને પત્નીએ પતિના શરીર ઉપર આસક્તિ રાખવી એ પણ મોહ છે એ સર્વે જ અજ્ઞાન મૂલક છે" અહાહા! ધન્ય છે, ગાર્ગી, ધન્ય છે હુ તને સાષ્ટાંગ પ્રણામ કરૂ છુ હુ પાપી છુ એ જ શિક્ષા મને બસ છે

ગોવિંદભટ્ટજીની ભવ્ય, તેજસ્વી મૂર્તિ એના મ્હો આગળ આવી ઉભી એના મસ્તકમાના વિચાર ચાલુ જ રહ્યા "હિંદુ શાસ્ત્રમા લગ્ન વિષયવાસના તૃપ્ત કરવાનો દ્રષ્ટાંત નથી" હુ જેમ જેમ હિંદુધર્મનો વધારે વિચાર કરૂ છુ, જેમ જેમ હુ વધારે ઉંડો ઉતરૂ છુ, તેમ તેમ તેની ઉત્તમતા, તેનું સત્ય અને સૌંદર્ય, વધારે ને વધારે મને માલમ પડે છે સતાનોત્પત્તિની મના નથી, તેની તો આજ્ઞા છે, પણ વિષયવાસના ત્યાજ્ય છે શાબાશ, ગોવિંદભટ્ટજી, વકીલ બારિસ્ટરોને પણ આ તારતમ્ય જડે નહિ, પશ્ચિમ તરફના મહાન રાજ્યોના તંત્ર ચલાવનાર પ્રધાનોને, અને ત્યાના ધર્મગુરૂઓને આ તત્વ જડ્યુ નથી ફ્રાન્સ, ઇંગ્લાંડ, અમેરિકા, વગેરે હાલના સુધારાની ટોચે ચઢેલા દેશોમા વિષયવાસનાની તૃપ્તિ એ કાર્ય અને સતાનોત્પત્તિ એ અકાર્ય ગણાય છે, તેથી ત્યાંના વિચારશીલ પુરુષો વિચારમા પડ્યા છે કે હવે શુ કરવુ? તમારૂ કહેવુ યથાર્થ છે ધર્માવિરુદ્ધો કામોઽસ્મિ એમ ગીતામા કહેનાર કૃષ્ણનો ભાવાર્થ પણ આ જ જણાય છે" ગીતાના શુદ્ધ, સરલ જ્ઞાન આગળ આખી દુનીઆના શાસ્ત્રોનુ જ્ઞાન એને ક્ષુલ્લક, દુર્બલ લાગ્યુ

આમ વિચાર કરતો કરતો તે ચાલતો હતો, પણ તે ચાલતો હતો તેનુ એને ભાન ન હતુ. આખરે તે 'ગ્રીનસ હોટેલ'ના દરવાજા આગળ આવ્યો અને તે બધ દીઠા ત્યારે જ એને ખબર પડી કે ઉતારે આવી પહોંચ્યો છુ. બટન દાબતા દરવાજા ઉઘડી ગયા, અને તે માળપર પોતાના રુમમા ગયો વેટરે

કહ્યુ " "સાબ ડિનર રેડી હૈ " " નહિ ચ્હૈતા " એમ કહી વેટરને રજા આપી, ડ્રેસ બદલી, પોતાના બીછાનામા પડયો પણ તેનું ચિત્ત તો પોતે તે દીવસે જે જે સુંદર વચનામૃત સાંભળ્યા હતા તેના વિચારમાં ગુચાયલુ હતું, અને હૃદય, કુસુમ, ગાર્ગી, પુરુષોત્તમ અને ગોવિંદભટ્ટ પાસે હતું તેને ઉંઘ આવી નહિ, અને મનમા તરગ આવવા લાગ્યા, "હવે મારે બર્લિન જઈને શુ કરવું છે? મારી સ્ત્રી ન્યુફેન્સીને સસાર ગમે છે, સોસાઈટીમાં મઝા આવે છે. ભલે તે તે આનદ ભોગવે જેનું ચિત્ત મારા દશ વર્ષના સમાગમથી વિષયથી નિવૃત્ત થઈ શકયુ નહિ, તે હવે સુધરે એમ લાગતુ નથી તેને સારૂ પુષ્કળ દ્રવ્ય છે ભલે તે સસારની મઝા ભોગવે તેણે મને પોતાના હાવભાવથી ભોળવી મારી સાથે લગ્ન કર્યા પણ શરીરલગ્નથી હૃદયલગ્ન થઈ શકયા નથી. તે ઉઠયો અને નીચે પ્રમાણે પોતાની સ્ત્રી ઉપર એક પત્ર લખ્યો

"મારી વ્હાલી ફેન્સી,

ગયા મેલમા તને પત્ર લખ્યા પછી વિશેષ એટલુ જ કે આર્યાવર્તના ઉચ્ચાશયી, સાત્વિક, બ્રહ્મવિત્ સજ્જનોનો સમાગમ ઈશ્વરકૃપાથી મને પ્રાપ્ત થયો છે, અને હવે હું તેમના સમાગમનો અલભ્યલાભ છોડી પાછો તારો સગ કરવા જર્મની આવવા ઈચ્છતો નથી. તારા ઉપયોગ માટે પુષ્કળ દ્રવ્ય મે તને સોપ્યુ છે, એટલે તારી સ્વેચ્છા પ્રમાણે સોસાઈટીમાં પોલકા ને ફુલકા પહેરીને મ્હાલજે, બૉલમા, ડેન્સમા, અને થીએટરમા જજે, અને એ બધાથી ધરાય, અને રાગ ઓછો થઈ વિરાગ થવા લાગે, અને કોઈ એવી વસ્તુની તને જરૂર જણાય કે જે બજારમા અને સોસાઈટીમા ન મળે, પણ આર્યાવર્તના શુદ્ધ સાત્વિક પ્રદેશમા જ મળતી હોય, તો મને લખજે, મારી પાસે ચાલી આવજે, હુ તને ખુશીથી તે મેળવી આપવા પ્રયત્ન કરીશ

લા તારા અસગમા આનદમાનનાર, જજ."

પત્ર લખી, કવરમા મુકી, બધ કર્યો, અને બટન ઉચુ કરી દીવો હોલવી સુઈગયો. મગજ ઠાઈંડ. શાત થયુ, પણ વિચારશ્રેણી ચાલુ જ રહી 'ગ્રીન્સ હોટેલ' કાઇ ધર્મનુ સ્થાન ન હતુ, કે ત્યા ધાર્મિક વિચારોને પુષ્ટિ મળે. ત્યાના વિકારી વાતાવરણની એના ચિત્તપર જેમ જેમ વધારે અસર થતી ગઈ, તેમ તેમ ભવ્ય દર્શન, ઉચ્ચ વિચારો, અદ્રશ્ય થતા ગયા, અને તેના ચિત્તમાં મલિનતા પ્રસરવા લાગી અર્ધ જાગ્રત અવસ્થામા અતે મલિનતાના ભારથી દબાયલું મન મલિન શકાઓ કરવા લાગ્યુ "મને રાસલીલાના દર્શન થયા ખરા, પણ—પણ એમા શુ ? આખા જગતમા, વિશાલ વ્યોમમા, સર્વત્ર વ્યાપી રહેનાર પરમેશ્વર ક્યા, અને આ લીલાતતુ ક્યાં ? એ સુદર છે તેમા શુ થયુ ? બે હસ્ત, બે ચરણ, બે ચક્ષુ, મુખ, નાસિકા, એ સર્વ દેહીને હોય છે, અને પરમેશ્વરને એવા નાશવાન્ દેહસાથે શુ સબધ ? માટે એ પરમેશ્વર તો હોઈજ ન શકે દેવકીના ગર્ભમા ઉત્પન્ન થનાર, યશોદાના ઉત્સગમા ખેલનાર, ગોકુલની ગોપીઓ સાથે ક્રીડા કરનાર, બલરામનો ભાઈ, વસુદેવનો પુત્ર, કસને મારનાર—આ સર્વ મનુષ્યત્વસૂચક છે, ભલે કૃષ્ણ મોટો યોગી હો, ભલે તેણે સિદ્ધિઓ પ્રાપ્ત કરી હોય, પણ તેથી તે જગતના મૂલ કારણરૂપ સર્વત્ર વ્યાપક પરમેશ્વર હોઇ જ કેમ શકે ? અમુક દેશકાલમા સકુચિત કોઇપણ વસ્તુ કે મનુષ્ય પરમેશ્વર કેમ કહેવાય ? તે તો દેશકાલને આધીન છે વળી યાદવોના નાશસાથે કૃષ્ણનો દેહ પણ પડયો, માટે કૃષ્ણને પરમેશ્વર માનવો એ તો કમઅક્કલ કહેવાય પરમેશ્વરનો દેહ પડયો સાભળ્યો છે ? વળી પમેશ્વરને બીજો કાઈ ધધો નથી કે સ્ત્રીઓ સાથે રાસડા રમે ? અને તે પણ મધ્યરાત્રે, જગલમા ! આખા નભોમડળમા અગણિત તારા છે, તે સર્વમા આ પૃથ્વિ તો ઘણી જ નાની છે તેમાનો એક નાનો સરખો દેશ તે ભરતખડ, તેમા આખી સૃષ્ટિનો કર્તા બાલક તરીકે જન્મે, અને છોકરીઓ અને

સ્ત્રીઓ સાથે એવે, એ માનવુ–મનાવવું એ ગાડપણ નહિ તો શુ ? ખ્રિસ્તિઓ ઇસુને પરમેશ્વરનો દીકરો માને છે, મુસલમાનો મહમદને ઇશ્વરનો પેગમ્બર માને છે, પારસીઓ ઝોરોસ્ટરને ઇશ્વરનો અવતાર માને છે, પણ એ બધાનો સારાંશ એ જ કે મનુષ્યના સાકડા મનને હાથપગવાળો, હસતો, બોલતો પરમેશ્વર જોઇએ છે મનુષ્યની ટુકી બુદ્ધિ પરમેશ્વરની મહત્તા બરાબર સમજી શકતી નથી અસલના આર્યોએ પરમેશ્વરને 'બ્રહ્મ' સજ્ઞા આપી, અને વેદે 'નેતિ નેતિ' કહી બ્રહ્મમાં સર્વે ગુણનો નકાર કહી બતાવ્યો, પણ સાધારણ મનુષ્યો આ બારિકી નહી સમજવાથી રામ, કૃષ્ણ, વગેરે મનુષ્યોને જ દેવ તરીકે પૂજે છે, એમાં તેમનો બહુ વાંક નથી, પણ તેથી રામ, કૃષ્ણ, વગેરે પરમેશ્વર થઈ શકતા નથી "

આવા વિચારોમા તેનુ મસ્તક ગુચવાયુ, અને તે વિચારના વમળમા પડ્યો, તે ખિન્ન થયો, ચીડવાયો, અને ગુસ્સે થયો, પણ આવા ફેરફારનું કારણ સમજી શક્યો નહિ. તેની સાત્વિક સમજશક્તિ ઢંકાઈ જઈ ઉપર રાજસના, મલિનતાના પડ બધાયા હતા તે મલિનતાને કાઢનાર કાંઇ ન હતુ એટલે એને શુ સમજ પડે ? અર્ધો ઉંઘતો, અર્ધો જાગતો તે પડી રહ્યો, અને મલિનતા તેના મસ્તકમા વધારે ને વધારે પ્રસરવા લાગી. તેને સ્વપ્ન દેખાવા લાગ્યા. ગાર્ગી, કુસુમ, ગોવિંદભટ્ટ અને પુરુષોત્તમની મૂર્તિઓ પાછી તેના મ્હો આગળ આવી, પણ તેના વિકારી ચિત્ત આગળ તે ખાલી ખોખા જેવી તરવરતી ઉભી અને તે પણ જતી રહી, અને તેની સ્ત્રી ન્યુફેન્સીની મૂર્તિ તેની સામે આવી ઉભી તે મોડી રાત્રે નાચપાર્ટીમાથી આવી હતી શરીર ઉપર ઘણો જ કીમતી ઝીણો 'ગાઉન' પહેર્યો હતો, અને છાતી આગળના ભાગથી તે ખુલ્લો હતો, જેથી તેનાં અર્ધ ઢંકાયલા, અર્ધ ઉઘડેલા કુચયુગલની મોહકતામા વધારો થતો હતો તેની સુદર લાબી ગ્રીવામા બોર જેવડા મોટા સફેદ મોતીની માળા આવી રહી હતી તેના એકકના ઉપર બરાબર બેઠેલા નાના રાતા ઓષ્ટ કોટિ કરવાને તલપી રહ્યા હોય એવા લાગતા હતા, અને કાઇક મદિરાપાનથી રક્ત, અને કાઇક ઉંઘથી ઘેરાયલી તેની લાલ આખો, જેનારને કામવશ કરતી હતી, અને તેના મસ્તક ઉપરના સોનેરીવાળના વનમા પાચસાત હીરારૂપી આગીઆ ઝગમગ કરતા હતા તેનુ શ્વેતવદન ક્રોધની રતાશથી છવાયુ, અને પ્રેમ, ક્રોધ અને દયાના મિશ્રિત ભાવથી ફેરજન્ટ સામુ એક કટાક્ષ નાખી તે બોલી " What does your childish letter mean? Surely your brain has lost its tenacity. Come, come away with me Don't give way to idle fancies and vague chimeras. No good has ever come of it Mad men have ever neglected enjoyments near at hand, and have rushed headlong after idle toys *" એમ કહી બે હાથે તેનુ વદન પોતાની છાતી સાથે દાબ્યુ, તેના માથાપર પોતાના સુદર હસ્ત ફેરવી પાચ સાત કોટિ કરી, પોતાના કોમળ હસ્તથી તેને વાસા પર થાબડ્યો, અને ગાઉન (ઘાઘરા) ના ખીસામાથી રત્નજડિત પખો લઈ તેને વા નાખવા માંડી. થોડી વારમા બર્લિનમા પોતાના સુદર સામગ્રીથી ભરપૂર સુશોભિત શયનગૃહમા તેને લઇ ગઇ, અને પ્રથમની માફક તેને સર્વ પ્રકારનુ સુખ આપવા લાગી

પ્રોફેસરના સુખમા આહિ કાંઇ પ્રકારની મણા રહી નહિ અદૃશ્ય વાજીત્રો અને દૃશ્ય સુદર પક્ષીઓ તો કલ્લોલ કરી રહ્યા હતા. ગ્રીશીયન આર્ટની, શરીરના પ્રત્યેક અવયવો અને નાડીઓને

---

* અર્થ—આવો મૂર્ખાઇભરેલો પત્ર લખવાની મતલબ શુ ? તમારૂ ભેજુ ખસી ગયુ જણાય છે ચાલો, મારી સાથે ચાલો. ખોટા તરગો અને શેખચલ્લીના વિચારો છોડી દો એમાથી કદી કશો સાર નીકળ્યો નથી મૂર્ખ માણસો હમેશા હાથમા આવેલા મોજશોખને છોડીને ખોટા તરગો પાછળ આંખ મીચીને દોડે છે

પણ સ્પષ્ટ દર્શાવનાર અને આંખ તથા ચિત્તને આકર્ષણ કરનાર મૂર્તિઓ અને છબીઓ ત્યાં ટેસ્ટથી ગોઠવી દીધેલી હતી, જાતજાતના કીમતી સેંટ સુંદર બાટલીઓમાં ભરી મુકયા હતા, અને આખુ શયનગૃહ તેથી મઘમઘ થઇ રહ્યું હતુ, નાજુક સ્પ્રીંગના પલંગ, 'ફર'ની બનાવેલી સુંવાળી સેજે, અને એ સર્વેની અધિષ્ઠાત્રી દેવી ન્યુફ્રેન્સી આપણા પ્રોફેસરને સર્વ પ્રકારનું સુખ આપવા ઉત્સુક હતી ફ્રેરજ્જ પૂર્ણ આનંદથી તેથી સાથે ખેલતો હતો. ઘડીકમાં તેના વાળમાંના હીરાને આગીઆ સમજી પકડવા જતો, તેના કોમળ કણક જેવા શરીરપર પોતાના હસ્ત ફેરવી આનંદ લેતો, તેની સાથે કાલુ કાલુ બોલતો, તેના શ્વેત ગાલપર કોટિ કરતો, અને ન્યુફ્રેન્સીના સુખમાં તન્મય થઈ ગયો હતો આખરે તેણે તે લલનાના ઉપસી આવેલા સુંદર કુચયુગલપર અને ઘેરાયલી આંખો તરફ મોહક દૃષ્ટિ કરી, એટલે મદહાસ્ય કરી તે રમણી તેના શરીર ઉપર વાંકી વળી, અને ઉત્સુકતાથી તેના ગાલ ઉપર એક હુંફાળી કોટિ કરી, અને રમતમાં પોતાના બંને હાથ તેની આંખો ઉપર જોરથી દાબ્યા પ્રોફેસર ફ્રેરજ્જ તેના હાથ ખસેડી, આંખો ઉઘાડી તેને ભુજપાશમાં ભીડવા જાય છે એટલામાં ત્યાંથી બર્લિનનું સુંદર શયનગૃહ ઉડી ગયુ, ન્યુફ્રેન્સી અદૃશ્ય થઈ ગઇ, અને 'પ્રીન્સ હોટેલ'નો એક નાનો રૂમ તેની દૃષ્ટિએ પડયો તેની આંખો દાબનાર તેની રમણીના કોમળ હસ્ત ન હતા પણ સામેની બારીમાંથી ઝગમગતા સૂર્યના કિરણ તેના મુખ અને આંખપર પડ્યા હતા, તેથી તેણે જ આંખો જોરથી મીચી પાછી ઉઘાડી હતી, અને ઉઘડતા જ તેનું સ્વપ્ન નષ્ટ થઇ ગયુ

વાચનાર! ફ્રેરજ્જ મોહવશ થયો હતો, પણ તેને દોષ દઈને નહિ મનુષ્યનું શું ગજું? ફરી ફરીને સતત પ્રયત્ન કરવા છતાં કેટલા મનુષ્ય ઈંદ્રિયપર વિજય મેળવી શક્યા છે? ઘણા સમય સુધી સાવધાનપણે ઇન્દ્રિયદમન કરવા છતાં, લાગ મળતાં અવશેષ રહેલી વાસના મનુષ્યને પુતળાની માફક નચાવતી નથી?

---

# એક મહામંગલ પત્ર.

"આજનો દિવસ મંગલકર છે, નિત્યના નિયમ પ્રમાણે પ્રાતઃકાળે ચારેક વાગે જાગૃત થઈ હું ભગવન્નામનો વિચાર કરતો પથારીમાં જ બેઠો, રાત્રિની ગત નિદ્રા પણ સુખદ હતી, '**ભગવાન્ જ** મારૂં શરણ છે,' એમ મને ઘણો વખત સ્ફુરતું અને તેથી બહુધા મારૂં ચિત્ત આનંદમાં રહેતું, પણ આજનો આનંદ કંઈ વિલક્ષણ હતો, સમય જતો ગયો તેમ આનંદમાં વૃદ્ધિ થતી જ ચાલી પ્રથમ બાલ્યવયમાં પિતાજી સાથે હું **શ્રીવૃન્દાવન** ગયો હતો, ત્યાં **શ્રીયમુનાપાન** સમયે મારામાં જે વિલક્ષણ આનંદ પ્રકટ્યો હતો, તેમ જ **શ્રીનાથદ્વાર**માં વ્રજને અતિપ્રિય **શ્રીગોવર્ધનધરણ**ના દર્શનસમયે મારા અંતરમાં જે વિલક્ષણ આનંદ છવાઈ રહ્યો હતો, તેવો જ આનંદ આજે અતિદીર્ઘ સમયે મારા અંતરમાં પ્રકટે છે, એમ મને ભાન થવા લાગ્યું. આ આનંદ અતિદીર્ઘ સમયે પુનઃ કયા ભગવત્પ્રેરિત સંકેતથી પ્રકટે છે, તે હું કળી શક્યો નહિ. બાલ્યાવસ્થામાં મારા ચિત્તાદિનો જોઈતો વિકાસ નહિ હોવાથી તે સમયે મારા અંતરમાં પ્રકટેલા આનંદનો સ્પષ્ટ અનુભવ હું કરી શક્યો ન હતો. સામેના ગૃહમાં ભગવાનદાસ નામના ભાવુક વૈષ્ણવ રહેતા હતા, તેઓ દિવસનો ઘણો સમય ભગવત્સેવામાં જ વ્યતીત કરતા હમેશનો ઉઠવાનો સમય થયો હોવાથી **જય શ્રીયમુને મહારાણિ! શ્રીગુસાંઈજીપરમદયાલ! શ્રીમહાપ્રભો! શ્રીગિરિરાજધરણ!** ઇત્યાદિ મંગલમય ઉચ્ચાર કરતા તેઓ જાગ્રત થયા હમેશાં ઉઠ્યા પછી તેઓ બારીએ આવતા અને મારી સાથે પ્રસન્નતાપૂર્વક ભગવત્સ્મરણ કરતા. આજે પણ તેઓ બારી પાસે આવ્યા અને મને મધુર સ્વરથી બોલાવી ભગવત્સ્મરણ કર્યો ભગવાનદાસ સાથેના આજના ભગવત્સ્મરણમાં મને હમેશ કરતા અતિવિલક્ષણ આનંદનું ભાન થયું, મારા આજના આનંદને તેઓ સમજ્યા હોય તેમ હસતા અને પ્રસન્ન

વદનથી પૂછવા લાગ્યા, "ભાઇ ગોપાલદાસ ! આજે આપ કંઇ અપૂર્વ આનંદમાં જણાઓ છો !" મેં મંદ મંદ હસતા કહ્યું, "પ્રિય ભાઇ ! નિજજનોને ઉભયપ્રકારના આનંદનું દાન **શ્રીમહાપ્રભુ** સ્વનિર્મિત સમયે સ્વત જ કરે છે, આજના આનંદનું કારણ મને સમજાતું નથી હશે ! જેણે કરૂણા કરીને આ અનુપમ આનંદને અંતરમાં પ્રકટાવ્યો છે, તે જ **શ્રીવલ્લભપ્રભુ** ન્યૂન વા અધિક સમયમાં સ્વેચ્છાએ પણ પ્રકટ કરશે જ." ભગવત્સેવામાં વિલંબ થશે એમ વિચાર આવતા જ યોગ્ય સમાધાનપૂર્વક હું બારીએથી અંદર આવ્યો, અને સ્નાનાદિ કાર્યોમાં યોજાયો. આજે ભગવત્સેવા સમયે પણ અધિક આનંદ થતો હતો ભગવત્સેવાથી પરવારીને **શ્રીમહાપ્રભુજીનાં** દર્શન માટે હું બેઠકે જવા નિકળ્યો, દ્વારમાથી બહાર નિકળતાં જ સામેથી પ્રફુલ્લવદને અને મંદગતિથી આવતી ગાયના દર્શન થયા ગાયના કપોલભાગમા મંગલસૂચક કુંકુમનું તિલક કરેલું હતું, અને ચરણભાગમા મધુરશબ્દ કરતા ઝાંઝરો શોભતા હતા. તે ગાયનું દર્શન અલૌકિક હતું, અને તે ભગવલ્લીલાનું સ્મરણ કરાવતું હતું હું આગલ ચાલવું શરૂ કરૂ છુ, એટલામાં વળી એક નાનો વૈષ્ણવ બાલક **શ્રીમહાપ્રભુજીના** દર્શન કરીને બેઠકથી આવતો જણાયો, તે અતિ પ્રસન્નતાથી મંદહાસ્યપૂર્વક **શ્રીયમુનાષ્ટકનો यमोऽपि भगिनीसुतान्कथमु हन्ति दुष्टानपि प्रियो भवति सेवनात्तव हरेर्यथा गोपिकाः** શ્લોકાર્ધ બોલતો અને તેથી પ્રકટેલા દિવ્ય આનંદથી મગ્ન થતો ધીરે ધીરે નાચતો આવતો હતો, તેની મુખમુદ્રા અતિતેજસ્વિની હતી, અને તે સંપૂર્ણ અભયનું ભાન કરાવતી હતી બારીએ ઉભેલા ભગવાનદાસના પત્ની લલિતાબહેન આ જેઇને અતિ હર્ષથી બોલ્યા, "ભાઈ ! આજે શુકન તો ઘણા સારા થાય છે તમને આજે કંઈ સારો લાભ થશે અમે પણ તેમા ભાગ પડાવીશું ભાઈના લાભમાં બહેનનો ભાગ તો ખરો જ" મે કહ્યું, "લલિતાબહેન ! ભગવાનને પ્રિય જનોના વચનો સત્ય જ હોય છે, આપના લાભપ્રદ વચનોથી જે અનુપમ લાભ પ્રાપ્ત થશે, તે આપણા સર્વને માટે જ હશે. દર્શનાર્થ પ્રવૃત્તિ હોવાથી પ્રાપ્ત પ્રસંગોના વિચારોમા નહિ રોકાતા હું બેઠકમા ગયો, દર્શન કરતા જ હું આનંદમગ્ન થઈ ગયો મારાં નેત્રો વિકસ્યા અને જાણે કોઇ રમણીય પ્રદેશના અવલોકનમા મગ્ન હોય તેવું મને ભાન થવા લાગ્યું. સર્વાંગ આનંદથી ઉભરાવા લાગ્યું અલ્પ સમયમા મારૂ ચિત્ત ગૃહ પ્રતિ વળ્યું હમેશાં હું ઘણું ધીમેથી ચાલતો, પણ આજે કોઈ દૈવી બલથી પ્રેરાયલો અતિત્વરાથી ચાલવા લાગ્યો હમેશાં જે ટપાલ આવતી તે મારી આજ્ઞા વિના મારા કાર્યવ્યવસ્થાપક વર્ગમાથી કોઇ જ વાંચતું નહિં અને તે વ્યવસ્થાપૂર્વક મારા બેસવાના ખંડમા ટેબલ ઉપર મૂકવામા આવતી ઘેર આવી મેં મારા બેસવાના ખંડમા પ્રવેશ કર્યો, અને વસ્ત્રો ઉતારીને ટેબલપ્રતિ દૃષ્ટિ કરી, તો સુંદર હરિ રંગનું એક કવર અને કેટલાક પત્રો મારી દૃષ્ટિએ પડ્યા મેં આતુરતાથી તે કવર હાથમા લીધું, અને તરતજ તે મારા સ્નેહી મિત્ર પુરુષોત્તમદાસનું છે એમ મને જણાયું. તેની ઉપર લખેલા અક્ષરો સુંદર અને આકર્ષક હતા તે સારી ઢબથી લખાયલા મરોડદાર અને ઘાટિલા હતા, તેથી જ તે આકર્ષક હતા તેમ ન હતું, પણ તેમાં નૈસર્ગિકતાથી રહેલી કોઇ દિવ્ય શક્તિથી જ તે આકર્ષક હતા મેં કવર ફોડ્યું, અને પત્ર વાંચવું શરૂ કર્યું, જેમ જેમ હું વાચતો ગયો તેમ તેમ તેમા રહેલા ગૂઢ સંકેતો સ્પષ્ટપણે જણાવા લાગ્યા પત્ર પૂર્ણ થયું. જે ઉત્તમોત્તમ સંકેતોને સૂચવતું હતું તે પત્ર કંઇ વિલક્ષણ જ હતું પ્રથમ પ્રાપ્ત થયલા આહ્લાદક અને દિવ્ય સંકેતસૂચક દર્શનોનો ગૂઢ હેતુ શો હતો, તે મને પત્ર વાંચ્યા પછી અતિસ્પષ્ટ રીતે સમજાયો. આ પત્રથી મને ભગવત્સંબંધી ઉત્તમોત્તમ ભાવોને દૃઢ કરનારા વિવિધ વિચારો સ્ફુર્યાં

આકાશમા મેઘનું ચઢી આવવું, શીતલ પવનનું વાવું, અને વિજળીઓના ચમકારા થવા, એ જેમ વર્ષાનું સૂચન કરે છે, તેમ ભવિષ્યમા થનારા વિવિધ વ્યતિકરોનું સૂચન પ્રથમથી થતા વિવિધ સાંકેતિક દેખાવોથી થાય છે. પરિચિત ફલને પ્રકટાવનારા બનાવોનું સૂચન પરિચ્છિન્ન માહાત્મ્યવાલી વસ્તુઓ અને વ્યક્તિઓ દ્વારા થાય છે, અને અપરિચ્છિન્ન ફલને પ્રકટાવનારા બના-

વોનુ સૂચન અપરિચ્છિન્ન માહાત્મ્યવાળી વસ્તુઓ અને જનો દ્વારા થાય છે અલૌકિક અપ્રાકૃત રસના દાનપૂર્વક ભગવત્પ્રાપ્તિ એ જ ઉત્તમોત્તમ ફલ છે, ભગવત્પ્રાપ્તિ વિના અન્ય ફલો પરિચ્છિન્ન અર્થાત્ અલ્પ જ કહેવાય છે ભકતોનુ માહાત્મ્ય અત્યંત અધિક છે, તેથી ઉત્તમોત્તમ ફલને પ્રકટાવનારાં બનાવોનું સૂચન સ્વસમાન માહાત્મ્યયુક્ત ભકતો દ્વારા થાય છે, ગાય ભક્તકોટિસ્થ છે તેનું માહાત્મ્ય અત્યત અધિક છે દર્શનાર્થે પ્રયાણસમયે ભક્તકોટિસ્થ ગાયનુ અત્યત પ્રફુલ્લવદને અને મદગતિયુક્ત દર્શન લીલાસ્થ ગાયનાં દર્શન જેવુ હતુ, આવુ દર્શન કઈ ઉત્તમ ફલને જ સૂચવે છે, ગાયના દર્શન પછી તરત જ લીલાસ્થ ભક્તના દર્શન જેવું તે બાલકનુ દર્શન થયુ, તે પણ પ્રથમદર્શનથી સૂચવાતા ઉત્તમ સકેતને વિશેષ દૃઢ કરે છે તે બાલકની વાણી અત્યંત નિર્ભય અને ઉચ્ચભાવયુક્ત હતી તે બાલક [1]શ્રીયમુનાષ્ટકનો જે શ્લોકાર્ધ બોલ્યો હતો, તે ઉત્તમોત્તમ અને ગૂઢ ભાવથી પૂર્ણ હતુ તેમા ભક્તોની પૂર્ણ નિર્ભયતાનો બોધ સ્પષ્ટપણે થતો હતો. તેનો ભાવાર્થ આ પ્રમાણે હતો 'ભગિનીના પુત્રો દુષ્ટ હોય છતા યમ પણ તેમનો નાશ કરતો નથી, જે **શ્રીયમુનાજીની** સેવા કરે છે, તે **ગોપીજનોની** પેઠે **શ્રીહરિને** પ્રિય થાય છે.' ભગવત્પ્રાપ્તિનુ સાફલ્ય પણ ભગવાનને પ્રિય થવુ એ જ છે. શ્રીયમુનાજીના ભકતો શ્રીયમુનાજીના બાલકો છે તેમનુ અમરત્વ અને હરિપ્રિયત્વ ઉભય પ્રકારે સિદ્ધ છે શ્રીયમુનાજીના ભકતો ભગવાનને પ્રિય છે તેઓ સ્વકર્તવ્યરૂપ શ્રીયમુનાજીની સેવા નિરતર સાધે છે, સેવકોને નિરતર સેવ્યની સેવા જ વિહિત છે નિરતર શ્રીયમુનાજીની સેવા કરનારા શ્રીયમુનાજીના ભકતો અત્યંત પવિત્ર હોય છે. લોકમા પણ માતાની નિરતર સેવા કરનાર પુત્ર પવિત્ર ગણાય છે પવિત્ર મનુષ્યોને યમનો ભય હોતો નથી, તો અત્યત પવિત્ર એવા શ્રીયમુનાજીના ભકતોમા તો કોઈ પણ પ્રકારના ભયનો સભવ જ નથી દુષ્ટ જનો ભગવાનને પ્રિય હોતા નથી, તેમ જ દુષ્ટજનોના તમોરૂપ અધકારથી આવિષ્ટ મતિ શ્રીયમુનાજી જેવા સર્વોત્તમ ભક્તની સેવામા પ્રવીણ હોતી નથી અનુભવી જનોને તો અખડ અમૃતત્વપણે વિરાજતા હરિપ્રિયજનોમા દુષ્ટપણાની અને તેથી પ્રાપ્ત થતા મૃતત્વાદિ ભયની લેશ પણ શકા થતી નથી લોકમા માતાની નિરતર સેવા નહિ કરનાર બાલકો સ્વધર્મમા પ્રમાદવાન્ હોવાથી દુષ્ટ કહેવાય છે, છતા માતુલ (મામો) તેમનો વધ કરતો નથી, કારણકે તેમને કથનમાત્રમા પણ બાલકપણું સિદ્ધ છે, તેમ શ્રીયમુનાજીના ભકતો જેઓ શ્રીયમુનાજીની સેવા નિરતર નહિ કરતા પ્રમાદવશ હોય છે, તેઓ પણ કથનમાત્રમા શ્રીયમુનાજીના ભકતો (બાલકો) હોવાથી નિર્ભય જ છે, બાલકોટિમા તેમનો પ્રવેશ હોવાથી જેમ બાલકને સ્વકર્તવ્યરૂપ સ્વમાતાની સેવાનો બોધ કોઈ સમયે પણ થશે, તેમ નિરતર સેવા નહિ કરતા શ્રીયમુનાજીના ભકતોને કોઈ સમયે પણ સ્વકર્તવ્યનો બોધ થશે જ. ભક્તકોટિમાં પ્રવેશ એ જ જીવનું પરમ ભાગ્ય છે, જ્યારે તેમનુ સ્વકર્તવ્યમા પ્રવર્તવુ થશે, અર્થાત્ તેઓ જ્યારે સ્વકર્તવ્યરૂપ શ્રીયમુનાજીની સેવાને સાધશે, ત્યારે તેમને અમૃતત્વ અને હરિપ્રિયત્વરૂપ ઉત્તમોત્તમ ફલનો અનુભવ થશે આવા ઉત્તમ ભાવથી ભરેલા મધુર વચનોને વદતા તે ઉચ્ચશ્રદ્ધાયુક્ત બાલકનુ દર્શન ઉત્તમ ફલનો જ બોધ કરે છે આ વિચારો મને પત્ર વાચ્યા પછી જ સ્ફુર્યા, અને પ્રાપ્ત થયેલા વિવિધ શુભદર્શક મગલ શકુનનુ ફલ શુ છે, એ પણ ત્યારે જ સ્પષ્ટ જણાયુ પ્રિય વાચકો, ચાલો હવે આપણે પ્રથમ તે દિવ્ય ફલને અર્પનારા પત્રનુ માહાત્મ્ય શુ છે તે વિચારીએ, અને પછી તે પત્રના સ્વરૂપનુ સદર્શન કરીએ (અપૂર્ણ.)

---

૧. **શ્રીમદ્વલ્લભાચાર્યજી**વિરચિત **શ્રીયમુનાષ્ટક**થી ભાવુક વૈષ્ણવોનો મોટો ભાગ જાણીતો જ હશે પ્રાતઃકાલમા પ્રતિદિવસ **શ્રીયમુનાષ્ટક**નો પાઠ પ્રત્યેક વૈષ્ણવને સર્વોત્તમ સુખદાતા છે, **શ્રીયમુનાષ્ટક**નો પાઠ વૈષ્ણવોના પ્રત્યેક પ્રકારના હિતને જ સાધે છે, એ નિસશય છે ઉત્તમોત્તમ સુખોને ઇચ્છનાર ભાગ્યવાન્ વૈષ્ણવો પ્રાતઃકાલમાં પ્રતિદિવસ **શ્રીયમુનાષ્ટક**નો પાઠ કરે એ સ્વાભાવિક જ છે

# षड्गुणलाल शास्त्री.

વૈષ્ણવોના લાભનો વિચાર કરતા એમ વિજ્ઞાન થાય છે કે એકાદ વર્ષથી વૈષ્ણવોના તે લાભને અનેક રીતે હાનિ થઈ છે ગત વર્ષમા રા. લલ્લુભાઈને આ લોકમા સપ્રદાયની સેવાનો ત્યાગ કરીને પરલોકનો આદર કરવો પડ્યો ભગવદ્ધર્મપરાયણ લલ્લુભાઈ પ્રથમ થિયોસૉફિસ્ટ હતા, જેમાથી તેઓ સર્વાશે મુક્ત થઈ શક્યા ન હતા, અને તેથી એમના "શ્રીકૃષ્ણલીલામૃત" આદિ ગ્રન્થોમા 'શ્રીગોપીજનવલ્લભ' તરફ ઉદાસીનતા અને થિયોસૉફિની ગધ સુજ્ઞ વૈષ્ણવોને પ્રતીત થાય છે, તથાપિ સપ્રદાયની જે સેવા એમણે પોતાના અન્તિમ દશેક વર્ષોમા કરી છે, તે કેવલ સ્વધર્મ પ્રતિ પોતાના પ્રેમના પરિણામરૂપે હતી એકદરે સ્વલ્પ સમયમા સપ્રદાયની એમણે જે સેવા કરી છે, તેને વાસ્તે એમને જેટલો ધન્યવાદ વૈષ્ણવસૃષ્ટિ આપે તેટલો ઓછો જ છે, પરન્તુ 'बलीयसी केवलमीश्वरेच्छा' એ ન્યાયે સપ્રદાયની સેવારૂપ પોતાના મનોરથ પૂર્ણ કર્યા વિના જવુ પડ્યુ, તેને વાસ્તે લોકરૂઢિથી તો વૈષ્ણવોને ખેદ થાય એ સ્વાભાવિક છે એમના ચિ રા મોતીલાલભાઈ સ્વપિતાએ આરભેલુ કાર્ય ઉત્સાહથી ચલાવે એવી ઇચ્છા જો વૈષ્ણવો રાખે, તો તે અયોગ્ય તો નહિ જ ગણાય

રા લલ્લુભાઈના પરલોકગમનને સ્વલ્પ સમય થયો નહિ એટલામાં તો સાપ્રદાયિક એક અન્ય પડિતને પણ પોતાની સ્વલ્પ વયમા ઈશ્વરેચ્છાથી આ લોકનો ત્યાગ કરવો પડ્યો આ પડિત રત્નગોપાલભટ્ટ કાશીસ્થ પ્રસિદ્ધ ગોસ્વામી શુદ્ધાદ્વૈતમાર્તણ્ડકાર શ્રીગિરિધરજીના આશ્રિત રામકૃષ્ણભટ્ટના પૌત્ર હતા ગુર્જર વૈષ્ણવોમા આ પડિત સુવિખ્યાત નથી, તથાપિ પ્રાચીન સંસ્કૃત અમૂલ્ય સાહિત્યનો જીર્ણોદ્ધાર સ્વલ્પ સમયમા એમણે જે ઉત્સાહથી કર્યો છે, તેને વાસ્તે વૈષ્ણવો સર્વથા સર્વદા એમના ઋણી છે સસ્કૃત પ્રાચીન સાહિત્ય ઉત્તમ સ્વરૂપમા મુદ્રણ થાય ત્યારે વિદ્વાન્ વૈષ્ણવો તે વાચી શકે, અને જ્યારે તેઓ વાચીને રહસ્ય સમજે, ત્યારે જ યથાર્થ રીતે વૈષ્ણવોને તે તે ગ્રન્થોનો લાભ આપી શકે આ રીતે પરપરાથી પણ વૈષ્ણવોએ અને ગોસ્વામીઓએ પણ નિશ્ચય સ્મરણમા રાખવુ જોઈએ કે સસ્કૃત સાહિત્યનુ શુદ્ધ અને ઉત્તમ સ્વરૂપમા જ્યા સુધી મુદ્રણ થયુ નથી, ત્યા સુધી એના યથાર્થ અનુવાદ વા ભાષાન્તરની અભિલાષા રાખવી એ મૃગજલસમાન છે કદાચિત્ ત્વરાથી જો ભાષાન્તર વા અનુવાદ પ્રસિદ્ધ થાય તો તેનુ આયુષ્ય ચિરજીવિ થાય એ બહુસશયગ્રસ્ત છે આ દૃષ્ટિથી જોતા વૈષ્ણવ સમુદાયની જે સેવા રત્નગોપાલભટ્ટે કરી છે, તેથી વૈષ્ણવ પ્રજાને એમનુ તિરોધાન પણ ખેદપ્રદ લાગે છે.

આ પ્રમાણે આ બે વૈષ્ણવોના તિરોધાનનુ વિસ્મરણ થયુ નથી, એટલામા તો સપ્રદાયમા આધુનિક સમયમા પ્રાચીન પદ્ધતિથી ઉછરેલા શાસ્ત્રી તરીકે પ્રથમ પક્તિને યોગ્ય એવા ષડ્ગુણલાલ શાસ્ત્રીને પણ આ લોકનો ત્યાગ કરીને પરલોકગમન પ્રાપ્ત થયુ. સપ્રદાયની જે અમૂલ્ય સેવા એમનાથી થઈ છે તેને વાસ્તે વૈષ્ણવો સદા તેમનો ઉપકાર માને છે, અને આ વર્ષના શ્રીપુરુષોત્તમમાસમા શુદ્ધ એકાદશીને મગલવારે સાયકાલે ૬૫ વર્ષની વયે એમના અકસ્માત્ તિરોધાનથી વૈષ્ણવોને સહજ ખેદ થાય એ સ્વાભાવિક છે

શાસ્ત્રી છગનલાલનુ વૈષ્ણવત્વ એમના મામા પ્રેમજીભાઈથી ઉતરી આવેલુ કહેવાય છે, પરતુ જ્યારથી એઓ શ્રીનૃસિહલાલજીમહારાજના આશ્રયમા રહ્યા, ત્યારથી એમના સાંપ્રદાયિક જ્ઞાનની અભિવૃદ્ધિ એમણે પોતાના પરિશ્રમથી જ કરી આ શાસ્ત્રીના સાપ્રદાયિક જીવનકાર્યના બે ભાગ થઈ શકે છે, ૧ શ્રીનૃસિહલાલજીના આશ્રયમા રહીને એમણે કર્યુ તે, અને ૨ શ્રીજીવનલાલજીના

આશ્રયમાં રહીને કર્યું તે શ્રીનૃસિંહલાલજીના આશ્રયમા એમણે શિક્ષાપત્ર, વૃત્રાસુરચતુઃશ્લોકી, શ્રીસુબોધિનીજીપ્રથમસ્કન્ધ, શુદ્ધાદ્વૈતમાર્તણ્ડ, શિક્ષાસુધાકર, વાર્ષિક ટિપ્પણી, ષોડશગ્રન્થનો વ્રજભાષામાં સૂક્ષ્મ અનુવાદ, ભક્તિહંસ, અને ષોડશગ્રન્થમાંથી કેટલાકની સુવિસ્તૃત ટીકાઓ પણ પ્રકટ કરી

શ્રીનૃસિંહલાલજીના સબંધમા રહીને પંડિત ગટ્ટૂલાલની વિષ્ણુસ્વામિપરંપરાનું નિપુણતાથી એ શાસ્ત્રી ખંડન કરતા 'આચાર્યપરંપરા' અને 'ગુરુપરંપરા' એ બે ગ્રન્થોથી પંડિત ગટ્ટૂલાલના પક્ષનો એમણે સમૂલ નિરાસ કર્યો છે, અને એને જ પરિણામે પંડિત ગટ્ટૂલાલને સદૈવને માટે મુંબાપુરીનો ત્યાગ કરવો પડ્યો એમ કહેવાય છે વિષ્ણુસ્વામિપરંપરાનો કલહ તે સમયમા બહુ પ્રચલિત હતો, અને સત્યનો આશ્રય કરીએ તો આપણે કહેવું જોઈએ કે ઉભય પક્ષ દ્વેષથી મુક્ત ન હતા મતભેદ ભલે હોય, પણ તેથી તે જ મતભેદને કારણ માનીને દ્વેષ કલ્પવો એ સર્વથા અયોગ્ય છે. આચાર્યપરંપરાને વાસ્તે નિષ્પક્ષપાતથી વિચાર કરતા માલમ પડે છે કે શ્રીમહાપ્રભુજીના ગ્રન્થોમા તેમ જ શ્રીગુસાંઈજીના ગ્રન્થોમા આ 'નિર્ગુણ' સંપ્રદાય વિષ્ણુસ્વામિના 'સગુણ તામસ' સંપ્રદાયથી અત્યંત ભિન્ન છે એમ વિષ્ણુસ્વામિપરંપરાવિરુદ્ધ સ્પષ્ટ વાક્ય હોવાથી, એ પરંપરા તેઓશ્રી ઉપર આરોપવી એ તો સર્વથા અનુચિત લાગે છે, અને તેમ કરવામા પંડિત ગટ્ટૂલાલે અર્વાચીનત્વની મિથ્યા ભીતિથી સ્વપાણ્ડિત્યનો દુરુપયોગ કર્યો કહેવાય સામા પક્ષે પણ પંડિત ગટ્ટૂલાલની વિદ્વત્તાનું સ્વરૂપ સમજ્યા વિના જ જુલમ અને ત્રાસ વર્તાવવામા તે પંડિતને અન્યાય કર્યો છે વસ્તુત વિષ્ણુસ્વામિની પરંપરા શ્રીમહાપ્રભુજીએ સ્વીકારી નથી, તેથી પંડિત ગટ્ટૂલાલે બતાવેલી વિષ્ણુસ્વામિની પરંપરા સમૂલ પ્રમાણના અભાવમા માનવી અયુક્ત છે વિષ્ણુસ્વામીની પરંપરા શ્રીમદાચાર્યથી પછીના અંધકારયુગમા કોઈએ ચલાવી હોય, તેનું કાંઈક સ્મરણ પંડિત ગટ્ટૂલાલને પ્રાપ્ત થયું હોય, અને તેના બળે અર્વાચીનત્વભીતિથી સ્વપાણ્ડિત્યને તે માર્ગે પંડિતજીએ દોરવ્યું હોય, તો પણ તે યુક્ત છે એમ ન કહી શકાય વસ્તુત વિષ્ણુસ્વામિપરંપરા કોઈ પણ પ્રાચીન મહાનુભાવી વિદ્વાન્ ગોસ્વામીના લેખમા જોવામા આવતી નથી, તેથી અમારું મન્તવ્ય એમ છે કે વિષ્ણુસ્વામિપરંપરાનું પ્રતિપાદન કરનારા કહેવાતા પ્રાચીન ગ્રન્થો—યદુનાથવિજય, સંપ્રદાયપ્રદીપ, ચરિત્રચિન્તામણિ, શાણ્ડિલ્યસંહિતા, વગેરે ગ્રન્થો—પ્રાચીન નથી પણ અર્વાચીન જ છે પં ગટ્ટૂલાલની પૂર્વેના કોઈ પણ ગ્રન્થમા પ્રાચીન મનાતા પણ વસ્તુત અર્વાચીન ઉક્ત ગ્રન્થોનો ઉપન્યાસ નહિ મળવાથી એ ગ્રંથોની કલ્પિતતા સુદૃઢ થતી જાય છે. આ વિષયમા છગનશાસ્ત્રી બહુ ઉત્કટ ન હતા સત્યને ખાતર સત્ય કહેવું એ નિયમ તે સમયે સર્વથા પળાતો ન હતો, અને તેને લીધે ગોપિકાના સ્પષ્ટ ગુરુત્વનું વિશેષ પ્રતિપાદન નહિ કરતા શાસ્ત્રીજી શ્રીપુરુષોત્તમથી જ અટક્યા, જો કે અવસાનપર્યન્ત એમણે ગટ્ટૂલાલની વિષ્ણુસ્વામિપરંપરાનો સ્વીકાર તો ન જ કર્યો, એટલું જ નહિ પણ આ વિષયમા એમણે એક અન્તિમ લેખ પણ 'સમીક્ષા'-રૂપે 'પુ ભ સુ' ના વર્ષ ૨ ના અંક ૯–૧૦ મા પ્રકટ કર્યો હતો

આ ઉપરાંત ઉત્સવનિર્ણયવિષયમા પણ એમને પં ગટ્ટૂલાલની સહ મતભેદ થયો હતો, જેને પરિણામે સંપ્રદાયમા બે ટિપ્પણીઓ અદ્યાપિ પર્યન્ત પ્રકટ થાય છે

સંવત્ ૧૯૫૯ મા શ્રીનૃસિંહલાલજી નિત્યલીલામા પધાર્યા, ત્યારપછી શાસ્ત્રીજી પોરબંદરવાળા શ્રીજીવનલાલજીના આશ્રયમા રહ્યા. એઓશ્રીના આશ્રયમા એમણે આમ્નાયતત્ત્વભાસ્કર, શંકરજયન્તીનું **જયન્તીનું** અવલોકન, વૈદિકત્વાવૈદિકત્વવિચાર, નીહારભાસ્કર, શ્રીમદ્ભગવદ્ગીતા, અંતઃકરણપ્રબોધ, વગેરે ગ્રંથો કર્યાં છે સર્વાંશે વિચાર કરતા આ મહારાજશ્રીના આશ્રયમા શાસ્ત્રીજીએ કરેલી સંપ્રદાયસેવા સમયના પ્રમાણમા બહુ અલ્પ છે શાસ્ત્રીજી જ્ઞાતિથી પ્રશ્નોરા નાગર હતા, અને જામનગરના નિવાસી હતા કાર્યભારમા જન્મથી જ કુશળ હતા, તેથી મહારાજશ્રીનો કાર્યભાર ચલાવવામા બહુ

{

અમૂલ્ય સમયનો એમણે વ્યય કર્યો છે એમના અન્તિમ ગ્રંથોમા આગન્ત શબ્દોનો અતિશય ઉપયોગ આ અનુમાનને સમર્થન કરે છે. મહારાજશ્રીના આશ્રયમા રહીને કાર્યભારમાં પડ્યા ન હોત તો કંઇ વધારે સારૂં કાર્ય એમને હાથે અવશ્ય થાત જ એમ અમારૂં માનવું છે.

શાસ્ત્રીજીનો અને અમારો મેલાપ એમના પરલોકગમન પહેલાના શનિવારે સાયકાળે થયો હતો શાસ્ત્રીજીએ પોતાનો અવસાનસમય નિકટ છે એમ દૃઢતાથી જણાવ્યું હતું, અને તેથી ગુર્જર ગિરામા શ્રીમદણુભાષ્યનું અને શ્રીમદ્‌ભાગવતનું શુદ્ધ સાંપ્રદાયિક ભાષાન્તર-એ બે કાર્ય-અપૂર્ણ રહી જતાં જાણી એમને મહાન્ ખેદ થતો હતો. અમને તે સમયે એમ નહોતું લાગતું કે શાસ્ત્રીજી આટલા સ્વલ્પ સમયમા જ દેહત્યાગ કરશે. અમે તો 'એ કાર્ય સત્વર થશે, આપ નિશ્ચિન્ત રહો,' ઇત્યાદિ શબ્દોથી એમનું આશ્વાસન કર્યું હતું. શાસ્ત્રીજીની પરપરાસબન્ધમા અમારી સાથે એકવાક્યતા થઈ હતી છગનશાસ્ત્રીએ બ્રહ્માને આચાર્ય કહ્યા છે તે પણ બ્રહ્મવાદના જ, પુષ્ટિમાર્ગના તો નહિ જ, પુષ્ટિમાર્ગમા તો કેવલ શ્રીસ્વામિનીરૂપ અને ભગવદ્રૂપ શ્રીમહાપ્રભુજી જ આચાર્ય છે.

જ્યારે અમે શાસ્ત્રીજીને મળવા ગયા ત્યારે એક 'કંથા ગોદડી' ઉપરિ શાસ્ત્રીજી સૂતેલા હતા શાસ્ત્રીજીની નૈસર્ગિક રસિકતા તો તે સમય પણ કેશમાના સુગન્ધિ તેલથી પ્રત્યક્ષ થતી હતી શાસ્ત્રીજી બહુ અશક્ત હતા એમનાથી સ્પષ્ટ બોલાતુ પણ ન હતુ તેમ ઉઠાતુ પણ ન હતું જે જગ્યાએ શાસ્ત્રીજીને રાખ્યા હતા તે મદિરમાંનો ઓરડો અવ્યવસ્થિત ધર્મશાલા જેવો લાગતો હતો, અને આવા ધુરન્ધર શાસ્ત્રીની 'વિદ્યાવિનોદી' કહેવાતા શ્રીજીવનલાલજીના આશ્રયમા પણ આ દશા થતી જોઈને અમને મહાન્ ખેદ થયો જ્યાંસુધી સપ્રદાયમા કેવલ વિદ્યાને નિસ્વાર્થપણાથી આદર આપવામા નહિ આવે ત્યાંસુધી કંઇ પણ શ્રેયની આશા વ્યર્થ છે. શાસ્ત્રીજીને શ્રીજીવનલાલજી માત્ર રૂ ૪૦) જ માસિક તરીકે આપતા હતા એમ કહેવાય છે આ રકમ પણ એમના પાણ્ડિત્યના પ્રમાણમા તો અતીવ સ્વલ્પ જ કહેવાય સાંપ્રદાયિક વિદ્વાનનો જ્યા સુધી સત્કાર નહિ થાય, અને જ્યા સુધી તેમના શબ્દનો દુરર્થ કરીને તેમના ઉપરિ દ્વેષારોપણની કુટેવ બંધ ન થાય ત્યાંસુધી શુ શ્રેય થઇ શકે ? અમારે ન કહેવું જોઇએ તથાપિ સત્યને વાસ્તે કહેવુ પડે છે કે ઉક્ત શાસ્ત્રીજીને એમના અમારી સાથેના સબન્ધને લીધે મહારાજશ્રી અપ્રસન્ન થતા, અને તેથી શાસ્ત્રીજીને રાજીનામું આપવાનો પણ પ્રસગ આવ્યો હતો. સત્ય ઉપરિ આમ દુખ થતું જોઈને એમણે અમારી સમક્ષ અશ્રુપાત પણ કર્યો હતો. આ વાર્તા શ્રવણ કરીને કોનું હૃદય નહિ ભેદાય ?

કેવલ શોક પ્રદર્શાવવામા આપણું કર્તવ્ય સમાપ્ત થતુ નથી પડિત ગટ્ટૂલાલથી વિરુદ્ધ સમર્થ રીતે બાથ ભીડનાર શાસ્ત્રીજીનું સ્મરણ કોઇ પણ રીતે ચિરસ્થાયિ થાય એમ અમારી અભિલાષા છે. આ કાર્યાર્થે એમના નામથી એક ફંડ એકઠું કરી સાંપ્રદાયિક પ્રાચીન સાહિત્યનુ મુદ્રણ કરાવવુ જોઇએ

કેવલ છગનશાસ્ત્રીનું જ નહિ પણ પડિત ગટ્ટૂલાલના નામથી પણ સાંપ્રદાયિક ગ્રથમાલા પ્રકટ થવી જોઇએ પં. ગટ્ટૂલાલના પણ સમગ્ર ગ્રન્થોનો સગ્રહ કરી ઉત્તમ રૂપમા છપાવીને ઉભય પ્રતિસ્પર્ધીએ સપ્રદાયની જે સેવા કરી છે તેના ઉપકારના પ્રત્યુપકારરૂપે તેઓના નામ ઉભય ગ્રથમાલા સહ યોજવાં જોઇએ

થોડાક જ સમય ઉપર મને પોરબન્દરવાલા શ્રીજીવનલાલજીના દર્શન થયા હતા, અને સાંપ્રદાયિક સાહિત્ય પ્રસિદ્ધ કરવાની અમારી શુદ્ધ ઇચ્છા તેઓશ્રીને જણાવતા રૂ ૧૦,૦૦૦) સુધી સંસ્કૃત સાહિત્યના મુદ્રણાર્થે વ્યય કરવાનું તેઓશ્રીએ જણાવ્યુ હતુ એ જ યોજનાને વાસ્તે મહારાજશ્રીને એક વાર ફરીથી હું મળ્યો હતો, પરન્તુ દર્શન ખુલતા પહેલા મહારાજશ્રી પુરુષોત્તમભટ્ટજીનો સત્કાર કરવામા વ્યગ્ર હોવાથી અને દર્શન પછી ભાટિયા ગૃહસ્થ સહ વાર્તાલાપમાં નિમગ્ન હોવાથી, ઉપર્યુક્ત ઇચ્છા હું એઓશ્રીને પ્રત્યક્ષ દર્શાવી શક્યો નથી, તેથી તે અત્ર જ દર્શાવું છું. મહારાજશ્રી અમારી આ

પ્રાર્થના જો લક્ષમા લેશે તો એઓશ્રીને હસ્તે સાંપ્રદાયિક વિદ્યાની કદર થયલી કહેવાશે. મહારાજશ્રી એ રૂ ૧૦,૦૦૦ માથી રૂ ૩,૦૦૦ છગનશાસ્ત્રીના નામની ગ્રંથમાલામા રોકશે, તો અવશ્ય શાસ્ત્રીજીના પરલોકવાસી આત્માને આનન્દ થશે બાકીના રૂપિયામાથી મહારાજશ્રી 'બાલપ્રબોધિનીજી'ના અનુસાર શ્રીમદ્ભાગવતનુ ગુર્જર ગિરામા શુદ્ધ ભાષાન્તર અને વેદાન્તસૂત્રના અણુભાષ્યાનુસાર અનુવાદ સાથે, શ્રીપુરુષોત્તમજીના વાદગ્રંથો, સાંપ્રદાયિક નિર્ણય ગ્રંથો, ઇત્યાદિનુ મુદ્રણ કરશે, તો શાસ્ત્રીજીએ અન્તિમ વર્ષોમા મહારાજશ્રીની જે સેવા કરી તેનો યથાર્થ પ્રત્યુપકાર કર્યો લોકમા કહેવાશે, અને શાસ્ત્રીજીનો પરલોકવાસી આત્મા આ મગન કૃત્યને વાસ્તે મહારાજશ્રીને પુન પુન ધન્યવાદ અર્પશે એ નિસંશય છે

---

## सांप्रदायिक व्रतोत्सव.

( અનુસંધાન પૃ૪ ૩૬ )

બીજે દિવસે શ્રવણ નક્ષત્ર અત્યંત અધિક હોય અર્થાત્ સાંજ સુધી પોચ્યો હોય ત્યારે મધ્ય છોડી શ્રવણમા પણ પારણા થઈ શકે એનો આશય પણ એ છે કે એવા સ્થળમા બે વ્રત થઇ ચુક્યા છે, પછી સાંજ સુધી ત્રીજા દિવસમા રહેવાથી દુષ્કરતા સમજી શ્રવણમા પણ પારણા કરવાની શ્રીપુરુષોત્તમજીએ આજ્ઞા આપી છે, તેથી એમ ન સમજવુ કે પારણા શ્રવણમા જ કરવા, નહિ તો જેમ દ્વાદશીમા પારણા ન કરવાથી દોષ છે, તેવો એમા દોષ લાગે, કારણ કે "**उभयान्ते पारण मुख्यः पक्ष**" એ પ્રસિદ્ધ છે ધર્મસિંધુમા તો સ્પષ્ટ એમ લખેલુ છે કે વિષ્ણુશૃંખલ યોગ હોય ત્યારે જ અસંભવમા શ્રવણ મધ્યમા પારણા કરવા અને વિષ્ણુશૃંખલ ન હોય ત્યારે કેવલ મધ્ય ભાગને છોડનાર છે, તે અનભિજ્ઞ ભ્રાન્ત છે ધર્મસિંધુ—"**ये तु भाद्रे श्रवणमध्यवर्जनमात्रेण निषेधचारितार्थ्यं मन्यमाना विष्णुशृङ्खलयोगाभावेपि श्रवणमध्यमात्र त्यक्त्वा भुञ्जते ते नित्यश्रवणद्वादशीमाहात्म्यानभिज्ञा भ्रान्ता एव**" પ્રતાનમા પ્રથમ "**शुद्धन्यूनायां द्वादश्या श्रवणयोगो द्वितीयदिने च स्वल्प श्रवण**" એ વ્યવસ્થા કરી પછી 'શુદ્ધાધિકાયા' ઇત્યાદિ કહીને જે હૃદયમા શંકા રહી કે પ્રથમ કહી આવ્યા છે કે શુદ્ધ ન્યૂના દ્વાદશીમા શ્રવણ હોય અને ત્રયોદશીમા થોડો હોય તો ત્રયોદશીમા "**उभयान्ते पारण**" કરવુ, પણ એવી જ સ્થિતિમા ત્રયોદશીમા સ્વલ્પ શ્રવણ ન હોય તો એવી વ્યવસ્થા તેના વાસ્તે બતાવે છે કે—"**द्वितीयदिने च भूय श्रवण तदा श्रवणमध्यभागस्त्याज्य.**"—એટલે બીજે દિવસે અર્થાત્ ત્રયોદશીમા શ્રવણ ભૂય અતિ અધિક હોય અર્થાત્ જેમા પારણા કરવામા અતિ વિલંબ થતો હોય તો શ્રવણ મધ્ય ભાગ છોડી દેવો એ જ સર્વથા પૂર્વાપર જોતા ગ્રંથાશય છે, નહિ તો "**उभयान्ते पारण कार्यं**" એમ સર્વે ગ્રંથ સંમત છે કોઈ અસંભવમા એક તરાનમા પારણા છે જ્યારે ૨॥ વાગ્યા પછી 'ઉભયાન્તે પારણ' એ સિદ્ધ થાય તો સર્વથા શ્રવણમા પારણા ન કરવા—જુઓ, ધર્મસિંધુમા વામન દ્વાદશી પારણા વિષે આ રીતે ખુલાસો કર્યો છે—"**उभयान्ते पारण मुख्यः पक्ष.-अन्यतरान्ते गौणः तत्र विष्णुशृङ्खलाभावे त्रयोदश्यामुभयांते पारणम्**" તેથી સિદ્ધ એ થાય છે કે એવા સમયમા શ્રવણ સમાપ્તિમાં જ પારણા કરવા મધ્ય માત્ર ત્યાગ અશક્તવિષયક જ સમજવો તેથી શ્રીપુરુષોત્તમજીનો એ આશય નથી કે શ્રવણ મધ્ય છોડી શ્રવણમા જ પારણા કરવા તેથી ટિપ્પણીમા અતિ યુક્ત લખેલુ છે કે ૨॥ વાગ્યા પછી પારણા કરવા

**૬. છઠ્ઠો આક્ષેપ.**—પોષ શુ ૧૨ સો "**पुत्रदा एकादशीव्रतम्**" એમ ટિપ્પણીમા છે આક્ષેપક કહે છે કે મુંબાઈના પંચાગમા દશમી ૫૪ ઘડી અને ઉપર કાંઇએક પળો છે, પછી અવિદ્ધ એકાદશી છોડવી પુષ્ટિસિદ્ધાન્તવિરુદ્ધ છે

### ઉત્તર.

ટિપ્પણીનિર્માણસમયમા અમારા જોવામાં જે પંચાગો આવ્યા હતા તેમા દશમી ૫૫ ઘડી ઉપર હતી તેથી દશમીવિદ્ધ રવિવાર એકાદશીમા વ્રત લખ્યુ નથી—સોમવારમા જ શાસ્ત્રપ્રાપ્ત લખેલ છે. અમારા જોવામા જે પચાગો છે, તેના નામ નાથદ્વાર, કાકરોલીના સર્વ હસ્તલિખિત પચાગોમાં પૌષ શુ ૧૦, શની, ઘડી ૫૫, પલ ૧૫ છે નાથદ્વારીય સુખદેવજીનું બનાવેલુ સુદર્શન પચાગ જે મુબાઈમા છપાએલ છે, તેમા પૌષ શુ. ૧૦, શની, ઘડી ૫૫, પલ ૧૨ છે ધવલપુરના ગગારામ જોતિષીનુ બનાવેલ મુબાઈ, 'વેંકટેશ્વર પ્રેસ'માં મુદ્રિત દશ વર્ષિય પચાગમા પૌષ શુ ૧૦, ઘડી ૫૫, પલ ૩૨—લશ્કર ગવાલિયરમા પૌષ શુ ૧૦, ઘ ૫૫, પલ ૩૨ છે બીજા એવા પચાગોની સખ્યા અધિક છે, જેમા દશમી પચપન (૫૫) ઘડીથી અધિક છે.

આ રીતે અનેક પચાગોના આધારથી પૌષ શુદી ૧૦, ઘડી ૫૫ હોવાથી ટિપ્પણીમા દ્વાદશી વ્રત લખેલ છે તે અતિયુક્ત છે મથુરામા પૌષ શુદી ૧૦ કેટલી આવે છે તેના વાસ્તે ગોસ્વામી શ્રીગોપાલલાલજીના આશ્રિત પડિત ચુનીલાલજી જોતિષીજીએ ગણીત કર્યો હતો, તેમા પણ મથુરાજીના અક્ષાશથી દશમી ૫૫ ઘડી આવી હતી, તેથી મથુરામાં પણ સર્વત્ર દ્વાદશી વ્રત થયુ હતુ, પણ ગોકુલમા બીજી ટિપ્પણીના આધારથી ઘણા મદિરોમાં પહેલા દિવસ રવિવારમા જે વ્રત થયુ તે દશમી વિદ્ધામા થયુ તેજ અયોગ્ય થયુ હતુ મુબઈના પચાગોને સાર્વભૌમ સમજી સર્વત્ર ગત વર્ષમા પૌષ શુક્લ ૧૧ રવિવારે જ એકાદશી વ્રત સત્ય છે, અને દ્વાદશી વ્રત લખનારને દ્વાત્રિંશદપરાધનો એક અપરાધ લાગુ પડે છે, એમ સુભાષિત કરનાર અમારા સુહૃદ્વર્ગોને પ્રણામ કરી, આ લેખ સમાપ્ત કરવામા આવે છે—ઇતિશુભમ્

**स शास्त्री नन्दकिशोरजीनो शिष्य व्रजलाल शास्त्री.**

---

# ગ્રાહકોને સવિનય નિવેદન.

કેટલાક ગ્રાહકોની એવી ઇચ્છા છે કે 'શ્રીજન્માષ્ટમી પર્યન્ત નોછાવર ભરી દેનાર પાસેથી પૂર્વવત્ રૂ ૧-૮-૦ લેવા અને શ્રીજન્માષ્ટમી પછી રૂ ૨-૦-૦ લેવા' વૈષ્ણવોની આ ઇચ્છાને અમે અનુમોદન આપીએ છીએ, જેથી વૈષ્ણવોએ પણ બનતા સુધી જન્માષ્ટમી પર્યન્તમાંજ નોછાવર મોકલી આપવાનુ લક્ષમા રાખવુ, શ્રીજન્માષ્ટમી પછી મોકલનાર પાસેથી રૂ ૨-૦-૦ નોછાવર લેવામા આવશે

આનન્દસ્થ ભગવદ્ધર્મપરાયણ ઉત્સવલાલ રામકૃષ્ણ પડ્યા અને નટપુરસ્થ ભગવદ્ધર્મપરાયણ ત્રિભુવનદાસ પીતામ્બરદાસ શાહ, 'પુષ્ટિભક્તિસુધા'ની અભિવૃદ્ધિને અર્થે તનમનથી જે સતત પરિશ્રમ કરી રહ્યા છે તેને માટે તે ઉભયે ભક્તનો પ્રસિદ્ધિમા ઉપકાર માનવામા આવે છે

---

# CHAPTER I

## PRAMÂNAS

From the times of Vyâsa, it has been the practice of Indian writers on philosophy to divide their writings into four parts, *viz* Pramâna, Prameya, Sâdhana, and Fala. Vallabhâchârya also follows the same The first Chapter consists of discussions on Pramânas. First the Pramânas, their province, their number and meaning are determined, and then we come to what is established by these Pramânas This is what is technically termed Prameya In the third Chapter, *viz* Sâdhana, the ways and means to realise or attain the Prameya ( Brahmaswarûpa ) are discussed and ascertained The last or Fala Prakarana describes the fruits which are to be achieved through these Sâdhanas This is the general arrangement adopted by Vallabhâcharyan writers, and therefore we shall also follow the same lines in the description of the system

Before the atheistic wave of Buddhism had passed over India, before the Sânkhyas had declared the supreme independence of the human mind, the prevailing authority in India in spiritual matters was Veda with all its divisions and sub-divisions The Vedic *seers* believed Veda to be their sole guide But what with the corruption of the Past-vedic times, and what with the materialistic tendencies of the Charvâkas, the supreme authority of Veda on spiritual matters was greatly impaired Buddha not only questioned the authority of Vedas, but rejected it altogether The Jains followed the same course The distinction between earthly (Laukika) and unearthly (Alaukika) was blurred, and the Charvâkas with all their vehemence condemned Vedas and asserted the supreme authority of perception alone The Bauddhas, on the other hand, did not believe in mere materialistic enjoyments, but they accepted two Pramânas, *viz* perception and inference as means to right knowledge

Among the orthodox writers, the Sânkhyas, the Târkikas and the Mimâñsakas accepted the testimony of Vedas, hence they are called Âstikas It should also be noted that notwithstanding the unanimous acceptance of the Vedic testimony, the value of it did not stand on the same footing with all of these And as we proceed from the first to the second and from the second to the third, the weight of the Vedic testimony gradually increases

The genuinely philosophical spirit in which the Sânkhyas write and their rigid system of rising from the known factors of experience to the unknown by logical demonstration, thus arriving at a knowledge of final cause, is admired by all the scholars who have seriously occupied themselves with their system With Sânkhyas the knowledge of formal existence is gained by perception, of things beyond senses by inference, and of what cannot be determined by either, by Vedic testimony. Like modern sceptics they depended solely on perception and inference, but whenever their perception and inference could be

supported by the Vedas, they corroborated the same by means of the Vedas. They thus accept the authority of the Vedas, but at the same time they insist that the Vedas should always be interpreted in the light of perception They would even accept Smriti as authority if they are in harmony with perception Thus in Kapila's doctrine for the first time in the history of the world, the complete independence and freedom of the human mind were established, and full confidence in its own powers was boldly asserted

The Naiyâyikas elaborated the science of Indian logic. They introduced a chapter on the discussion of the means of right knowledge (Pramâna) in their works This method has found great favour with other writers also The Naiyâyikas accepted four Pramânas, *viz* perception, inference, analogy and word or Vedic testimony (Âpta-vâkya) The Vedic testimony does not stand on the same level with perception and inference, but occupies a somewhat subordinate position

The Mimânsakas accepted six pramânas They added Arthâpatti and Anupalabdhi to the four of the Naiyayikas. S'ankara also does the same, but with him these Pramânas are truly speaking (*paramârthatah*) *mere figments of nescerence He would tell us that a right goal* could be reached even by taking to a wrong path! His Pramânas are really unreal, but they will lead one to the real realisation of Brâhman in one's self!

Lastly we come to Vyâsa He accepts S'rutis or revealed scriptures to be the real Pramâna The words Pratyaksha and Anumâna as used by Vyâsa in his Brahma Mimânsâ to mean S'ruti and Smriti respectively and not perception and inference Vallabhâchârya does not swerve from the lines that are chalked out by learned Bâdarâyana Vyâsa Like Vyâsa he believes word of the revealed texts (S'abda) to be the only Pramâna in the consideration of spiritual matters (Alaukika-arthas). Perception and inference are to be accepted in the light of S'ruti or Vedas The perception or inference of a Râjasa or Tâmasa person whose internal vision has been blinded, cannot be relied upon. Reason when in agreement with the revealed scriptures may be accepted as authoritative (Pramâna)

But a question may be asked, why should reasoning be accepted in the light of the Vedas—why should reasoning be bound down by them? No doubt in matters of ordinary experience, reason is our surest guide. But there is a limit beyond which reason cannot go. The realisation of the supreme is an experience of the few blessed Rishis. We have no experience of the supreme, and hence our reason based as it is on our experience, cannot be very safe. We are so full of conflicting moods and motives that our reason is very frequently liable to err. Our experience is very limited, our minds are not pure, our hearts are surrounded by local environments, hence based as it is on these, reason is not sufficient enough to grasp the supreme which is unlimited by time,

place, and circumstance The ancient sages, on the other hand, were free from our shortcomings. Born of the divine element ( Daivi-sampatti ) in the land of plenty, the ancient Hindu sages led a pure life and by constant meditation penetrated into the deepest mysteries of Being, and in their inspired moments caught glimpses of Truth What they saw in their inspiration, what was revealed to them in their holy communion, they collected together This collection is the Veda It is knowledge It is absolute It is unchanging It is eternal wisdom It is Truth—Brahman Hence there is nothing wrong, if our reasoning is accepted in the light of the Vedas

Again, the preconceived notions of different persons vary Even if they accept the same premises, they will inevitably come to different conclusions, because in coming to a conclusion they will import their own experience also—the bias of their own minds One man will say that Karma[1] is supreme, another will say that Daiva[2] is supreme, the third will say that the surroundings of each man determine the final result, and thus best intellects are bound to differ It will be seen that a particular man at a particular time in world's history rules his fellow-creatures so far as reason is concerned, but in the very next age after him, his conclusions may be doubted Thus Buddha ruled in his age, but now and for a long time past his conclusions have been doubted

The safest course, therefore, is to accept the views of Rishis embodied in our most sacred Vedas, the Vedas—whom we revere, and whose authority we accept as final Such is the explanation why all orthodox systems unanimously accept the authority of Vedas Of course with those who do not accept the same authority, only reason is the common platform, but it should always be borne in mind that it is not the surest guide

Vedas were revealed to the ancient sages in their deepest meditation, and the highest truth was experienced therein by them This truth was the nature ( Swarûpa ) of the supreme deity The experience of the sages is unlimited by time, place and circumstance. Hence Vedas are said to be not composed by any mortal ( Apaurusheya ) and regarded as self evident testimony ( Swatah-pramâna ), and eternal With Vedas, their letters, words and sentences, as describing[3] the supreme deity, are regarded as eternal This is the conclusion accepted by Vallabhâchârya[4], that is, in consideration of transworld subjects ( Alaukika-arthas ) Vedas are the highest authority Reasoning, percep-

1 Actions done in previous life 2 God's will

3 वर्णाः पदानि सर्वाणि भगवद्वाचकत्वतः
सर्वार्थान्येव सर्वत्र व्यवहर्त्यै तथापि तु
शक्तिसंकोचतो लोके विशेषख्यापनाय वै ॥ 2 153 तत्त्वदीपनिबन्ध

4 The view of Bâdarâyana Vyâsa is the same This is clear from Sutras तर्काप्रतिष्ठानादप्यन्यथानुमेयमिति चेदेवमप्यविमोक्षप्रसङ्गः and श्रुतेस्तु शब्दमूलत्वात् The view of the Sruti itself is the same ( नैषामतिस्तर्केणापनेया ).

વેદમા શુદ્ધ અદ્વૈત જ છે પરમાર્થ દશામાં ભેદદષ્ટિનો અત્યત અપગમ થાય છે, એટલે વિશેષત જગતમા પણ બ્રહ્મત્વ અનુભવાય છે વેદને મિથ્યા માનનાર નાસ્તિક કહેવાય છે. સ્વમતપ્રમાણે સ્વસિદ્ધાતને સર્વ જ 'વૈદિક' કહે, પરતુ 'વસ્તુત વૈદિક' સિદ્ધાત કયો છે એ સમીક્ષક જાણે છે 'નિરુક્તિં' શબ્દ અશુદ્ધ છે, 'નિરુક્તિ' જોઇએ. સંસ્કૃત ભણો, પછી વાદ પ્રારભો. શુદ્ધ અદ્વૈત સિદ્ધાત વૈદિક જ છે, માયાવાદ વૈદિક નથી, તેથી શ્રીરામાનુજાદિ સાને ભાષ્યકારોએ તેને પુન પુન ખડયો છે સસ્કૃત જાણ્યા વિના પોતાનુ ઘર જ તપાસાયું નથી, તેથી બ્રહ્મવાદભવનની નિરીક્ષાનો આડબર કરતા ઉપહાસમા ઉપસંહાર થાય છે.

પ્રસ્તુત પ્રસગ 'વેદને અનિત્ય અને મિથ્યા માનનાર વૈદિક કહેવાય કે?' એ પ્રશ્નનો નિર્ણય કરવાનો છે 'વેદને અનિત્ય અને મિથ્યા માનનાર પણ વૈદિક કહેવાય' એમ સિદ્ધ કરી આપો, એટલે નિગ્રહસ્થાન, પ્રતિજ્ઞાહનિ અને અપ્રસ્તુત પ્રસગમાથી મુક્તિ આપીશુ. તે સામર્થ્ય ન હોય તો માધવજીનો કારભાર કરીને ઉદરપોષણમાત્ર કર્યા કરો, શાસ્ત્રચર્ચા કઠિન છે

'બાલબોધ' અને 'પુષ્ટિપ્રવાહમર્યાદાભેદ' ગ્રથ વિષે મિ ત્રિવેદીએ પ્રશ્ન કર્યો તેનુ શાસ્ત્રીય સપ્રમાણ સુસ્પષ્ટ ઉત્તર અમે આપી ચુક્યા છીએ હવે શાકર મત વૈદિક છે એ જ મિ.ત્રિવેદીએ નવગાસ કાઢીને સિદ્ધ કરવાનુ છે શકરજી ફરીથી અવતરે તોએ શાકર મત વૈદિક છે એમ હવે કોઈ પ્રેક્ષાવાન્ અગીકાર કરે એમ રહ્યુ નથી

પુષ્ટિમાર્ગમા લોક અને વેદની અપેક્ષા નથી, લોક અને વેદનો ભય પણ નથી પુષ્ટિમાર્ગમા લોકના, વેદના અને સર્વના નિયામક પરમાત્માની જ અપેક્ષા છે, એટલે તેમા લોક અને વેદની પૃથક્ અપેક્ષા ન જ હોય છાંદોગ્યમા નવમ પ્રપાઠકમા નારદ અને સનત્કુમાર ભક્તના ભૂમવિદ્યાપ્રસગમા "**आत्मत एवेदं सर्वम्**" કહીને ભક્તને પરમાત્માની જ અપેક્ષા છે એમ સ્પષ્ટ ઉપદેશ કર્યો છે તૈત્તિરીયોપનિષદ્મા આનદમયસ્વરૂપપ્રસ્તાવમા **आनन्दमय** સ્વરૂપનુ પાન કરનારને કોઇનુ પણ ભય નથી એમ '**यतो वाचो निवर्तन्तेऽप्राप्य मनसा सह आनन्दं ब्रह्मणो विद्वान्न बिभेति कुतश्चन**' શ્રુતિ સ્વત જ આજ્ઞા કરે છે લૌકિક અન્નમય પ્રાણમય, અને વૈદિક મનોમય વિજ્ઞાનમય એ સર્વમા સર્વાન્તર આનદમય પુરુષ જ ઉત્કૃષ્ટોત્કૃષ્ટ છે પરમકાષ્ઠાપન્ન આનદમયના આનદની માત્રામાત્રમા અન્નમયાદિ લૌકિક વૈદિકની ઉપજીવિકા ચાલે છે. આનદમય પરમાત્માની ઉપરિ કાઇ નથી, તેથી આનદમય પુરુષોત્તમના સ્વરૂપામૃતનુ પાન કરનાર ભક્ત સ્વરૂપામૃતના ઉન્માદમા સાધનભૂત મનોમય વેદની પણ અપેક્ષા અથવા ભીતિ ન રાખે એ પુષ્ટિમાર્ગનુ પરમ ભૂષણ છે ફલ પ્રાપ્ત થયા પછી પણ સાધનને માયાવાદિવત્ મિથ્યા માનવામા આવતુ નથી, પરતુ બ્રહ્મરૂપ જ માનવામા આવે છે, એવી પરમવૈદિકતા પુષ્ટિમાર્ગની છે લોકવેદાતીત છતા વૈદિક પુષ્ટિમાર્ગનો સરલ ભાષામા સર્વોત્કર્ષ સિદ્ધ કરવાનુ માન શ્રીમદ્વલ્લભચરણને ઘટે છે "પરમાત્મામા સુદૃઢ સર્વતોધિક સ્નેહ સિદ્ધ થયા પછી માહાત્મ્યજ્ઞાન પણ ગૌણ છે. વેદ, ગીતા બ્રહ્મસૂત્ર, અને સમાધિભાષાની યથાશ્રુત એકવાક્યતા કરતા શુદ્ધાદ્વૈત બ્રહ્મવાદના અવલંબનપૂર્વક પુષ્ટિમાર્ગ વિના ઇતર કાઈ પણ સિદ્ધ કરવાની લોલુપતા કેવલ હાસ્યજનક છે માધવજી તો શું પણ તેમના અર્વાક ગુરુ શકરજી પણ પુન જન્મે તોએ માયાવાદ વૈદિક છે એમ આ સમીક્ષાયુગમા સિદ્ધ થવુ ગગનકુસુમસમાન છે

मायावादकरीन्द्रदर्पदलनेनास्येन्दुराजोद्गत–
श्रीमद्भागवताख्यदुर्लभसुधावर्षेण वेदोक्तिभिः।
राधावल्लभसेवया तदुचितप्रेम्णोपदेशैरपि
श्रीमद्वल्लभनामधेयसदृशो भावी न भूतोऽस्त्यपि ॥

(૪)

તા ૩ જીના 'મુંબઈ સમાચાર'માં રા 'કપડવણજકર ત્રિવેદી'ની સહીથી જે લેખ પ્રકટ કરવામાં આવ્યો છે તેનું ઉત્તર શાંત વૈષ્ણવ રા વાડીલાલ નગીનદાસ શાહ તરફથી તા. ૨૮-૩-૦૯ના 'ગુજરાતી પંચ'માં અને તા ૪-૪-૦૯ના 'આર્યપ્રકાશ'માં પ્રસિદ્ધ કરવામાં આવ્યું છે. તા ૪-૪-૦૯ના 'ગુજરાતી પંચ'માં રા ત્રિવેદી તરફથી શ્રીમદ્વલ્લભાચાર્યના સિદ્ધાન્ત વિષે કેટલાક પ્રશ્ન કરવામાં આવ્યા હતા, તેના પણ સંતોષકારક ઉત્તર તા ૧૧-૪-૦૯ના 'ગુજરાતી પંચ'માં પ્રસિદ્ધ થઈ ચુક્યા છે, તથાપિ રા 'તટસ્થ'ના ઉપશમનાર્થે[1] યત્કિંચિત્ લખવામાં આવે છે તેને આપના પત્રમાં સ્થલ આપવા કૃપા કરશો.

'તટસ્થ' પુછે છે કે 'નામદાર મુંબઈ હાઇકોર્ટે ઠરાવેલા પ્રચ્છન્નશાક્ત અને લૌકિકમોક્ષવાદી વૈદિક શી રીતે હોઈ શકે છે ?'

ઉત્તરમાં જણાવવું પડે છે કે હાઇકોર્ટ આદિ ન્યાયસંસ્થાનું કામ વ્યાવહારિક ન્યાય આપવાનું છે, બ્રહ્મવાદ, માયાવાદ, પ્રકૃતિવાદ, પરમાણુવાદ ઇત્યાદિ વાદમાં કયો વાદ વૈદિક છે અને કયો વાદ વેદવિરુદ્ધ છે તે નિર્ણય કરવાનું કામ હાઇકોર્ટ આદિ ન્યાયસંસ્થાનું નથી, અને તેથી જ શ્રીમદ્વલ્લભાચાર્યજીના વૈદિક સિદ્ધાંતને નામદાર મુંબઈ હાઇકોર્ટે કદાપિ પ્રચ્છન્નશાક્ત અથવા લૌકિકમોક્ષવાદી કહ્યો જ નથી શ્રીમદ્વલ્લભાચાર્યજી શુદ્ધ બ્રહ્મવાદી ભગવત્પરાયણ છે, એમ જગતીતલમાં સર્વત્ર સુવિખ્યાત જ છે

રા 'તટસ્થ' જણાવે છે કે બૌદ્ધનો પરાજય કર્યાનું માન મેક્સમુલર આદિ પાશ્ચાત્ય પંડિતો આદિ શંકરાચાર્યને આપે છે, અને રમેશચંદ્ર દત્ત આદિ ઇતિહાસલેખકો તે વાત કબુલ રાખે છે, વિશેષમાં રા 'તટસ્થ' સી જે ધોપના પુસ્તકમાંથી પોતાનો સર્વાંગે માન્ય ઉલ્લેખ પણ કરે છે

એ સર્વ આડંબરનું ઉત્તર નીચે પ્રકારે છે ઉલ્લેખમાંથી એમ ફલિત થાય છે કે શંકરાચાર્ય ક્રાઇસ્ટ પછી અષ્ટમ શતકમાં થયા રા 'તટસ્થ'ના ઉલ્લેખમાં શંકરાચાર્યનો કાલ આપ્યો છે તે કાલ માધવતીર્થ આદિ શંકરમતાનુયાયીઓને જ માન્ય નથી એમ તેમના ગુરુસ્થાનમાંથી વારંવાર નીકળતી આજ્ઞાપત્રિકામાં અપાતી શંકરાબ્દસંખ્યાથી સિદ્ધ થાય છે માધવતીર્થના મતપ્રમાણે શંકરાચાર્યને ૨૩૭૭ વર્ષ થયાં, અર્થાત્ ક્રાઇસ્ટની પૂર્વે પાંચમા શતકમાં શંકરાચાર્ય થઈ ગયા એમ માધવતીર્થના મતવ્યથી વિરુદ્ધ રા 'તટસ્થ'નો ઉલ્લેખ છે રા 'તટસ્થ'ના ઉલ્લેખમાંથી એમ પણ ફલિત થાય છે કે શંકરાચાર્યે સ્વત ચાર મઠ સ્થાપ્યા, પરન્તુ પ્રો ધ્રુવ શુદ્ધ શાંકર છતાં આ વાત અંગીકાર કરતા નથી, એમ માધવતીર્થના કેસમાં પ્રો ધ્રુવની જુબાની ઉપરથી સ્પષ્ટ નિશ્ચય થાય છે રા તટસ્થના ઉલ્લેખમાંથી બે સિદ્ધાન્ત જ્યારે માધવતીર્થ અને પ્રો ધ્રુવ જેવા શાંકર જ અંગીકાર કરતા નથી ત્યારે તે ઉલ્લેખ કોઈ પણ રીતે વજનદાર ગણાય નહિ વસ્તુત ભારતવર્ષના પ્રાચીન ઇતિહાસનું સર્વમાન્ય એક પણ પુસ્તક અદ્યાવધિ પ્રસિદ્ધ જ થયું નથી એ શોચનીય છે બૌદ્ધધર્મનો સમૂલ નાશ કરવા સર્વ આસ્તિક દર્શનકારોએ સ્વસિદ્ધાન્તાનુસાર પ્રયત્ન કર્યો છે એમ ન્યાય, વૈશેષિક, સાંખ્ય, યોગ, પૂર્વમીમાંસા અને ઉત્તરમીમાંસાના સૂત્રમાત્ર વાંચનારને પણ સુવિદિત જ છે બૌદ્ધનું યથાર્થ ખંડન કરીને વૈદિક સિદ્ધાન્ત સ્થાપવાનું માન જૈમિનિના એકદેશી કુમારિલભટ્ટ કે શ્રીમદ્વેદવ્યાસજીના એકદેશી શંકરાચાર્યને ન આપતાં જૈમિનિને અને તેથી પણ વિશેષ ભગવાન્ વેદવ્યાસજીને જ અભિયુક્ત પુરુષો આપતા આવ્યા છે બૌદ્ધમતના ખંડનનું માન અભિયુક્ત પુરુષો કુમારિલભટ્ટને આપતા નથી, કારણ કે યદ્યપિ કુમારિલભટ્ટ

---

૧ 'કાઠીઆવાડ, મહીકાંઠા, રેવાકાંઠા અને પાલણપુર ગેઝેટ'માં મિ 'તટસ્થે' કરેલી શંકાનું ઉત્તર આ ખંડમાં આપવામાં આવ્યું છે તે જ સાપ્તાહિકમાં તા ૯-૫-૧૯૦૯ ના અંકમાં આ વિભાગ પૂર્વે પ્રસિદ્ધ કરવામાં આવ્યો હતો.

વેદને નિત્ય અને અપૌરુષેય માને છે, તથાપિ કુમારિલભટ્ટ કેવળ કર્મવાદી છે અને તે સર્વપ્રવર્તક કર્મનિયામક ઈશ્વરનો પણ અંગીકાર કરતા નથી. એવા કર્મજડ મીમાંસક વિષે શ્રીકૃષ્ણ શ્રીમદ્ભગવદ્ગીતાના દ્વિતીયાધ્યાયમા નીચે પ્રમાણે નિજ અભિપ્રાય આપે છે —

यामिमां पुष्पितां वाचं प्रवदन्त्यविपश्चितः ।
वेदवादरताः पार्थ नान्यदस्तीतिवादिनः ॥
कामात्मानः स्वर्गपरा जन्मकर्मफलप्रदाम् ।
क्रियाविशेषबहुलां भोगैश्वर्यगतिं प्रति ॥
भोगैश्वर्यप्रसक्तानां तयापहृतचेतसाम् ।
व्यवसायात्मिका बुद्धिः समाधौ न विधीयते ॥

બૌદ્ધમતના ખંડનનું માન અભિયુક્ત પુરુષો શંકરાચાર્યને તો આપતા જ નથી, કારણ કે શંકરાચાર્યે તો બૌદ્ધનું ખંડન કરવાને બદલે વેદમા પ્રવેશ કરીને બૌદ્ધમતનું મંડન કર્યું છે શંકરાચાર્યે ઉપનિષદ્, ગીતા, અને બ્રહ્મસૂત્રનો અનર્થ કરીને સમગ્ર બ્રહ્મવાદનો ઉચ્છેદ કર્યો છે. પામર બૌદ્ધ તો વેદને જ માનતો નથી, પરન્તુ પ્રચ્છન્નબૌદ્ધ શંકરાચાર્ય તો વેદને પ્રમાણ માનવાનો ને મનાવવાનો આડંબર કરીને વેદને અનિત્ય અને મિથ્યા કહીને વેદની તિલાંજલિ કરે છે ગૌતમબુદ્ધ સ્વતન્ત્ર બુદ્ધિબળે બૌદ્ધ મતનુ સ્થાપન કરે છે, પરન્તુ શંકરાચાર્ય તો વેદને માનવાનો અને પરમ વૈદિક આચાર્ય શ્રીમદ્વેદવ્યાસજીના બ્રહ્મસૂત્ર ઉપર ભાષ્ય લખવાનો ભગીરથ આડંબર કરીને વેદ અને વેદવ્યાસ ઉભયથી વિરુદ્ધ માયાવાદજાલ પ્રસારીને બૌદ્ધમતનું ખંડન નહિ પ્રત્યુત મંડન કરે છે શ્રુતિમા, ગીતામા કે બ્રહ્મસૂત્રમા વેદને કયે સ્થળે મિથ્યા અને અનિત્ય કહ્યો છે તે કોઈ શાંકર બતાવશે ખરો કે? શ્રુતિ ગીતા સૂત્રમાં વેદને સત્ય અને નિત્ય માન્યા છે, બ્રહ્મને આનંદાકાર માન્યુ છે, જીવને અણુ અને અંશ માન્યો છે, જગતને બ્રહ્મનુ સત્ય કાર્ય માન્યુ છે, અને સાંખ્ય યોગ તપ વૈરાગ્ય અને ભક્તિ એ પંચ અંગ વડે અથવા સાક્ષાત્ ભગવદનુગ્રહથી પરબ્રહ્મની પ્રાપ્તિ માની છે આ સર્વથી વિરુદ્ધ શંકરાચાર્ય વેદને અનિત્ય અને મિથ્યા માને છે, બ્રહ્મને કેવળ નિરાકાર માને છે, જીવને જ બ્રહ્મ કલ્પીને વ્યાપક માને છે, જગતને પરમાર્થત મિથ્યા માને છે, ગુરુ સાધનસંપત્તિ સર્વને મૃષા માનીને લોકમાં વ્યામોહ કરે છે બ્રહ્મસૂત્રના દ્વિતીયાધ્યાયના તર્કપાદમા ૨૬મા સૂત્રમા બૌદ્ધખંડનપ્રસ્તાવમા શ્રીમદ્વેદવ્યાસજી આજ્ઞા કરે છે કે 'અસત્માંથી સત્ કાર્ય થઈ શકે નહિ,' સત્ બ્રહ્મમાથી જ સત્ કાર્ય થઈ શકે, તથાપિ શંકરાચાર્ય સદસદ્વિલક્ષણ અસત્પર્યાય અવિદ્યાને જગતનુ કારણ કહે છે ૨૬ અને ૨૭મા સૂત્રમા શ્રીમદ્વેદવ્યાસજીએ કારણને સત્ કહ્યુ છે, તેથી વિરુદ્ધ જઈને શંકરાચાર્ય કારણને અસત્ કહે છે. આગળ ૨૮મા સૂત્રમા શ્રીમદ્વેદવ્યાસજી આજ્ઞા કરે છે કે 'કાર્ય સત્ય છે, કારણ કે કાર્યની ઉપલબ્ધિ થાય છે' શંકરાચાર્ય આથી વિરુદ્ધ જઈને કાર્યને અસત્ માને છે. ૨૯મા સૂત્રમા શ્રીવેદવ્યાસજી સ્પષ્ટ કહે છે કે 'આ જગત્ સ્વપ્નાદિવત્ મિથ્યા નથી, કારણ કે સ્વપ્નાદિ અને જગતમા બહુ વૈધર્મ્ય છે, જગતને મિથ્યા માનતા મોક્ષાર્થ પ્રવૃત્તિનો જ વ્યાઘાત થઈ જાય' આ સર્વથી વિરુદ્ધ શંકરાચાર્ય જગતને અસત્ય માને છે, અને મોક્ષાર્થ પ્રવૃત્તિનો જ વ્યાઘાત કરી મુકે છે આવા વેદદ્રોહી, વ્યાસદ્રોહી, જગદ્દ્રોહી, પ્રચ્છન્નબૌદ્ધ શંકરને બૌદ્ધમતના ખંડનનુ લેશમાત્ર પણ માન ન આપતા અભિયુક્ત વિચારક પુરુષો સદાસર્વદા તે માન શ્રીમદ્વેદવ્યાસને જ આપે છે તે અત્યન્ત યોગ્ય છે ધીમાન્ વૈષ્ણવો વેદદ્રોહ અને વેદવ્યાસદ્રોહ સહન ન કરી શકે એ ઉચિત છે, કારણ કે '**मायावादमसच्छास्त्रम्**' '**असत्यमप्रतिष्ठं ते जगदाहुरनीश्वरम्**' ઇત્યાદિ વાક્યમા પણ માયાવાદને 'આસુર' કહ્યો છે.

રા 'તટસ્થ' 'શ્રૌત વૈષ્ણવ' શબ્દનો અર્થ અને તેમને માન્ય પ્રમાણ ગ્રંથોના નામ પુછે છે! 'શ્રૌત' એટલે 'વૈદિક', અને 'વૈષ્ણવ' એટલે 'સાક્ષાત્પુરુષોત્તમાનન્દાવિષ્ટ શ્રીકૃષ્ણનો સંબંધી.' 'શ્રૌત વૈષ્ણવ' એટલે વેદાદિસત્પ્રમાણસિદ્ધ સાક્ષાત્પુરુષોત્તમાનન્દાવિષ્ટ શ્રીકૃષ્ણનો સંબંધી પૂર્વ અને ઉત્તર ઉભયકાંડાત્મક વેદ, શ્રીમદ્ભગવદ્ગીતા, બ્રહ્મસૂત્ર, અને સમાધિભાષા એ પ્રસ્થાન ચતુષ્ટયને અનુકૂલ શ્રીમદાચાર્યચરણથી પ્રારંભીને અદ્યાવધિ સર્વ મહાનુભાવી અનુયાયિમાત્રના ગ્રંથો બ્રહ્મવાદમાં સર્વોને સમ્માન્ય છે

वेदाः श्रीकृष्णवाक्यानि व्याससूत्राणि चैव हि ।
समाधिभाषा व्यासस्य प्रमाणं तच्चतुष्टयम् ॥ १ ॥
उत्तरं पूर्वसन्देहवारकं परिकीर्तितम् ।
अविरुद्धं तु यत्त्वस्य प्रमाणं तच्च नान्यथा ।
एतद्विरुद्धं यत्सर्वं न तन्मानं कथंचन ॥ २ ॥

પારમાર્થિક બ્રહ્મવાદમાં લાઇમલ કેસ આદિ લેશમાત્ર ઉપયુક્ત થઈ શકતો નથી, તથાપિ રા 'તટસ્થ'ની તેવી જ વૃત્તિ હશે તો માધવતીર્થાદિથી વિરુદ્ધ કાંઈ થોડા કેસ થયા નથી, એટલે તેનું પણ રહસ્ય જનસમાજમાં મુકવાની અમને ફરજ પડશે

जीर्णतार्णपर्णाकीर्णविविधमतभवनमये वर्णपुरे स्वयं वसन् दूषणदहनमुद्रा-
वयन निजभवनदाहं किं नानुसंधत्से इतिचेदयि देवानांप्रिय न वेत्सि किं युक्ति-
कनकपंकसंघट्टिताविविधनिगममहामणिविरचितं ब्रह्मवादभवनं मम ॥

'**पुष्टिप्रवाहमर्यादाभेद**' ગ્રન્થનું રહસ્ય રા ત્રિવેદી સમજી શક્યા નથી એ તા ૧૧-૪-૦૯ ના 'ગુજરાતી પંચ'માં તે તે શ્લોકના તાત્પર્યાર્થ વિસ્તારથી આપીને સિદ્ધ કર્યું છે **पुष्टिमार्गलक्षणानि** ગ્રન્થ વિષે રા ત્રિવેદીનો પ્રશ્ન છેક તા ૧૮-૪-૦૯ ના 'ગુજરાતી પંચ'માં આવ્યો છે, તથાપિ તેનું પણ સ્પષ્ટ ઉત્તર શ્રૌત વૈષ્ણવે સ્વારનું પણ વિસ્તારથી મોકલી આપ્યું છે

માધવતીર્થે કઈ ચોપડી ભૂમંડલના કયા કોણમાં છપાવી પ્રસિદ્ધ કરી છે તે જાણવાની અમને દરકાર નથી માધવતીર્થને સંપ્રદાયની સમીક્ષા કરવાની આકાંક્ષા હોય તો તેણે તે ચોપડી શ્રીનાથદ્વાર, શ્રીરંગ, શ્રીત્રિપદી, શ્રીઉડુપી આદિ ધામમાં વિરાજમાન સર્વ વૈષ્ણવાચાર્યોને મોકલી આપવી, જેથી તેનું યથાર્થ ઉત્તર મળે અરણ્યરુદિત ત્યાગ કરીને સાક્ષાત્ વૈષ્ણવાચાર્યોની સન્મુખ થવાનું માધવતીર્થમાં વીર્ય ન હોય તો તે તે સંપ્રદાયના પ્રસિદ્ધ શાસ્ત્રીઓને તે ચોપડી મોકલી આપવાથી પણ પરાઙ્મુખ માધવતીર્થને ન્યાય મળ્યા વિના રહેશે નહિ ન્યાય યાચનારે કદાપિ અધીર થવું નહિ

શંકરાચાર્યના ભાષ્યથી વિરુદ્ધ શ્રીરામાનુજ, શ્રીમધ્વ, શ્રીનિમ્બાર્ક, શ્રીવલ્લભ, શ્રીભાસ્કર, ભિક્ષુ, અને નીલકંઠ એ સાતે ભાષ્યકારોએ સ્વસ્વસિદ્ધાન્તાનુસાર ભાષ્ય લખ્યા છે એ સાતે ભાષ્યકારો પૃથક્ પૃથક્ પણ શાંકરમતોન્મૂલન કરવામાં અતીવ નિપુણ છે, એટલે કોઈ પણ આચાર્યને બીજા આચાર્યની 'ઓથ' લેવાની જરૂર નથી, એટલું જ નહિ પણ જેવું માયાવાદકરીન્દ્રદર્પદલન શ્રીમદ્વલ્લભાચાર્યશાર્દૂલે શ્રીમદણુભાષ્યાદિગ્રંથનખપંજરે કરીને કર્યું છે તેવું બીજા કોઈ પણ આચાર્યથી થવું કઠિન છે એમ સાભિમાન કહીને પ્રમોદ પામીએ છીએ

તા ૮-૪-૦૯ ના 'દેશી મિત્ર'માં આપેલી વાત નિર્મૂલ છે, કારણ કે પ્રામાણિક ગ્રંથોથી તે વિરુદ્ધ છે શ્રીવિષ્ણુસ્વામીના સગુણ ભક્તિસંપ્રદાયથી શ્રીમદ્વલ્લભાચાર્યજીનો ગુણાતીત ભક્તિસંપ્રદાય વિભિન્ન છે શ્રીમદ્વલ્લભાચાર્યજીને 'ગાદી' જ ન હતી, કે પદભ્રંશ થાય શ્રીકૃષ્ણદાસ શૂદ્ર ન હતા, પરંતુ દ્વિજ

હતા શંકરાચાર્યના સંપ્રદાયમાં કલ્પિત શિષ્યપરંપરા છે, તેથી પદભ્રંશ સંભવે પણ ખરો, પરંતુ શ્રીમદ્-વલ્લભાચાર્યજીના સંપ્રદાયમાં તો વૈદિક પુત્રપરંપરા છે, તેથી પદભ્રંશ સંભવતો જ નથી શ્રીગોકુલનાથજીની અનન્ય ભક્તિથી જહાંગીર સદાસર્વદા પ્રસન્ન જ રહેતો એટલું જ નહિ પણ પેલા પાષંડિશિરોમણિ કાલનેમ્યવતાર ચિદ્રૂપનો અંતે માનવિધ્વંસ જ થયો, એ મોગલવંશના ઇતિહાસવિદ્‌ને સુવિદિત જ છે જહાંગીરની જહાંગીરીમાં પણ તિલકમાલા વૈદિક મનાયા હતા!

બ્રહ્મનિર્ણયમાં બ્રહ્મવાદ અને માયાવાદ ઉભય વાદના મુખ્ય ગ્રન્થોના અધ્યયન વિના બીજા પ્રાકૃત સાધન વ્યર્થ છે બ્રહ્મવાદ અને માયાવાદ ઉભયમાંથી કયો વાદ વૈદિક છે તે નિર્ણય કરવાનું કામ હાઇ કોર્ટનું નથી, પણ વેદશાસ્ત્રસંપન્ન વિદ્વદ્વરોનું છે એમ અમે કહી ચુક્યા છીએ પાખંડીનું શાસન કરવાને હાઇ કોર્ટ આદિ ન્યાયસંસ્થા સમર્થ જ છે

શંકરાચાર્ય તેમના વાડામાં ભલે માન્ય હોય શાંકરમતાનુયાયી ગ્રેજ્યુએટ બ્હાર પડશે તો શ્રીવલ્લભસિદ્ધાંતાનુયાયી પણ સજ્જ જ છે શાંકરમતાનુયાયી પ્રજાની અલ્પ સંખ્યા વિષે વિચાર તો તા ૧૧-૪-૦૭ ના 'ગુજરાતી પંચ'માં થઈ જ ગયો છે ચંપક, કમલ, આદિ સુરભિ કુસુમ વિરલ હોય છે, અને કંટક તો સર્વત્ર વિદ્યમાન હોય છે, તથાપિ લોકવેદમાં ચંપકાદિ કુસુમનો જ સુગન્ધ પ્રસરે છે ભીષ્માભિરક્ષિત અનંત દુરત્યય કૌરવસૈન્યસાગરને શ્રીકૃષ્ણપરાયણ પાંડવો વત્સપદ કરીને તરી ગયા! શ્રીકૃષ્ણના દ્રોહીનો આ લોકમાં પણ કદાપિ વિજય થતો જ નથી

यत्र योगेश्वरः कृष्णो यत्र पार्थो धनुर्धरः ।
तत्र श्रीर्विजयो भूतिर्ध्रुवा नीतिर्मतिर्मम ॥

મહારાજ લાઇબલ કેસમાં અન્યમાર્ગીય મુગ્ધ પંડિતોથી પ્રકરણગ્રન્થોના પણ અર્થ થઈ શક્યા નથી, તો અણુભાષ્યના અર્થ તેમનાથી થશે નહિ એ તેમના નિશ્ચયથી મહાગ્રન્થ કોર્ટમાં લાવવામાં આવ્યા ન હતા વસ્તુત હાઇ કોર્ટનું કામ વ્યવહારનિર્ણય કરવાનું છે, બ્રહ્મનિર્ણય કરવાનું નથી, એમ મહાનુભાવીઓ જાણતા હતા સપ્રકાશ શ્રીમદણુભાષ્ય પ્રસિદ્ધ થઈ ગયું છે, તેની નિરીક્ષા કરવાથી રા 'તટસ્થ' આદિને ભાન આવશે કે શાંકરમતનું કેવું ખંડખંડન તેમાં થયેલું છે વેદને અનિત્ય અને મિથ્યા માને તે અવૈદિક, શંકરાચાર્ય વેદને અનિત્ય અને મિથ્યા માને છે, તેથી શંકરાચાર્ય અવૈદિક છે, એ નિર્દુષ્ટ વિશુદ્ધ અનુમાનનું ખંડન 'કુસુમગગનવત્' નહિ પણ 'ગગનકુસુમવત્' છે.

पुरन्दरमदोद्भवप्रचुरवृष्टिसंपीडितस्वकीय-
नरगोकुलावनपरायणो लीलया ।
स्मितामृतसुदृष्टिभिः परिपुपोष तान् यो गिरिं
दधार च स एव हि श्रुतिशिरस्सु संराजते ॥ १ ॥
मायावादादिवादैर्व्यवहितमिव तं ब्रह्मवादं प्रकाश्य
श्रीमत्कृष्णाज्ञया तत्प्रतिपथ उदितो दैवजीवावनार्थम् ।
यैस्तान् श्रीकृष्णरूपान् प्रथितगुणगणान् श्रीमदाचार्यवर्यान्
ध्यायं ध्यायं नमामि स्वहितमवहितस्तत्कृपादृष्टिवृष्ट्या ॥ २ ॥

સત્યવક્તા

# અધિકારવિવેક.

ગ્રંથકાર પુષ્ટિનો વિવેક કરીને હવે તેના અધિકારિઓનુ સ્વરૂપ દર્શાવે છે

હવે પુષ્ટિમાર્ગના અધિકારસબંધે વિચારાય છે અધિકારવિમર્શન કરતા નિશ્ચય થાય છે કે જેમા ભગવત્કૃપા ઉતરી હોય તે અધિકારી 'આ[1] આત્મા પ્રવચનથી નથી મળતો; બુદ્ધિથી કે બહુશ્રુત થવાથી પણ નથી મળતો' આ શ્રુતિ ઉપરના નિશ્ચયને વધારે દૃઢ કરે છે ભગવત્કૃપાનુ પ્રત્યક્ષ નથી થતુ. તેનુ કાર્ય જે પુષ્ટિમાર્ગમા રુચિ છે, તે વડે પ્રભુકૃપાનું અનુમાન થાય છે, કેમ કે ભગવત્કૃપાવિના પુષ્ટિમાર્ગમા રુચિ જ ન ઉદ્ભવે નિબધના કૃપાયુક્તસ્ય એ શ્લોકના વ્યાખ્યાનમા સ્પષ્ટ નિરૂપણ છે કે, માર્ગમા થતી રુચિને લઇને ભગવત્કૃપાજ્ઞાન નિશ્ચિત થાય છે આ સર્વ ઉપરથી પુષ્ટિમાર્ગના અધિકારિનુ સ્વરૂપ આ નિષ્પન્ન થાય છે પુષ્ટિમાર્ગીય ફલ આપવાની ઇચ્છાથી ઉદ્ભૂત થયલી જે ભગવત્કૃપા, અને તેથી જેની પુષ્ટિમાર્ગમા રુચિ થાય તે અધિકારી આવી રુચિ ઉત્પન્ન થવામા કેટલાક પ્રકાર કહેવામા આવે છે દૈવી જીવોમા જે જીવને પ્રભુ પુષ્ટિમાર્ગમા અગીકાર કરવા ઇચ્છે છે, તેને પ્રભુકૃપાથી સત્સગ પ્રાપ્ત થાય છે, અને પછી તત્કૃપાથી સેવાદિવડે પ્રમગાનુસાર યથાસભવ શ્રવણ, તદુક્તસેવન વગેરે ભજનનો અનુભવ થયા પછી આ માર્ગમા રુચિ થાય છે 'એ[2] પ્રમાણે થયેલા વિશુદ્ધ અત કરણવાળા ભગવદીયની ભગવદ્ધર્મમા જ રુચિ થાય છે,' એ વાક્ય અત્રપ્રમાણ છે આની રુચિવાળો અધિકારી પુષ્ટિમાર્ગમા હોવો જોઇએ. ત્યારપછી માર્ગમા રુચિપૂર્વક શ્રવણાદિમા પ્રવૃત્ત થાય એટલે ચિત્તમા ભગવદાવેશ થાય પછી ચિત્તશુદ્ધ થાય પછી શ્રવણાદિની અનુવૃત્તિ થાય દ્વિતીયસ્કધમા નિરૂપણ છે કે–'કર્ણના છિદ્રદ્વારા નિજજનના ભાવરૂપી કમલમા પ્રવિષ્ટ[3] થઇને પ્રભુ શ્રીકૃષ્ણ પાપનો નાશ કરે છે જેમ શરદૃતુ જલના માલિન્યનો નાશ કરે છે, તેમ શુદ્ધ–નિષ્પાપ થયેલો પુરુષ કૃષ્ણના ચરણમૂલને ત્યજતો નથી' આવી રીતે શ્રવણાદિની આવૃત્તિ થવાથી ભગવાન્મા રુચિ ઉત્પન્ન થાય છે 'હે[4] અગ! શ્રદ્ધાથી અનુપદે ભગવત્કથાને સાભળતા સાભળતા મારી પ્રભુમા રુચિ થઈ,' આ વાક્ય ઉપરના સિદ્ધાન્તનો નિશ્ચય કરાવે છે આ રુચિ અનુભવમા ન આવે એવી પરોક્ષ રુચિ કહેવાય છે આ રુચિ શ્રવણ વગેરેથી અને સત્પુરુષોના સત્કાર, દર્શન વગેરેથી પ્રકટ છે, માટે પ્રથમ કક્ષાની સમજવી. યદનુધ્યાસિના યુક્તા એ શ્લોકના વ્યાખ્યાનમા–શ્રીસુબોધિનીમા 'સર્વ રસથી અલૌકિક પદાર્થમા માહાત્મ્યના શ્રવણથી રુચિ ઉત્પન્ન થાય છે' એમ વ્યાખ્યા કરી આ જ રુચિ સૂચવી છે, એમ જાણવુ તે રુચિ એક પ્રકારની ભક્તિ જ છે પ્રથમ સ્કધના શ્રીસુબોધિનીમા ત્રણ પ્રકારની ભક્તિ ઉક્ત છે–૧ રુચિ, ૨ શ્રવણાદિ, ૩ પ્રેમ આ ત્રણ પ્રકાર છે ત્યાર પછી અનુભવમા ન આવે એવી ભગવદ્રુચિવડે શ્રવણાદિરૂપ ભજન થાય અને પછી ભક્તિવર્દ્ધિનીમા બતાવેલી દિશા અનુસાર બીજરૂપ ભાવ–સૂક્ષ્મભક્તિ વૃદ્ધિ પામે છે તે ભાવ ભગવાને પહેલેથી જ–જીવત્વ પ્રાપ્ત કરાવ્યા પછી, પુષ્ટિમાર્ગીયત્વ જીવમા સિદ્ધ થાય માટે સૂક્ષ્મરૂપ રાખ્યો છે, એમ

---

१ नायमात्मा प्रवचनेन लभ्यो न मेधया न बहुना श्रुतेन ॥

२ एवं प्रवृत्तस्य विशुद्धचेतसस्तद्धर्म एवात्मरुचिः प्रजायते ॥

३ प्रविष्टः कर्णरन्ध्रेण स्वानां भावसरोरुहम् ॥ धुनोति शमलं कृष्णः सलिलस्य यथा शरत् ॥ धौतात्मा पुरुषः कृष्णपादमूलं न मुञ्चति ॥

४ ता श्रद्धया मेऽनुपदं विशृण्वतः प्रियश्रवस्यङ्ग ममाभवद्रुचिः ।

જાણી લેવુ તે જ બીજભાવ કહેવાય છે. તે જ ભાવ ઉપર કહેલી પરોક્ષ રુચિથી શ્રવણાદિની સહાયતા મેલવી અન્તરમા ભગવત્સ્ફૂર્તિ કરે છે. શ્રવણાદિવડે સ્વાભાવિક ભગવાન્ પ્રકટ થાય છે, એ દ્વિતીયસ્કન્ધના નિબંધથી એમ નિશ્ચય થાય છે. આવી રીતે અન્તર્ભગવત્સ્ફૂર્તિ થવાથી કાંઇક અનુભવથી રુચિવિશેષ ઉત્પન્ન થાય છે તે પ્રત્યક્ષ રુચિ કહેવાય છે. તે રુચિથી તે બીજરૂપ ભાવ શ્રવણાદિસાધનયત્નથી વધી જઇને પ્રેમરૂપ થાય છે તે સ્નેહ પ્રભુથી ઇતર જેટલા વિષયમા રાગ હોય તેની નિવૃત્તિ કરે છે ' [1]સ્નેહથી રાગની નિવૃત્તિ થાય ' એ ભક્તિવર્દ્ધિની ગ્રન્થથી ભગવાનથી ભિન્ન પદાર્થમા થતા રાગની નિવૃત્તિ કરનાર જે ભગવદ્ભાવ તે સ્નેહ એમ એનું લક્ષણ છે સ્નેહ પછી સેવા અને શ્રવણાદિ વારંવાર થાય એટલે તે જ સ્નેહ વૃદ્ધિ પામી આસક્તિરૂપ બની જાય છે. તે આસક્તિરૂપ સ્નેહ તો ભગવત્સબંધરહિત સર્વ પદાર્થને બાધક જ દર્શાવે છે. ભક્તિવર્દ્ધિની પ્રકરણમાં પણ એમ જ છે—' [2]આસક્તિથી ગૃહમા અરુચિ થાય છે ' અરુચિ એટલે મુદ્દલે રુચિ નહિ એમ નહિ, પણ રુચિવિરુદ્ધ ભાવ થાય છે અરુચિમા 'ન' વિરોધાર્થમા છે ' [3]ગૃહસ્થોનુ બાધકત્વ અને અનાત્મત્વ ભાસે છે, એવુ ત્યા જ વિવરણ છે તો આસક્તિ એટલે ભગવાનથી ઇતર વિષયમા બાધકત્વની સ્ફૂર્તિ કરાવનારો ભાવ તે જ આસક્તિરૂપ ભાવ ઉત્તરોત્તર વૃદ્ધિ પામી વ્યસનરૂપ થઇ જાય છે વ્યસન એટલે દેહના ધર્મો, જેમા વિશેષ ત્યજાય વ્યસનરૂપ ભાવને પ્રાપ્ત થયલી ભક્તિ, માનસી સેવા કહેવાય છે ' ઇશ્વરમા ઉત્કૃષ્ટ અનુરાગ[4] તે જ ઉત્કૃષ્ટ ભક્તિ ' એમ ભક્તિસૂત્ર વર્ણવે છે ' [5]જ્યારે શ્રીકૃષ્ણમા વ્યસન થાય ત્યારે જ ભક્ત કૃતાર્થ થાય, ' એમ ભક્તિવર્દ્ધિનીમા આજ્ઞા છે ' [6]પ્રભુમા ચિત્તનુ પરોવાવુ તે સેવા, અને તેની સિદ્ધિ માટે તનુજા અને વિત્તજા છે, ' આ પ્રમાણે મુક્તાવલીપ્રકરણમા પણ તે જ અર્થનુ વિશદીકરણ છે મુક્તાવલીપ્રકાશમા આનુ વિવરણ કરતા ના નાવિદન્' એ એકાદશસ્કન્ધના વાક્યનો ઉપન્યાસ કર્યો છે ' [7]જેમ ગગાજલની સમુદ્રમા અવિચ્છિન્ન (તૂટે નહિ એવી) ગતિ છે, તેમ જ અવિચ્છિન્ન-એકસરખી મનની ગતિ (પ્રભુ પ્રત્યે) થાય ત્યારે જ નિર્ગુણ ભક્તિયોગનુ લક્ષણ કહેવાય ' આ પ્રમાણે તૃતીય સ્કન્ધમા તેવી જ ભક્તિ બતાવી છે આ શ્લોકના જ વ્યાખ્યાનમા જેમ કાયિક ગતિ ગોપિકાની છે, એમ કહી મુખ્યભક્ત તો તે જ છે એમ સ્પષ્ટ કર્યુ છે માટે વ્યસન સુધી સાધનનુ આચરણ છે એથી જ સુબોધિની અને નિબંધમા પ્રમાણ, પ્રમેય અને સાધન એ ત્રણ પ્રકરણથી પ્રેમ, આસક્તિ અને વ્યસનનું નિરૂપણ કરીને આગલ ફલનુ નિરૂપણ કર્યુ માટે શ્રીમદ્ભાગવત વગેરેમા, શ્રીમદાચાર્યની ઉક્તિમા અને શ્રીમદ્વિઠ્ઠલેશની ઉક્તિમા જ્યા જ્યા ' સાધનો ફક્ત પ્રેમસુધી જ છે ' એમ જણાય છે, ત્યા ત્યાં પ્રેમ અને વ્યસનનો અભેદ માની કહ્યુ છે, એમ ધારવુ પ્રેમસેવાऽઽ ત વગેરે વાક્યમા પણ પ્રેમસેવા શબ્દથી માનસી સેવા વ્યસનશબ્દવાચ્ય જ સમજવી

આ પ્રમાણે ભગવાનમા રુચિ થયા પછી શ્રવણાદિ સાધનો કરવાથી સિદ્ધ થતી પ્રેમભક્તિની પ્રથમ-અવસ્થા ' પ્રેમ ' કહેવાય છે, મધ્યમ-અવસ્થા ' આસક્તિ, પરિપાક-અવસ્થા વ્યસન' કહેવાય છે

---

१ स्नेहाद्रागविनाशः स्यात् ।
२ आसक्त्या स्याद्गृहारुचिः ।
३ गृहस्थानां बाधकत्वमनात्मत्वं च भासते ।
४ सा परानुरक्तिरीश्वरे ।
५. यदा स्याद्व्यसनं कृष्णे कृतार्थः स्यात्तदैव हि ।
६ चेतस्तत्प्रवणं सेवा तत्सिद्ध्यै तनुवित्तजा ।
७ मनोगतिरविच्छिन्ना यथा गङ्गाम्भसोऽम्बुधौ । लक्षणं भक्तियोगस्य निर्गुणस्य ह्युदाहृतम् ।

# CHAPTER II

## PRAMÊYA-BRAHMAN

### *Section 1.*

In the preceding Chapter the data on which Vallabhâchârya bases his conclusions regarding theology and metaphysics are given. This Chapter proceeds to give a detailed account of the conclusions arrived at by him on the basis of the same data. This is technically known as Pramêya. The Pramêya comprises of Brahman, Jiva, Jagata, etc., and as Brahman is everything Jiva, Jagat, etc., the word Pramêya is very often restricted in its meaning of Brahman alone. So we now consider Brahman or the Supreme as conceived of by Vallabhâchârya on the authority of the revealed scriptures. It is very essential to grasp this for round the Supreme as the centre the whole philosophy and theology of Vedic scriptures turn.

To a beginner it becomes a great puzzle, as to what Brahman is, specially when he meets with passages in scriptures apparently contradicting one another, and an enormous diversity of opinions among the exponents of Vedic scriptures. One[1] passage of the Upanishads describes Brahman as devoid of any attributes, while the other[2] as possessed of all attributes. Sankara gives it as his opinion that Supreme Brahman is absolutely free from any attributes while Râmânuja goes to the other extreme, and declares that the supreme Brahman is possessed of all attributes. Even in the times of Bâdarâyana a great conflict of opinions existed among the great doctors of Vedânta. This fact is testified to from the Vedânta Sûtras themselves which are introduced to refute or mention their opinions.

The Supreme[3] is described by different names in different Prasthânas. It is known as Brahman in the Upanishads and the Vedânta Sûtras, as Paramâtmâ in the Geetâ, as Bhagavan in the Bhâgavata. A cursory glance at the Vedânta Sûtras will convince the unbiassed reader that Vyâsa describes Brahman as possessed of all attributes and all powers. The idea that Brahman is absolutely devoid of attributes does not seem to have at all occurred to him when he summarised the teachings of the Upanishads in his Vedânta Mîmânsâ. The Vedic[4] passages describe Brahman as one who is omniscient and omnipotent, the ruler and the controller of all. The powers[5], knowledge-omniscience and activity are all inherent in Brahman. They are not the figments of nescience. The very name Sacchidânanda by which Brahman is very

---

1 अस्थूलमनण्वह्रस्वमदीर्घम्, etc

2 य सर्वज्ञ सर्वशक्ति

3 वेदान्ते च स्मृतौ ब्रह्मलिङ्ग भागवते तथा । ब्रह्मेति परमात्मेति भगवानिति शब्द्यते ॥ तत्त्वदीप

4 'यः सर्वज्ञ सर्वशक्ति' 'सर्वस्य वशी सर्वस्येशान'

5 स्वाभाविकी ज्ञानबलक्रिया च ।

often spoken of informs us that it is not absolutely void of attributes The supreme[1] Brahman is all-pervading, unchangeable, almighty, omniscient, absolutely independent and free from the attributes originating from Prakriti, *viz*, Sattva, Rajas and Tamas The supreme Brahman is all-pervading, that is, it is free from the limitations of space, time, and substance ( Vastu and Svarupa ) Hence[2] also it is void of three distinctions within itself (*viz* Sajâtiya-Jiva, Vijâtiya-Jagat, and Svagata Antaryâmin). Brahman inheres in all these ( Anusyûta ) The supreme Brahman[3] is possessed of all such attributes like truth, purity, mercy, tolerance, etc It is the support of all The mâyâ is its real positive power It is not all in all but one of the many. The supreme Brahman is bliss ( Ânandâkâra ) It is beyond all worldly things It[4] is both the material and efficient cause of the Universe When the supreme Brahman wills to sport outside, it evolves this universe, etc., but when otherwise, it involves in Bhâgavata[5] also declares that the supreme Lord is the Prakara of all Vibhaktis. The learned Bâdarâyana Vyâsa asserts[6] that the same unchangeable supreme Sacchidânanda Brahman is both doer and enjoyer It[7] is the internal self ( Antaryâmin ) It is Vaisvanara It is supported and supporter It is Bhûmân, Akshara, Prasas'aka, Sêtu, Vidharana, Ahahatapapman, Dahara, Jagat-kampanakartri, Para-jyotih, Âkâs'a, Avyakta, S'ukshma, etc , etc It is through the supreme that the sun shines, the waters flow, the winds blow All[8] who see, breathe and hear, draw their living from the supreme Nirguna Brahman Everything and anything is due to the supreme Nirguna Brahman, not a particle of anything can move without its divine will

In the supreme Brahman there is no difference like body and soul as it is with us It is all-bliss Just as there is nothing but gold in a gold-ornament, similarly there is nothing but eternal infinite bliss in Brahman Nirguna Its[9] hands, feet, eyes, mouth, hands, belly and everything are pure bliss It [10]stands pervading all All[11] these attributes are eternal, natural, inherent and non different from Brahman Just as the

1 सच्चिदानन्दरूपं तु ब्रह्म व्यापकमव्ययम् । सर्वशक्ति स्वतन्त्रं च सर्वज्ञं गुणवर्जितम् ॥ T. D 66 I.
2. सजातीयविजातीयस्वगतद्वैतवर्जितम् । T D N 67 I
3 सत्यादिगुणसाहस्रैर्युक्तमौत्पत्तिकैः सदा । सर्वाधारं वश्यमायमानन्दाकारमुत्तमम् ।
मापञ्चिरूपशार्थाना सर्वदा तद्विलक्षणम् ॥ T D N 64 I.
4 जगतः समवायि स्यात् तदेव च निमित्तकम् ।
कदाचिद्रमते स्वस्मिन् प्रपञ्चेऽपि क्वचित्सुखम् ॥ T D N 69 I
5 यत्र येन यतो यस्य यस्मै यद्यद्यथा यदा ।
6 जन्माद्यस्य यतः शास्त्रयोनित्वात् । V S I 1 2 अत्ता चराचरग्रहणात् । V S I 2 9
इत्यादि भगवान् साक्षात् प्रधानपुरुषेश्वरः ॥ T D N 70 I
7. See Vyasa Sutras Samanvayadhyaya.
8 मया सो अन्नमत्ति यो विपश्यति यः प्राणिति य ईं शृणोति, etc ऋग्वेद 10 125 4
9. आनन्दमात्रकरपादमुखोदरादि N P R
10 सर्वमावृत्य तिष्ठति । गीता
11. प्रधानाभिव्यक्ता तैजस्मात् । V 9. 3 2 28

light of the sun is conceived of as different from the sun, but at the same time it cannot be imagined to exist independently of the sun, similarly the attributes of Brahman cannot be spoken of as independent or separate from Brahman. The attributes are inherent and non dual in Brahman. They do not exist independently of Brahman. Vallabhâchârya does not limit the attributes of Brahman. "Brahman[1] is possessed of infinite Aprâkrita[2] gunas and free from any Prâkrita Guna. Brahman is all-desire,[3] all smell,[4] all-form.[5]"

The view that Brahman is possessed of all attributes is not liked by some Indian thinkers, *viz.*, S'ânkaras. Their argument is that this way of conceiving the swarûpa of Brahman does not give an equally prominent scope to the Vedic passages, which describe Brahman as absolutely devoid of any attributes. In support of their view they further add that by the contrivance of accepting higher Brahman and lower Brahman, an equal scope would be given to the conflicting passages of the Upanishads, for affirmative S'rutis may be accepted as describing lower Saguna Brahman, while negative S'rutis, higher Brahman. Thus unlike Râmânuja their view if accepted helps one best to harmonize the apparently contradictory S'rutis. Dr. Thibaut in his introduction to his translation of S'ankara Bhashya seems to be timidly inclined to the same view after advocating the view of Râmânuja in the preceding portion of his introduction.

This view of looking at the Upanishads though plausible, does not stand to reason on a critical examination, nay as will be presently seen, it is liable to very great and weighty objections, some of which are the same which they urge in their own favour. Firstly the distinction between higher and lower Brahman is never suggested in the Vedânta Sûtras. Vyâsa is unanimously accepted as the highest authority so far as the consistent interpretation of Upanishads is concerned, and when Vyâsa never hints at this distinction, one would naturally hesitate to accept this distinction as one in harmony with the teachings of the *Upanishads*. *Believers in the eternal wisdom of the Vedas* cannot like Dr. Thibaut accept this distinction as a successful weapon of harmonising the conflicting Vedic texts, while admitting at the same time that this mode of interpretation is not countenanced by the Vedic passages taken separately.

Secondly the objection to the distinction of two fold Brahman of S'ankara becomes more glaring, when one knows that this lower Brahman is ultimately unreal. Its omnipotence, omniscience, etc., are all creatures of nescience-thus transforming the Saguna-lower Brahman into a shadow

1. प्रकृतैतावत्त्वम् हि प्रतिषेधति ततो ब्रवीति च भूय। B. S. 3. 2. 22.
प्राकृतधर्मानाश्रयमप्राकृत निखिलधर्मरूपमिति।

2. The word Prâkrita conveys a complex idea. It means born of Prakriti, belonging to world, not-divine. Aprâkrita means opposite of Prâkrita.

3. सर्वकाम 4. सर्वगन्ध 5. सर्वरूप Brahman desires all, smells all, assumes all forms.

of non-existence. It would therefore show that the so-much-talked of-prominence to all the Vedic texts is illusory It is only in appearance Thus it will be seen that the view that S'ankara alone can reconcile the mutual contradictions of Vedic passages by introducing a higher Brahman as referring to S'rutis describing Brahman as devoid of attributes, and a lower Brahman referring to S'ruti passages describing Brahman as omnipotent, omniscient, etc, remains objectionable for the same reason

Thirdly the propounders confute the very theory by want of consistency. Once they declare that Brahman, supreme, is devoid of all attributes, then again they assert that it is eternal, pure, intelligent and free It is impossible to conceive Brahman as absolutly devoid of attributes Without the divine attributes in Brahman one would get not knowledge, but opposite of knowledge

The question of a faithful and harmonious interpretation of mutually conflicting passages of the Upanishads has been treated by Vyâsa The difficulty of this problem is enhanced by the fact that Vaidikas are always anxious to look on all passages of the Vedas with an equal reverence The passage describing Brahman as Nirâkâra carries as much weight as the passages describing Brahman Sâkâra Like Sankara they would not like to subordinate one to the other

The solution of this difficulty as given by Vyâsa is worthy of his powerful genious. One is reminded of Vyâsa's great zeal in refuting the Sânkhya doctrine To completely crush their claims on the Vedas it is not impossible that he might have the idea of still more carrying on with his success By denying the attributes of Prakriti of Sânkhyas in Brahman, he gives a rude shock to the Vedic claims of the Sânkhyas. This exactly coincides with the view that the negative S'rutis deny only the Sattva, Rajas, and Tamas, the attributes of Prakriti in Brahman, while the positive S'rutis describe the Aprâkrita-unearthily divine attributes of Brahman Thus Vyâsa evolves a pleasing and harmonious meaning from the mutually conflicting passages of the Upanishads and at the same time gives an equal scope and prominence to all of them without the least violence to them.

Again, only what belongs to this world, what is seen in this world can be negatived in Brahman, but what is beyond this world, what is divine cannot be so done in it. S'rutis when they describe Brahman as Ânandamaya, omniscient or all-doer, they speak of the divine Alaukika-Aprâkrita attributes of Brahman, but when they describe it as one without parts, Niranjana-Asthûla, 'Neti-neti,' Nirguna, etc, they do not negative the divine attributes spoken of Brahman before, but only the Prâkrita attributes This interpretation of the Vedic passages completely harmonises with the wording of the Vedic verses. In the first part of the verse we meet with a negative conception, while in the second part with the positive In the first, Brahman is described as one beyond mind and

speech, while in the second part the person who has obtained bliss of Brahman is past all fear Hence[1] only the 'Prakrita' attributes are denied in Brahman by sentences like 'Neti-neti' but not the Divya-divine attributes like those in sentences 'He is certainly bliss,' etc, spoken of Brahman before. This way of harmoniously interpreting the S'ruti passages is at a very great advantage as being easy and natural, and obviates the necessity of dreaming of two Brahmans, viz, Saguna or lower and Nirguna or higher

Vyâsa, it appears, does not stop here, he is not fully satisfied with this and he boldly goes a step further, when he[2] declares that Brahman is possessed of even contradictory attributes When Brahman is possessed of all attributes there is nothing incongruous if it is possessed of contradictory ones

That this is the view of Vyâsa can be seen from the line of reasoning adopted by him in the following Sutras The view of the opponent who maintains that Brahman is Avyakta[3] i e, one which is beyond conception, which is described only negatively in S'rutis and Smritis, is refuted[4] by Vyâsa by saying that when Brahman is pleased through devotion, it does manifest itself at its own sweet will Numerous passages[5] from the Upanishads and Geeta give testimony to the fact that Brahman is seen and realised, and hence it is not Avyakta In numerous passages of the Upanishads Brahman is described as possessed of contradictory attributes It[6] is the smallest and the biggest There[7] is none greater than Brahman, nor his equal, and at the same time it is equal to a gnat and also to an elephant Sitting,[8] it goes to a distance, while lying, its motion covers everything All this would go to show that Brahman is possessed of contradictory attributes, if only they are interpreted such as they are without the twisting wand of Mâyâ Brahman is partless, still it developes this universe etc from itself without undergoing the least change in itself It[9] runs without feet, catches without hands, sees without eyes, hears without ears It is all-pervading, still it resides in the heart of all individuals It is merciful and

1 प्रकृतैतावत्त्वं हि प्रतिषेधति ततो ब्रवीति च भूयः । V S 3 2 22
2 उभयव्यपदेशात्त्वहिकुण्डलवत् । V S 3 2 27
3 तदव्यक्तमाह हि V S 3 2 23 ।
4 अपि संराधने प्रत्यक्षानुमानाभ्याम् । V S 3 2 24
5 यमेवैष वृणुते तेन लभ्यः । तं पश्यते निष्कलं ध्यायमानः । कश्चिद्धीरः प्रत्यगात्मानमैक्षत् । पश्यन्ति यं योगिनः । भक्त्या त्वनन्यया शक्य अहमेवंविधोऽर्जुन ज्ञातुं द्रष्टुं च तत्त्वेन प्रवेष्टुं च परंतप । etc
6 अणोरणीयान् महतो महीयान् ।
7 न तत्समश्चाभ्यधिकश्च दृश्यते, समो मशकेन समो नागेन ।
8 आसीनो दूरं व्रजति शयानो याति सर्वतः ।
9 अपाणिपादो जवनो ग्रहीता पश्यत्यचक्षुः स शृणोत्यकर्णः । न तस्य कार्यं करणं च विद्यते स्वाभाविकी ज्ञानबलक्रिया च ॥ etc

just Brahman is with attributes (Sadharmaka) and without attributes (Nirdharmaka) with form (Sâkâra) and without form (Nirâkâra) Nirvisesha and Savisesha, firm (Kûtastha) and moving (Chala) It is beyond our reasoning All these attributes are not due to nescience (Mâyika), but they are real and non-dual from Brahman Beyond speech and thought as it is, one attaining its bliss is fearless. The nature[1] (Swarûpa) of Brahman is so wonderful that even so called contradiction (Virodha) in it is merit The[2] whole of this wonderful creation takes place within itself To Brahman[3] the creation of this whole universe is a mere sport, so much so that, if any one were to sing this glory of Brahman he would get Moksha. Thus Brahman is one and infinite One[4] as it is, it manifests itself in infinite forms Unborn[5] it is born At the time of incarnation it does not fall from his original state, hence, it is sung as (Achyuta) infalliable The wheel (a symbol of fire) and couch (symbol of water, Garuda and serpent bearing mutual and natural animosity) are to be seen in the presence of Vâsudeva This mythology illustrates the Vedic truth that Brahman is possessed of even contradictory attributes

No incredible demand is made on the credulity when Brahman is defined as possessed of contradictory attributes This has been the belief of the Vedic seers from the times immemorial Lord Krishna teaches the same thing, when he teaches Arjuna 'I am[6] the beginning and end of the universe' Even S'ankara is unconsciously teaching the same thing In his commentary on the Vedanta Sûtras (2-1 7) he first writes that partless Brahman evolves this universe from within itself without undergoing the least change, but soon after this, his zeal for the theory of nescience baffles him and he hazards to twist the real truth, subjecting himself thereby to a justly severe criticism[7] of Vallabhâchârya

It has been pointed out that Brahman is possessed of all attributes even those that appear to be contradictory–appear[8] to be–because Brahman being possessed of infinite powers and attributes, the apparent contradiction is no demerit in Brahman but it suggests the highest glory of the greatest Brahman

---

1 विरोधस्तु ब्रह्मणो भूषणाय Anu Bhashya

2 आत्मनि चैवं विचित्राश्च हि । V S 2 1

3 लोकवत्तु लीलाकैवल्यम् । V S 2 1 तस्य लीलाश्रवणेऽप्यन्यस्य तत्कालेन मोक्ष ।

4 एकोऽहं बहु स्याम् । छान्दोग्य

5 अजायमानो बहुधाभिजायते ।

6 अहं सर्वस्य जगतः प्रभवः प्रलयस्तथा । Geeta

7 एवं परिहृतेऽपि दोषे स्वमत्याऽनुपपत्तिमुद्भाव्य सर्वसंप्लवं वदन्नन्यमति सद्भिरुपेक्ष्य., श्रुतेस्तु शब्दमूलत्वात् । 2 1 27

8 सर्वभवनसमर्थे ब्रह्मणि विरोधाभावाच्च A. B 2. 1 27

# સ્વધર્મના મુખ્ય સિદ્ધાન્તો.



૧. જગત્ સત્ય છે

૨ જગત્, જીવ, અંતર્યામી, અક્ષર ઇત્યાદિના નિમિત્ત અને ઉપાદાન કારણ શુદ્ધ નિર્ગુણ બ્રહ્મ કૃષ્ણ પરમાત્મા જ છે

૩ જીવે અવિદ્યાથી કલ્પેલો અહન્તામમતાત્મક સંસાર મિથ્યા છે

૪ જીવ અણુ છે, શુદ્ધ નિર્ગુણ બ્રહ્મનો અંશ છે, વ્યાપક નથી

૫. પરબ્રહ્મ પુરુષોત્તમ કૃષ્ણનું ધામ અક્ષર બ્રહ્મ ગણિતાનંદ છે

૬ સર્વોપરિ વેદાદિ શાસ્ત્રે પ્રતિપાદિત પરમકાષ્ઠાપન્ન વસ્તુ શ્રીકૃષ્ણ જ છે

૭ કૃષ્ણની સેવા એ જ અંશ જીવનો ધર્મ છે, એટલે વસ્તુત સ્વધર્મ કૃષ્ણસેવા જ છે.

૮. આત્મનિવેદન અને પ્રભુપ્રપત્તિ વિના અન્ય સ્વધર્મ હોઈ શકે જ નહિ

---

Reg. No. B. 896.

## 'પુષ્ટિભક્તિસુધા'ના ગ્રાહકોને સવિનય નિવેદન.

આ માસિકના સર્વ લેખકો જે લેખ લખે છે તે સાંપ્રદાયિક સેવા કરવાની વિમલ બુદ્ધિથી જ લખે છે, તેથી બીજા પત્રોની માફક આ માસિકના લેખકોને આપવામાં દ્રવ્યનો ખરચ બિલકુલ થતો નથી, એ જણાવતા આનંદ થાય છે. માસિકની છપામણી વગેરે ખરચ ઘણી જ કરકસરથી કરવામા આવે છે, તેથી નોછાવરમાથી જે કાંઈ બચશે તેમાથી સાંપ્રદાયિક પ્રાચીન ગ્રંથો પ્રસિદ્ધ કરવામા આવશે. વૈષ્ણવભાઈઓએ આવાં માસિકના પોતે ગ્રાહક થવુ જોઈએ, એટલુ જ નહિ પણ પોતાના મિત્રોને પણ આવા ધાર્મિક કાર્ય તરફ પ્રેરવાનુ ખાસ લક્ષમા રાખવું જોઈએ.

મુંબાઈ,
પ્રિન્સેસ સ્ટ્રીટ.

પ્રકાશક.

વર્ષ ૩ જુ ] શ્રીકૃષ્ણાબ્દ ૫૧૩૮, આષાઢ

# પુષ્ટિભક્તિસુધા.

કૃષ્ણ ૧૧ શ્રીવલ્લભાબ્દ ૪૩૫ [અંક ૬

नायमात्मा प्रवचनेन लभ्यो न मेधया न बहुना श्रुतेन
यमेवैष वृणुते तेन लभ्यस्तस्यैष आत्मा वृणुते तनु स्वाम् ॥ १ ॥
नाहं वेदैर्न तपसा न दानेन न चेज्यया
शक्य एवंविधो द्रष्टुं दृष्टवानसि मां यथा ॥ २ ॥
भक्त्या त्वनन्यया शक्यः अहमेवंविधोऽर्जुन ।
ज्ञातुं द्रष्टुं च तत्वेन प्रवेष्टुं च परन्तप ॥ ३ ॥

પ્રકાશક,
વાડીલાલ નગીનદાસ શાહ,
બી.એ., એલએલ.બી., વકીલ, હાઈકોર્ટ

વાર્ષિક રૂ. ૨-૦-૦ છુટક અંકના રૂ ૦-૬-૦

Printed by D. Miller Superintendent British India Press Bombay. Published by Vadilal Nagindas Shah B.A. LL.B., Princess Street, Bombay

# આવશ્યક નિવેદન.

---

૧ આ માસિકસબંધી સઘળો પત્રવ્યવહાર પ્રકાશકને નામે કરં
૨ આ માસિક દરેક માસની કૃષ્ણ એકાદશીએ પ્રકટ થાય છે
૩. આ માસિકમા છપાવવાને આવેલા લેખો લેવા ન લેવા તેમ જ તેમા યોગ્ય સુધારોવધારો કરવો પ્રકાશકની ઇચ્છાધીન છે
૪ શ્રીમદ્વલ્લભાચાર્યજીના સિદ્ધાન્તાનુસાર જ લેખ લેવામા આવશે
૫ વર્ષનુ નોછાવર પ્રથમથી લેવામા આવે છે
૬ આ માસિકના પરિવર્તનમા જેમના તરફથી માસિક વા પત્ર મળશે તેમને વગર નોછાવરે આ માસિક મોકલવામા આવશે.
૭ કોઇ પણ બાબતની ખબર મગાવવી હોય તો જવાબ સારૂ ટિકિટ બિડવી તે સિવાય જવાબ આપવામા આવશે નહિ
૮ આ માસિકમાં જાહેર ખબર છપાવવી હોય કે હેન્ડબિલ વહેંચાવવા હોય તેમણે પ્રકાશકને લખવુ અથવા મળવુ

પુષ્ટિભક્તિસુધા કાર્યાલય,
પ્રિન્સેસ સ્ટ્રીટ,
મુંબાઈ.

પ્રકાશક

---

# અનુક્રમણિકા.




॥ श्रीकृष्णाय नमः ॥

॥ श्री गोपीजनवल्लभाय नमः ॥

॥ श्रीहरिरायजीकृताष्टपदी ॥

( १५ )

( भैरवरागेण गीयते )

वन्दे शरणगताभयदम् ॥

निजविरहाकुलमानसजनजीवनपरितोषनिजाशयदम् ॥ १ ॥
निरुपधिकरुणारसपरिपोषिततोषितभक्तभजननयदम् ॥
निजनामस्मरणातुरनिजजनविरचितविविधपापलयदम् ॥ २ ॥
व्रजयुवतीजनजीवनमूल परिहितकर्बुरपीतदुकूलम् ॥
निजविद्वेषिजनमतिकूलं दूरीकृतजनमानसशूलम् ॥ ३ ॥
वारितविरहमनोगतमानं शोषितविषयमहाविषपानम् ॥
विदलितविविधविकसज्ज्ञानं सम्पादितसाधनगुणगानम् ॥ ४ ॥
कोटिमदनदेहद्युतिललितं रासादिकलीलाशतवलितम् ॥
समुदितसर्वभावजनकलितं कलमुरलीमधुराधरचलितम् ॥ ५ ॥
सङ्गीकृतगोकुलकुलबाल गोचारणगतिरतिगोपालम् ॥
आगतसुरविद्वेषिकराल परिपालितलीलाबहुतालम् ॥ ६ ॥
सन्ध्यागतिसन्तोषितभक्तं व्रजयुवतीजनलीलासक्तम् ॥
समुदितमदननयनमदरक्तं सफलितविविधरमणानिजभक्तम् ॥ ७ ॥
श्रीवल्लभवरचरणाधार सततसेवितस्मृतसंसारम् ॥
कृपय सदा हरिदासमसारं तारय परिगतजलधिमपारम् ॥ ८ ॥

---

# માર્ગસ્વરૂપનિર્ણય.

अतस्तत्रैव हि स्थैर्यं यत्र तत्सङ्गसम्भवः ॥
ते दुर्लभाः खलु कलौ तान् परामृश्य संवसेत् ॥ १२ ॥

**શ્લોકાર્થ**—માટે જ્યાં ભગવદ્ભક્તનો સંગ થાય ત્યાં જ રહેવું, જો કે કલિમાં તેવા તાદૃશ ભગવદીય દુર્લભ છે, તો પણ તેને શોધીને સારી રીતે તેની સાથે નિવાસ કરવો.

**ભાવાર્થ.**—ભગવદ્ભક્તના નિવાસસ્થાનમાં જ ભગવદાવિર્ભાવ સુપ્રસિદ્ધ છે. **एव मदर्थोज्झितलोकवेदस्वानां** એ રાસપંચાધ્યાયીના શ્લોકાનુસાર લોક વેદ અને સ્વ એટલે સ્વકીય આત્મા, દેહાદિ, બંધુવર્ગ, એ સર્વનો જેમણે મારે માટે પરિત્યાગ કર્યો છે, તેવા ભગવદીયોના હૃદયમાં ભાવાત્મક સ્વરૂપથી સ્થિત છું નિત્ય પોષણ કરું છું, અર્થાત્ ત્યાં નિત્ય હું વિરાજમાન છું **विसृजति हृदयं न यस्य साक्षात्** એ શ્લોકમાં પ્રભુ પોતે અનન્ય ભક્તના હૃદયનો કદાપિ ત્યાગ કરતા નથી એમ કહ્યું છે. પૂર્વોક્ત ભગવદીય જ્યાં રહેતા હોય ત્યાં જવું નહિ મળે તો શોધીને પણ તેવાનો જ સંગ કરવો, કારણ કે કપિલદેવજીએ આજ્ઞા કરી છે કે **महत्सेवां द्वारमाहुः** મહાનુભાવી ભગવદીયની સેવા મોક્ષનું દ્વાર છે, તેમાં પણ પુષ્ટિભક્ત હોય તો ભગવલ્લીલાસંબંધી વિચાર થાય છે. તે જ કૈવલ્ય છે. હરિની લોકસદૃશ લીલાનું વર્ણન તે પણ કૈવલ્ય છે અત્ર **लोकवत्तु लीलाकैवल्यम्** એ વ્યાસસૂત્ર પ્રમાણ છે, તેથી ભગવદીયની સાથે રહીને લીલાનુભવ નિત્ય કરવો, એ અત્ર ફલિતાર્થ નિષ્પન્ન થાય છે

अतः स्थैर्यं हरिस्थाने इति प्रभुवचः स्फुटम् ॥
यतो भावः सुसंरक्ष्यो वर्द्धनीयश्च सर्वथा ॥ १३ ॥

**શ્લોકાર્થ.**—માટે હરિસ્થાનમાં રહેવું એ પ્રકારનું શ્રીમદાચાર્યનું વાક્ય સ્ફુટ છે, કારણ કે આ અનન્ય પુષ્ટિમાર્ગમાં ભાવની જ સારી રીતે રક્ષા કર્તવ્ય છે, અને ભાવની જ વૃદ્ધિ પણ સર્વથા કર્તવ્ય છે એ શ્લોકાર્થ થયો હવે ભાવાર્થ ઉદ્ઘાટન કરીએ ભાવાત્મક પુષ્ટિમાર્ગમાં ભાવવૃદ્ધિ કરવા હરિસ્થાનમાં રહેવાની આવશ્યકતા છે અત્ર ઋગ્વેદ શ્રુતિનું અનુસંધાન કર્યું **ता वां वास्तून्युष्मसि गमध्यै यत्र गावो भूरिशृङ्गा अयासः ।**

**ભાવાર્થ.**—મહાગમ અથવા શ્રીગોપીજન તથા માધવ એટલે પુરુષોત્તમ એ ઉભયના રમણસ્થાન શ્રીગોકુલવૃંદાવનાદિકની કામના નિર્ગુણશ્રુતિરૂપા શ્રીગોપીજનોએ કરી છે, અને તૈત્તિરીય ઉપનિષદમાં પણ ભગવલ્લીલાસ્થાનમાં રહેવાની શ્રુતિરૂપાની ભાવના જ સંભવાય છે, તદ્વત્ સાધનસાધ્ય ભગવદીયે પણ હરિસ્થાનમાં કે જ્યાં નિત્યલીલાનુભવ થવાનો સંભવ છે ત્યાં રહેવું કારણ કે પુષ્ટિમાર્ગીય ભાવની રક્ષા તથા વૃદ્ધિ ત્યાં જ થાય છે પરંતુ ત્યાં પણ ભાવની વૃદ્ધિ કરવી તેવા શુદ્ધપુષ્ટિમાર્ગીય મહાનુભાવ ભગવદીયનો જ સંગ કરવો તે ભગવદીયોમાં પણ અનન્ય ભજનમાં તુષ્ટ હોય, કામનોઅવિવર્જીત હોય, નિરપેક્ષ હોય, શ્રીસુબોધિન્યાદિક ભાવાત્મક ગ્રંથ જાણનાર હોય, પ્રાકૃત પ્રપંચમાં અનાસક્ત હોય, અને શ્રીકૃષ્ણ મહાન પુરુષોત્તમમાં જ નિત્ય મન રાખનાર સ્વરૂપાસક્તિ ધરાવનાર હોય તેવાનો સંગ કરવો પતિત હોય અને આચાર્યના વાક્યથી અન્યથા ઉપદેશ કરે તો સારાસારવિવેક જાણીને તેનો સંગ છે તે દુષ્ટનો જ છે એમ માનીને તેનો અને તેના સંગનો ત્યાગ કરવો, કારણ કે ભાવાત્મક માર્ગ કેવળ ભાવાત્મક ભગવદીયની સાથે સમાગમ કરીએ તો જ પ્રાપ્ત થાય છે, અર્થાત્ હરિસ્થાનમાં પણ તાદૃશની સાથે જ રહેવું એ તાત્પર્યાર્થ છે.

---

# શાસ્ત્રાર્થ.

## શ્રીમત્સકલગુણગણાલંકૃત આચાર્યચક્રચૂડામણિ શ્રીમજ્જીવનલાલજી તથા શ્રીઅનિરુદ્ધલાલજી તથા પરમભાગ્યવાન્ વૈષ્ણવો,

મૂર્જિત સંપ્રદાયનું મંડન કરવાને ગઈ કાલે જ ઉભયે ગોસ્વામીઓએ જે વચનસુધાવૃષ્ટિ કરી છે, તેના પ્રમાણમા મારો લેખ વિપ્રુટ્માત્ર પણ નથી, તથાપિ આપણા વર્ગમા વાચન પ્રતિ આદર વધે નહિ, ત્યા સુધી ઉન્નતિ સુદૂર જ છે, તેથી સંપ્રદાયનો 'શાસ્ત્રાર્થ' આપ સર્વેની સમક્ષ સામાન્ય શબ્દોમા મૂકવાને આ પ્રયત્ન કરવામા આવે છે એમ ધ્યાનમા ગણીને, મારી મતિ અતીવ અલ્પ હોવા છતા 'શાસ્ત્રાર્થ' જેવો ગહન વિષય હાથ ઉપર લેવાની મારી ધૃષ્ટતાને આપ ક્ષમા કરશો. સાંપ્રદાયિક પંડિતોને પણ પોતાના પ્રાવીણ્યનું પ્રદર્શન કરવામાત્રનુ જ આ સ્થલ નથી, પરંતુ સાંપ્રદાયિક સિદ્ધાન્ત મધુર રુચિકર કમનીય ભાષામા સમજાવીને શ્રોતૃવૃન્દનું મન આપના સિદ્ધાન્ત તરફ અત્યંત આકર્ષાય, અને શ્રવણ તથા વાચન જે આપણા સંપ્રદાયમા હાલ પ્રાય શિથિલ થઈ ગયા છે તે જાગ્રત્ કરવાની પુન રુચિ પ્રકટ થાય એટલો જ આ મારા 'લઘુ' લેખનો ઉદ્દેશ છે એમ ઉપોદ્ઘાત કરીને મૂલ વિષય હાથ ઉપર લેવાની આજ્ઞા યાચુ છુ.

વૈષ્ણવ બંધુઓ, કઠિન વિષય સરસ ભાષામા મૂકવાની હાલ જેમ મને જરુર પડે છે, તેવી જ જરુર શ્રીમદાચાર્યચરણને પણ પડી હતી, અને કઠિન સિદ્ધાન્ત રુચિકર ભાષામા સમજાવીને આર્ય જનોની ભ્રાન્તિ દૂર કરીને શુદ્ધ વૈદિક માર્ગમા આસક્તિ કરાવવાને શ્રીમદાચાર્યે પણ ભાષ્યસુબોધિન્યાદિમા પ્રતિપાદિત વિષયનુ જ નિરૂપણ નિબંધના 'શાસ્ત્રાર્થ' પ્રકરણમા એ જ આશયથી પુન કરેલું હોવાથી, શ્રીમદાચાર્યની જ સરણિથી હુ યત્કિંચિત્ યથામતિ અનુવાદ કરુ છુ, તેનો આપ આદર કરશો.

લેખકો અને વાચકો સાંપ્રત કાલમા જે લક્ષાવધિ ગ્રન્થો વા વ્યાખ્યાનો કરે છે, તે પ્રકટ કરતી વખતે તે ગ્રન્થો કયા અધિકારીને અર્થે કયા પ્રયોજનને ઉદ્દેશીને અને કયા વિષયને અવલંબીને કરવામા આવે છે એ પ્રારંભમા જ સ્પષ્ટ કરીને પોતાના ગ્રંથ વા વ્યાખ્યાનની આવશ્યકતા બતાવતા રહે તો વાચક અને શ્રોતાની ઘણી અડચણ દૂર થાય. નામમાત્રથી વંચિત થઇને ગ્રંથ વા વ્યાખ્યાન માટે મૂલ્ય વા કાલનો વ્યય કરીને પણ પર્યંતમા અસંતોષ જ પ્રાપ્ત કરવામા આવે છે તે ઘણે અંશે દૂર થાય આ સિદ્ધાન્ત શ્રીમદાચાર્યવર્ય સરસ જાણતા હતા, અને તેથી પોતાના 'નિબંધ' નામના ગ્રંથમા તે ગ્રંથના અધિકારી, વિષય અને પ્રયોજન સ્પષ્ટ બતાવ્યા છે, જેથી તેવા જ અધિકારી તે વિષયમા તે પ્રયોજનને ઉદ્દેશીને તત્પર થાય, અને જે તેવા અધિકારી ન હોય, તે વિષયની જેને આકાક્ષા ન હોય, તે પ્રયોજન જેને ઇષ્ટ ન હોય, તેઓ તે ગ્રંથ વાસ્તે વૃથા શ્રમ પણ ન લે.

'તત્ત્વદીપનિબંધ'નામના ગ્રંથમા 'શાસ્ત્રાર્થ'નામનું પ્રથમ પ્રકરણ છે, અને તે પ્રથમ પ્રકરણના સ્થૂલ દૃષ્ટિથી પાંચ વિભાગ પડે છે મે હમણા જ આપ સમક્ષ સ્પષ્ટ કર્યું તે પ્રકારે પ્રથમ વિભાગમા એ ગ્રંથના અધિકારી કોણ છે? એ ગ્રંથનો શો વિષય છે? એ ગ્રંથ કયા પ્રયોજનને ઉદ્દેશીને લખાયેલો છે? ઇત્યાદિ સ્પષ્ટ કરેલુ છે તે જ પ્રકરણના દ્વિતીય વિભાગમા આ જગત્ શું છે? જગત્ ભ્રાન્તિ છે? શુ જગત્ ન હતુ? અને પાછળથી અસ્તિત્વમા એમનુ એમ આવ્યુ? વા જગતનું પણ કાંઇ પૂર્વ રૂપ હતુ? ઇત્યાદિ પ્રશ્નનો નિર્ણય કરવામા આવેલો છે તૃતીય વિભાગમા એ જ પ્રકારે જીવસંબંધી નિર્ણય કરવામા આવ્યો છે જીવનો દેહ વા ઇંદ્રિય જીવ છે? વા દેહ, ઇંદ્રિય પ્રાણ, અંતઃકરણથી ભિન્ન જીવ નામનો કોઇક પદાર્થ છે? જીવના શા ધર્મ છે? જીવમા જ્ઞાન પ્રધાન છે કે અજ્ઞાન? જીવ જ્ઞાનસ્વરૂપ છે કે જીવ વળી જ્ઞાતા પણ છે? જીવનુ પરિમાણ શું

છે? જીવ દેહજેટલો જ લાંબો પહોળો છે? વા જીવ પરમાણુજેટલો છે? વા જીવ આકાશજેવડો વ્યાપક છે? ઇત્યાદિ પ્રશ્નનો નિર્ણય આ તૃતીય વિભાગમા કરેલો છે ચતુર્થ વિભાગમા એ જ પ્રકારે બ્રહ્મના સ્વરૂપનો નિર્ણય કરવામા આવ્યો છે બ્રહ્મનામનો કોઇ પદાર્થ છે કે માત્ર આસ્તિક લોક શ્રદ્ધામાત્રથી જ બ્રહ્મ છે બ્રહ્મ છે એમ માને છે? બ્રહ્મનુ શુ સ્વરૂપ છે? બ્રહ્મ સ્વભાવત્ જડ છે કે તે જીવવત્ ચેતન છે? કે જડ અને જીવથી કાઇ વિલક્ષણ સ્વરૂપ બ્રહ્મનુ છે? બ્રહ્મ સધર્મક છે કે નિર્ધર્મક છે, અર્થાત્ બ્રહ્મમા કાઇ ગુણ છે કે બ્રહ્મમા કાંઇ ગુણ જ નથી? બ્રહ્મમા આકાર છે કે બ્રહ્મ નિરાકાર છે? બ્રહ્મમા ક્રિયાશક્તિ વસ્તુત છે કે બ્રહ્મમા ક્રિયાશક્તિનો આરોપમાત્ર જ અજ્ઞાની શ્રદ્ધાળુ પુરુષો કરે છે? બ્રહ્મ ને જીવ જ છે કે જીવથી કાઇ અધિક છે? ઇત્યાદિ બ્રહ્મ વિષયક પ્રશ્નનો નિર્ણય એ વિભાગમાં કરી રહ્યા પછી બ્રહ્મની પ્રાપ્તિ કરવા વાસ્તે જીવે શુ સાધન કરવા જોઇએ, અને જીવ તે તે સાધન કરીને બ્રહ્મપ્રાપ્તિ કરે છે ત્યારે તેને કેવો આનદ પ્રાપ્ત થાય છે તેનો ખ્યાલ છેલ્લા ઉપસહારવિભાગમા આપીને, પોતાનો નિર્ણય વેદશાસ્ત્રસમત છે, અને શ્રુતિ યુક્તિ અને અનુભૂતિથી નિષ્પક્ષપાતિની દૃષ્ટિથી જોતાં બ્રહ્મવાદ વિના બીજા કોઇ સિદ્ધાન્ત ઉપર આવી જ ન શકાય એમ ડિંડિમવાદ કરીને શ્રીમદાચાર્યચરણે આ પ્રથમ 'શાસ્ત્રાર્થ'પ્રકરણ સમાપ્ત કર્યું છે

વૈષ્ણવભાઇઓ, પરિષદ્મા અનેક શાસ્ત્રીઓને યથાશક્તિ બોલવાનુ મન થાય એ સ્વાભાવિક છે અને એવી સહજ વૃત્તિને અનુસરીને જ હુ આપણા સિદ્ધાન્તનુ અનુવાદરૂપે આ પ્રતિપાદન કરુ છુ. એટલે મારુ વ્યાખ્યાન શ્રવણ કરીને પણ જેમને તેમા સદેહ હોય તેને અતમા તો પુન આચાર્યના ગ્રથનો જ સમાશ્રય કરવો પડશે આચાર્યના ગ્રથો ઉપર આપનો અભિરુચિ થાય અને શ્રીમદાચાર્યજીએ નિજ ગ્રથોમા કેવા સરસ વિષયનુ કેવી સરસ રીતિથી પ્રતિપાદન કર્યું છે તે જોઇને આપને તેમના ગ્રથોનુ મનન તો દૂર રહ્યુ પણ શ્રવણ કરવાની પણ આકાક્ષા થાય તો મારો ઉદ્યમ સફલ થયો એમ માનીશ આચાર્યના અને તેમના પ્રાચીન વિદ્વાન્ અનુયાયીના ગ્રથો ઉપર આપની અભિરુચિ આવિર્ભાવ પામે એ જ અત્ર મારી આકાક્ષા છે

'પુરુષ'નુ શુ લક્ષણ? એને વાસ્તે અત્રત્ય અને પાશ્ચાત્ય ધુરધર પડિતોએ વિચાર કર્યો છે અને હજી પણ તેઓ વિચાર કર્યા જ જાય છે, પણ શ્રીમદાચાર્યચરણે પુરુષનુ લક્ષણ[1] આપના ધર્મ, અર્થ કામ અને મોક્ષ એ ચાર પુરુષાર્થ સિદ્ધ કરે અથવા કરવાની યોગ્યતા ધરાવે તેનુ નામ 'પુરુષ' એમ આજ્ઞા કરી છે તે યોગ્ય જ લાગે છે પુરુષની પ્રવૃત્તિ કોઇ પણ પ્રયોજનને ઉદ્દેશીને થવી જોઇએ તેમા અધમ પુરુષો અર્થ અને કામમા, મધ્યમ લોક ધર્મમાં, અને ઉત્તમ લોક મોક્ષમાં પ્રવૃત્ત થાય છે, તેથી ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચાર પુરુષાર્થમા પણ અર્થ અને કામ હીન છે, ધર્મ મધ્યમ છે, અને મોક્ષ ઉત્તમ છે, માટે મોક્ષને 'પરમપુરુષાર્થ' પણ કહેવામા આવે છે અહંતાममतાના આરોપિત બધનનો અત્યત અપવાદ થઇ જતા માની લીધેલા દુ ખની અત્યત નિવૃત્તિપૂર્વક પરમ નિરવધિ અગણિત આનદની પ્રાપ્તિને પ્રાજ્ઞ પુરુષો 'મોક્ષ'સજ્ઞા આપે છે, અને આપ સર્વે આ પરિષદ્મા પધાર્યા છો તે પણ વસ્તુત આ મોક્ષમાર્ગનો જ વિચાર કરવાને. આપના અર્થનો, આપના કામનો, અને બની શકે તો આપના ધર્મનો પણ વિનિયોગ મોક્ષ પ્રાપ્ત કરવામા થઇ શકતો હોય તો તે સમજવા જ આપ સર્વનુ અત્ર સમેલન થયુ છે! અર્થકામ પ્રાપ્ત કરતા કરતા પણ આ જગત શુ છે? આ જીવ શુ છે? આ જગત, જીવ, સર્વ શા વાસ્તે? ઇત્યાદિ અનેક પ્રશ્ન ઉત્તમ વિચારક સમક્ષ ઉપસ્થિત થાય છે આવી જિજ્ઞાસા થાય તે તૃપ્ત કરવી એ જ શાસ્ત્રનો ઉદ્દેશ છે, માટે

---

१. धर्मार्थकाममोक्षाणां चत्वारोऽर्था मनीषिणाम् ।

શાસ્ત્રાર્થપ્રકરણમા પ્રથમ શ્રીમદાચાર્યવર્ય પ્રતિજ્ઞા કરે છે કે "[1]કાલબલે સાત્વિક લોકો પણ આવી જીજ્ઞાસામા અવૈદિક અનાર્ય માર્ગમા ન દોરાય તેથી વેદશાસ્ત્રસિદ્ધ સિદ્ધાંતનુ જ હુ પ્રતિપાદન કરીશ" અનન્તનામમ જીવ તામસ પ્રકૃતિમા આવે, તામસ જીવ રાજસ થાય, રાજસ જીવ સાત્વિક થાય, અને સાત્વિક જીવ મિથ્યા જ્ઞાન વા ભ્રાંતિમાથી બચીને નિર્ગુણ થઈને ભગવદ્યોગ્ય થાય એ જ શ્રીમદાચાર્યચરણના કથનનો ઉદ્દેશ છે. અર્થાત્ સાત્વિક ભગવદ્ભક્ત જે મુક્તિના અધિકારી છે તેનુ આ અંતિમ જન્મ અન્ય અવૈદિકપથરૂપ પાશમા સપડાઈને વૃથા ન જાય એ શ્રીમદાચાર્યચરણના સર્વ પરિશ્રમનો હેતુ છે પૂર્વોક્ત અધિકારીને જગત્ જીવ અને બ્રહ્મવિષયક પ્રશ્નો તીવ્રતાથી ઉપસ્થિત થાય છે, અને તેનુ યોગ્ય સમાધાન તેમને ન મળતા, તેમનુ જીવન વૃથા થઈ જવાની ભીતિ રહે છે, તેમ ન થાય માટે પરમકારુણિક શ્રીમદાચાર્યવર્ય આગળ સો શ્લોકમા સર્વ 'શાસ્ત્રાર્થ' નિરૂપણ કરે છે

આ પ્રકારે ઉપોદ્ઘાતનુ તાત્પર્ય સ્પષ્ટ કરીને, દ્વિતીય વિભાગમા જગતસંબંધી જે નિર્ણય કરવામા આવ્યા છે તે હુ અત્ર સ્પષ્ટ કરુ છું યદ્યપિ બ્રહ્મવાદમા પ્રથમ બ્રહ્મનો જ વિચાર થવો જોઈએ, તથાપિ પુનરુક્તિક અર્થનો વિચાર પ્રથમ ઘટે છે. જ્ઞાતથી અજ્ઞાતમા જવુ એ પાશ્ચાત્ય ઉદ્બોધથી પણ આપણા આચાર્યો અજાણ્યા ન હતા એ પણ આપના ધ્યાનમા આવશે જગતસંબંધી નિર્ણય આપતા, શ્રીમદાચાર્ય આજ્ઞા કરે છે કે **प्रपञ्चो भगवत्कार्यं** જગત્ અથવા નામરૂપાત્મક પ્રપંચ ભગવત્ 'કાર્ય' છે, જગત્ ભ્રાંતિ નથી, ભ્રાંતિવડે જ માત્ર આ જગત્ પ્રતીત થાય છે એમ નથી, પરંતુ સર્વભવનસમર્થ અચિંત્ય અનવગાહ્ય બ્રહ્મનુ માહાત્મ્યજ્ઞાન જીવને થાય અને જીવ માહાત્મ્યજ્ઞાનપૂર્વક ભગવદ્ભક્તિ કરીને ભગવદ્ભજનજ પરમ આનન્દની પ્રાપ્તિ કરે એટલા વાસ્તે જ બ્રહ્મના પોતાના જ નિજ સ્વરૂપમાથી બ્રહ્મે સ્વત જ લીલાએ કરીને આ જગતનો આવિર્ભાવ કર્યો છે નામરૂપાત્મક જગત્ સ્વપ્નવત્ ભ્રાંતિ નથી, કારણ કે નામરૂપાત્મક જગત્ની સત્યતા શ્રીવ્યાસજીએ જ પોતાના વ્યાસસૂત્રના અવિરોધાધ્યાયમા પ્રતિપાદન કરી છે જગત્ ન હતુ અને અસ્તિત્વમા આવ્યુ એમ કેટલાક કહે છે તે પણ ભૂલ છે અસત્ હોય તે સત્ ક્યાથી થઈ શકે? સત્ પદાર્થ અસત્ થઈ શકતો નથી અને અસત્ સત્ થઈ શકતો નથી, માટે આ જગત્ સત્ છે જગતનુ પૂર્વ રૂપ બ્રહ્મ છે, તેથી બ્રહ્મ 'કારણ' કહેવાય છે, અને બ્રહ્મમાથી લીલાવડે આવિર્ભાવ પામેલુ જગત્ 'કાર્ય' કહેવાય છે જગતનો આવિર્ભાવ કરવામા બ્રહ્મને ત્રણ ગુણો કે પરમાણુ આદિ કોઈની પણ જરૂર હોતી નથી, કારણ કે બ્રહ્મ સ્વત જ સર્વસમર્થ છે એ જ પ્રકારે જગતનો આવિર્ભાવ કરવામા પર બ્રહ્મને અદૃષ્ટ, વાસના, સ્વભાવ, ઇત્યાદિ કોઈ અન્ય નિમિત્ત કારણની પણ જરૂર પડતી નથી, કારણ કે બ્રહ્મનુ સામર્થ્ય જ સ્વત પર્યાપ્ત છે જગત્ બ્રહ્મથી ભિન્ન નથી, અને જગતનુ કારણ બ્રહ્મ વિના બીજુ કાંઈ છે જ નહિ, એ સિદ્ધાંત સર્વ સમજે તેથી પોતાના સિદ્ધાન્તને શ્રીમદાચાર્યચરણ 'બ્રહ્મવાદ' સંજ્ઞા આપે છે

જીવનો દેહમાત્ર જ જીવ નથી, વા ઇંદ્રિય પ્રાણ અંતઃકરણ આદિ પણ જીવ નથી, પરંતુ તે બધા કરતા જીવ વિલક્ષણ છે, એ તો ન્યાયસૂત્રમા અને સાંખ્યશાસ્ત્રમા પણ સિદ્ધ જ છે, એટલે અન્ય આચાર્યોએ જે વસ્તુ યથાયોગ્ય પ્રતિપાદન કરી હોય તેમા નિષ્પક્ષપાતે સંમતિ આપીને જ્યા તે લોકની ન્યૂનતા હોય તે ન્યૂનતા દૂર કરીને સાત્વિક ભક્તને ભ્રાંત ન થવા દેવા એ પોતાના ઉદ્દેશને ધ્યાનમા રાખીને શ્રીમદાચાર્યજી આજ્ઞા કરે છે કે જીવમા સત્ અને ચૈતન્યાંશ સ્પષ્ટ છે, પરંતુ આનંદાંશ તિરોભૂત થઈ ગયો છે, અને આનંદની સાથે જ ઐશ્વર્ય વીર્ય શ્રી યશ જ્ઞાન અને વૈરાગ્ય એ ષટ્ ધર્મનો પણ તિરોભાવ થઈ ગયો છે ઐશ્વર્યનુ તિરોધાન થવાથી જીવ અનીશ્વર થઈ ગયો, વીર્યનુ તિરોધાન થવાથી જીવ વીર ન રહ્યો, શ્રીનો તિરોભાવ થવાથી જીવ અશ્રીક થઈ ગયો, અને યશનો અભાવ થવાથી જીવ યશસ્વી પણ ન રહ્યો જ્ઞાન અને વૈરાગ્યના તિરોભાવથી જીવ અજ્ઞાની અને વિષયાસક્ત થઈ ગયો, અને

---

१ सात्त्विका भगवद्भक्ता ये मुक्तावधिकारिणः ।

२ वैधर्म्याच्च न स्वप्नादिवत । ३ नासतो विद्यते भावो नाभावो विद्यते सत ।

સ્વરૂપિત અક્ષરનામના ધામને પ્રાપ્ત થશે. એ જીવમાં જ્ઞાનધર્મ પ્રધાન છે, તેથી તત્ત્વજ્ઞ ચિન્તન ભક્તિદ્વારા તિરોભૂત જ્ઞાનનો આવિર્ભાવ થતાં, અવિદ્યા શાંત થઈ જતાં, જીવને પરમ માનસી સેવાનો અધિકાર સિદ્ધ થાય છે, અને માનસી સેવા કરીને ભગવદાનન્દ પ્રાપ્ત કરવાની પણ યોગ્યતા સિદ્ધ થાય છે, અર્થાત્ આ ઉત્તમોત્તમ યોગ્યતાનો જીવે ભક્તિદ્વારા સદુપયોગ કરવો. જીવ જ્ઞાનસ્વરૂપ છે, એટલું જ નહિ પરંતુ જ્ઞાતા પણ છે. જીવ દેહજેટલો લાંબોપહોળો કે આકાશજેવડો વ્યાપક નથી, પરંતુ [1]અણુમાત્ર છે. જીવ પ્રતિબિંબ વા આભાસ નથી, પરંતુ ભગવદંશ છે, તેથી દિવ્ય દૃષ્ટિથી, યોગથી કે **ભગવદ્ભક્તિથી** જ જીવનું પણ દર્શન થઈ શકે છે. આ પ્રકારે જીવસંબંધી સૂક્ષ્મ નિર્ણય આપી રહ્યા પછી બ્રહ્મસંબંધી નિર્ણયપ્રસંગમાં શ્રીમદાચાર્યચરણ આજ્ઞા કરે છે કે શ્રીવેદવ્યાસે તત્ત્વસૂત્રના સમન્વયાધ્યાયમાં જન્માદ્યધિકરણમાં બ્રહ્મનું [2]લક્ષણ આપતાં જ સૂચવ્યું છે કે બ્રહ્મ નામનો વાસ્તવિક પદાર્થ છે, અને તે જ આ પ્રત્યક્ષ જગતના જન્મ આદિનું શાસ્ત્રોક્ત કારણ છે. બ્રહ્મ સ્વતઃ સત્ ચિત્ અને આનંદસ્વરૂપ છે અને લીલેચ્છાથી નિજ આનંદનો તિરોભાવ કરી લે ત્યારે બ્રહ્મ જ જીવ કહેવાય છે, અને નિજ ચૈતન્ય પણ સ્વેચ્છાથી જ તિરોભૂત થઈ જાય ત્યારે બ્રહ્મ જ જગત્ કહેવાય છે. જડ અને જીવ એ બન્નેથી બ્રહ્મ અધિક છે, કારણ કે તે મૂલ સ્વરૂપ છે. બ્રહ્મમાં લૌકિક ધર્મ નથી, પરંતુ આનન્દાદિ અલૌકિક ધર્મ તો છે જ. બ્રહ્મનો લૌકિક આકાર નથી, પરંતુ [3]આનન્દરૂપ જ આકાર છે માટે બ્રહ્મ સાકાર છે. બ્રહ્મમાં અનેક શક્તિ વિદ્યમાન છે, અને તેમાં પણ જ્ઞાનશક્તિ અને ક્રિયાશક્તિ બે મુખ્ય છે. બ્રહ્મનો અંશ જીવ છે, અને બ્રહ્મનું કાર્ય જગત્ છે, તેથી અંશ અને કાર્ય કરતાં મૂલરૂપ આનન્દસ્વરૂપ બ્રહ્મ અધિકાધિક છે. આ પ્રકારે જગત્ જીવ અને બ્રહ્મસંબંધી વિચાર કરી રહ્યા પછી બ્રહ્મપ્રાપ્ત્યર્થ ભક્તિની આવશ્યકતા નિરૂપણ કરીને ભક્તિની પરમ ઉત્તમોત્તમ પુરુષાર્થતા સૂચવીને, શ્રીમદાચાર્યચરણ અર્થાંશમેવ [4]શ્લોકથી 'શાસ્ત્રાર્થ'ની સમાપ્તિ કરે છે.

ભાગ્યવાન્ વૈષ્ણવો, આ અનુવાદમાં બ્રહ્મવાદની યુક્તિઓ મેં બહુશઃ નિરૂપણ કરી નથી, માત્ર સિદ્ધાન્તનો નિર્દેશ જ કર્યો છે, પરંતુ શ્રીમદાચાર્યચરણે તો પોતાનો બ્રહ્મવાદ શ્રુતિથી અને યુક્તિથી પણ જટિત કર્યો છે. આપ સર્વને તે શ્રુતિયુક્તિનું શ્રવણ કરવાની ઇચ્છા આ મારા અનુવાદથી થઈ આવે, તો શ્રીમદાચાર્યના સર્વમાન્ય સર્વોપયોગી નિબંધજેવા ગ્રંથોનું રુચિકર ભાષામાં ભાષાન્તર કરાવવું આવશ્યક છે. એવા અનેક ગ્રંથો કાંઈક અંશે આપણી અને તેથી પણ અધિક અંશે આપણા ગુરુદેવોની એમ બન્નેની શિથિલતાને લીધે દયનીય અવસ્થામાં પડેલા છે, તેનો [5]જીર્ણોદ્ધાર કરીને રુચિર ભાષાન્તર કરીને આપણા માર્ગની ઉન્નતિ કરીને દશદિગન્તમાં આપણો વિજયધ્વજ સમારોપણ કરવાનું [6]પ્રોત્સાહન કરીને હું બેસવાની આજ્ઞા યાચું છું.

---

૧. ज्ञोऽत एव । अणुः । ... गन्धवद् व्यतिरेकवान् ।

૨. जन्माद्यस्य यतः शास्त्रयोनित्वात् ।

૩. सच्चिदानन्दरूपं तु ब्रह्म व्यापकमव्ययम् ।

૪. एवं सर्वं ततः सर्वम् इति ज्ञानयोगतः ।

૫. આ વ્યાખ્યાનનું વાચન કરી ગયા બાદ લલ્લુભાઈએ યાચિત શાસ્ત્રોની સહાયથી તત્ત્વદીપનિબંધનું ગુર્જર ભાષામાં ભાષાન્તર આરંભ્યું હતું, જેનું પ્રથમ પ્રકરણ સટીક ગયે વર્ષે પ્રસિદ્ધ પણ થયું છે. કોટાનિવાસી પં. ગોકુલદાસજીએ ઉક્ત ગ્રન્થનાં બે પ્રકરણનું વ્રજભાષામાં ભાષાન્તર કર્યું છે. ત્રણે પ્રકરણનું યથાર્થ ભાષાન્તર અદ્યાપિ કોઈ પણ ભાષામાં થયું નથી એ અત્યન્ત શોચનીય છે.

૬. પાટણપરિષદને પ્રસંગે વે. શા. સં. અવલગામશાસ્ત્રી કાર્યવ્યગ્રતાએ કરીને પરિષદમાં ઉપસ્થિત થઈ શક્યા નહિ, તેથી ઉક્ત સમેલનમાં આ લેખનો કેવલ નામનિર્દેશ જ થયો હતો.

# મનુષ્યનું કર્તવ્ય અને ધર્મજીજ્ઞાસા.

(અનુસંધાન પૃષ્ઠ—૭૧ )

પ્રોફેસર ફેરુજી ઉઠ્યો, અને નિત્યનિયમથી પરવારી સામે સમુદ્રતટ ઉપર જઈ એક બેંચપર બેઠો તે બહુ જ ખિન્ન થયો હતો જ્યારથી તે અણધાર્યા સ્વપ્નમાથી ઉઠ્યો હતો ત્યારથી તેના મનમા આ જ વિચારો આવતા હતાઃ "આ શો જુલમ? આ શુ મનનુ વૈકલ્ય? સત્સમાગમને, આનંદમય પ્રભુના દર્શનને, વિષયવાસના ત્યાગ કરવાના નિશ્ચયને, તે નિશ્ચય પત્રમા લખવાને, આઠ કલાક પણ આડા ગયા નથી, એટલામા જે મને નિશ્ચય કર્યો હતો, તે જ મન આટનુ મોહવશ શાથી થયુ હશે? આનું જ નામ વાસનાનુ પ્રાબલ્ય. એ વાસનાનો ક્ષય કરવાનો ઉપાય શુ? અભ્યાસ અને વૈરાગ્ય (તે હશે) આજ દશ દશ વર્ષ થયા વાસનાત્યાગના પાઠ શીખ્યો અને શિખવ્યા, અને આ સ્વપ્ન તેનુ પરિણામ! અરે! સ્વપ્નમા વિષયવાસના આટલુ બલ કરે છે, તો વિષયની મૂર્તિ—સ્ત્રી પાસે હોય તો વાસના શુ અનર્થ ન કરે? હે પ્રભો! મને તો તમારા અભ્યાસ અને વૈરાગ્યમા શ્રદ્ધા નથી તમારા શાસ્ત્રોમા જ આ વાસનાના બળનુ દર્શન સ્પષ્ટ કરાવેલુ છે. સ્મશાનમા રહેના શિવને પણ કામાસક્તિ થઈ! તપસ્વીઓના તપ ભગ કરાવનાર અપ્સરાઓ પણ તૈયાર! ત્યારે શુ વિષયવાસનાનો સમૂલ ત્યાગ કરવાનો કોઈ ઉપાય જ નથી?"

સાખ્ય, યોગ, જ્ઞાન, ભક્તિ સર્વ સાધનો એના મ્હો આગળ રમતા હતા, પણ તે સર્વે નાઇટ અરે અપૂર્ણ લાગ્યા તે બોલ્યો "પ્રકૃતિ પુરુષનો વિવેક સમજી સમજીને થાક્યો, પણ વાસનાક્ષય ક્યા થાય છે? યોગબલ ગમે તેટનુ પ્રાપ્ત કર્યું તો પણ ધ્યાન અને સમાધિથી ઇતર અવસ્થામા મનનો શો ભરોસો? યોગી વિશ્વામિત્રને મેનકા જ્યારે બાલક શકુન્તલા અર્પણ કરે છે ત્યારે યોગની તુચ્છતાનો, વિષયની પ્રબલતાનો, મનની ચચલતાનો, કેવો ચિતાર નજર આગળ રમી રહે છે! જ્ઞાનીઓને વશ કરી મન જે ચેટા કરાવે છે તે જોઈ જ્ઞાનીઓનુ જ્ઞાન ચમકે છે મન જડભરત જેવાને હરિણ યોનિમા જન્મ લેવડાવે છે, અને ભક્તની ઉપાસના અને ભક્તિને હસે છે અગ્નિની વખતે એ સાધન શુ કામના? એ સાધનનો ઉપયોગ કરનાર મન, પણ મન જ જ્યારે વશ ન હોય, ત્યારે સાધન બિચારા શુ કરે? મન તોફાન કરે ત્યારે શુ કરવુ?" એને કાઇ સુઝ્યુ નહી

એટલામા કુસુમ, ગાર્ગી અને ગોવિંદભટ્ટ એને સાભર્યા તે બોલ્યો, "આ સજ્જનોના મન કાઇક વિચિત્ર રીતે શાત છે એઓ ઘણા નમ્ર સ્વભાવના હોવા છતા મનને વશ લાગતા નથી એઓ દીન હોવા છતા વિષયવાસના અથવા કામથી એ દીનતા આવેલી લાગતી નથી. એમના મન એટલા વશ છે કે વિષયવાસનાને સ્વપ્ને પણ પ્રસગ ન આવે એમના મનની પવિત્રતાની અવધિ! કામ ત્યા જવાની હિમ્મત જ કરે નહિ કદાચ જાય તો તે પણ પવિત્ર થઈ આવે! આ કુસુમ! નથી એને સાખ્યયોગ કે જપતપની ખબર, નથી ગઈ એ જ્ઞાન લેવા કે ભક્તિ કરવા! પણ કેવી નિર્મળ, પવિત્ર, દિવ્યપ્રેમનાશવાન એની આખો! એની સન્નિધિમા વિષય કે પાપનો સંભવ જ શો? પ્રકાશ અને તિમિર સાથે રહે જ કેમ?

પણ આ સજ્જનોના મન આવા વશ શાથી થયાં હશે ? એ કોઈ જુદા પ્રકારના મનુષ્ય હશે ? ઈશ્વરે કાંઈ ખાસ કૃપા એમના પર કરી હશે ? જો જુદો પ્રકાર માનીએ તો તે કેવો તે કાંઇ સમજાતું નથી ખાસ કૃપા માનીએ તો તેનું કારણ શું તે સમજાતું નથી

ગમે તેમ હો, તો પણ હવે મારા જેવાનો એમનાથી દૂર રહેવાથી કાંઇ અર્થ સરવાનો નથી જેમ જેમ એમનો સમાગમ વિશેષ થતો જશે, તેમ તેમ એમના તરફથી વિશેષ લાભ મળશે જ મારું મન એમના તરફ સંપૂર્ણ રીતે આકર્ષાય છે સંસારમાંથી મુક્ત થવાનો પત તો હું પોસ્ટ કરી ચુક્યો છું, અને હવે આવા સુંદર, પવિત્ર સમાગમમાં આણીના વર્ષ વ્યતીત કરવા એના જેવું ઉત્તમ બીજું કશું નથી"

હોટેલનું બીલ ચુકવી, ગોવિંદભટ્ટજીની પાસે ચોપાટીપર કોઈ બંગલામાં રહેવાનો એનો વિચાર થયો તે નિશ્ચય દૃઢ થયો, અને તેની સાથે જ એના મનમાં જે ખિન્નતા સવારથી આવી હતી તેની શાન્તિ થઈ પ્રફુલ્લ વદનથી તે સામેના અગાધ સમુદ્રનું સૌંદર્ય નિહાળવા લાગ્યો, એટલામાં પોતાની પાસે ડાબા હાથ તરફ કાળો ડગલો, કાળી ટોપી, કાળો પાટલુન, કાળા બુટ, કાળી લાકડીવાળો કોઈ મનુષ્યનો આભાસ એને આવ્યો પ્રો ફેરજજે તેની સામું જોયું તો વિચિત્રવીર્ય

"કેમ છો સાહેબ સમુદ્રનું સૌંદર્ય જોવામાં લીન થયા જણાઓ છો !"

"હા."

"મને પણ પ્રાતઃકાળમાં ફરવા જવાની જરૂર પડે છે નહી તો ખાધેલું પાચન થતું નથી કોઈ દહાડો બાગમાં, કોઈ દિવસ પાલવા બંદર, કોઈ દિવસ ચોપાટીપર, એમ ફરવા જાઉં છું, અને પ્રકૃતિસૌંદર્ય જોવાનો લાભ અનાયાસે મળે છે જો કે આ સર્વ માયામય અને મિથ્યા છે, તોપણ કેવું સુંદર છે !"

"તમે આ સર્વ મિથ્યા માનો છો ? વેદમાં તો 'આ સર્વ બ્રહ્મ છે' એમ શ્રુતિ છે."

'અસ્તિ, ભાતિ, પ્રિયરૂપે બ્રહ્મ–નામરૂપ મિથ્યા"

"એનો અર્થ એ થયો કે આ સમુદ્ર જે જળરૂપે દેખાય છે તે રૂપ વસ્તુતઃ છે જ નહિ, છતાં દેખાય છે, અને જોનાર ચક્ષુ પણ છે જ નહિ. છતાં જુએ છે એટલે એક અસત્ય વસ્તુ (ચક્ષુ) બીજી અસત્ય વસ્તુ (જળ) ને જોઈને તેને સુંદર કહે છે આમ માનનાર જગત્‌ને બ્રહ્મનું વિવર્ત કહે છે રજ્જુને સર્પ જોવો એ વિવર્ત બ્રહ્મને જગત્ જોવું એ વિવર્ત પણ એ બરાબર ઘટતું નથી રજ્જુને સર્પ જોનાર ચક્ષુ. પણ બ્રહ્મને જગત્‌રૂપે જોનાર કોણ ? વળી રજ્જુ અને સર્પ બન્ને છે તેથી એકની બીજામાં ભ્રાન્તિ થાય છે તેમ બ્રહ્મ અને જગત્ બન્ને છે ખરાં ? વળી રજ્જુ અને સર્પમાં લંબાઈ, વગેરે આકાર વગેરેનું સામ્ય છે, તેમ બ્રહ્મ અને જગત્‌માં શું સામ્ય છે?"

વિચિત્રવીર્ય વિચારમાં પડ્યો

પ્રો. ફેરજજ—વિવર્ત માનનારની તર્કશક્તિ ઘણી ભારી છે, પણ વેદથી વિરુદ્ધ છે વિવર્ત માનવાથી દ્વૈત વિષયની બધી શ્રુતિઓ ખોટી માનવી પડે છે जन्माद्यस्य यत वગેરે સૂત્રો ખોટાં માનવાં પડે છે, અને ગીતામાં તો જગત્‌ને અસત્ય માનનારને આસુરી કહ્યા છે વળી એમ સર્વ અસત્ય માનવાથી માનનાર પોતાને પણ અસત્ય કરી મુકે છે, અને કાંઈ કાર્ય સરતું નથી, એટલું જ નહિ, પણ આ સુંદર સૃષ્ટિના કર્તા પરમેશ્વરનું માહાત્મ્ય નષ્ટ થઈ જાય છે. એના કરતાં જગત્‌ને બ્રહ્મનું અવિકૃત પરિણામ માનવાથી વેદ. ગીતા અને સૂત્રને અનુસરાય છે. અને કાંઈ પણ હાનિ

થતી નથી અને આ સુદર, અગાધ સમુદ્રને જોઇ, તેના સાદર્યનુ પાન કરી, તેના કર્તાને, તેની લીલાને, અંતઃકરણથી ધન્યવાદ અપાય છે પુરુષોત્તમના મિત્ર છતા અને ગોવિંદભટ્ટજીના સમાગમ છતા તમે આમ માનો છો, એ વિશેષ આશ્ચર્યકારક છે

**વિચિત્રવીર્ય**—પુરુષોત્તમ મિત્ર છે તેથી શુ થયુ ? હુ મને વ્યાજબી લાગે તે માનવાને સ્વતત્ર નથી ? હજારો ગોવિંદભટ્ટજી મારી સામુ આવે તો શુ ?

**પ્રો. ફ્રેઝર**—વિચારસ્વાતત્ર્યની વિરુદ્ધ હુ નથી પણ ગોવિંદભટ્ટ અને પુરુષોત્તમના હૃદય તમારા કરતા વધારે શુદ્ધ, સરલ અને પવિત્ર છે, એમ અત્યારસુધીના તમારી સાથેના પ્રસગોપરથી મને લાગે છે અને જેવુ સત્ય, શુદ્ધ, સરલ હૃદયમા સ્ફુરી શકે તેવુ અન્ય હૃદયમા સ્ફુરી શકતુ નથી વળી એમની મગજશક્તિ તમારા કરતા કોઇ પણ પ્રકારે ન્યૂન જણાતી નથી યુરોપના માસાહારી, વ્યયપરાયણ, પ્રવૃત્તિમય પ્રદેશમા રહેવાથી મારી બુદ્ધિ પણ મલીન થઈ ગઈ છે તેથી હાલ મે દેશ તથા સગા સબધીનો ત્યાગ કરીને ગોવિંદભટ્ટભટ્ટજીની પાસે અહિં જ રહેવાનો નિશ્ચય કર્યો છે એમના ધર્મમા કાઇક અપૂર્વ શ્રદ્ધા મને થઈ છે, અને મારૂ સર્વસ્વ એ ધર્મમા અર્પવા હુ તૈયાર છુ માત્ર એમના જેવી શાતિ, એમના જેવુ જ્ઞાન, એમના જે—

**વિચિત્રવીર્ય**—આપ બહુ ભોળા જણાઓ છો ઉજળુ એટલુ દૂધ તમે દેખો છો ! પણ આ દેશમા સભાળીને ચાલજુ, નહીં તો ભુરકાઈ જશો પુરુષોત્તમ મારો મિત્ર છે, અને બહુ બુદ્ધિશાળી અને શુદ્ધ હૃદયનો છે અને ગોવિંદભટ્ટજી પણ વેદવેદાત જાણવાવાળા, ભલા અને સારા છે પણ તેથી એમનો ધર્મ પણ સારો, એમ માનવાનુ શુ કારણ ? હુ જે ધર્મ માનુ છુ તે સર્વ બ્રાહ્મણો માને છે, અને શકરની કીર્તિ જગજાહેર છે, એટલે ભુલ ખાવાનો સભવ જ નહિ કદાચ અમારૂ માનવુ ખોટુ હોય તો પણ હજારો-લાખો પડિતો અમારી સાથે પણ આ ગોવિંદભટ્ટ અને પુરુષોત્તમનો ધર્મ તો છેક જ નકામો ! જ્યા જઓ ત્યા હડધુત પુષ્ટિમાર્ગ એટલે ઢોગ પુરી અને વ્યભિચાર અરે, એ લોકોના કૃત્ય તો એટલા ખરાબ છે કે સારા મનુષ્યો હુ પુષ્ટિમાર્ગનો છુ' એમ કહેતા પણ શરમાય છે જેના મગજની સ્થિતિ છેક નબળી થઈ ગઈ હોય, જે છેક બાયલો બની ગયો હોય, જેને પોતાની મા, બ્હેન, અને વહુદીકરીની લાજ લુટાવાની કાઇ દરકાર ન હોય, તેમના પાતિવ્રત્યભગની કાઇ શરમ ન હોય, તે જ પુષ્ટિમાર્ગમા જાય અથવા રહે સારા, સમજુ, સભાવિત ગૃહસ્થનુ એમા કામ નહિ એક સદ્‌ગૃહસ્થપર પુષ્ટિમાર્ગના કોઈ મહારાજે લાયબલ કેસ માડ્યો પરિણામ શુ આવ્યુ ? કેસમા તેમના જ ધર્મપુસ્તકોમાના ઉતારાપરથી, તેમની જ ગેરવર્તણુક પરથી, સાબિત થયુ કે દુનિયામા એ પથ અધમમા અધમ છે વ્યભિચાર તે ક્યા સુધી ? કાઇ હદ ? વળી સાજ પડે કે પાલવા બદર, ચોપાટી, વાલકેશ્વર મહાલક્ષ્મી વગેરે સ્થને ફરવા જવુ, 'બુટ, શુ' વાળા મુસલમાનોની દુકાને બુટ ખરીદવા જવુ, 'ટેલર'ને ત્યા કપડા સીવડાવવા જવુ, રાનીએ નાટકોમા જવુ અને નંડો નચાવવી, એ ધર્મગુરુઓના લક્ષણ ? ક્યો મહારાજ એમની સુબોધિની, વિદ્વન્મણ્ડન કે અણુભાષ્ય લઈ વૈષ્ણવોને ધર્મના બે બોલ કહે છે ? ઘણા મહારાજોને તો સસ્કૃત જ આવડતુ નથી, કોઇકને આવડે તો કાવ્ય કે વ્યાકરણ, અને કોઇક નાનપણમા બે બોલ ભણ્યા હોય તો પોતાને કૃતકૃત્ય માની મોટી વયે એશઆરામ અને મોજ-

ઔદ્યોગિકપરિષદ્‌મા એના જેવા સુંદર ભાષણો કરનાર કોણ હતુ ? કેટલા માન આબરુ ? તે બધા ઉપર પાણી ફેરવી આજે ધરડા ખચ્ચરોની માફક પુષ્ટિમાર્ગમા મિથ્યા કાલક્ષેપ કરે છે ગોવિંદભટ્ટે એને વશ કરી નાખ્યો છે, અને એ ગોવિંદભટ્ટ આ પ્રોફેસરને પણ વશ કરશે જ તેમા વળી મદદગાર પેલી ડાહી ગાર્ગી, એટલે પછી પૂછવુ જ શુ ? મને પણ ગાર્ગીએ વશ કરવામા કાંઈ બાકી રાખી નથી પણ આપણે ક્યા કાચા છીએ ? મેરુ ડગે, પણ હુ ? એ વાત જ શી ?" આમ વિચાર કરતો પોતાની સર્વોત્તમ બુદ્ધિથી ફુલાતો પોતાના કાળા કોટ પાટલુન ને બુટ તરફ તિરસ્કાર આંખોથી જોતો અને અકડાતો વિચિત્રવીર્ય ઘર તરફ જતો હતો

આણી તરફ પ્રોફેસર ફેરજજે વખત ગુમાવ્યો નહીં કોઈ પણ કાર્યક્રમનો નિશ્ચય કર્યા પછી મિથ્યા વખત ગાળવો એ એના સ્વભાવથી વિરુદ્ધ હતુ બીલ ચુકવી, પાનાચદ શેઠને મળી, ભાડુ નક્કી કરી બપોરે ત્યા રહેવા ગયો, અને આજે પાચ વાગે પુરુષોત્તમ પોતાની પાસેના બંગલાની ગેલેરીમા પ્રો ફેરજજને એકલો નિરાતે ખુરશીપર બેસી વાચતો જોઈ વિચારમા પડ્યો અને ત્યા જઈ તપાસ કરવા વિચાર થયો, અને ઉપર ગયો પ્રો ફેરજજે તેને હસતે મ્હોડે આવકાર દઈ બેસાડ્યો, અને બોલ્યો " તમને આ પાડોશી ગમશે કે નહિ ?" ચચલ પુરુષોત્તમ સર્વ સમજી ગયો હતો તે બોલ્યો " ગોરા લોક કાળા લોકની પાડોશમા પોતાની રાજીખુશીથી આવી રહે એ તો આજે જ જોયુ ! બીચારા કાળા લોકને ગમશે તો ઠીક, ને નહીં ગમશે તો સહેશે અહિ તમને નહિ રહેવા દેવાનો કાયદો વડી શકાય એમ તો નથી !"

**પ્રો. ફેરજજ**—(ભાર દઈને)—મિસ્ટર પુરુષોત્તમ, માત્ર બાહ્યરગ ઉપરથી ભિન્નતા ગણવી એ અજ્ઞાન છે આર્યાવર્તના જેવા સહનશીલ, ગુણજ્ઞ, બુદ્ધિમાન, સદાચારી મનુષ્યો અન્ય સ્થળે મળવા મુશ્કેલ છે દરિદ્રતાને લીધે ઉપરની ટાપટીપ ન હોય તેથી શુ થયુ ? અભણ અને અજ્ઞાન છતા સદાચારી, ગરીબ છતા ઉદાર, સહેજ ઉપકારને સ્મરણમા રાખી બદલામા જીવ આપવા પણ તૈયાર, પરોપકારમા તત્પર—એવા એવા સદ્‌ગુણોવાળા આર્યાવર્તના લોકો છે એની મારી ખાત્રી થઈ છે આહા ! કેવા કોમલ એ લોકોના હૃદય છે !

**પુરુષોત્તમ**—એવા સદ્‌ગુણોની પીછાન સદ્‌ગુણીથી જ થઈ શકે છે

**પ્રો. ફેરજજ**—મિ પુરુષોત્તમ, મે બહારની ટાપટીપ ઘણો વખત થયા છોડી દીધી છે સોસાયટીના કૃત્રિમ બધનો મે તોડી નાખ્યા છે. હુ સત્યનો ભૂખ્યો છુ મે સત્ય, શાતિ અને સતોષ અહી જોયા, તેથી જ વગર પરવાનગીએ દોડી આવ્યો છુ

**પુરુષોત્તમ**—શાતિ અને સત્ય અમુક સ્થળને અવલબીને રહ્યા નથી, કે તે સ્થળમા તે પ્રાપ્ત થાય માટે તમારી દોડાદોડી અર્થ વગરની લાગે છે '

**પ્રો. ફેરજજ**—જે જે સ્થલમા શાત સજ્જનો વસે છે, ત્યા સર્વદા શાતિનો નિવાસ હોય છે

**પુરુષોત્તમ**—પણ જ્યાસુધી દોડાદોડી કરશો ત્યાસુધી શાતિ તે સ્થાનમા પણ નહિ મળે શાત મનુષ્યોએ જે રીતે શાતિ પ્રાપ્ત કરી, તે રીતે વર્તવાથી જ શાતિ પ્રાપ્ત થશે

**પ્રો. ફેરજજ**—તે રીત તે શાત સજ્જનોના સમાગમથી મને પ્રાપ્ત થશે જ.

**પુરુષોત્તમ**—તે રીત સર્વને વિદિત છે, એમા નવુ કશુ નથી શાસ્ત્રોમા સર્વત્ર તે સ્પષ્ટ દર્શાવેલી છે

**પ્રો. ફેરજજ**—શાસ્ત્રો વાચ્યાથી જ તે પ્રાપ્ત થતી નથી તેથી જ સત્સગની જરુર સ્વીકારાયલી છે તમે કહો છો કે સર્વને વિદિત છે, પણ મને નથી

**પુરુષોત્તમ**—હુ એ માનતો નથી, તે છતા કહુ છુ —

आपूर्यमाणं अचलप्रतिष्ठम् ।
समुद्रमापः प्रविशंति यद्वत् ।
तद्वत् कामा यं प्रविशंति सर्वे ।
स शांतिमाप्नोति न कामकामी ॥ गीता ॥ २ ॥ ७० ॥

विहाय कामान्यः सर्वान्
पुमांश्चरति निःस्पृहः ।
निर्ममो निरहंकारः
स शांतिमधिगच्छति ॥ २ ॥ ७१ ॥

જ્યારે પુરુષોત્તમ મુખથી આ શ્લોકો બોલતો હતો, ત્યારે સામે સમુદ્ર ઘુઘુ કરતો હતો, અને એ ઘુઘુ કરતો અવાજ શાંતિની છોળોની માફક બંનેના કર્ણમાં પ્રવેશ કરતો હતો, અને બંનેના અંતઃકરણમાં શાંતિની રેલ રેડતો હતો બંને જણ આ શાંતિમાં નિમગ્ન થઈ થોડોક સમય અવાચક બેસી રહ્યા આખરે પ્રો. ફેરજજ બોલ્યો "સર્વ ઇંદ્રિયો શાંત થવાથી, સર્વકામ ત્યાગ થવાથી આ શાંતિ અનુભવાય છે એ હું સમજ્યો, પણ આ શાંતિ તો માત્ર એક સ્થિતિ છે એ શાંતિ અનુભવનાર કોઈક તત્ત્વ હોવું જોઈએ નહિ તો સર્વ શૂન્ય થઈ જાય "

**પુરુષોત્તમ**—એવી મનની સ્થિતિ સર્વદા રહે, એ પ્રથમ કર્તવ્ય છે. ઇંદ્રિયોના રાગદ્વેષ, સુખ-દુઃખમાં ન લપટાવું એ અવશ્ય છે

**પ્રો. ફેરજજ**—પણ તે અત્યંત કઠિન છે વાયુની ગતિને રોકવા જેવું છે

**પુરુષોત્તમ**—તે છતાં અભ્યાસ અને વૈરાગ્યથી તે પ્રાપ્ત થાય એમ છે.

**પ્રો. ફેરજજ**—અભ્યાસ અને વૈરાગ્ય મનને આધીન છે, અને મન અત્યંત ચંચલ છે કોઈ એવી વસ્તુ નથી કે જે સર્વદા મનને વશ રાખી શકે? મ્હાવત અંકુશથી પ્રચંડ હાથીને વશ રાખે છે, તેમ મનને સર્વદા વશ રાખનાર કોઈ સાધન નથી?

**પુરુષોત્તમ**—છે

**પ્રો. ફેરજજ**—શું?

**પુરુષોત્તમ**—હૃદય, પ્રેમ

પ્રો ફેરજજ વિચારમાં પડ્યો "આ વાત ખરી. પ્રેમ મનને વશ રાખનાર અજબ સાધન ખરું, પ્રેમવશ મન કોઈપણ સમયે સારું કે નઠારું, સહેલું કે અઘરું, નીચું કે ઉંચું કોઈ પણ કાર્ય કરવા તૈયાર થાય છે, પ્રેમવશ મન સર્પને દોરડું કરી વાપરે છે, સમુદ્ર તરી જાય છે, પર્વતને ઉખેડી નાખવા તૈયાર થાય છે, અને ખુશીથી પ્રાણ અર્પણ કરે છે. પણ-પણ-(પુરુષોત્તમને) પ્રેમ બાહ્ય વસ્તુને અવલંબીને રહે છે, અને પરિણામને વીષે સુખ કરતાં દુઃખ વિશેષ આપે છે "

**પુરુષોત્તમ**—એ ખરું છે. હૃદયમનનો વિકાસ કરવામાં બાહ્યવસ્તુ સ્ત્રી—પુત્ર—મિત્ર વિગેરે ઉદ્દીપન માત્ર છે એ હૃદયમનના વિકાસસમયમાં અનુભવાતાં સુખ-દુઃખ તાપકલેશ સ્વ-આનંદરૂપ છે, સ્વાભાવિક છે. જેઓએ એ વિકાસ સમયનાં સુખ-દુઃખ અનુભવ્યાં છે, તેઓ એ અનુભવ વગરનાં મનુષ્યોને જાનવર જેવા, પશુરૂપ

લાગે છે, કેમકે એમા જે મઝા—જે મસ્તિ—જે આનંદ અનુભવાય છે તે દુનિયાની કોઈ પણ વસ્તુ આપી શકતી નથી પ્રેમનગરના રાજાનો મહેલ પ્રેમની ઝુપડી આગળ તુચ્છ છે મહાન્ અધિકાર, અઢળક દ્રવ્ય, રાજ્યપદવી કે સ્વર્ગનું ઈંદ્રાસન પ્રેમ આગળ શુષ્ક અને નિરસ લાગે છે

**પ્રો. ફેરજજ**—એ બધું ખરુ, પણ પ્રેમમા પરાધીનતા નથી ? સર્વ સ્વામીના મૃત્યુથી પ્રેમપરાધીન સતી દુ:ખી થઈ દેહત્યાગ કરતી નથી ?

**પુરુષોત્તમ**—હા, પણ તે હૃદયના વિકાસની એક દશા માત્ર (Stage) છે પતિ હૃદયના વિકાસનું ઉત્તમ સાધન, પ્રેમનુ ઉદ્દીપન છે પૂર્ણ પ્રેમથી ખીલેલુ હૃદયદ્વાર ઉઘડતા તેમા સર્વદા બિરાજમાન, પણ આચ્છાદિત્ રહેલા "**रसो वै स.**" નાં દર્શન જીવને થાય છે, અને પ્રેમના તાપાગ્નિથી શુદ્ધ થયેલો જીવ, પ્રભુકૃપાથી દિવ્ય નિર્ગુણ દેહ હૃદય, મન, ઇંદ્રિયો પ્રાપ્ત કરી પ્રભુ સાથે રાસક્રીડા કરે છે

ફરી સમજો પ્રભુ બાહ્ય વસ્તુ નથી સર્વનુ બીજ, સર્વનુ અધિષ્ઠાન, અંતરંગ પ્રેમસાગર પ્રભુ પોતે છે સર્વના હૃદયમા પ્રભુ બિરાજે છે, અને આ જીવ અગ્નિના સ્ફુલિંગની માફક અણુમાત્ર છે પ્રભુ પાસે, પ્રેમપાસે જવુ એ જ જીવનુ કર્તવ્ય છે, અને સર્વ બાહ્ય વસ્તુનો ત્યાગ કરાવનાર અને પ્રભુ સાથે સબંધ કરાવનાર પ્રેમ જેવુ સરળ અને સબળ સાધન દુનિયામા એક પણ નથી વિવેક, વિરાગ, યોગ, જપ, તપ, ઉપાસના એ સર્વ સાધ્ય છે, અને પોતાની મર્યાદામા રહી પોતાના ગજાપ્રમાણે પોતાનુ કાર્ય કરે છે પણ જ્યારે મન ઉચ્છૃંખલ થાય છે, ત્યારે એ સર્વે સાધન ખપ લાગતા નથી તમને પણ તે જ ધાસ્તી લાગે છે, અને તે તમારી ધાસ્તી ખરી છે પણ પ્રેમ આગળ મન ગરીબ ગાય જેવુ થઈ જાય છે, અને હર્ષથી **करिष्ये वचनतव** કહી સેવામા તત્પર રહે છે તેથી જ વિષયનું બળ પ્રેમ આગળ ચાલતું નથી, ઇંદ્રિયો પ્રેમની દાસી થઈ રહે છે, પ્રાણ પોતાને પ્રેમના ગુલામ સમજે છે, અને રેશમથી પણ બારિક, સુદર, અને ચિવટ તાતણાથી સંબધ કરાવનાર એ પ્રેમ સર્વદા વિજયી નિવડે છે પ્રેમના બળ આગળ સૃષ્ટિ સ્તબ્ધ થઈ જાય છે, પશુઓ અડધા કોળીઆ મ્હોમાથી મુકી દઈ પ્રેમદર્શનમા લીન થઈ જાય છે, પક્ષીઓ અનિમિષ ચક્ષુથી પ્રેમને જોઈ રહે છે, પાણી પોતાનો વહેવાનો સ્વભાવ ભૂલી, પોતાનુ હૃદય ચીરી, સ્તબ્ધ થઈ પ્રેમને વહેવા-જવા માર્ગ આપે છે, સ્વર્ગના દેવતા પોતાનુ સ્વર્ગીય સુખ ભુલી પ્રેમના દર્શન કરવા વિમાનમા બેસી અંતરિક્ષમા ટળવળે છે, પ્રેમ પોતાના પ્રતાપથી–પ્રચંડ તાપથી પોતાને જે સમયે જે વસ્તુ જોઈએ તે ઉત્પન્ન કરી શકે છે અખિલ જગતને પ્રકાશમાન કરનાર સૂર્યનુ તેજ પ્રેમમાથી જ ઉદ્ભવે છે, ચંદ્ર અને અગ્નિ પોતાનુ તેજ પ્રેમમાથી જ ગ્રહણ કરે છે, પણ પ્રેમ પોતે સ્વતંત્ર છે. પ્રેમને કોઈની અપેક્ષા નથી આ જ રસની, શૃગારની, વિપ્રયોગની, પરાકાષ્ઠા છે

**પ્રો. ફેરજજ**—ભાઈ, તારા શબ્દો સાભળી મને આનંદ થાય છે પણ જ્યા સુધી હૃદયમા એ અનુભવ થાય નહિ, ત્યા સુધી શા કામનુ ?

**પુરુષોત્તમ**—પ્રભુકૃપાથી સર્વે થશે સંધ્યાસમય થયો ગોવિંદભટ્ટજી પાસે આવશો ?

**પ્રો. ફેરજજ**—ચાલો

( અપૂર્ણ )

# વેદને અનિત્ય અને મિથ્યા માનનાર વૈદિક કહેવાય કે?

## (૫)

બ્રહ્મવાદ અને માયાવાદસંબંધી સંવાદ થઈ ચુક્યો વિવેચક વાચકે સત્યાસત્યનિર્ણય કરી લીધો બ્રહ્મવાદસામ્રાજ્યની સમ્યક્ સ્થાપના થઈ ચુકી પૂર્વપક્ષીને લૌકિક મોક્ષનું પણ ભાન કરાવીને લોકાતીત વેદાતીત પુષ્ટિમાર્ગ અત્યન્ત વૈદિક હોવાથી વેદનો પણ આધાર છે એમ અમે સિદ્ધ કરી આપ્યુ, તેમ જ સર્વ વિવેચક વાચકની પણ પ્રતીતિ થઈ ચુકી, તથાપિ રવિમણ્ડલના પ્રચંડ પ્રતાપ સામે જેમ વામર ઉલૂક દૃષ્ટિનિક્ષેપ પણ કરી શકતો નથી તેમ આસુરમોહકરણાર્થે ભગવદાજ્ઞાથી શંકરાચાર્યે પ્રવર્તાવેલા મિથ્યા માયાવાદમા ભ્રમણ કરતા ભ્રાન્ત ત્રિવેદીથી યુક્તિકનકરૂપ કમ્રઘટિત નિગમમહામણિવિરચિત બ્રહ્મવાદની નિરીક્ષા થઈ શકતી નથી. એટલે યદ્વા તદ્વા કહીને ઉન્મત્ત પ્રલાપ ચાલુ રાખ્યો છે, તેનુ જ અત્ર નિરાકરણ કરવામા આવે છે.

લોકાતીત વેદાતીત પુષ્ટિમાર્ગ '**नायमात्मा प्रवचनेन लभ्यो न मेधया न बहुना श्रुतेन यमेवैष वृणुते तेनैव लभ्यः**' '**नाहं वेदैर्न तपसा न दानेन न चेज्यया**' ઇત્યાદિ લક્ષાવધિ શ્રુતિસ્મૃતિગીત હોવાથી પરમ વૈદિક છે એમ અમે અમારા પૂર્વ લેખોમા પ્રતિપાદન કરેલુ છે, તેનુ જો અપસ્મારગ્રસ્ત મિ ત્રિવેદીને ભાન ન રહે તો તેમણે અમારા પૂર્વ લેખોનું પુન પુન પઠન કરીને મનન નિદિધ્યાસન પ્રારંભવા 'પુષ્ટિમાર્ગ વેદાતીત છે' એમ કહેવાથી પુષ્ટિમાર્ગ અવૈદિક થતો નથી વેદ ત્રૈગુણ્યવિષય છે, અને પુષ્ટિમાર્ગ ગુણાતીત નિર્ગુણ છે, તેથી પુષ્ટિમાર્ગ વેદાતીત છે '**त्रैगुण्यविषया वेदा निस्त्रैगुण्यो भवार्जुन**' ઇત્યાદિ શ્રીમદ્ભગવદ્ગીતા પણ વેદને ત્રૈગુણ્યવિષય કથે છે, અને સાક્ષાત્ ઈશ્વરેશ્વર શ્રીકૃષ્ણ અત્ર નિસ્ત્રૈગુણ્ય વેદાતીત માર્ગ ગ્રહણ કરવાનો ઉપદેશ કરે છે 'અત્ર શ્રીમદ્ભગવદ્ગીતા વેદવિરુદ્ધ છે અથવા શ્રીકૃષ્ણચન્દ્રે અર્જુનને અસત્ય અવૈદિક ઉપદેશ કર્યો છે,' એમ મિ ત્રિવેદી સિદ્ધ કરે, તો જ વેદાતીત પરન્તુ પરમ વૈદિક પુષ્ટિમાર્ગ ઉપર અવૈદિકત્વનો આરોપ કરી શકે

મિ૦ ત્રિવેદી પંડિત નથી એમ તો સ્વત જ સ્વીકાર કરે છે, તથાપિ શાસ્ત્રાર્થમા શ્રોત્રિયસમ હોવાનુ વિદ્યાભિમાન ધરાવે છે! વાદિપ્રતિવાદીની ઉત્કૃષ્ટતા અપકૃષ્ટતાની સમીક્ષા કરવાનુ કાર્ય વિવેચક વાચકવૃન્દનુ છે સંસ્કૃત ભાષા સાથે પરંપરાથી જ વિદ્વેષ હોવા છતા દેવવાણીમા પ્રતિજ્ઞા કરવાનો પ્રયાસ કરતા પરંપરાપ્રાપ્ત વિદ્વેષનો તેમણે સમ્યક્ પ્રકાશ કર્યો છે ઉક્ત પ્રતિજ્ઞાઓમાંથી ભૂયિષ્ઠ પ્રતિજ્ઞાનો ઉલ્લેખ તે પૂર્વ લેખોમા કરી ચુક્યા છે, તથાપિ અપસ્મારગ્રસ્ત હોવાથી નદિસ્મૃતિપૂર્વક નવાન પ્રતિજ્ઞા પ્રારંભ કરવાનો આડંબર કરે છે વસ્તુત ભૂયિષ્ઠ પ્રતિજ્ઞાનુ પ્રત્યુત્તર પણ અમે આપી ચુક્યા છીએ, તથાપિ અપસ્મારગ્રસ્તને પુનપુન સ્મરણ કરાવવુ આવશ્યક હોવાથી પુન પ્રતિજ્ઞા સમીક્ષા પ્રારંભીશુ.

મિ ત્રિવેદીને પુષ્ટિમાર્ગના 'ઉપાસ્ય' નહિ પરન્તુ 'સેવ્ય' સકલલોકૈકશરણ આનંદમય આનંદૈકરસ 'रसो वै स' ઇત્યાદિ શ્રુત્યુક્ત રસસ્વરૂપ '**तत् सत् परं ब्रह्म कृष्णात्मको नित्यानन्दैकस्वरूप**' ઇત્યાદિ લક્ષાવધિ શ્રુતિસ્મૃતિપ્રતિપાદિત નિર્ગુણ કમનીય સ્વરૂપ શ્રીકૃષ્ણચન્દ્ર

---

૧ આ લેખ ગ ત્રિવેદીના પ્રશમનાર્થે તા ---ના 'મહીકાંઠા ગેઝેટ'મા અને ૧૧-૯-૧૫ના 'આર્યપ્રકાશ'મા પણ પ્રસિદ્ધ થયો હતો

અવૈદિક હોવાની આસુર ભ્રાન્તિ થઈ છે. વેદાદિશાસ્ત્રગીત પરબ્રહ્મ શ્રીકૃષ્ણચન્દ્રને અવૈદિક કથનાર **'कृषिर्भूवाचकः शब्दो णश्च निर्वृतिवाचकः तयोरैक्यं परं ब्रह्म कृष्ण इत्यभिधीयते'** ઇત્યાદિ લક્ષાવધિ શ્રુતિ અને **'मत्तः परतरं नान्यत्किञ्चिदस्ति धनञ्जय परं ब्रह्म परं धाम पवित्रं परमं भवान् पुरुषं शाश्वतं दिव्यमादिदेवमजं विभुम् आहुस्त्वामृषयः सर्वे देवर्षिर्नारदस्तथा असितो देवलो व्यासः'** ઇત્યાદિ ઋષિવર્યવિચારસારપ્રતિપાદક સહસ્રાવધિ સ્મૃતિની હત્યા કરવા ઉદ્યત થયા છે. શ્રીકૃષ્ણચન્દ્રને અવૈદિક કથનાર મિ ત્રિવેદીને અવધાન રહેતું નથી કે માયાવાદનું જ અવલમ્બન કરનાર 'સિદ્ધાન્તબિન્દુ' આદિ ગ્રન્થના કર્તા 'પરમહંસ પરિવ્રાજક'(?) મધુસૂદનસરસ્વતી જ **'कृष्णात्परं किमपि तत्त्वमहं न जाने'** પરમ ચરણથી 'શ્રીકૃષ્ણથી પર કોઈ પણ તત્ત્વ છે જ નહિ' એમ **'मत्तः परतरं नान्यत्किञ्चिदस्ति धनञ्जय'** ઇત્યાદિ શ્રીકૃષ્ણ વાક્યાનુસારિણી પ્રતિજ્ઞા કરે છે. પરબ્રહ્મ શ્રીકૃષ્ણચન્દ્રને અવૈદિક કહીને, **'नचैकं तदन्यद् द्वितीयं कुतः स्यात्'** ઇત્યાદિ દશશ્લોકીપ્રતિપાદિત **'शून्य तत्त्वम्'** એ માધ્યમિક બૌદ્ધવાદનો પ્રચ્છન્ન રીતે અંગીકાર કરનાર ઉપેક્ષ્ય, કેવલ હસનીય જ, છે. વળી **'न वर्णा न वर्णाश्रमाचारधर्मा न मे धारणा ध्यानयोगादयोऽपि'** 'અમે વર્ણાશ્રમાચાર ધર્મવિહીન છીએ, અમે બ્રહ્મની ધારણા ધ્યાનાદિ કરતા નથી' એમ સ્પષ્ટ પ્રતિજ્ઞાકારને પરમ પૂજ્ય માનનાર તન્મતાવલમ્બી મિ ત્રિવેદી દેવદેવ પરબ્રહ્મ શ્રીકૃષ્ણચન્દ્રની પરમ વૈદિક વિધિથી સેવા કરનાર ઉપર અવૈદિકત્વાક્ષેપ કરે અને પોતે પરમવૈદિક હોવાનો આડમ્બર કરે એ કલિયુગનો પ્રભાવ નહિ તો અન્ય શું!

શ્રીકૃષ્ણ વેદપ્રતિપાદિત પરબ્રહ્મ સાક્ષાત્ પુરુષોત્તમ છે એમ સર્વ ચક્ષુષ્માન્ પુરુષોની નિઃસન્દિગ્ધ પ્રતીતિ છે. **'भक्त्यालभ्यस्त्वनन्यया'** **'सर्वधर्मान् परित्यज्य मामेकं शरणं व्रज'** ઇત્યાદિશાસ્ત્રપ્રતિપાદિત અષ્ટાક્ષરમન્ત્ર પણ પરમ વૈદિક છે. નિવેદનમન્ત્ર પણ સકલવેદશાસ્ત્રસાર છે, તેથી તેમાં પ્રચ્છન્ન બૌદ્ધનો ચન્ચુપ્રવેશ પણ અસંભવિત જ છે. **'यथाऽग्नेः क्षुद्रा विस्फुलिङ्गा'** ઇત્યાદિશ્રુત્યુક્ત જીવવ્યુચ્ચરણસમયથી જીવને શ્રીકૃષ્ણચન્દ્રનો વિયોગ થાય છે, અને તે સમયથી વ્યુચ્ચરિત જીવ સહસ્રપરિવત્સરપરિમિતકાલપર્યન્ત પ્રભુવિયોગજનિત તાપક્લેશ સહન કરે છે. તાપક્લેશાદિ સહન કરતા અંતે જીવ ઈશ્વરકૃપાથી સદ્ગુરુદ્વારા શરણમન્ત્ર પ્રાપ્ત કરે છે, દેહપ્રાણાદિ સર્વ પ્રભુને સમર્પણ કરે છે, અને **'ये दारागारपुत्राप्तप्राणान्वित्तमिमं परं हित्वा मां शरणं याताः'** એ પ્રકારના શાસ્ત્રોક્ત વિધિથી અનન્ય ભક્તિ સેવન કરે છે, ત્યારે પ્રભુ પણ આવા અનન્ય ભક્તનો સ્વીકાર કર્યા પછી કદાપિ ત્યાગ[1] કરતા નથી.

પુષ્ટિમાર્ગીય સેવાપ્રકાર પણ પરમ વૈદિક છે. શ્રીમદ્વિઠ્ઠલેશોક્ત વ્રતોત્સવસેવાપ્રકારના સમત્વનું અભિમાન કોઈ અન્યમાર્ગીય સેવાપ્રકાર ધરાવી શકે તેમ નથી, પ્રત્યુત તે સેવાપ્રકાર પ્રતિ અત્યાદર પ્રદર્શિત કરીને ઇતરમાર્ગાવલમ્બી પણ તેનો સ્વીકાર કરવા મંડી પડ્યા છે! મિ ત્રિવેદીના ઉપાસ્ય શ્રીશિવજીને પણ અત્યન્ત આદરસહિત અમુક અમુક સ્થાને મંગલાદિભોગ ધરાવવાનો પ્રારંભ પણ થઈ ચુક્યો છે. જે સેવાવિધિનો આદરસહિત સ્વત જ અંગીકાર કર્યો છે તે જ સેવાવિધિ અવૈદિક છે એમ વદતોવ્યાઘાત કરતા પણ નિર્લજ્જને લજ્જા ક્યાંથી હોય! મિ ત્રિવેદીને 'બાલબોધ'ગ્રન્થનું ભાન પ્રથમ કરાવી ચુક્યા છીએ, તથાપિ અદ્યપર્યન્ત તે અલ્પ પ્રકરણગ્રન્થ ગ્રહણ કરવાની પણ તેમની શક્તિ નથી, તેથી ગ્રહણધારણપાટવ ન હોવાથી 'બાલ' ઉપનામ પણ તેમને આદરણીય થઈ પડશે. 'બાલબોધ' ગ્રન્થમાં શ્રીમદાચાર્યચરણ માત્ર પુષ્ટિમાર્ગના જ સિદ્ધાન્ત સ્થાપન કરતા નથી, પરન્તુ સર્વશાસ્ત્રનો સંગ્રહ કરે છે. લૌકિક સાખ્યાયનાદિ ઋષિકૃત

---

[1] न मे भक्तः प्रणश्यति (?) — printed: १ वा ताल्यक्तुमुत्सहे ।

મોક્ષશાસ્ત્રનો તેમા વિચાર કરેલો છે, તેથી જ લૌકિક મોક્ષ તે જ પુષ્ટિમાર્ગીય પરમ ફલ છે એવો હેત્વાભાસ કરનાર મિ ત્રિવેદીની શાસ્ત્રનિપુણતાનો વાચકવર્ગને સત્વર ખ્યાલ આવશે પુષ્ટિમાર્ગ લોકાતીત છે એમ પુન પુન અમે પ્રતિપાદન કરીએ છીએ, તે ઉપરથી જ જો મિ ત્રિવેદીમા અલ્પ પણ બુદ્ધિ હોત તો આ લૌકિક મોક્ષને અને પુષ્ટિમાર્ગને કાંઇ સબંધ નથી એમ તેમની પ્રતીતિ થાત **'स एकाकी न रमते'** ઇત્યાદિ શ્રુત્યુક્ત રમણાર્થ ભગવાને જગતનો આવિર્ભાવ કર્યો તત્સમયે પ્રવાહ મર્યાદા અને પુષ્ટિ એ ત્રણ ભિન્નભિન્ન પ્રકારના જીવનો પણ પ્રભુએ આવિર્ભાવ કર્યો પ્રવાહસ્થ જીવ અવૈદિક છે, શ્રીમદ્ભગવદ્ગીતાના ષોડશાધ્યાયોક્ત ન્યાયે જગતને અસત્ય માનનાર હોવાથી આસુર છે **'मामात्मपरदेहेषु प्रद्विषन्तोऽभ्यसूयकाः'** ભગવદ્વાક્યાનુસાર મિ ત્રિવેદીવત્ તે જીવ શ્રીકૃષ્ણચન્દ્રના દ્રોહી છે, અને **तानहं द्विषत क्रूरान् ससारेषु नराधमान् क्षिपाम्यजस्रमशुभानासुरीष्वेव योनिषु आसुरीं योनिमापन्ना मूढा जन्मनि जन्मनि मामप्राप्यैव कौन्तेय ततो यान्त्यधमां गतिम्'** ઇત્યાદિ શ્લોકોક્ત ભગવન્નિશ્ચયાનુસાર અધમાધમ અવસ્થા પ્રાપ્ત કરે છે શંકરજી અને તેમના અનુયાયીઓ જગતને અસત્ય માનનાર હોવાથી, તદુપાસ્ય શ્રીશિવોક્ત ભ્રાન્તમાર્ગમા પ્રવૃત્ત હોવાથી, પ્રચ્છન્ન બૌદ્ધ હોવાથી, પ્રવાહસ્થ જીવ છે એ નિસંદિગ્ધ છે ભગવાને જ્યારે જગતનો આવિર્ભાવ કર્યો ત્યારે 'અમુક કાર્યથી અમુક ફલ પ્રાપ્ત થશે' ઇત્યાદિ ભગવદિચ્છાનિર્મિત મર્યાદાનુ સર્વત્ર પ્રતિપાદન કર્યું, અને મર્યાદાનુ પ્રતિપાદન કરતા પણ **'नायमात्मा प्रवचनेन लभ्य'** ઇત્યાદિ સહસ્રાવધિ શ્રુતિથી પુષ્ટિમાર્ગનુ પણ સ્થાપન કર્યું માત્ર વેદોક્ત મર્યાદાનુસાર જેને ફલદાન કરવાની પ્રભુની ઇચ્છા છે તે જીવ મર્યાદાસ્થ છે, પરન્તુ જે જીવ ઉપર પ્રભુ અનુગ્રહ કરીને સ્વોક્ત મર્યાદાનુસાર ફલદાન ન કરતા કેવલ નિજેચ્છાનુસાર વરણ કરીને ફલદાન કરે છે તે જીવ પુષ્ટિસ્થ છે એ વેદશાસ્ત્રપ્રસિદ્ધ છે સ્વોક્ત મર્યાદાનો આદર સર્વત્ર જ કરવા ઈશ્વર કદાપિ બદ્ધ નથી જો ઈશ્વર કેવલ મર્યાદાબદ્ધ હોય તો મર્યાદાધીન હોઇને પરતત્ર થાય, અને **'पराऽस्य शक्तिर्विविधैव श्रूयते'** ઇત્યાદિ શ્રુત્યુક્ત ઈશ્વરના સર્વ શક્તિમત્વની ક્ષતિ થાય, તેથી પુષ્ટિસ્થ જીવનુ પ્રભુ વરણ કરીને તેનો સાક્ષાત્ અંગીકાર કરે છે આ પુષ્ટિસ્થ જીવો મર્યાદાસ્થ જીવોથી ભિન્ન પરન્તુ પરમ વૈદિક છે પુષ્ટિમાર્ગ પરમ વૈદિક છે, વેદનો પણ આધાર છે અને પુષ્ટિમાર્ગીય જીવો પણ પરમવૈદિકમાર્ગાનુમાર્ગી છે એમ નિષ્પ્રત્યૂહ સિદ્ધ થાય છે. પુષ્ટિમાર્ગીય જીવ **'सोऽश्नुते सर्वान् कामान् सह ब्रह्मणा विपश्चिता'** ઇત્યાદિ શ્રુત્યુક્ત વિપશ્ચિત્ બ્રહ્મસાથે વિવિધ ભોગ ભોગવે છે આ જ પુષ્ટિમાર્ગીય જીવની ઉત્કૃષ્ટ ઉક્ત છે પુષ્ટિમાર્ગીય જીવ મોક્ષાપેક્ષાવિહીન છે. તેથી તેને વૈષ્ણવશાસ્ત્રોક્ત મોક્ષવાદી કથનાર મિ ત્રિવેદી પુષ્ટિમાર્ગથી કેવલ અનભિજ્ઞ છે 'વૈષ્ણવશાસ્ત્ર' અભિધાન તે કયા શાસ્ત્રને આપે છે તે તો તે જ જાણે, તથાપિ વૈષ્ણવશાસ્ત્ર પણ વેદવિરુદ્ધ છે એમ સ્પષ્ટ આક્ષેપ તે કરે છે શંકરજીના અને મિ ત્રિવેદીના ઉપાસ્ય શ્રીશિવજીમા અતિપ્રિય કોઇ વિરલ જીવને મોક્ષપ્રદાન કરવાનુ સામર્થ્ય પણ શ્રીકૃષ્ણચન્દ્રદત્ત જ છે, તથાપિ પુષ્ટિમાર્ગીય ફલ વા સાધનપ્રદાનનુ સામર્થ્ય સ્વપ્નમા પણ શ્રીશિવજીની પાસે નથી શ્રીશિવજી મોક્ષપ્રદાન સમર્થ ભલે હોય, તથાપિ પુષ્ટિમાર્ગીય ફલ વા સાધનના દાનમા સમર્થ ન હોવાથી 'પુષ્ટિમાર્ગ અનૈકાન્તિક છે' એ મિથ્યાવાદીનો પ્રલાપ મિથ્યા જ છે

મોક્ષપ્રાપ્ત્યર્થ અન્ય વૈષ્ણવ માર્ગ છે તેમનો સમાવેશ મર્યાદામા જ થાય છે. પુષ્ટિમાર્ગીય ભક્ત મોક્ષાભિલાષા રાખતા નથી તે અમે નિરૂપણ કરી ચુક્યા છીએ ઇતર વૈષ્ણવમાર્ગમા મોક્ષ પરમ ફલ છે તે માર્ગ મર્યાદાજીવાર્થ છે, અને મર્યાદાજીવ તદ્દ્વારા મોક્ષ પ્રાપ્ત કરે છે પુષ્ટિમાર્ગીય જીવ વિપશ્ચિત્ બ્રહ્મસાથે વિવિધ ભોગની અનિર્દેશ્ય અભિલાષા રાખે છે, અને મોક્ષને તૃણવત્ તુચ્છ માને છે, તેથી ઇતર વૈષ્ણવ માર્ગ વિદ્યમાન છતા પુષ્ટિમાર્ગ સપ્રયોજન જ રહે છે.

પુષ્ટિમાર્ગે વેદનો પણ આધાર હોવાથી અવૈદિકત્વગંધવિહીન પરમવૈદિક છે. પુષ્ટિમાર્ગ લોકાતીત વેદાતીત હોવા છતા પરમ વૈદિક છે એ અમે પુનઃ પુનઃ સ્પષ્ટ નિરૂપણ કરી ચુક્યા છીએ.

પુષ્ટિમાર્ગમા લોકવેદાદિ ભય નથી તેનુ પૂર્વ લેખોમા સ્પષ્ટીકરણ થઈ ચુક્યુ છે. '**सापेक्षता स्वामिसुखे**' એ સ્થળે 'સ્વામી' શબ્દ શ્રીકૃષ્ણચન્દ્ર માટે જ યોજેલો છે. મિ. ત્રિવેદીએ કલ્પિતાર્થ ઘટાવવા પ્રયાસ કરતા પ્રથમ પુષ્ટિમાર્ગીય કોઈ ટીકાનો આશ્રય કરવો જોઈતો હતો. ટીકાઓમા અત્ર '**दिष्ट्या पुत्रान पतीन् देहान स्वजनान् भवनानि च हित्वावृणीत यूय यत्क्ष्याल्य पुरुष परम्**' શ્લોકાનુસન્ધાન કરેલુ છે, તેથી 'સ્વામી' શબ્દ શ્રીકૃષ્ણાર્થ જ યોજેલો છે. એમ મિ. ત્રિવેદીએ અલ્પ પણ શ્રમ લીધો હોત તો તેમને ભાન થાત.

પરમ બ્રહ્મ શ્રીકૃષ્ણચન્દ્ર વિરુદ્ધસર્વધર્માશ્રય છે એ બ્રહ્મસૂત્રમા સાધનાધ્યાયના દ્વિતીય પાદમા '**नस्थानतोऽपि परस्योभयलिङ्ग सर्वत्र हि**' ઇત્યાદિ સૂત્રપ્રતિપાદિત સિદ્ધાન્ત છે. શ્રીકૃષ્ણને કાંઈ અવાપ્તવ્ય નથી, તથાપિ સપ્રેમ ભક્તોપહૃત અલ્પાલ્પ વસ્તુનો પણ ભગવાન્ અત્યાદરસહ સ્વીકાર કરે છે. '**पत्र पुष्प फल तोय यो मे भक्त्या प्रयच्छति**' ઇત્યાદિ ગીતાવાક્ય અત્ર પ્રમાણ છે. તેમ જ બ્રહ્મને સુખાપેક્ષા નથી, તથાપિ અનન્ય ભક્તના સેવાપ્રકારથી કમનીયાકૃતિ શ્રીકૃષ્ણચન્દ્ર અતિપ્રસન્ન થાય છે, અને અનન્યભક્ત પણ શ્રીકૃષ્ણચન્દ્રને પ્રસન્ન રાખવા એ જ સ્વકીય પરમ ધર્મ જાણે છે, અને તદર્થ જ લોકવેદભય ત્યાગ કરીને પ્રભુ પ્રતિ ઉત્કૃષ્ટોત્કૃષ્ટ ભાવ રાખીને તનમન ધનથી સર્વથા નિરન્તર તત્પર રહે છે.

ગોસ્વામી આચાર્ય સાથે વૈષ્ણવો નિરન્તર ઇચ્છાનુસાર સહવાસમા આવે છે તદર્થ કોઈ પ્રકારની 'ફી' છે જ નહિ. આચાર્યદર્શનવન્દનાદિ કરવામા આવે તેમા લેશ પણ અવૈદિકત્વભાતિ નથી, પ્રત્યુત તે વેદશાસ્ત્રપ્રતિપાદિત કાર્ય છે. આચાર્યદર્શનાદિ કરીને વૈષ્ણવો યથાશક્તિ ઉપાયન સ્વપ્રસન્નતામાત્રથી કરે છે, તેથી 'મહેરબાનીના દર્શન કર્યા માટે મહારાજો નિયમિત ફીની આશા રાખે છે,' એ કેવલ અસત્ય ભાષણ છે. કદાપિ વિવાદાર્થ આ દુષ્ટ નિર્લજ્જ આક્ષેપ સત્ય માનીએ, તથાપિ તેથી પુષ્ટિમાર્ગની હાનિ થતી નથી. આવા સહસ્ર નિર્લજ્જ વ્યક્ત્યાક્ષેપ થાય, તથાપિ શુદ્ધાદ્વૈતસાનાત્મ્ય પ્રચણ્ડ પ્રતાપસહ પ્રકાશે. કેવલ વ્યક્ત્યાક્ષેપથી જ જો સિદ્ધાન્તનુ અવૈદિકત્વ સિદ્ધ થતુ હોય તો મિ. ત્રિવેદીના પૂજ્ય સ્થળે સ્થળે અનિવાર્ય નિર્લોભથી પ્રતિનિષિદ્ધાગ ઉપાનહ-ઉપાયનને સ્વીકાર કરનાર સાંપ્રદાયિકનુ મત વૈદિક કહેવાય કે ? ગૃહસ્થાચાર્ય ઉપાયન સ્વીકારે તે ઉપયુક્ત છે, પણ સન્યાસાડમ્બર કરનાર યતિશ્રેષ્ઠ માધવકૃત પ્રતિનિષિદ્ધાગ ઉપાનહ ઉપાયન સ્વીકારે તેમા કોઈ વૈદિક આધાર મિ. ત્રિવેદી દર્શાવશે કે ?

શાંકરમતમા માત્ર વેદને જ મિથ્યા માનવામા આવતો નથી, પરતુ સકલ જગતને મિથ્યા માનવામા આવે છે તે અમને સુવિદિત જ છે, અને તેથી પણ તે ભ્રાન્ત માર્ગ વેદવિરુદ્ધ છે. '**तमादेशमप्राक्ष्यो येनाश्रुत श्रुत भवति**' ઇત્યાદિ શ્રુત્યુક્ત એકવિજ્ઞાનેનસર્વવિજ્ઞાનપ્રતિજ્ઞાની હાનિ જગતને મિથ્યા પ્રતિપાદન કરનાર માયાવાદમા સ્પષ્ટ જ છે. શંકરાચાર્ય પરમાર્થત વેદને મિથ્યા માને છે, પરન્તુ માત્ર વ્યવહારમા લોકભ્રાન્તિ ઉત્પન્ન કરવાને વેદને સત્ય કહે છે, એ જ અર્વાચીન પરમનાસ્તિક બૌદ્ધનુ પ્રથમ લક્ષણ છે. પરમાર્થત મિથ્યા એટલે મિથ્યા જ. વેદને પરમાર્થત મિથ્યા માનનાર સર્વથા અવૈદિક છે. વેદને ભ્રાન્તાવસ્થામા મિથ્યા માનીને પણ પરમાર્થત તેને સત્ય માનનાર કદાપિ વૈદિકત્વનુ અભિમાન કરી શકે, પરન્તુ ભ્રાન્તાવસ્થામા સત્ય માનીને પરમાર્થત મિથ્યા માનનાર સર્વથા અવૈદિક હોવાથી કદાપિ વૈદિકત્વાભિમાન કરી શકે નહિ.

મોક્ષશાસ્ત્રનો તેમાં વિચાર કરેલો છે, તેથી જ લૌકિક મોક્ષ તે જ પુષ્ટિમાર્ગીય પરમ ફલ છે એવો ઉન્યાભાસ કરનાર મિ ત્રિવેદીની શાસ્ત્રનિપુણતાનો વાચકવર્ગને સત્વર ખ્યાલ આવશે પુષ્ટિમાર્ગ લૌકિકાતીત છે એમ પુન પુન અમે પ્રતિપાદન કરીએ છીએ, તે ઉપરથી જ જો મિ ત્રિવેદીમા અલ્પ પણ બુદ્ધિ હોત તો આ લૌકિક મોક્ષને અને પુષ્ટિમાર્ગને કાંઇ સંબંધ નથી એમ તેમની પ્રતીતિ થાત. ' स एकाकी न रमते ' ઇત્યાદિ શ્રુત્યુક્ત રમણાર્થ ભગવાને જગત્નો આવિર્ભાવ કર્યો તત્સમયે પ્રવાહ મર્યાદા અને પુષ્ટિ એ ત્રણ ભિન્નભિન્ન પ્રકારના જીવનો પણ પ્રભુએ આવિર્ભાવ કર્યો પ્રવાહસ્થ જીવ અવૈદિક છે, શ્રીમદ્ભગવદ્ગીતાના ષોડશાધ્યાયોક્ત ન્યાયે જગત્ને અસત્ય માનનાર હોવાથી આસુર છે. ' मामात्मपरदेहेषु प्रद्विषन्तोऽभ्यसूयका. ' ભગવદ્વાક્યાનુસાર મિ ત્રિવેદીસત્ તે જીવ શ્રીકૃષ્ણચન્દ્રના દ્વેષી છે, અને तानहं द्विषत क्रूरान् संसारेषु नराधमान् क्षिपाम्यजस्रमशुभानासुरीष्वेव योनिषु आसुरीं योनिमापन्ना मूढा जन्मनि जन्मनि मामप्राप्यैव कौन्तेय ततो यान्त्यधमां गतिम्' ઇત્યાદિ શ્લોકોક્ત ભગવન્નિશ્ચયાનુસાર અધમાધમ અવસ્થા પ્રાપ્ત કરે છે શંકરજી અને તેમના અનુયાયીઓ જગત્ને અસત્ય માનનાર હોવાથી, તદુપાસ્ય શ્રીશિવોક્ત ભ્રાન્તમાર્ગમા પ્રવૃત્ત હોવાથી, પરછન્ન બૌદ્ધ હોવાથી, પ્રવાહસ્થ જીવ છે એ નિસંદિગ્ધ છે ભગવાને જ્યારે જગત્નો આવિર્ભાવ કર્યો ત્યારે ' અમુક કાર્યથી અમુક ફલ પ્રાપ્ત થશે ' ઇત્યાદિ ભગવદિચ્છાનિર્મિત મર્યાદાનુ સર્વત્ર પ્રતિપાદન કર્યું, અને મર્યાદાનુ પ્રતિપાદન કરતાં પણ ' नायमात्मा प्रवचनेन लभ्य ' ઇત્યાદિ મહત્સાવધિ શ્રુતિથી પુષ્ટિમાર્ગનું પણ સ્થાપન કર્યું માત્ર વેદોક્ત મર્યાદાનુસાર જેને ફલદાન કરવાની પ્રભુની ઇચ્છા છે તે જીવ મર્યાદાસ્થ છે, પરન્તુ જે જીવ ઉપર પ્રભુ અનુગ્રહ કરીને વેદોક્ત મર્યાદાનુસાર ફલદાન ન કરતા કેવલ નિજેચ્છાનુસાર વરણ કરીને ફલદાન કરે છે તે જીવ પુષ્ટિસ્થ છે એ વેદવાક્યપ્રસિદ્ધ છે વેદોક્ત મર્યાદાનો આદર સર્વત્ર જ કરવા ઈશ્વર કદાપિ બદ્ધ નથી જો ઈશ્વર કેવલ મર્યાદાબદ્ધ હોય તો મર્યાદાધીન હોઇને પરતન્ત્ર થાય, અને ' परास्य शक्तिर्विविधैव श्रूयते ' ઇત્યાદિ શ્રુત્યુક્ત ઈશ્વરના સર્વ શક્તિમત્ત્વની હાનિ થાય, તેથી પુષ્ટિસ્થ જીવનુ પ્રભુ વરણ કરીને તેનો સાક્ષાત્ અંગીકાર કરે છે આ પુષ્ટિસ્થ જીવો મર્યાદાસ્થ જીવોથી ભિન્ન પરન્તુ પરમ વૈદિક છે પુષ્ટિમાર્ગ પરમ વૈદિક છે, વેદનો પણ આધાર છે, અને પુષ્ટિમાર્ગીય જીવો પણ પરમવૈદિકમાર્ગાનુસારી છે એમ નિષ્પ્રત્યૂહ સિદ્ધ થાય છે. પુષ્ટિમાર્ગીય જીવ સોઽશ્નુતે सर्वान् कामान् सह ब्रह्मणा विपश्चिता ' ઇત્યાદિ શ્રુત્યુક્ત વિપશ્ચિત્ બ્રહ્મસાથે વિવિધ ભોગ ભોગવે છે આ જ પુષ્ટિમાર્ગીય જીવની ઉત્કૃષ્ટ ઉક્તિ છે પુષ્ટિમાર્ગીય જીવ મોક્ષાપેક્ષાવિહીન છે. તેથી તેને વૈષ્ણવશાસ્ત્રોક્ત મોક્ષવાદી કથનાર મિ ત્રિવેદી પુષ્ટિમાર્ગથી કેવલ અનભિજ્ઞ છે ' વંચ્ચ શાસ્ત્ર ' અભિધાન તે કયા શાસ્ત્રને આપે છે તે તો તે જ જાણે, તથાપિ વૈષ્ણવશાસ્ત્ર પણ વેદ વિરુદ્ધ છે એમ સ્પષ્ટ આક્ષેપ તે કરે છે શંકરજીના અને મિ ત્રિવેદીના ઉપાસ્ય શ્રીશિવજીમા અનિધિષ્ટ માત્ર વિગત જીવને મોક્ષપ્રદાન કરવાનુ સામર્થ્ય પણ શ્રીકૃષ્ણચન્દ્રદત્ત જ છે, તથાપિ પુષ્ટિમાર્ગીય ફલ વા સાધનપ્રદાનનું સામર્થ્ય સ્વપ્નમા પણ શ્રીશિવજીની પાસે નથી. શ્રીશિવજી મોક્ષદાનસમર્થ ભલે હોય, તથાપિ પુષ્ટિમાર્ગીય ફલ વા સાધનના દાનમા સમર્થ ન હોવાથી ' પુષ્ટિમાર્ગ અનૈકાન્તિક છે ' એ મિથ્યાવાદીનો પ્રલાપ મિથ્યા જ છે

મોક્ષપ્રાપ્ત્યર્થ અન્ય વૈષ્ણવ માર્ગ છે તેમનો સમાવેશ મર્યાદામા જ થાય છે. પુષ્ટિમાર્ગીય જન મોક્ષાભિલાષા રાખતા નથી તે અમે નિરૂપણ કરી ચુક્યા છીએ ઇતર વૈષ્ણવમાર્ગમાં મોક્ષ પરમ ફલ છે તે માર્ગ મર્યાદામાર્ગ છે, અને મર્યાદાજીવ તદ્દ્વારા મોક્ષ પ્રાપ્ત કરે છે પુષ્ટિમાર્ગીય જીવ વિપશ્ચિત્ બ્રહ્મસાથે વિવિધ ભોગની અનિરુદ્ધ અભિલાષા રાખે છે, અને મોક્ષને તૃણવત્ તુચ્છ માને છે, તેથી ઇતર વૈષ્ણવ માર્ગ વિદ્યમાન છતાં પુષ્ટિમાર્ગ સપ્રયોજન જ રહે છે

પુષ્ટિમાર્ગ વેદનો પણ આધાર હોવાથી અવૈદિકત્વગંધવિહીન પરમવૈદિક છે પુષ્ટિમાર્ગ લોકાતીત વેદાતીત હોવા છતા પરમ વૈદિક છે એ અમે પુનઃ પુનઃ સ્પષ્ટ નિરૂપણ કરી ચુક્યા છીએ

પુષ્ટિમાર્ગમા લોકવેદાદિ ભય નથી તેનુ પૂર્વ લેખોમા સ્પષ્ટીકરણ થઈ ચુક્યુ છે **'સાપેક્षता स्वामिसुखे'** એ ગ્રથમે 'સ્વામી' શબ્દ શ્રીકૃષ્ણચદ્ર માટે જ યોજેલો છે મિ ત્રિવેદીએ કલ્પિતાર્થ ઘટાવવા પ્રયાસ કરતા પ્રથમ પુષ્ટિમાર્ગીય કોઈ ટીકાનો આશ્રય કરવો જોઈતો હતો ટીકાઓમા અત્ર **'दिष्ट्या पुत्रान् पतीन् देहान् स्वजनान् भवनानि च हित्वावृणीत यय यत्क्षप्याम्य पुरुष परम्'** શ્લોકાનુસન્ધાન કરેલુ છે, તેથી 'સ્વામી' શબ્દ શ્રીકૃષ્ણાર્થ જ યોજેલો છે. એમ મિ ત્રિવેદીએ અલ્પ પણ શ્રમ લીધો હોત તો તેમને ભાન થાત

પરમ બ્રહ્મ શ્રીકૃષ્ણચદ્ર વિરુદ્ધસર્વધર્માશ્રય છે એ બ્રહ્મસૂત્રમા સાધનાધ્યાયના દ્વિતીય પાદમા **'नस्थानतोऽपि परस्योभयलिङ्ग सर्वत्र हि'** ઇત્યાદિ સૂત્રપ્રતિપાદિત સિદ્ધાન્ત છે શ્રીકૃષ્ણને કાઈ અવાપ્તવ્ય નથી, તથાપિ સપ્રેમ ભક્તોપહૃત અલ્પાલ્પ વસ્તુનો પણ ભગવાન્ અત્યાદરપૂર્વક સ્વીકાર કરે છે **'पत्र पुष्प फल तोय यो मे भक्त्या प्रयच्छति'** ઇત્યાદિ ગીતાવાક્ય અત્ર પ્રમાણ છે તેમ જ બ્રહ્મને સુખાપેક્ષા નથી, તથાપિ અનન્ય ભક્તના સેવાપ્રકારથી કમનીયાકૃતિ શ્રીકૃષ્ણચદ્ર અતિપ્રસન્ન થાય છે, અને અનન્યભક્ત પણ શ્રીકૃષ્ણચદ્રને પ્રસન્ન રાખવા એ જ સ્વકીય પરમ ધર્મ જાણે છે, અને તદર્થ જ લોકવેદભય ત્યાગ કરીને પ્રભુ પ્રતિ ઉત્કૃષ્ટોત્કૃષ્ટ ભાવ રાખીને તનમન મનથી સર્વથા નિરન્તર તત્પર રહે છે.

ગોસ્વામી આચાર્ય સાથે વૈષ્ણવો નિરન્તર ધર્માનુસાર સહવાસમા આવે છે તદર્થ કોઈ પ્રકારની 'ફી' છે જ નહિ આચાર્યદર્શનવન્દનાદિ કરવામા આવે તેમા લેશ પણ અવૈદિકત્વભીતિ નથી, પ્રત્યુત તે વેદશાસ્ત્રપ્રતિપાદિત કાર્ય છે આચાર્યદર્શનાદિ કરીને વૈષ્ણવો યથાશક્તિ ઉપાયન સ્વપ્રસન્નતામાત્રથી કરે છે, તેથી 'મહેરબાનીના દરેક કૃત્યો માટે મહારાજો નિયમિત ફીની આશા રાખે છે,' એ કેવલ અસત્ય ભાષણ છે કદાપિ વિવાદાર્થ આ દુષ્ટ નિર્લજ્જ આક્ષેપ સત્ય માનીએ, તથાપિ તેથી પુષ્ટિમાર્ગની ક્ષતિ થતી નથી આવા સહસ્ર નિર્લજ્જ વ્યક્ત્યાક્ષેપ થાય, તથાપિ ગુદ્ધાદ્વૈતસામ્રાજ્ય પ્રચડ પ્રતાપમાર્તણ્ડ પ્રકાશશે કેવલ વ્યક્ત્યાક્ષેપથી જ જો સિદ્ધાન્તનુ અવૈદિકત્વ સિદ્ધ થતુ હોય તો મિ ત્રિવેદીના પૂજ્ય ગ્રથને ગ્રથમે અનિવાર્ય નિર્લોભથી પ્રતિનિધિદ્વારા ઉપાનહ્-ઉપાયનને સ્વીકારનાર માધવતીર્થનુ મત વૈદિક કહેવાય કે? ગૃહસ્થાચાર્ય ઉપાયન સ્વીકારે તે ઉપયુક્ત છે પણ સન્યાસાશ્રમ ગ્રહણ કરનાર યતિશ્રેષ્ઠ માધવતીર્થ પ્રતિનિધિદ્વારા ઉપાનહ ઉપાયન સ્વીકારે તેમા કોઈ વૈદિક આધાર મિ ત્રિવેદી દર્શાવશે કે?

શાકર મતમા માત્ર વેદને જ મિથ્યા માનવામા આવતો નથી, પરતુ સકલ જગત્ને મિથ્યા માનવામાં આવે છે તે અમને સુવિદિત જ છે, અને તેથી પણ તે ભ્રાન્ત માર્ગ વેદવિરુદ્ધ છે. **'तमादेशमप्राक्षो येनाश्रुत श्रुत भवति'** ઇત્યાદિ શ્રુત્યુક્ત એકવિજ્ઞાનેનસર્વવિજ્ઞાનપ્રતિજ્ઞાની હાનિ જગત્ને મિથ્યા પ્રતિપાદન કરનાર માયાવાદમા સ્પષ્ટ જ છે શકરાચાર્ય પરમાર્થત વેદને મિથ્યા માને છે, પરન્તુ માત્ર વ્યવહારમા લોકભ્રાન્તિ ઉત્પન્ન કરવાને વેદને સત્ય કહે છે, એ જ અર્વાચીન પરમનાસ્તિક બૌદ્ધનુ પ્રથમ લક્ષણ છે પરમાર્થત મિથ્યા એટલે મિથ્યા જ વેદને પરમાર્થત મિથ્યા માનનાર સર્વથા અવૈદિક છે વેદને ભ્રાન્તાવસ્થામા મિથ્યા માનીને પણ પરમાર્થત તેને સત્ય માનનાર કદાપિ વૈદિકત્વનું અભિમાન કરી શકે, પરન્તુ ભ્રાન્તાવસ્થામા સત્ય માનીને પરમાર્થત મિથ્યા માનનાર સર્વથા અવૈદિક હોવાથી કદાપિ વૈદિકત્વાભિમાન કરી શકે નહિ

'મિથ્યા' અને 'અનિત્ય' શબ્દનો અર્થ એક જ નથી 'સત્ય'થી વિરુદ્ધ તે 'મિથ્યા,' અને 'નિત્યથી' વિરુદ્ધ તે 'અનિત્ય' એમ ઉભય શબ્દ ભિન્નભિન્ન અર્થ પ્રતિપાદન કરે છે 'મિથ્યા' અને 'અનિત્ય' પર્યાય શબ્દ હોય તો તદ્વિરુદ્ધ 'સત્ય' અને અનન્ત' શબ્દ પણ પર્યાય થાય. 'સત્ય' અને 'અનન્ત' શબ્દને પર્યાય કથનાર '**सत्यं ज्ञानमनन्तं ब्रह्म**' શ્રુતિમા જ પુનરુક્તિ દોષ આરોપે છે, પરતુ શ્રુતિહત્યાર્થ બદ્ધપરિકર શંકરજીના અનુયાયીને મિથ્યા અને અનિત્ય શબ્દ પર્યાય કહેતાં વેદવિપ્લવ થશે એ અનુસન્ધાન પણ ક્યાથી રહે!

વેદ અને જગત્ ઉભય સત્ય છે, મિથ્યા નથી '**सर्वं खल्विदं ब्रह्म**' '**असत्यमप्रतिष्ठं ते जगदाहुरनीश्वरम्**' ઇત્યાદિ લક્ષાવધિ શ્રુતિસ્મૃતિ જગત્સત્યત્વનુ પ્રતિપાદન કરે છે, અને અનિત્ય કથનારને 'અસુર' અભિધાન અર્પે છે '**वेदो नारायणः साक्षात्**' ઇત્યાદિ શ્રુતિ વેદને પણ સત્ય પ્રતિપાદન કરે છે. વેદ અને જગત્ ઉભયનુ સત્યત્વ સદા સજ્જન વૈદિકોના હૃદયમા પ્રકાશ્યા કરે છે, અને તે અમે સિદ્ધ કરી ચુક્યા છીએ, તેથી અત્ર પિષ્ટપેષણ કરવાની આવશ્યકતા નથી

મિથ્યા વસ્તુ કદાપિ પ્રમાણ થઈ શકે નહિ પરમાર્થેન વેદાસ્તિત્વ પણ જે અગીકાર ન કરે તે વેદપ્રામાણ્ય પણ કેમ સ્વીકારી શકે? પરમાર્થેત શકરજી વેદાસ્તિત્વ સ્વીકારે છે કે? અસ્તિત્વ જ સ્વીકારતા નથી તો પ્રામાણ્યની તો વાત જ શી? બૌદ્ધ શ્રાવકાદિ વેદનુ અપ્રામાણ્ય માનીને પણ તેનુ સત્ત્વ જ (અસ્તિત્વ) માને છે, પરતુ પ્રચ્છન્નબૌદ્ધ શકરજી તો વેદને પરમાર્થત અપ્રમાણ અને અસત્ય માને છે!!! આ પ્રકારે બૌદ્ધ અને શ્રાવકાદિથી પણ વેદને તુચ્છતર ગણનાર પરમવૈદિકત્વનો આડબર કરે એ જ આ કલિયુગનો ઉગ્ર પ્રતાપ!

શ્રીસુબોધિનીજીમા શ્રીમદાચાર્યચરણે નિર્ગુણ શુદ્ધાદ્વૈત માર્ગની જ પ્રશસા કરી છે, માયિક શાકર મતની પ્રશસા કદાપિ કરી નથી શાકર મત નિર્ગુણ નથી પરતુ પ્રાચુર્ય દ્વારા ભ્રાન્તિ ઉત્પન્ન કરવાને મિત્રિવેદીના ઉપાસ્ય તામસ દેવ શ્રીગોપવાનિ હોવાથી અત્યન્ત તામસ છે આ તામસ માયાવાદનુ તો શ્રીમદાચાર્યચરણે અણુભાષ્ય તત્ત્વદીપ આદિ ગ્રથરત્નોમા સ્થળે સ્થળે ખડખડન કર્યું છે '**इन्द्रो मायाभिः पुरुरूप ईयते**' શ્રુતિમા 'માયા' શબ્દનો અર્થ 'બુદ્ધિવૃત્તિ' જ થાય છે આ શ્રુતિના અર્થનું ભાન મિત્રિવેદીને અમે કરાવી ચુક્યા છીએ. 'માયા' શબ્દનો અર્થ અત્ર 'બુદ્ધિવૃત્તિ' લીધો, તેથી સર્વત્ર અમારે તે જ અર્થ લેવો પડે એમ નિયમ નથી શબ્દ અનેકાર્થ છે આ સ્થળે અમે નિઘણ્ટુ અનેકાર્થકોશમાથી અર્થ લીધો છે 'માયા' શબ્દનો અર્થ '**मम माया दुरत्यया**' ઇત્યાદિ વાક્યોમા 'સત્ય ભગવત્સર્વભવનસામર્થ્ય' થાય છે, અસત્ય સદસદ્વિલક્ષણ શાંકર 'માયા' થતો નથી અત્ર ભગવાનની 'માયા' કહી છે, પરતુ '**इन्द्रो मायाभिः**' શ્રુતિમા 'જીવની' માયાઓ કહેલી છે, તેથી ત્યા નિઘણ્ટૂક્ત 'બુદ્ધિવૃત્તિ' અર્થ યોગ્ય જ છે

શ્રીમદાચાર્યચરણકૃત પ્રકરણગ્રન્થ અમારે પ્રમાણ જ છે, અમે કોઇ સ્થળે આ ગ્રન્થને અપ્રમાણ કહ્યા નથી, તથાપિ પ્રકરણગ્રન્થ અપ્રમાણ માનતા હોઇએ તેવી ભ્રાન્તિમા મિત્રિવેદી ભ્રમણ કર્યા કરે છે, એ માયાવાદનો જ માયિક પ્રભાવ લાગે છે

'અદ્વૈતસિદ્ધિ' આદિ શાકરગ્રન્થનુ પણ ચૂર્ણીકરણ ખડન પ્રકાશ, ન્યાયામૃતતરંગિણી ન્યાયરત્નાકર આદિ ગ્રન્થરત્નોમા કરેલુ છે કયો માર્ગ વૈદિક છે તે નિર્ણય કરવાનુ કાર્ય મુખ્ય ન્યાયાસનનું નથી ત્યા ન્યાયશાસ્ત્રીઓ પ્રાયઃ સસ્કૃતાનભિજ્ઞ છે, અને સસ્કૃતાનભિજ્ઞ પુરુષે વૈદિકત્વાવૈદિકત્વનો નિર્ણય કર્યો છે એવું સભાષણ ઉન્મત્તપ્રલાપ નહિ તો અન્ય શુ? મુખ્ય ન્યાયાસનથી કોઇ સમયે ધર્મસબધી નિર્ણય થયો નથી અને થશે પણ નહિ મિત્રિવેદીને બ્રહ્મવાદમાં થતી શકાનું સંપૂર્ણ સમાધાન થઈ ચુક્યુ હવે શકરજીપ્રવર્તિત માયાવાદ સર્વથા અવૈદિક છે એ સિદ્ધ કરીએ છીએ.

मायावादोऽवैदिकः वेदमिथ्यात्वानित्यत्वाङ्गीकारात् ॥ १ ॥

निर्विशेषब्रह्मप्रतिपादकत्वात् ॥ २ ॥

निर्विशेषज्ञानासम्भवेन मोक्षासम्भवात् ॥ ३ ॥

जीवस्य ज्ञातृत्वानङ्गीकारेण ज्ञानानुपपत्तेः ॥ ४ ॥

जगदसत्यत्वप्रतिपादकत्वात् ॥ ५ ॥

वाक्यज्ञानेनैव मोक्षप्राप्त्युपदेशात् ॥ ६ ॥

आत्मनाशरूपमोक्षस्वीकारात् ॥ ७ ॥

प्रवाहसृष्टिपातित्वात् ॥ ८ ॥

श्रीशिवोक्तासच्छास्त्रप्रवर्तितत्वात् ॥ ९ ॥

एकविज्ञानेन सर्वविज्ञानप्रतिज्ञानुपपत्तेः ॥ १० ॥

माध्यमिकमतप्रवेशाच्च । ११ ।

૧ વેદને 'न माता पिता वा न देवा न लोका न वेदा न यज्ञा न तीर्थं ब्रुवन्ति' ઇત્યાદિ સ્થળે અનિત્ય અને મિથ્યા પ્રતિપાદન કરેલ હોવાથી માયાવાદ અવૈદિક છે.

૨ માયાવાદ 'બ્રહ્મ નિર્વિશેષ છે' એમ પ્રતિપાદન કરે છે, પરન્તુ વેદાદિ શાસ્ત્ર નિર્વિશેષ વસ્તુનું પ્રતિપાદન કરતા નથી

૩ બ્રહ્મ નિર્વિશેષ હોય તો અજ્ઞેય થાય, બ્રહ્મજ્ઞાન કદાપિ પ્રાપ્ત થાય નહિ, અને મોક્ષ-પ્રાપ્તિ સર્વથા થાય જ નહિ.

૪ માયાવાદમાં મોક્ષસાધનમાં મુખ્ય સાધન જ્ઞાન સ્વીકાર્યું છે તથાપિ જીવ જ્ઞાતા સ્વીકારેલો નહિ હોવાથી તે કદાપિ જ્ઞાન પ્રાપ્ત કરી શકે નહિ

૫ જગતને અસત્ય વદનાર માયાવાદીઓ શ્રીમદ્ભગવદ્ગીતાના ષોડશાધ્યાયનિરૂપિત આસુરી જીવો છે.

૬ માયાવાદી 'तत्त्वमसि' વાક્યમાત્રના જ્ઞાનથી મોક્ષપ્રાપ્તિ સ્વીકારે છે, તે પણ સંભવતું નથી

૭ મોક્ષાવસ્થામાં આત્મનાશ અંગીકાર કરીને મોક્ષને ઉપાદેય નહિ, પરન્તુ હેય બનાવે છે

૮ માયાવાદી જીવોનો પ્રવાહસૃષ્ટિમાં સમાવેશ થાય છે

૯ માયાવાદ શ્રીશિવજીવિરચિત અસચ્છાસ્ત્રપ્રવર્તિત છે

૧૦. એકવિજ્ઞાનથી સર્વવિજ્ઞાન થાય છે તે પ્રતિજ્ઞા માયાવાદ પૂર્ણ કરી શકતો નથી.

૧૧ માયાવાદનો માધ્યમિક બૌદ્ધમતમાં પ્રવેશ થાય છે

માયાવાદ આવી સકલાનુપપત્તિગ્રસ્ત હોવાથી અત્યન્ત અવૈદિક છે, અને માધવજી તો શું પરન્તુ તેમના પરમ આદિ ગુરુ શંકરજી પુનઃ અવતરે તો પણ 'માયાવાદ વૈદિક છે' એમ આ સમીક્ષાયુગમાં સિદ્ધ થવું ગગનકુસુમસમાન છે.

# શ્રીવ્રતોત્સવનિર્ણય.

આ માસિકપત્રિકાના દ્વિતીય વર્ષના બારમા અંકમા અમે શ્રીનાથદ્વારની વ્રતોત્સવની ટિપ્પણીની કેટલીક ભૂલો પ્રકટ કરી હતી, એને નહિ ગણકારતા ટિપ્પણીના યોજક મહાશય નરહરિશૌરીશાસ્ત્રીજી તટસ્થ રહીને 'વ્રજવાસીશાસ્ત્રી'ના નામથી ઉત્તર દે છે, અને અમોએ જે યથાર્થ ભૂલ પ્રકટ કરી છે એને આક્ષેપ સમજે છે! ત્યારે હવે મહાશયે ભૂલો કરી તે તો કરી, પણ હજુ અભ્યાસથી દૂર કરવા ત્યાર છે! તેથી જ અમારે ફરીથી વિવેકનિપુણ સભ્યોને વિદિત કરવું પડે છે કે શાસ્ત્રીજીને નિર્ણયસિંધ્વાદિ પ્રસિદ્ધ ગ્રંથોના પાઠભેદ કરવામા પણ કાંઈ સંકોચ આવતો નથી. વિશેષ શું લખવું? મહાશય સ્વયં સમજી લેશે. હવે અમે એમના લેખને તપાસીને પ્રત્યુત્તર પ્રકટ કરીએ છીએ. બારમા અંકમા અમારો લેખ પ્રકટ થયો છે, અને ત્રીજા વર્ષના બીજા અને ચોથા અંકમા જે શાસ્ત્રીજીનો લેખ છે એ બન્નેને પાસે રાખીને આ અમારા લેખને વાંચવાની વાચકવર્ગને સવિનય પ્રાર્થના કરીએ છીએ.

સંવત્ ૧૯૬૮ શકે ૧૮૩૩ જ્યેષ્ઠ શુ ૧૪ શનિને દિવસે "જ્યાં અનુરાધા ઘ ૬૦ સાથે પૂર્ણ હોય અને પૂર્ણિમા રવિવારે ઘડીક શેષ હોય તે દેશોમા તો જ્યેષ્ઠાભિષેક ગ્ર. આ. કૃ ૧ સોમે પ્રાપ્ત જ છે' એનો ઉત્તર શાસ્ત્રીજીના લખમા શું છે? જો તે દેશોમા સોમવારે પડવાને દિવસે જ્યેષ્ઠાભિષેક શાસ્ત્રીજીને સમ્મત છે તો ટિપ્પણીમા ન લખતા લોકોને ભ્રમમા કેમ નાખ્યા? એ અજ્ઞતા કહેવાય કે બુદ્ધિમત્તા કહેવાય? વળી અમોએ જ્યેષ્ઠાભિષેકની વાત કરી છે અને શાસ્ત્રીજી દોલોત્સવના નિર્ણયના પ્રમાણો આપી રહ્યા છે! **कालश्च यामिन्याः पश्चिमो याम इति निश्चीयते** એ પંક્તિ શ્રીપુરુષોત્તમજીકૃત 'ઉત્સવપ્રતાન'મા દોલોત્સવનિર્ણયની છે. એમા પણ **पश्चिमो यामः** એનો 'પાછલો પ્રહર' એવો અર્થ થાય છે, પણ તેઓ તો લખે છે કે "ઉત્તર દિવસના સૂર્યોદયની પૂર્વનો ભાગ તે પૂર્વરાત્રિનો પાછલો ભાગ કહેવાય" વાચકવર્ગ સમજી શકશે કે પંક્તિમા **याम** પદ છે. એનો **भाग** અર્થ કરવામાં સાડાસાત ઘડીનો અંતર છે. **याम** શબ્દનો પ્રહર એવો અર્થ થાય છે. 'ભાગ' અર્થ કરવો એ નિર્મૂલ છે, અને 'ભાગ' અર્થ કરવામા રાત્રિનો ઉત્તર ભાગ અર્થાત્ 'અર્ધરાત્રિ પછી' એવો અર્થ માનવામા બાધ, પણ પ્રમાણ નથી. વળી જ્યારે જ્યે. શુ. ૧૫ ઘ ૪૬ છેતાલીશ હોય અને અનુરાધા ઘ ૪૫ પીસતાલીશ હોય એ વખતે અર્ધરાત્રનો ઉત્તર જેને તેઓએ દ્રવિડ પ્રાણાયામની રીતે 'ઉત્તર દિવસના સૂર્યોદયની પહેલા પૂર્વરાત્રિનો પશ્ચિમ ભાગ' માન્યો છે, એમા એક ઘડી પૂર્ણિમાનો જ્યેષ્ઠાથી યોગ છે. ત્યારે એ વખતે જ્યેષ્ઠાભિષેક કરવો પ્રાપ્ત થાય છે તે તેઓને કબુલ છે વા નહિ, એ પણ સ્પષ્ટ કરવાની આવશ્યકતા છે. ઉત્સવપ્રતાનમા દોલોત્સવનિર્ણયમા જે રાત્રિનો પશ્ચિમ યામ કહેલો છે, એમા **प्रातर्यामे चतुर्दश्या गोविंदप्रतिमां शुभाम्** એ સ્કાંદ વચન પ્રમાણ છે. ચતુર્દશીના પ્રાતર્યામે ચતુર્થ પ્રહરમા દોલોત્સવ કરવો એ વચનનો વિષય છે, ત્યારે 'જ્યેષ્ઠાભિષેકનિર્ણય'મા તે વચન કેવી રીતે પ્રવૃત્ત થઈ શકે, એ શાસ્ત્રીજી વિશદ કરે તો ઉપકાર થયો કહેવાશે. જ્યે શુ ૧૪ શનિવાર ગણપત કૃષ્ણાજીના પંચાંગમા અનુરાધા નક્ષત્ર ઘડી ૫૯ ઓગણસાઠ પળ ૧૪ અક્ષરે છે તે પણ અમે લખેલું છે, પણ મુદ્રણથી અઠ્ઠાવન ઘડી છપાઈ છે, એમા નિર્ણાયક તિથિપત્ર વિદ્યમાન છે, તો હુજ્જત કરવાની કાંઈ આવશ્યકતા નથી. જ્યારે ઓગણસાઠ ઘડી અઢાર પળ અનુરાધા છે, ત્યારે બેતાલીશ પળ માત્ર જ્યેષ્ઠા પ્રાપ્ત થાય છે. સત્તર મિનિટ જ્યેષ્ઠાનક્ષત્રમા તારકાયા [illegible] તથા પુરુષસૂક્તનો સસ્વર પાઠ એ સર્વનો સમન્વય એ આપની વાક્શક્તિથી જ બને, વ્યવહારથી સર્વથા વિરુદ્ધ છે, અર્થાત્ પૂર્ણિમા રવિવારે જ્યેષ્ઠાભિષેક સર્વથા શાસ્ત્રાનુકૂલ ન હોવાથી અયોગ્ય છે.

જો નિર્ણયગમ ભટ્ટજીનો આશ્રય લેતા હો તો તે પણ સમગ્રપણે તિથિનક્ષત્રના યોગના પક્ષપાતી નથી ઉત્સવપ્રતાનાદિ ગ્રંથોમાં તિથિની અપેક્ષાએ નક્ષત્ર મુખ્ય માનેલુ છે, તેથી જ્યારે તિથિનક્ષત્રનો યોગ કર્મકાલમાં પ્રાપ્ત ન હોય ત્યારે કર્મકાલવ્યાપિ કેવલ નક્ષત્રને મુખ્ય માનેલુ છે, એથી જે દેશોમા અનુરાધાની વૃદ્ધિ હોય તે દેશોમા આપ ન આ સુ ૧ સોમે સ્નાનયાત્રા કબુલ કરો છો, પણ મુબઈમા ત્ર આ સુ ૧ સોમે સ્નાનયાત્રા કેમ કબુલ કરતા નથી?

૨ જેમ પ્રથમાક્ષેપના પ્રતિક્ષેપમા હોલોત્સવનિર્ણયનો આલાપ કરો છો, તેમ રથયાત્રાના આક્ષેપના ઉત્તરમા હોલિકાનિર્ણયનુ અનુસંધાન કરો છો? બીજા નિર્ણયગ્રંથોમા નિર્ણયરામજીના નિર્ણયને આપ પૂર્ણમાન્ય ગણો છો, તેથી બીજા ગ્રંથોની આલોચના કર્યા વગર નિર્ણયરામના પ્રમાણો ઉપર આપ નિર્ભર છો, પરતુ **भक्तिमार्गे यथा सेवासौकर्यं तथा कार्यम्** એ પંક્તિ તો હોલિકાને દિવસે ગ્રહણ હોય ત્યારે ઉત્સવ ક્યારે માનવો, એ બાબતમા ઘણા ગ્રંથોમા ઘણા મતો છે, પણ જે મતમા સેવાસૌકર્ય હોય તે મત માનવો એમ નિર્ણયરામજીનો મત છે એ ઉપર ઘણો વિચાર કરવાનો છે, પણ હાલ તેનો પ્રસગ નથી, તેથી આગળ ઉપર તે લેવાશે હાલ તો એટલુ જ પૂછવાનુ છે કે જ્યારે આપ નિર્ણયરામજીના લેખ ઉપર જ નિર્ભર છો, ત્યારે **अन्यत्रापि कालमाधवीयादौ बौधायनवचनं 'सा तिथिस्तच्च नक्षत्रं यस्यामभ्युदितो रवि'रिति स्वल्पनक्षत्रसत्त्वे तु नक्षत्रमध्येऽधिवासनमात्रं कृत्वा नक्षत्रमतिक्रम्य प्रभोर्दोलारोहणं रथारोहणं च न दोषः** અન્ય કાલમાધવીયાદિ ગ્રથમા બોધાયનનુ વચન છે. કે 'જેમા સૂર્યનો ઉદય હોય તે જ તિથિ અને તે જ નક્ષત્ર માનવુ,' તેથી સ્વલ્પ નક્ષત્ર હોય તો નક્ષત્રમા અધિવાસન માત્ર કરી નક્ષત્ર પછીથી પ્રભુને દોલમા અથવા રથમા પધરાવવામા કાંઈ દોષ નથી એ પ્રમાણે હોલોત્સવનિર્ણયમા નિર્ણયરામજી લખે છે, ત્યારે આષાઢ સુ ૩ ગુરુવારે રથયાત્રા શાસ્ત્રસિદ્ધ છે, તો બીજ બુધવારે રથયાત્રા કરવાનો પક્ષપાત શામાટે કરવો જોઈએ? અને ક્યાંક મુખ્યના અને ક્યાંક ગૌણના કહેવી એ વૈષ્ણવને ભમાવવા નહિ તો બીજુ શુ કહેવાય? માટે આષાઢ સુ ૨ બુધવારે પુષ્ય નથી અને આ સુ ૩ ગુરુવારે ઔદયિક પુષ્ય છે, તેથી ત્રીજને ગુરુવારે રથયાત્રા શાસ્ત્રસિદ્ધ છે

૩ અમારા લેખમા **श्रावणी पूर्णमासी तु** ઇત્યાદિ વચનોના આધારે શ્રા સુ ૧૪ બુધ સર્વ આપસ્તબીઓની શ્રાવણી શાસ્ત્રસિદ્ધ પ્રાપ્ત છે, પણ ભટ્ટ મહાશયજી એના મુકાબલામા કોઈ આર્ષ વચન લખ્યા સિવાય માત્ર નિર્ણયસિંધુની પંક્તિનો પાઠ **બદલી** લખે છે, એનો યથાર્થ પાઠ તો આ પ્રમાણે છે - **तेनोदयसंगवोभयव्यापिनी मुख्या परन्तु संगवाभावे पूर्वेद्युरुभयाभावे चैकैकसत्त्वे पूर्वेद्युश्चतुर्दशीवेधनिषेधात् सामान्यवाक्यात् औदयिककर्मपर्याप्ता ग्राह्या** અર્થ - ઉદય અને સંગવ એ બે કાલમા પૂર્ણિમાની વ્યાપ્તિ હોય એ મુખ્ય છે બીજે દિવસે સગવકાલમા પૂર્ણિમા ન હોય અને પૂર્વદિવસે બન્ને કાલમા ન હોય અથવા એક એક કાલમા અર્થાત્ પૂર્વદિવસ સગવકાલમા હોય અને બીજે દિવસે ઉદયકાલમા હોય તો પૂર્વદિવસે ચતુર્દશીના વેધનો નિષેધ છે, તેથી સામાન્યવાક્યપ્રાપ્ત જેમા ઉપાકર્મ ઉત્સર્જન થઈ શકે એટલી પૂર્ણિમા ઉદયવ્યાપિની હોય તો તે ગ્રાહ્ય છે એ નિર્ણયસિંધુના આધારથી પણ પૂર્વ દિવસે ચતુર્દશી ઘ. ૨ બે પલ ૪૧ એકતાલીશ માત્ર છે તેથી વેધ સિદ્ધ થઈ શકતો નથી, તો બે ઘડી એકતાલીશ પલ ઉપરાત પ્રાતસગવ બન્ને કાલમા વ્યાપ્ત પૂર્ણિમાને છોડી આર્ષ વચન વિરુદ્ધ કેવલ ઉદયનો પક્ષપાત કરવો, એ ભ્રાન્તમનારણ્ય જ કહેવાય વળી આર્ષવચનોનો બાધ કેવલ ગ્રથની પંક્તિઓથી નથી થઈ શકતો તેથી પ્રાચીન ગ્રથકારોની પંક્તિઓના ખડન નવીન ગ્રંથોમા આપ્યા આવે છે, પણ કોઈ આર્ષવચનનુ ખડન કરતુ નથી આર્ષવચનની વ્યવસ્થા કર્યા વગર કેવલ પંક્તિઓથી નિર્ણય કરવો, અને આર્ષવચનને ન માનવુ એ વિદ્વત્તાનુ દૂષણ કહેવાય, તેથી આર્ષવચનપ્રાપ્ત ૧૪ બુધવારે આપસ્તબીઓની શ્રાવણી યોગ્ય છે એમ સિદ્ધ થાય છે

ચોથા આક્ષેપ અને છઠ્ઠા આક્ષેપનો ઉત્તર મહાશયજી લખે છે કે 'એ શાસ્ત્રાનભિજ્ઞતાથી નહિ, પણ એ વખતે નાથદ્વારામાં મરકી ચાલતી હતી અને બહાર રહેવાનું હતું તેથી દૃષ્ટિદોષથી લખાયું તે છપાઈ ગયું' વિચારવાની વાત છે કે જેનાથી લખાયું તે હસ્ત પણ આપના જ છે તો તે વખતે લખાયુ તો કોઈ સમાચારપત્રદ્વારા સૂચના કરવાનો પણ અવસર આપને ન મળ્યો? એ પ્રમાણે આપણી ભૂલથી લોકો ભમે એ કેવી અફસોસની વાત ગણાય? અમે અમારા લેખમાં સાફ લખ્યું છે કે અઢી વાગ્યા પછી વામનજયંતીનાં પારણાં કરવાં, શાસ્ત્રીજીનો લેખ શ્રીપુરુષોત્તમજીના ઉત્સવપ્રતાનથી વિરુદ્ધ છે, ત્યારે એના જવાબમાં શાસ્ત્રીજી આધુનિક ધર્મસિંધુ નામના નિર્મૂલ સ્માર્ત ગ્રંથનો આશ્રય લે છે **ये तु भाद्रे श्रावणमध्यवर्जनमात्रेण निषेधचारितार्थ्यं मन्यमाना विष्णुशृङ्खलयोगाभावेऽपि श्रवणमध्यमात्रं त्यक्त्वा भुंजते ते नित्यश्रवणद्वादशीमाहात्म्यानभिज्ञा भ्रान्ता एव** 'વિષ્ણુશૃંખલ ન હોય તો પણ કેવલ શ્રવણનો મધ્યભાગ છોડીને શ્રવણમાં પારણાં કરે છે તે લોકો અનભિજ્ઞ ભ્રાન્ત છે' એમ ધર્મસિંધુમાં લખ્યુ છે એમ શાસ્ત્રીજી લખે છે, પરંતુ શ્રીપુરુષોત્તમજી પ્રતાનમાં **शुद्धोनायां विद्धोनायां वा स्वल्पं श्रवणं द्वितीयदिने च भूयस्तदा श्रवणमध्यभागस्त्याज्य.** 'શુદ્ધાના અથવા વિદ્ધાના દ્વાદશીમાં સ્વલ્પ શ્રવણ હોય અને બીજે દિવસે અર્થાત્ ત્રયોદશીને દિવસે શ્રવણ અધિક હોય તો શ્રવણનો મધ્ય ભાગ છોડી પારણાં કરવાં'એમ શ્રીપુરુષોત્તમજી લખે છે. શુદ્ધાના દ્વાદશીને બીજે દિવસે શ્રવણનો મધ્ય ભાગ ત્યાગ કરવાના પક્ષપાતી શ્રીપુરુષોત્તમજીને ધર્મસિંધુના આશયથી **અનભિજ્ઞ** અને **ભ્રાંત** માનનાર શાસ્ત્રીજીની પંડિતાઈ ઠીક ઠીક શોભે છે। વળી પુષ્ટિસંપ્રદાયના આચાર્યવરાજ મહાવિદ્વાન્ શ્રીપુરુષોત્તમજીને ભ્રાંત કહેવા એ જ પુષ્ટિસાંપ્રદાયિક પંડિત વા શાસ્ત્રીપદની પ્રતિષ્ઠાના કારણરૂપ છે। પરંતુ આશ્ચર્ય તો એ છે કે મહારાજ પિતૃપિતામહ પુરુષોને શ્રી ૧૦૮ સંપન્ન ટીકાયત શ્રીગોવર્ધનનાથજી મહારાજ એમની જાનના પોતાના નન્દકિશોરજી ભ્રાંત કહેનાર પંડિતોને આશ્રય આપીને સંપ્રદાયને ડામાડોળ કરાવે છે। અસ્તુ શ્રીપુરુષોત્તમજીના લેખમાં **द्वितीयदिने च भूयःश्रवणम्** એનો વ્યાકરણથી અર્થ કરે છે કે 'બીજે દિવસે શ્રવણ અત્યંત અધિક હોય, અર્થાત્ સાંજ પર્યંત પહોંચ્યો હોય તો મધ્યભાગ છોડી શ્રવણમાં પારણાં થઈ શકે' એ પણ નિર્મૂલ અસંગત છે, કેમકે **उपवासेषु सर्वेषु पूर्वाह्णे पारणं भवेत्** એવું દેવલનું વચન છે તેથી પારણાં પૂર્વાહ્ણમાં જ શાસ્ત્રપ્રાપ્ત છે, તેથી ભૂયઃ પદનો સાયંકાલ સુધી એવો અર્થ થઈ શકતો નથી, પણ 'પૂર્વદિવસથી અધિક અથવા પારણાં કાલથી ઉપર વિદ્યમાન' એવો અર્થ થાય છે, અને તેવે પ્રસંગે શ્રવણમધ્યભાગનો ત્યાગ કરવો. વ્યાકરણમાં **द्विवचनविभज्योपपदे तरबीयसुनौ** એવું પાણિનિમુનિનું સૂત્ર છે, એથી બેના મધ્યમાં એકનો અતિશય કહેવો હોય તો **तरप् ईयसुन्** પ્રત્યય થાય છે, અને અત્યંત અધિક અર્થ કરવો હોય તો **अतिशायने तमबिष्ठनौ** એ સૂત્રથી **तमप् इष्ठन्** પ્રત્યય થાય છે, એથી શાસ્ત્રી મહાશયને વ્યાકરણની દિશાની પણ ખબર હશે કે નહિ એ પણ સંશયગ્રસ્ત છે. શ્રવણનો મધ્યભાગ ત્યજવામાં પ્રમાણ **श्रुतेश्च-मध्ये परित्यज्येति** ઇત્યાદિ પ્રતાનમાં લખેલ છે, અને નિર્ણયસિંધુમાં તો સ્પષ્ટ લખેલું છે કે, **यद्यप्यत्र नक्षत्रान्तेऽपि पारणं प्रतिभाति, तथापि तिथिमात्रान्ते ज्ञेयं, नतु ऋक्षान्ते. तिथि-मध्येऽपि 'याः काश्चित्तिथयः प्रोक्ताः पुण्या नक्षत्रसंयुताः ऋक्षान्ते पारणं कुर्याद्विना श्रवणरोहिणीम्' इति विष्णुधर्मे श्रवणान्तमात्रे पारणानिषेधात्।** એ પ્રમાણે શ્રવણના અંતમાં પારણાંનો નિષેધ હોવાથી તિથિમધ્યમાં પણ શ્રવણાન્તનિરપેક્ષ પારણાં થઈ શકે છે, માટે તિથ્યન્તમાં પારણાં કરવાં, શ્રવણાન્તમાં ન કરવાં, એ વચનસિદ્ધ છે, છતાં સપ્રમાણ નિર્ણયસિંધુને અપ્રમાણ માની નિર્મૂલ ધર્મસિંધુને પ્રમાણ માનવામાં શું પ્રમાણ છે તે શાસ્ત્રીમહાશય સ્પષ્ટ કરશે. વળી સાંપ્રદાયિક ઉત્સવોના નિર્ણયો સાંપ્રદાયિક ગ્રંથોને આધારે થવા જોઈએ, તેમાં જે વિષય સાંપ્રદાયિક ગ્રંથમાં ન હોય તેનો નિર્ણય અમુક ગ્રંથને આધારે કરવો એવો નિયમ નથી, પણ તેનો નિર્ણય આપણા

વિચારત્વથી સર્વે નિમધોક્ત આર્ષવચનના આધારે કરવા પ્રાપ્ત છે તેથી, હેમાદ્રિ, માધવ, કમલાકર, નીલકંઠ, કાશીનાથ, વિગેરેના પ્રમાણોની જરૂર નથી પક્ષપાત છોડીને નિર્ણય કરવો એ જ યોગ્ય છે

૭ છઠ્ઠા આક્ષેપનો પ્રતિક્ષેપ જે શાસ્ત્રીજી કરે છે તે પણ ઉટપટાંગ છે એકાદશીવિષયક આક્ષેપ સાતમો છે, અને પોતે છઠ્ઠો લખે છે અસ્તુ જ્યારે મુબઇના પચાગોની સાક્ષીથી મુબઈ પ્રાતમા અવિદ્ધ એતારીવ્રત પ્રાપ્ત છે, ત્યારે તે તે દેશાંતરના જેવા કે મેવાડ વા વ્રજસન્નિહિત દેશના પચાગોને એમની સાફક સર્વ વિદ્વાન્ સાર્વભૌમ માની શકશે નહિ. એથી નૃસિંહલાલજી મહારાજની ટિપ્પણીમા સાફ લખ્યુ છે કે 'જે દેશમા દશમી ૫૫ પચાવન ઘડી હોય તે દેશમા એ વ્રત સોમવારે માનવું' અને તદનુસાર ગોકુલ વિગેરેમા મનાયેલ છે વૃથા કોલાહલથી વા વાગાડબરથી શાસ્ત્રીજીની ભૂલ છુપાશે નહિ અમારો ઉદ્દેશ ભૂલ સુધારવાનો છે, વિરોધ વધારવાનો નથી, તેથી અમે ઉચિત કર્તવ્ય કરવાનો શાસ્ત્રીજીને આગ્રહ કરીએ છીએ

વૈષ્ણવોનો દાસ,

**નાનાભાઈ કાલીદાસ.**

**અધિપતિની નોંધ—**

આ વિષયમાં પડિત ગટ્ટુલાલજી અને છગનશાસ્ત્રીજીએ પણ પોતાના ભિન્નમત વારંવાર પ્રસિદ્ધ કર્યા છે તેથી પુન પિષ્ટપેષણ કરવાનુ માડી વાળીને પ્રમાણભૂત નિર્ણયગ્રથોને મુદ્રિત કરવામા ઉભયે પક્ષગ્રહપરિહર થશે તો સપ્રદાયની સેવા કરી કહેવાશે જ્યા નિર્ણયમા પાઠભેદ કરી નાખવામા પણ સકોચ ન આવતો હોય ત્યા ન્યાય જ અશક્ય છે

## સ્વીકાર

**વિજયપત્રિકોન્મૂલનકુઠાર પ્રકાશક શાસ્ત્રી જ્યેષ્ઠારામ હરજીવન જોશી, પાટણ-ગુજરાત** ગત વર્ષમાં શ્રમાધવતીર્થે પાટણમા રહીને કલહપ્રિયતાનો અનુભવ કરાવવા જે કોલાહલ કર્યો હતો, તેનો સગ્રહ કરીને, બનેલી બાબતને ખોટુ સ્વરૂપ આપીને, પોતાનો વિજય (!) થયો છે એમ લોકોને દેખાડવા **વિજયપત્રિકા** નામે એક પુસ્તક તેના અનુયાયીએ પ્રસિદ્ધ કર્યું હતુ તે પુસ્તકની સામે આ પુસ્તક યોજવામા આવ્યુ છે, એ તેના નામ ઉપરથી જ સ્પષ્ટ થાય છે આ પુસ્તકમા પાટણમા પહેલા કલહ કોણે ઉપસ્થિત કર્યો, અને પરસ્પર વિસવાદો પ્રચલિત થયા પછી પરિણામ શુ આવ્યુ, તેનો યથાસ્થિત ચિતાર રજુ કર્યો છે પુસ્તકના સશોધનની ઘણી જ ઉપેક્ષા થયેલી લાગે છે તેથી તેમા કેટલીક અનિષ્ટ ભૂલો પણ રહી ગઈ છે શ્રીમાધવતીર્થની ગતવર્ષીય વિચિત્ર ચરિત્રનો અનુભવ કરવા જેમને ઇચ્છા હોય તેમણે આ પુસ્તક સગ્રહ કરવા યોગ્ય છે કૃપા અર્ધા આનાના સ્ટેપ મોકલી પ્રકાશકને લખવુ, જેથી તે પુસ્તક તેમને મળશે

---

# 'શ્રીપુષ્ટિમાર્ગીય પુસ્તકાલય,' દાહોદ.

આ સંસ્થાનો દ્વિતીય 'વાર્ષિક' રિપોર્ટ તેના ચાલકો તરફથી પ્રકટનાર્થ ઘણો વખત થયાં આવેલો છે, પરંતુ સ્થલસંકોચને લઈને તેને આ માસિકમાં સ્થાન આપી શકાયું નથી. તેજ કારણે હમણાં પણ તે સંપૂર્ણ પ્રકટ કરવા અશક્ત છીએ, માટે સંક્ષેપમાં અત્ર તેનું અવલોકન કરવામાં આવે છે.

'શ્રીમદ્વૈષ્ણવપત્રિકા'ના પ્રાદુર્ભાવ પછી પુષ્ટિમાર્ગીય વૈષ્ણવોમાં કેટલી બધી જાગૃતિ પ્રસરી રહી છે, તેનો ખ્યાલ સ્થલેસ્થલે સ્થપાતાં જતાં પુષ્ટિમાર્ગીય પુસ્તકાલયો અને સ્વધર્મજ્ઞાન તરફ વધતી લોકરુચિ જ આપી શકે છે. અત્યારે ગુજરાતમાં દુર્ભાગ્યે જ કોઈ એવું સ્થળ હશે કે જેમાં પુષ્ટિમાર્ગીય પુસ્તકાલય ન સ્થપાયું હોય અથવા તો સ્થાપવાની પ્રવૃત્તિ ન ચાલતી હોય. આ સર્વ સ્થાનિક ધાર્મિકઆંદોલન વાસ્તવિક 'વૈષ્ણવપત્રિકા'નું જ પરિણામ છે, એમ કથવામાં અમે લેશ પણ અતિશયોક્તિ કરતા નથી. છેલ્લાં દશ વર્ષમાં જે સાંપ્રદાયિક અપૂર્વ સંસ્કૃત ગ્રંથો પ્રકટ થયા છે, તેના ભાષાંતર રૂપમાં અથવા બીજા કોઈ રૂપમાં જે ગુજરાતી પુસ્તકો અવલોકવામાં આવે છે, તે સર્વ વૈષ્ણવપત્રિકાના સતત્ પરિશ્રમ અને તેણે પ્રસરાવેલી ધાર્મિક સ્ફૂર્તિનું જ ફલ છે. સાંપ્રદાયિક ઇતિહાસમાં આ શતકની અંતિમ દશ વર્ષ યાદગાર થઈ રહેશે એ નિઃસંદિગ્ધ છે.

દાહોદમાં ભગવદ્રસનિમગ્ન શ્રીહરિરાયજીની બેઠક છે. તેમાં ત્યાંના વૈષ્ણવોના શુભ પ્રયાસથી એક પુસ્તકાલય સ્થાપવામાં આવ્યું છે. એ પુસ્તકાલયની બે વર્ષની કારકીર્દીમાં તેના સેક્રેટરીઓના જણાવ્યા મુજબ ૬ જીંદગીપર્યંતના સભાસદો, અને ૩૭ માસિક સભાસદો મળીને કુલ ૪૩ સભાસદો છે. પુસ્તકાલયનો ઉદ્દેશ 'પુષ્ટિમાર્ગીય વૈષ્ણવોને એતન્માર્ગીયગ્રંથો મફત વાંચવા મળે એવો છે,' એમ સેક્રેટરીઓ જણાવે છે. તેનો લાભ ત્યાંના સુભાગ્યે વૈષ્ણવો લે છે, જોકે ૧૫૨૦ ની સંખ્યા ઘણી જ અલ્પ ગણાય. પુસ્તકાલયમાં રૂ ૧૪૬-૭-૯ની કિંમતના ૧૮૭ પુસ્તકો છે. અધુના પ્રકટ થતાં એતન્માર્ગીય માસિકો પણ એમાં મંગાવવામાં આવે છે. આ પ્રકારે પુસ્તકાલયની સુવ્યવસ્થા રાખવામાટે તેના પ્રમુખ રા. રા. મથુરદાસ પુરુષોત્તમદાસ દેસાઈ તથા સેક્રેટરીઓ ગોવર્ધનદાસ અને નારાયણદાસ એ સર્વેનો ઉત્સાહ પ્રશંસનીય છે. પ્રાચીન શૈલીના વૈષ્ણવોની પ્રવૃત્તિ સ્વરૂપસેવાર્થ વિશેષ હોય છે. તેઓ નામસેવામાં સ્વલ્પ લક્ષ આપે છે. આધુનિક સમયમાં નામસેવાની અતીવ આવશ્યકતા છે, તો વૈષ્ણવો સ્વરૂપસેવાસાથે નામસેવા કરવા ચુકશે નહિ, એમ આશા છે. વૈષ્ણવોનું કર્તવ્ય સ્થાપનો પુસ્તકાલયો 'લોકોને મફત વાચન પૂરું પાડવામાંજ' સમાપ્ત થતું નથી, પણ નષ્ટપ્રાય થતા સાંપ્રદાયિક ગ્રંથોને રક્ષવાનું અને મુદ્રિત કરવાનું વિશાલ કાર્યક્ષેત્ર પણ સમીપમાંજ પડેલું છે. આશા છે કે દાહોદ પુસ્તકાલયના સેક્રેટરીઓ ધારે પ્રીતિ આ દિશામાં પણ પ્રયત્ન આદરીને પ્રભુની નામસેવા કરવાને વિશેષ બદ્ધપરિકર થશે.

---

# ગ્રાહકોને નિવેદન.

'પુષ્ટિભક્તિસુધા'ના તૃતીયવર્ષના આજ સુધીમાં ૭ અંકો ગ્રાહકોને મળ્યા હશે, પરંતુ આશ્ચર્યની વાત છે કે ઘણા ગ્રાહકોએ તૃતીય વર્ષનું લવાજમ હજી સુધી મોકલ્યું નથી, માટે તે મોકલવાને તેમને પુનઃ સવિનય વિનતિ કરવામાં આવે છે. આવા ધાર્મિક કાર્ય તરફ ઉપેક્ષાદૃષ્ટિએ ન જોતાં પ્રત્યેક પુષ્ટિમાર્ગીય વૈષ્ણવે તેને ઉત્તેજન આપવું યોગ્ય છે, એ કથન કરવું અત્યાવશ્યક નથી.

આ પ્રમાણે અભેદ હોવાથી કોઈ ઠેકાણે પ્રેમશબ્દથી આસક્તિ, કોઇ ઠેકાણે વ્યસન પણ કહી શકાય છે આ અર્થ શાસ્ત્રથી જાણવો મુખ્ય ફલ તો વ્યસન પછી જ મળે છે જ્યારે શ્રીકૃષ્ણમા વ્યસન થાય ત્યારે જ કૃતાર્થ થાય, અન્યથા નહિ 'ત્યારે જ' શબ્દ બીજા સર્વ યોગનો વ્યવચ્છેદ કરે છે આ વ્યસનાત્મિકા જ ભક્તિ ભગવાને દેવહૂતિને આત્યન્તિકીરૂપ ઉપદેશી છે '[1]નિ'કારણ અને વ્યવધાનરહિત જે પુરુષોત્તમમા ભક્તિ થવી તે આત્યન્તિકી છે ' આવી ભક્તિવાળા લોકો મારા સેવન વિના સાલોક્ય, સાર્ષ્ટિ સામીપ્ય, સારૂપ્ય એકત્વ આપતા પણ ગ્રહણ કરતા નથી ,તે જ આત્યન્તિક ભક્તિયોગ કહેવાય છે.' આ પ્રમાણે તૃતીયસ્કંધ છે આચાર્યચરણે પણ આનુ વ્યાખ્યાન કર્યું છે કે, અત્યન્ત પ્રેમની ઉત્પત્તિ થાય ત્યારે આવુ થાય છે વ્યસન એટલે પ્રેમની પરિપાકાવસ્થા વ્યસન થવાથી સર્વસ્થળે પુરુષોત્તમબુદ્ધિ અને સર્વસ્થળે ઉત્કટ સ્નેહ થાય છે.

તે જ સર્વાત્મભાવ કહેવાય છે સર્વાત્મભાવ સિદ્ધ થયા પછી અંદર અને બહાર પુરુષોત્તમનો આવિર્ભાવ નિરંતર થયા કરે છે ત્યારપછી ફલના અવસરમા સેવાફલપ્રકરણમા કહ્યા પ્રમાણે અલૌકિક સામર્થ્ય ફલ થશે આટલો વિસ્તાર બસ છે

આ પ્રમાણે શુદ્ધ પુષ્ટિભક્તોનો અધિકાર ફલસહિત બતાવ્યો

ફલ તો નિત્યલીલામા પ્રવેશ થવો તે જ તે જ સેવાફલના વિવરણમા અલૌકિક સામર્થ્ય શબ્દથી કહેવાય છે ભાષ્યના આનન્દમયાધિકરણમા અત્યન્ત અનુગ્રહયુક્ત જીવને ભગવાન્ સાથે (અલૌકિક) કમાશનાખ્ય જે ફલ કહ્યુ છે તે ફલ આ છે પુષ્ટિપ્રવાહમર્યાદાનિરૂપણ ગ્રંથમા ભગવાન્ જ ફલ છે એમ સ્વરૂપની જ ફલરૂપતા બતાવી છે તે પણ નિત્યલીલામા પ્રવેશરૂપ જ છે તે ઘણા પ્રકારનુ છે નિત્યલીલામા કેટલાક ભક્તો ભક્તરૂપે, કેટલાક ગો, પશુ, પક્ષિ, વૃક્ષ, વગેરે રૂપે, નદી ભૂમિરૂપે, નિરવધિ આનન્દાત્મક પુરુષોત્તમરૂપ ફલને અનુભવે છે આનન્દમયાધિકરણના ભાષ્યમા કહ્યા પ્રમાણે તો તેઓ અલૌકિક દેહ પ્રાપ્ત કરે છે પછી દેહ, ઇંદ્રિય, પ્રાણ અને અંતઃકરણ અને જીવમા ભગવદાનન્દનુ પ્રાકટ્ય થાય છે પછી તેના થઈને પુરુષોત્તમરૂપ ફલનો અનુભવ કરે છે. માટે 'अहो अमी' ઇત્યાદિ શ્લોકથી ભગવાને પોતાની લીલાના પરિકરનુ સ્વરૂપ તેવુ જ બતાવ્યુ પુષ્ટિમાર્ગીય જીવ તો ફલદશામા તે પરિકરમાનો કોઇ સ્વરૂપે થાય છે તેમા ભગવદિચ્છા જ નિયમન કરે છે

પુષ્ટિભક્તિ ચાર પ્રકારની છે ૧ શુદ્ધપુષ્ટિ, ૨ પુષ્ટિપુષ્ટિ, ૩ મર્યાદાપુષ્ટિ, ૪. પ્રવાહપુષ્ટિ ચારે પ્રકારે પુષ્ટિભક્તિરૂપે એક છતા શુદ્ધાદિપ્રકારથી ભિન્ન છે. એ જ પ્રમાણે એનુ ફલ પણ નિત્યલીલાપ્રવેશરૂપ જ હોવાથી સર્વે પ્રકારેનુ ઐક્ય છે, તથાપિ ભક્ત, ગો, પશુ, વૃક્ષ વગેરેરૂપથી પ્રકારવિભેદ સ્પષ્ટ છે આટલુ જ તારતમ્ય છે તેવી રીતે પ્રવાહાદિભેદથી ભિન્ન થયેલા પુષ્ટિસ્થોનુ એક જ અલૌકિક સામર્થ્યરૂપ ફલ નિત્યલીલામા પ્રવેશરૂપ કહેવાય છે **तदापीते संसारव्यपदेशात्** એ સૂત્રના ભાષ્યમા **तदा** (ત્યારે) એટલે 'નિત્યલીલામધ્યપાતરૂપ પુષ્ટિમાર્ગીય મોક્ષદશામા' એવો અર્થ કર્યો છે નિત્યલીલા તો શુદ્ધપુષ્ટિસ્થ વ્રજસમધિની જ સમજવી તેવી

---

१ अहैतुक्यव्यवहिता या भक्ति पुरुषोत्तमे । सालोक्यसार्ष्टिसामीप्यसारूप्यैकत्वमप्युत दीयमानं न गृह्णन्ति विना मत्सेवनं जना । स एव भक्तियोगाख्य आत्यन्तिक उदाहृत ।

નિત્યલીલામા મધ્યપાત થતા પણ ફરી પ્રકારવિશેષ તો ઇષ્ટ જ છે ¹'ગોપીજનના ચરણરજનું સેવન કરનાર તૃણ, લતા, ઓષધિમાથી હુ પણ વૃન્દાવનમા કોઈરૂપે થાઉ' આ વાક્યથી એટલા માટે આધિદૈવિક બૃહદ્વૃન્દાવનાદિમા ભક્તરૂપે અથવા ગોપાલરૂપે રહિને રસનો અનુભવ થાય છે આધુનિક પુષ્ટિમાર્ગમા રહેલાઓનો પણ તેની ભગવત્કૃપાથી પર્યવસાનમા ફલરૂપભાવની ઉત્પત્તિ થયા પછી નિત્યલીલાન્તઃપાત થાય ને થશે તેમા પણ 'આધુનિક પુષ્ટિમાર્ગીયો હીનાધિકારિઓ હવે તેઓનો તો આ જન્મ અન્તિમ ન હોવાથી 'ઘણા જન્મ પછી તેવા ભાવની ઉત્પત્તિ થતા નિત્યલીલા પ્રવેશ થવાનો, એમ સમજવુ તૃતીયસ્કંધમા **देवानां गुणलिङ्गानां** એ શ્લોકના શ્રીસુબોધિનીજીમા એ ઉક્તિ છે—બીજા લોકોની (જન્માધિકારિઓ !!) થોડી ઘણી ભગવાનમા વૃત્તિ કોઈ કોઈ વખતે પ્રેરાય છે, તે અક્ષય હોવાથી ઘણા જન્મથી તે જ વૃત્તિ પુષ્ટિરૂપા થઈને, અન્તિમ, જન્મમા ભક્તિરૂપ વૃત્તિને ઉત્પન્ન કરે છે, માટે કશી અનુપપત્તિ નથી

નિબંધના સેવાપ્રકરણમા 'ભક્તિમાર્ગમા મુખ્ય ભક્તિનુ ફલ કહેવામા આવે છે' એમ કહીને જે જે ફલો વર્ણવ્યા તે બધા મર્યાદાભક્તિમાર્ગીય જ છે **अधुना**થી આરંભિને **सायुज्यं कृष्णदेवेन** સુધી ગૌણ અને મુખ્ય, એ બે ભેદથી મર્યાદાભક્તોનુ ફલ સાયુજ્ય-મોક્ષસુધી બતાવ્યુ. (અર્થાત્ મર્યાદાભક્તો પહોચીપહોચીને સાયુજ્ય-મોક્ષસુધી પહોચે છે !) નિબંધમા માટે જ પ્રભુ આજ્ઞા કરે છે કે—²'મર્યાદાભક્તિમાર્ગની પરમ કાષ્ઠા—લક્ષ્યા ગંગા જ કહિ છે' ગંગા એ મર્યાદાભક્તિરૂપા છે તેના સેવનથી સાયુજ્ય મોક્ષ પ્રાપ્ત થાય છે '³અથવા અન્યથા તે ગંગાતીરમા સાયુજ્ય થાય છે, એમા સંશય નથી' એમ નવમસ્કંધના નિબંધમા ઉક્ત છે સાયુજ્ય એટલે એકતા—એકરૂપ થવુ તે, ભગવાનમા પ્રવેશ થવો તે ત્યારપછી '⁴મને તત્ત્વત સમજીને અંદર પ્રવેશે છે,' એ પ્રભુ-વાક્યમા પ્રવેશાત્મક સાયુજ્ય મોક્ષસ્વરૂપ વિષય છે આગળ **तद्भावे स्वयं वापि मूर्तिं कृत्वा** એ શ્લોકથી આરંભીને **गृहस्थस्य प्रकीर्तितं** એ શ્લોકપર્યન્ત પુષ્ટિભક્તિમાર્ગીયપ્રકાર કહ્યો છે તેના વિવરણમા 'એ પ્રમાણે વર્તતા સકુટુબ ભગવત્સાયુજ્યને પ્રાપ્ત કરે છે,' એમ જે દૃશ્યમાન છે, તે ઠકાણે સાયુજ્ય શબ્દથી અલૌકિકસામર્થ્યરૂપ મોક્ષ સમજવો, નહિ કે પ્રવેશાત્મક એટલામાટે જ ⁵'આદિમૂર્તિ શ્રીકૃષ્ણ જ સાયુજ્યની ઇચ્છાથી સેવ્ય છે,' એ શ્લોકનુ વ્યાખ્યાન કરતા 'બ્રહ્મજ્ઞાની પરને પામે છે' એ શ્રુતિમા જે સાયુજ્ય મુખ્યત્વે નિરૂપ્યુ છે, તેની ઇચ્છા હોય તો કૃષ્ણસેવા કરવી, એવી મર્યાદામાર્ગના સાયુજ્ય કરતા આ સાયુજ્ય ભિન્ન છે, એમ નિરૂપણ કરીને, તે સાયુજ્ય અલૌકિકસામર્થ્યસ્વરૂપ જ બતાવ્યુ આ સર્વ **આનન્દમયાધિકરણના ભાષ્યમા** અતીવ સ્પષ્ટરીતે સમજાય છે, માટે તેથી જ નિશ્ચય ઉપર આવવુ **સેવાફલ** ગ્રન્થના વ્યાખ્યાનમા 'અલૌકિકસામર્થ્ય, સાયુજ્ય, સેવોપયોગિદેહ' વૈકુંઠાદિમા' એ વ્યાખ્યાનથી ત્રણ ફલ ઉપદેશ્યા તેમા અલૌકિક સામર્થ્યરૂપી પ્રથમ ફલ પુષ્ટિમાર્ગીયોનુ છે, અવશિષ્ટ ફલદ્વય મર્યાદાભક્તોના છે, એમ અવધારવુ મૂલમા **यादृशी सेवना प्रोक्ता** એ શ્લોકમા **सेवना** શબ્દથી મર્યાદાસેવા અને પુષ્ટિસેવા જ વર્ણિત છે, એમ જાણવુ વિવૃતિમા બે સેવાના ત્રણ ફલ કહ્યા છે, તેમા પુષ્ટિસેવાનુ ફલ અલૌકિક સામર્થ્ય છે, બાકીના બીજા બે ફલો મર્યાદાસેવાના છે, એમ વિવેક કરવો માટે જ બીજે ઠેકાણે પણ મર્યાદા-

---

१ तासामहो चरणरेणुजुषामहं स्यां वृन्दावने किमपि गुल्मलतौषधीनाम् ।

२ मर्यादाभक्तिमार्गस्य काष्ठा गङ्गा परा स्मृता

३, सायुज्यं वान्यथा तस्मिन् गङ्गातीरे न संशयः ।

४ ततो मां तत्त्वतो ज्ञात्वा विशते तदनन्तरम्

५ आदिमूर्तिः कृष्ण एव सेव्यः सायुज्यकाम्यया

ભગવાન્‌મા આપે જ અનિર્દિષ્ટ ભક્તિ પ્રવર્તાવી છે. તે મુનિઓને પણ દુર્લભ છે.' એ વાક્યથી આ શ્લોકનું વ્યાખ્યાન કરતા શ્રીમન્મહાપ્રભુ આજ્ઞા કરે છે કે, 'આથી શાસ્ત્રપ્રસિદ્ધ ભક્તિમા તો દાનાદિ સાધનોનું શ્રવણ છે, પણ આ તો પ્રસિદ્ધ જ નથી, તો તેમા સાધન પણ નથી એવો ભાવ સૂચવ્યો છે' માટે આ પુષ્ટિભક્તિ સર્વોત્તમ છે, એમ ભાગ્યશાલીઓએ જાણવુ

**આ ઠેકાણે પ્રમેયરત્નાર્ણવમાં અધિકારવિવેક પૂર્ણ થાય છે**

---

# સર્વાત્મભાવવિવેક.

અધિકારનિરૂપણ પછી ગ્રથકાર સર્વાત્મભાવવિવેક દર્શાવે છે ।

પુરુષોત્તમપ્રાપ્તિમા જે મુખ્ય હેતુરૂપ ગણાયો છે, તે સર્વાત્મભાવનુ સ્વરૂપ અહિ વર્ણવ

ભગવદ્વિષયક, ઉપાધિરહિત સ્નેહ—ભક્તિભેદ તે સર્વાત્મભાવ આ પ્રમાણે તેનુ સ્વરૂ ભાવ એટલે રતિ '[1]દેવાદિવિષયક રતિ તે ભાવ કહેવાય છે,' એ વાક્યથી આત્મનનો તે આત્મભાવ જેમ આત્મનમા આત્મભાવ નિરુપધિ જ છે, તેવો ભાવ પ્રભુમા કરવો આ શ્રુતિ પ્રમાણ છે. [2]પુત્રના કામ માટે પુત્ર પ્રિય નથી થતા 'હે [3]નૃપ, સ્વાત્મા જ છે' માટે જેવો આત્મામા શુદ્ધ ઉપાધિરહિત સ્નેહ છે, તેવો પ્રભુમા કરવો, શ્રુતિનો તા છે. માટે જ 'તે [4]તારા આત્મા અન્તર્યામી અને અમૃત છે,' વગેરે વાક્ય વડે આત્મત્વનુ થાય છે. તે [5]તુ છે' એ વાક્યનો પણ તેવો જ આશય છે આ સર્વ તત્ત્વદીપના સ પ્રકરણમા ઉપપાદ્યુ છે ભગવાન્ બ્રહ્મા પ્રત્યે એવુ જ ભણ્યા છે. 'પ્રિયનો [6]પણ પ્રિય હુ આત્માનો પણ આત્મા છુ માટે હે બ્રહ્મન્, મારામા જ પ્રીતિ કરવી જે માટે પ્રિય છે' આ ભગવદ્વાક્યથી શ્રુતિમા પણ આત્મન્કથન સ્નેહાર્થ જ છે, એમ નિર્ણય થા 'માટે મારામા પ્રીતિ કરવી' એ હેતુગર્ભિત ઉપદેશથી બ્રહ્માએ પણ નિર્ણય કરી જ લીધો '[7]ભગવાન્ બ્રહ્મ સમગ્ર રીતે બુદ્ધિથી ત્રણવાર ઈક્ષા કરીને, કૂટસ્થ થઈ તેમા અધિવાસ માટે રતિ આત્મનમા થાય છે' માટે આત્મનના ભાવનુ ભગવાનમા અત્યાદરપૂર્વક સપાદન તે ભાવ સિદ્ધ થતા તિરોધાનનો નાશ થઈ જાય છે અને સર્વત્ર પદાર્થમાત્રમા—સ્તુત વરૂપ પદાર્થમાત્રમા પરમાનન્દસ્વરૂપ શ્રીપુરુષોત્તમની સ્ફૂર્તિ થાય ત્યારે જ સર્વાત્મભાવ થયલો તેવી રીતે જ સર્વમા આત્મભાવ તે સર્વાત્મભાવ એમ ફલિત થાય છે **तव पारे ये चरन्ति** એ સુબોધિનીજીમા **तव** એટલે તમારા સબધવાળો કોઈપણ પદાર્થ—તેને જેમ સેવે છે, પરંતુ સ્વભાવ તો આવશ્યક જ છે '[8]જે નાનાવિધ—ભિન્ન જુએ છે, તે મૃત્યુના પ...

---

१ रतिर्देवादिविषया भाव इत्यभिधीयते ।

२ न वा अरे पुत्राणा कामाय पुत्रा प्रिया भवन्ति ।

३. नृप स्वात्मैव वल्लभ ।

४ स त आत्मान्तर्याम्यमृत ।

५ तत् त्वमसि ।

६. अहमात्मात्मना धात प्रेष्ठ सन् प्रेयसामपि । अतो मयि रति कुर्याद्देहादिर्यत्कृते प्रिय. ।

७ भगवान् ब्रह्म कार्त्स्न्येन त्रिरन्वीक्ष्य मनीषया । तदध्यवस्यत् कूटस्थो रतिरात्मन्यतो भवेत् ।

८ मृत्यो स मृत्युमाप्नोति य इह नाना पश्यति ।

# સ્વધર્મના મુખ્ય સિદ્ધાન્તો.



૧ જગત્ સત્ય છે

૨ જગત્, જીવ, અન્તર્યામી, અક્ષર ઇત્યાદિના નિમિત્ત અને ઉપાદાન કારણ શુદ્ધ નિર્ગુણ બ્રહ્મ કૃષ્ણ પરમાત્મા જ છે

૩ જીવે અવિદ્યાથી કલ્પેલો અહન્તામમતાત્મક સંસાર મિથ્યા છે

૪. જીવ અણુ છે, શુદ્ધ નિર્ગુણ બ્રહ્મનો અંશ છે, વ્યાપક નથી

૫. પરબ્રહ્મ પુરુષોત્તમ કૃષ્ણનું ધામ અક્ષર બ્રહ્મ ગણિતાનંદ છે.

૬. સર્વોપરિ વેદાદિ શાસ્ત્રે પ્રતિપાદિત પરમકાષ્ઠાપન્ન વસ્તુ શ્રીકૃષ્ણ જ છે

૭ કૃષ્ણની સેવા એ જ અંશ જીવનો ધર્મ છે, એટલે વસ્તુત સ્વધર્મ કૃષ્ણસેવા જ છે

૮. આત્મનિવેદન અને પ્રભુપ્રપત્તિ વિના અન્ય વિશ્વધર્મ હોઈ શકે જ નહિ

---

# आवश्यक निवेदन.

---

१. આ માસિકસંબંધી સઘળો પત્રવ્યવહાર પ્રકાશકને નામે કરવો.

૨. આ માસિક દરેક માસની કૃષ્ણ એકાદશીએ પ્રકટ થાય છે.

૩ આ માસિકમાં છપાવવાને આવેલા લેખો લેવા ન લેવા તેમ જ તેમાં યોગ્ય સુધારોવધારો કરવો પ્રકાશકની ઇચ્છાધીન છે.

૪ શ્રીમદ્‌વલ્લભાચાર્યજીના સિદ્ધાન્તાનુસાર જ લેખ લેવામા આવશે.

૫ વર્ષનુ નોછાવર પ્રથમથી લેવામા આવે છે.

૬. આ માસિકના પરિવર્તનમા જેમના તરફથી માસિક વા પત્ર મલશે તેમને વગર નોછાવરે આ માસિક મોકલવામાં આવશે

૭. કોઇ પણ બાબતની ખબર મગાવવી હોય તો જવાબ સારૂ ટિકટ બિડવી, તે સિવાય જવાબ આપવામા આવશે નહિ

૮ આ માસિકમા જાહેર ખબર છપાવવી હોય કે હેન્ડબિલ વહેંચાવવાં હોય તેમણે પ્રકાશકને લખવુ અથવા મલવુ

પુષ્ટિભક્તિસુધા કાર્યાલય,
પ્રિન્સેસ સ્ટ્રીટ,
મુંબાઈ. } પ્રકાશક

---

# અનુક્રમણિકા.



॥ श्रीकृष्णाय नमः ॥

## ॥ प्रपञ्चवादः ॥

नमामि श्रीमदाचार्यान्सर्वसामर्थ्यसंयुतान् ।
यैरिदं भापितं सर्वं नित्यतां ब्रह्मरूपताम् ॥ १ ॥
कमलाधिपतिं कृष्णं शरणागतवत्सलम् ।
व्रजरत्नकटाक्षेण श्यामं वन्दे चतुर्भुजम् ॥ २ ॥

ननु किमिदमुन्मत्तप्रलपितवद्वदसि यदिदं नित्यं ब्रह्मरूपमिति, प्रपञ्चस्य मिथ्यात्वेन तस्यासत्त्वेनाङ्गीकारात्, तथाहि 'एकमेवाद्वयं ब्रह्म नेह नानास्ति किञ्चने' त्याद्यभेदबोधकश्रुतिभिया भेदरूपं द्वितीयं तु त्वयापि न स्वीकार्यं, तथा चैतस्य तद्वत्परिदृश्यमानत्वाच्छ्रुतौ चाभेदस्योक्तत्वादुभयाविरोधार्थं वासनया जीवाविद्यया वा भिन्नत्वेन प्रतीयमानत्वेन तथात्वात्, अत एव एकमेवेतिश्रुतावद्वयपदं, अत एव ज्ञानिनां शुद्धब्रह्मज्ञानादविद्यानाशे तत्कल्पितप्रपञ्चस्यापि नाश्यत्वेनोपादेयत्वमिति चेत्, त्वस्यापि सर्वज्ञत्वं मन्वान वदन विदूषकः प्रष्टव्यः, प्रथम तावदसत्त्वं किं त्रैकालिकाभावरूप स्वीक्रियत उत भ्रमकल्पितं? नाद्यः अदृश्यत्वापत्तेः, किंचाभावस्य चातुर्विध्येन प्रागभावादित्रयाणामशक्यकल्पनीयत्वेन परिशेषेणात्यन्ताभावस्यावशिष्टत्वेन तस्यापि सप्रतियोगित्वेनास्याप्यसत्त्वेन तदभावाभावात्, भूतले घटात्यन्ताभाव इत्यादौ तु संयोगेन प्रत्यक्षं दृष्टं प्रतियोगिनं घटमारोप्य निषेधः, ननु शशशृङ्गादौ का गतिः? शशे शृङ्गात्यन्ताभाव इत्येव, गोमहिषादिदृष्टं प्रतियोगि शृङ्गं संयोगेनारोप्य तथा, घटात्यन्ताभाव इतिवत्, अथवा न तद्धर्मावच्छिन्नप्रतियोगिताकोऽत्यन्ताभावो वक्तुं शक्यः, गवादिषु प्रत्यक्षत्वात्, तेन तस्मिन् तदीयत्वाभाव इत्यपि साधुः, नान्त्यः, तस्य पूर्वप्रमादृष्टपदार्थगतधर्मसदृशयत्किञ्चिद्धर्मग्रहणजन्यत्वात्, तथाहि, शुक्ताविद रजतमित्यादौ पूर्वकालीनप्रमादृष्टहट्टस्थरजतत्वचद्रजतधर्मसदृशयत्किञ्चिचाकचक्यादिधर्मसारूप्येण हि भ्रमः संभवति, प्रकृते तत्कालीनप्रमादृष्टयत्किञ्चिदधिकरणस्यैतदसम्भवेन क्वगतधर्मसारूप्येण हि कुत्र कस्य भ्रमः संभवति? नन्वेतस्मिन्नेव पूर्वं तथात्वमवधार्य पुनरतथात्वमिति युक्तमेवेतिचेत् अनभ्यासवशादेव कत्थसे, अरे कुत्र गतं 'नदवधार्य निषेधइती' त्याकारकं

१. नाश इति चोदिनिपाठान्तरम्मम पुस्तके २ त्रैकालिकाभावरूप, ३ निषेध ४ भ्रम. ५ पूर्वकालीन ६ प्रथमे ७ मत्यवम् ८ मिथ्यात्वम

द्वितीयमित्यपि धीश्चेत्परिदर्शय, नन्वविद्यामात्रेण प्रतीयमानत्वात्तथेतिचेत्, अथेदं विचार्यते, का सा अविद्या ? किमधिकरणिका चेति प्रश्नद्वयं, प्रथमपक्षे किमज्ञानरूपा ? उत तद्भिन्ना जवनिकावत् यथार्थज्ञानप्रतिबन्धरूपा ? आहोस्विददृष्टविशेषजन्या वा, नाद्या, कारणजिज्ञासायां [ब्रह्मणस्तव निर्गुणत्वेनेच्छावत्त्वाभावेन तदिच्छा तदिति वक्तुमशक्यत्वेनाविद्यैव तदित्याहत्योत्तरतस्तस्यास्तत्कारणत्वेन] तद्रूपत्वाभावात्, न हि दण्डो घटो भवति, नन्वनाद्येव तदिति चेत् तत्कृत इतिपदं भवतामेवानर्थकं स्यात्, ननु समवायिकारणत्वं तस्या इति तत्कारणत्वं तद्रूपत्वमपि तन्नाशे तन्नाशोऽपि मृद्घटोऽमृदित्यप्रतीतेरिति चेत्, सम्प्रति न्यायरीत्यैवोच्यते, एवमास्तां वा, यद्यविद्याया द्रव्यत्वं स्वीक्रियेत कैरपि, अन्यथा रूपनाशेऽपि पटनाशः, तस्मात्समवायिकारणत्वं द्रव्यस्यैवेति नियमः, न चासमवायिकारणत्वमपीति वक्तुं शक्यं, तवाग्रहव्याघातात्, तथाहि, अज्ञानरूपा सेति वदतस्तवाज्ञानमेव सेति प्रतिफलितं, तथाच नाज्ञानोत्पत्तौ तस्यैव कारणत्वं, घटे घटकारणत्वानङ्गीकरणात्, अन्यथा रूपोत्पत्तावपि तस्य कारणत्वस्य दुर्वारत्वमेव, नच द्रव्यविशेषस्य कारणत्वं यथा तथात्रापीति चेत्, न, पूर्वोक्तेन निराकृतत्वात्, न च निमित्तत्वं, तत्त्वेत्वागतमतद्रूपत्वं, न हि दण्डो घटो भवति, न द्वितीया, ज्ञानस्य सविषयकत्वेन स्वीकारात्तेषां च तवासत्त्वेनाभिमतत्वात्किंविषयकं यथार्थज्ञानप्रतिबन्धं करोतीति विचार्य वक्तव्यत्वात्, निर्विषयतत्स्वीकारे नानाभावात् न तृतीया, तत्त्वेन जीवेत्याद्युक्तिवाग्रहव्याघातात्, किञ्च, दर्पणादौ बिम्बप्रतिबिम्बवज्जीवानामविद्यायां तव ब्रह्मप्रतिबिम्बत्वमिति स्वीकारात्प्रतिबिम्बस्य दर्पणाधीनत्वेन तद्गतविशेषाणां च तदधीनत्ववत्तेषामविद्याधीनत्वेन तद्गतादृष्टविशेषस्य सुतरां तदधीनत्वात्तज्जनकत्वाभावात्, न हि घटो दण्डजनकः दण्डाधीनत्वात्, नन्वेतत्त्रयव्यतिरिक्तैव सेति चेत्, किंलक्षणिकेति वदस्व, तच्छून्यैव चेत्, मैवं, प्रमाणाभावात्, ननु भवतां जीवाज्ञाने किं कारणमिति चेत्, भगवदिच्छैव 'मत्तः स्मृतिर्ज्ञानमपोहनं चे'त्यादिना, अत एव 'बुद्धिर्ज्ञानमसंमोह' इत्यारभ्य 'मत्त एव पृथग्विधा' इत्यन्तमपि श्रीमद्यदुपुरपुरन्दरेण, अत एव 'बुद्धिप्रेरककृष्णस्य पादपद्मं प्रसीद-

---

१ मिथ्या २ ज्ञानकारणजिज्ञासायाम् ३ अज्ञानरूपत्वाभावात्. ४ अविद्याया

५ अन्यथा रूपान्तरकरणे पूर्वविनाशेन पदार्थनाशादित्यपि पाठो मम पुस्तके।

६ किञ्च तस्य समवायिकारणसापेक्षत्वात् तवैतदतिरिक्तस्य तथात्वाभावात् तस्यास्तथात्वस्य वक्तुमशक्यत्वात् अभावात्मकतयापि कारणद्वयस्यापि वक्तुमशक्यत्वादित्यधिकं दृश्यते मम पुस्तके।

७ नाशव्याप्तिरसंभवश्चेत्यधिकम्मम पुस्तके।

८ उक्तमितिपाठो मदीयपुस्तके।

त्वितिवाच्यपक्षे शोक्त्, किञ्च सा सती वाऽसती वा? नाद्या द्वैतापत्तेः, न द्वितीया नैत्यैव प्रतिफलितत्वात्, नन्वस्तु सदसद्विलक्षणैव सेति चेत्, न, मानाभावात् 'परस्परविरोधे ही'ति न्यायाच्च, न चानादिसान्ता भावरूपेति वाच्यं, ब्रह्मज्ञाननाश्यत्वमिति हेतोस्तदाभासत्वेन •अनुमानासम्भवात्, अन्वयव्यतिरेकव्यभिचारात्, साध्याभाववद्वृत्तित्वाच्च, द्वितीयपक्षे 'तुष्यतु दुर्जनन्यायेना'स्तु तथाविद्या, तथा च सा ब्रह्मगता जीवगता वा? नाद्या तस्य शुद्धत्वव्याहतेः, किं च त्वदभिमते जीवतुल्यतापत्तौ 'गौणश्चेन्नात्मशब्दात्' 'तन्निष्ठस्य मोक्षोपदेशात्' 'हेयत्वावचनाच्चे'ति सूत्रविरोधात्, न द्वितीया, जीवस्य त्वन्मते प्रतिबिम्बाङ्गीकारात्, आधेयस्य चाधाराधीनत्वात् प्रतिबिम्बस्य दर्पणाधारकत्वेन तदधीनत्ववत्तस्याप्यविद्यारूपाधाराधीनत्वेन दर्पणगतः प्रतिबिम्बो न तु प्रतिबिम्बगतो दर्पण इतिवदविद्यागतो जीवो न तु तद्गता सेति वक्तव्यत्वात्*, किञ्च, जीवगत-

---

१ जाते पदार्थज्ञाने नष्टत्वम्

*मम पुस्तकेऽग्रेयमधिकं दृश्यते, तेन च विग्रहवादकर्त्रायमपि ग्रन्थोऽकारीति विभाव्यते।

*ननु नभो घटवत्तथेति चेत्, स्यादेवं यद्यदि उभयोरैक्यं व्याप्तत्वं, ननु जीवस्य तथात्वमिति चेन्, तद्यापि अनथात्वात्, नच चैतन्यानुपपत्तिः, गन्धवद्गुणत्वे, नन्वप्रतीत्यनुरोधेन गुणगन्धे द्रव्यसत्त्वमितिनियमात् तत्त्वे तदगन्धमन्ये सर्वत्रसत्त्वमित्यप्रमत्तामिति निर्वाह, ननु नित्यत्वानुरोधेन समता, यस्य नष्टे वस्तुन्यपि सूक्ष्मतमगुणीकुर्विति महत् कौतुकं, न च काले [illegible] तथैव वस्तु युक्तं, नियत्वात्, अन्यथा जन्यभावस्यैवेति नियमव्याहतिः, जन्यमाश्रमित्यस्थापि, ननु स्वभोगेति भवद्भिरिति चेत्, सनघनिवेशो जन्यत्वे विशेषणे, भवेद्गन्धातिरिक्तं तत्, मन अव्ययत्वेन निर्वाहात् व्यर्थं तदिति चेत्, जायता प्रमाणे मुद्दयावयवानां योग्यत्वादभोपलम्भ तथाप्यारात्, ननु पूरकप्रतिबन्धकादृष्टेन तथेति चेत्, कदापि न स्यात्, कस्योपि नोपलभ्यताम्, ननु क्षयोपशमादृष्टान्तरेण तथा न नेति चेत, हन्तैवं पुरकक्षयोपशमप्रतिबन्धकादृष्टानुसरस्य भीतिगौरवतो वायद्रव्यस्य प्रयत्न, लाघवाद गन्धाश्रिते गुणे तन्नियम इत्येव युक्तम्, किञ्च, उभयगन्धस्य करस्पर्शमात्रेण तस्य स्थिति विद्यकाल प्रक्षालनेऽपि नहि तदवयवा अपि तत्र स्युः, अङ्गीकारे मानाभावात्, निरनुभवात्, तथ तु तथाभावात्, किञ्च, मत्वानिवतताव्यवता अनुमानासम्भवश्च, गन्ध इत्यधिकरणानधिकदेशवृत्तिगुणत्वात् तदधिकदेशवृत्तिगुणेषु पृथ्वीमात्रवृत्तित्वादेनि व्यतिरेकेण अत्र 'एव दूरात् गन्धो याति' 'व्यतिरेको गन्धवदिति श्रुतिसूत्रयोर्लक्षणपद, अत एवोक्तं 'जीवस्यात्मनाशो हि गन्धवद्व्यतिरेकवानिति श्रीमदाचार्यैस्तत्त्वदीपे, किञ्च, 'हृदि ह्येष आत्मा' 'गुहां प्रविष्टौ' 'द्वा सुपर्णा' 'स यश्च अस्मादि' त्यादिश्रुयुक्ते स्थितिमती जीवस्यैव यतोऽणुः, चैतन्य तु गन्धवदयभावत तस्मादोषापास्य यनुरागया सर्वत्रगुणवद्वयोरसी कार्य, किञ्च प्रत्युताधाराधेयभावानुपपत्तिरिति सूक्ष्मानिलम्भः, नन्वाविर्भावस्थैवेति चेत्, न, मानाभावात्, नहि स्थानयोस्तायाभावः, ननु सद्योगेन तथाभावे तत्र प्रायोग्यतानिति चेत्, को वा सम्बन्धः? सोऽपि आश्रितो वा तद्भिन्नो वा? आद्ये जीवतुल्य एव, तथा च तत्स्थितौ तत्स्थिरं ग्रवधि वाभिति तूर्णमागमात्यानस्थात्यामन्ये तस्यापि प्रसङ्गाभिति द्वैतादिविकल्प, किञ्च, तस्य द्विनिष्ठत्वात् अविद्याया तदभावेन तदभावात्, नापि स्वरूपसम्बन्धानि तत्प्रभेदे तथा प्रभावात्, ननु 'निष्फल निर्मल' इत्यादे का गतिः? प्रपञ्चत्वात् [illegible], अन्यथा श्रुतिविरोधः स्यात्, आविद्यकत्वात् अत एवाभि 'अथ चैनमिति, नहि त्वदभिमतस्य जन्मान्तरण, निष्पादनात, अविद्यावशस्य दुःखोत्तरत्वात्, अत एव व्याकरणश्रुतिरितिनिगमार्थः, तथा च घटे आकाशमिति अविद्यायां स इत्येव न्यायोऽस्मरणीय, एतदपि आगतम्, वस्तुतस्तु त्वन्मते ब्रह्मणो जीवत्वेन अविद्याया अनिर्वचनीयत्वेन क. कम्य प्रतिबिम्ब इत्येव, प्रभुत्वराणामपि पर्यायेणेत्याहुः, अस्माभिस्तु प्राचीनं विग्रहवादे

त्वेन ब्रह्मगतधर्मकल्पने सामर्थ्याभावात्, तथाहि, ब्रह्मगतास्तेऽविद्या कल्पिता इति तु तव मतं, तथा चासमानाधिकरणत्वात्तथा, ननूच्छेद एव तस्याः, त्वदभिमतत्वेनेष्टापत्तिः, भगवच्छक्तित्वेनास्त्येव दशमस्कन्धे मथुरालङ्करणप्रसङ्गेऽक्रूरदर्शने 'श्रिया पुष्ट्या गिरा कान्त्या कीर्त्या तुष्ट्येलयोर्जया विद्ययाविद्यया शक्त्या मायया च निषेवित'मितिवाक्यात्, तस्मात्पूर्वोक्तेन प्रतीयमानत्वादसत्त्वमिति वदतस्तत्त्वाविद्यत्वमेव, ननु वासनयैव प्रतीयमानत्वेन तत्तथास्त्विति चेन्न, पूर्वोक्तदूषणेनैव परिहृतत्वात्, नच स्वप्नवत्सत्त्वेप्यसत्त्वमिति वाच्यं, तस्य पूर्वानुभूतविषयविशेषजन्यत्वेन तेषामसत्त्वेन तदसंभवात्, तथा सत्यपि जगदसदिति वदन्तो बाह्या* एव, स्यादेतत्, ननु मास्त्वसत्त्वमनित्यत्वमेवास्तु, तथाहि तत्त्वं ध्वंसप्रतियोगित्वे सति प्रागभावप्रतियोगित्वमि-

१ वैधर्म्याच्च न स्वप्नादिवदितितत्त्वसूत्रविरोधाच्चेत्यधिकम्मम पुस्तके

अत्र मम पुस्तकस्थोऽय विभागोऽधिको दृश्यते ।

* ननु मद्मतो परस्पर विरुद्धत्वात् अनिर्वचनीय जगत् इदमेव मिथ्यात्व, किञ्च, श्रुतिरपि तथात्व ब्रूते'नेह नानास्ति किञ्चने'ति तस्मान्मिथ्यात्वखण्डनमयुक्तमिति चेत्, न, अनिर्वचनीयस्य मिथ्यात्वे प्रमाणाभावात्, उरीक्रियते चेत् ब्रह्मणोऽपि अनिर्वचनीयत्वेन मिथ्यात्वमापद्यते, यतोऽनिर्वचनीयत्वञ्च निर्वचनीयरहितत्व, तथाहि 'अपाणिपादो जवनो ग्रहीता पश्यत्यचक्षु स शृणोत्यकर्ण', नत्वेव, नवा पाणिपादसहितत्व, न वाऽजवनताग्राहकत्व, शेष पूर्ववत्, अत एव महाभारते वैशम्पायनसहस्रनामस्तोत्रे 'अणुर्बृहत्कृश स्थूलो गुणभृन्निर्गुणो महानि'ति, किञ्च, नहि 'नेहनानास्तीतिश्रुतिर्मिथ्यात्व वदति,किन्तु द्वैतप्रतिषेध,यत 'पुरुष एवेद सर्व' 'स आत्मान स्वयम कुरुत' 'स वै सर्वमिद जगत्' 'सर्व खल्विद ब्रह्म' 'तत्सत्यमित्याचक्षते' विष्णुपुराणे प्रथमांशे 'तदेतदक्षय नित्य जगन् मुनिवराखिलमाविर्भावतिरोभावजन्मनाशविकल्पवत्' गीतायां च 'नासतो विद्यते भावो नाभावो विद्यते सत इत्यारभ्य न कश्चिद्वक्तुमर्हतीत्यन्त' सूत्रकारोऽपि 'असदिति चेन्न प्रतिषेधमात्र (पर) त्वात्' 'असद्व्यपदेशान्नेति चेन्न धर्मान्तरेण वाक्यशेषात्' 'सत्वाच्चावरस्ये'त्यादिना तथैवाह, ननु अनिर्वचनीयस्य मिथ्यात्वे प्रमाणाभावादिति चेत्, न, अनुमानस्य प्रमाणत्वात्, तथाहि जगदनिर्वचनीय सदसद्भ्या वक्तुमशक्यत्वात् शुक्तिरजतवदिति, हेतो साध्याविशिष्टत्वेन अनुमानस्याप्रयोजकत्वात्, अस्तु वा तुष्यतु दुर्जनन्यायेन, तथापि जगदनिर्वचनीयत्वसाध्ये नत्वनिर्वचनीयस्य मिथ्यात्वे, ननु यदुक्त ब्रह्मणोऽप्यनिर्वचनीयत्वेन मिथ्यात्वमिति तदसत्, अनिर्वचनीयत्व नाम सदसद्भ्या वक्तुमशक्यत्व, ब्रह्म तु सत्वेन वक्तु शक्यत्वादिति चेत्, न, 'न सत् तन्नासदुच्यते' नायगुण कर्म न सत् सन्नासदि'तिगीतापुराणवाक्यैर्न ब्रह्म सन्मात्रेणापि प्रतीयमानत्वात्, इदमेव तस्य अनिर्वचनीयत्व, अत एव 'यतो वाच' इतिश्रुति, यत्तु विष्णुपुराणवचन तत्त जगत. प्रवाहनित्यत्व ब्रूते नतु जगन्नित्यत्व, नहि विकारस्य नित्यत्व सभवति, विकारो मिथ्येति प्रतिपादनात्, असत्त्वेनाङ्गीकाराभावान्न सूत्रविरोध इति चेत्, न, प्रपञ्चालीकत्वात् तत्प्रवाहनित्यत्वासंभवात्, तथा सति शुक्तिरजतादपि कटककुण्डलादिप्रवृत्तिश्च, किञ्च नहि प्रपञ्चो विकार विचारासहत्वात्, तथाहि एतेन श्रुत्यर्थोऽपि व्याख्यात, कस्य विकार ? न ब्रह्मण, तस्य अविकृतत्वात्, नेतरस्य त्वन्मते ब्रह्मभिन्नस्य सर्वस्य तद्रूपत्वात्, ननु ब्रह्मभिन्न सर्व मिथ्या ब्रह्मभिन्नत्वात् शुक्तिरजते च दृष्टान्तसिद्धि तेन ब्रह्मभिन्ननिखिलप्रपञ्चमिथ्यात्वसिद्धिरितिचेत्, न, पक्षतावच्छेदकहेत्वोरैक्येनांशत सिद्धसाधनात् दृष्टान्तासिद्धेश्चेति ।

त्याकारकत्वं च जगन्मध्यपातिघटपटादिपदार्थे दृष्टं, घटो भविष्यति भूत इत्यादिप्रतीतिबलादिति चेन्न, किन्नाम भावित्वं भूतत्व? धर्मविशेष एव, तथा च धर्मस्य धर्मिणि समवायसंबन्धसंबद्धत्वेनाभिन्नत्वात्तस्य भाविभूतसमयासत्त्वान्निराश्रयत्वेन स्थित्यनुपपत्त्या तत्समये तत्स्वीकारस्यावश्यवक्तव्यत्वात्, नन्वन्यथानुपपत्तिभियैव तथात्वं चेत्काले एव सान्तु इति चेत्, मैवं, कालस्तथेतिप्रतीतेर्दुर्वारत्वात्, एवं च सति तत्तत्समयेऽपि धर्मस्वीकार आवश्यकः, ननु घटादेः सदा सत्त्वेन भावित्वादिवकुमशक्यमिति तत्रापि तथात्वं चेद्विलक्षणकालेऽपि तथाप्रतीतिर्दुर्वारेति तवैवोक्तिर्दूषणग्रस्तेति चेत्, न हि शूकरसमूहजनितभयेन कदाचित् केसरी बिभेति, तथाहि, 'पुरुष एवेदं सर्वं' 'यद् भूतं यच्च भव्य'मितिश्रुत्या तयोरपि सत्त्व सदात्मकत्वेनावगम्यत इति श्रुतिसिद्धं, तस्यास्तु स्वतःप्रामाण्यं, तथा च स्वतःप्रामाण्ये तत्सङ्कोचेन धर्मधर्मिणोरपि सत्त्वं यथा मन्तव्य तथैतत्सङ्कोचेनैव तस्मिन्काले ऽवर्तत अनाविर्भूतः स इत्यपि मन्तव्य, तथा सति पदार्थसत्त्व एव भाविभूतइत्यादिप्रतीतिर्नित्यसत्त्वे अनित्यत्वेऽपि तत्तत्कालेऽसत्त्वमेव, अवर्तमानत्वात्, अस्माकं त्वदर्शनमात्रं न तु तत्त्वं, तस्योपजीव्योपजीवकत्वात्, तथाहि, ननु तासां न स्वतःप्रामाण्यं किन्त्वीश्वरोक्तत्वात्तस्य चानुमेयत्वात् तथा च तादृशं तदुक्तत्वात् तथात्व न स्वत इतिचेत्, न, मन्वादीनां सर्वज्ञत्वे मानाभावेन पूर्वपूर्वसर्गव्यवहारानुपपत्त्या तदन्यत्वकल्पने गौरवेण च तव सिद्धो हीश्वरः प्रयोज्यप्रयोजकरूपेण व्यवहरति घटमानय गां नयेत्यादिना, सर्वतो बलवती ह्यन्यथानुपपत्तिः, ततश्च तत्रत्यो बालस्तच्छब्दश्रवणानन्तर तद्व्यवहारात्सङ्केतग्रहणं करोति नयनानयनाभ्याङ्कृतिविषयात्मकं ततो घटादिपदं घटत्वावच्छिन्ने शक्तमित्यपि, तदनन्तरं भूयो दर्शनेन तत्तत्कृतिविषयसादृश्यं वस्तुषु पश्यतीति शब्दोपजीवकत्वमध्यक्षस्येति सिद्धं, अतएवाधुनिकस्यापि बालस्यायं पिता भ्रातेत्यादिवाक्यश्रवणानन्तरं तस्य तथातथादर्शनं ऋते जनन्याः भगवदिच्छाधीनयावत्कालं जीवनादृष्टस्य विद्यमानत्वात्, अन्यथा तदसम्भवात्, एवं च तथाविधवह्निधूमज्ञाने कचिन्महानसादाविन्धनसंयोगादिना फूत्कारद्वारा तज्जन्यत्वं तस्मिन्पश्यति, तदनन्तरं यो यज्जन्यः स न तद्व्यभिचारी यथा कपालजो घट इति जानन् तत्रापि तज्जन्यत्वेनाव्यभिचारित्व जानाति, ततश्च कदाचित्पर्वतादावनवच्छिन्नमूलं तं पश्यन् तज्जन्यत्वेनाव्यभिचारित्वज्ञानेन वह्निं स्मरति, पूर्वदृष्टसंस्कारस्यापि विद्यमानत्वात्, सैवानुमितिरित्युच्यते तार्किकैः, तेन च दर्शनोत्तरकालीनत्वेन प्रत्यक्षोपजीवकत्वमनुमानस्येति सिद्धं, तस्मादुपजीव्योपजीव्यत्वात् शब्दस्य स्वतःप्रामाण्य

त्यादिश्रुतिस्मृतिभिरेवेतिसुगमः पन्थाः, अत एव 'अखण्डं कृष्णवत्सर्वं' 'जगत्कर्ता जगन्मय' इति वागधीशचरणैः, स्यादेतत्, ब्रह्मणो निर्गुणत्वेऽमुष्य सगुणत्वे कथं तद्रूपत्वमिति ?, तथाहि, 'अथात आदेशो नेति नेति', 'अस्थूलमनणु अप्राणो ह्यमनाः' 'यतो वाचो निवर्तन्ते' 'सर्वेन्द्रियविवर्जितं' 'न सत्तन्नासदुच्यते' 'अव्यक्तोयमचिन्त्योयं' 'स वै न देवासुरमर्त्यतिर्यक्' 'अरूपवदेव हि' 'प्रकृतैतावत्त्वं ही'त्यादिश्रुतिस्मृतिपुराणतत्त्वसूत्रैः तथात्वप्रतिपादनाद्युक्तं चैतत्, यद्येवं न स्यात्, तदास्मात्सगुणस्य परिच्छिन्नत्वादव्यापकत्वमेव तस्मादिदमेव साध्विति चेत्, वय न सहामहे, मूर्खजल्पितत्वात्, तथाहि, ब्रह्मणोऽलौकिकत्वेन श्रुत्येकसमधिगम्यत्वात्,तासा च 'अस्थूलमनणु' 'सहस्रशीर्षा पुरुष' इत्यादिनोभयविधप्रतिपादकत्वात्परस्परविरोधाय किमादृतं? उपजीव्योपजीवकभावेनैकतरबाधस्तु वक्तुमशक्यः, तत्त्वेनैव तौल्यात्, सन्देहादलक्षणमित्यपि तथा, तत्र शून्यवादापत्त्योद्भूतनास्तिकत्वापत्तेः, तथा सति तेष्वेवान्तर्भावेन चारितार्थे किमर्थमेतावद्गौरवमधिकमतस्तथेत्यप्यवधार्य, तस्माद् व्याख्यानतो विशेषप्रतिपत्तिरिति मन्तव्य, तथा च शृणुष्वावहितः,सन्देहवारणार्थं शास्त्राणां प्रवृत्तिः, स च तत्त्वाज्ञानादेव, तज्ज्ञानं च शास्त्रादेव, तत्रैव सन्देह उत्तरोत्तरशास्त्रतत्तद्युक्तिभिश्च व्यवस्था कर्तव्या, तथाहि श्रुतिषूभयविधप्रतिपादनात् किंलक्षणं तदिति निर्गुणब्रह्मजिज्ञासायां, 'अथातो ब्रह्मजिज्ञासे'त्यनन्तरं, 'जन्माद्यस्य' इत्यवदत् सूत्रकार एव, अन्यथा जगत्कर्तृत्वं न स्यात्, स्वातन्त्र्याभावात्, ननु औपाधिकपरमेव तदिति चेत् 'गौणश्चेन्नात्मशब्दात्तन्निष्ठस्यमोक्षोपदेशात् हेयत्वावचनाच्चे'तिसूत्रविरोधः, न ह्यौपाधिकनिष्ठस्य मोक्षः, किञ्च औपाधिकत्वे तत्रैव जीवतुल्यतया प्रत्युत हेयत्वमित्यग्रिमविरोधः, व्यासस्यासर्वज्ञत्वं च तज्जिज्ञासाया इति तस्यापि तथात्वं मन्वानो व्यग्र एव, तेषां भगवदवतारत्वात्, अत एव 'अरूपवदेव ही'ति 'प्रकृतैतावत्त्व हीति, अयमर्थः, रूप्यत इति रूपं व्यवहारविषयः, तद्वत्सर्वमिदं त्वितो विलक्षणं व्यवहारविषयवन्न भवतीति यावदनेनेतिव्युत्पत्त्या करादि भिन्नं तद्वान् भिन्न इति लोके यथा तथा नात्र, किन्तु करादितोऽभिन्नमित्यपि, तेषामेव तद्रूपत्वात्, रूपस्यापि रूपं, अन्यथा 'अरूपमेव ही'त्युचितं, ननु गुणानां कथं तद्रूपत्वमिति चेत्, कलय, 'तत्प्रधानत्वा'दित्यग्रिमेणावगम्यत्वात्, एतेन परम्परया ब्रह्मप्रतिपादकत्वात् सगुणनिरूपकाणामुपजीवकत्वमित्यपि निरस्तं, रूपरूपप्रतिपादकत्वेनैतत्प्रतिपादकत्वात्, तस्याभेदेन ब्रह्मत्वात्, प्रत्युत तासां तथात्वनिषेधमग्रेकृत्य प्रतिपादकत्वात्, एतदपि त्वदुपरि, अस्माकं तु सर्वासां

तत्प्रतिपादकत्वेनैव सर्वत उपजीवकत्वमेव, अत एव 'प्रकृतैतावत्त्वं ही'ति, प्रकृते लोके यदेतावत्त्वं स्थूलत्वादि अथवा लौककमेतावत्त्वं तदादि तस्य निषेधः, अन्यथा प्रकृतपदस्यैतावत्पदस्य च सर्वमित्यर्थकत्वात् प्रकृतैतावत्त्वमित्यत्रैकमेवोक्तं स्यात्, प्रयोजनाभावाद्गौरवाच्च, एवं सति निर्गुणत्वं लौकिकगुणानधिकरणत्वमित्यागतं, अत एवानन्दमात्रकरपादमुखोदरादि'रिति आनन्दमात्रत्वेन लोकभिन्नत्वं, करादिमत्त्वेन सगुणत्वं, ननु तथात्वे परिच्छिन्नत्वादव्यापकत्वमिति चेन्न, तद्विशिष्टस्यैव तथात्वेन श्रुतिप्रतिपादितत्वात्, तथाहि, 'यः पृथिव्यां तिष्ठन् पृथिवीमन्तरो यं पृथिवी न वेद यस्य पृथिवी शरीरं यः पृथिवीमन्तरो यमयति स त आत्मा अन्तर्याम्यमृत'इति 'सहस्रशीर्षा पुरुषः सहस्राक्षःसहस्रपात् स भूमिं विश्वतो वृत्वात्यतिष्ठद्दि'त्यादिना, अत एव 'प्राकृतधर्मानाश्रयमप्राकृतनिखिलधर्मरूपमिति निगमप्रतिपाद्यं यत्तच्छुद्ध'मित्यग्निकुमारैः, ननु श्रुत्युक्तेनैव तथात्वमिति ब्रूषे तर्हि तदुक्तास्तेऽपि लौकिका एवेति चेन्न, अहो ब्राह्मण्यं विपदीभवति, पूर्वोक्तश्रुतिप्रणीतानेकलक्षणलक्षितो लोके व्यापकत्वेन कश्चिद् दृष्टश्चेन्मामप्युपदर्शय, तथा चावधारय. कलिकालक्रमानुसारेण विकलत्वमवाप्स्यसि भगवत्प्रेरिता बुद्धिस्तवेत्याकारिका यतः, नन्वप्रसिद्धानपि बोधनार्थं निषधति सेति चेत्, न, जगदप्रतीतेः, तथाहि धर्मप्रतिपादकश्रुत्यनुरोधेन धर्मानारोप्य निषेधति इति तवाभिमतं नहि तच्छ्रुतिसिद्धं यदारोप्य निषेधति, न च लोकसिद्धमेव तदनूद्य निषेधयतीति वाच्यं, तत्रैव वदतोव्याघातात्, बाधितविषयत्वापत्तेश्च, 'प्रक्षालिताद्धी'तिन्यायाच्च, अन्योन्याश्रयाच्च, एतेन निर्धर्मकत्वं लौकिकतद्राहित्यमित्यपि ज्ञेयं, तस्मादनेन पथा निर्गुणत्वं सगुणत्वं व्यापकत्वं च ब्रह्मणो ननु त्वदुक्तेन, यद्वा 'तदेजति तन्नैजति तद्दूरे तदन्तिके' 'अपाणिपादो जवनो ग्रहीता' 'अणोरणीयान्महतो महीयान्' 'असक्तं सर्वभृच्चैव निर्गुणं गुणभोक्तृ च बहिरन्तश्च भूतानामचरं चरमेव च' 'आकाशमिव केवलं' 'नाभिर्नभोग्नि'रित्यादिश्रुतिस्मृतिपुराणवाक्योक्तविरुद्धसर्वधर्माधारत्वेनापि, अत एव 'अनन्तमूर्तिमद् ब्रह्म ह्यविभक्तं विभक्तिमदि'ति श्रीमदाचार्यैः, एतेन लौकिकालौकिकत्वनाप्येतच्छङ्का निरस्ता, सर्वस्य तद्रूपत्वात्, तथा चास्मिन् भगवद्बुद्धिविपरीतबुद्धिमत्त्वमेव लौकिकत्वमिति जानीहि, एतदपि त्वत्समाधानाय, वस्तुतस्तु सर्वसामर्थ्यसहिते सर्वरूपे ब्रह्मणि न कोऽपि विरोधो 'न हि विरोध उभयं भगवती'ति सूत्रकारोक्तत्वात्, विस्तरस्तु विद्वन्मण्डनेऽनुसन्धेय इति दिक् ।

१ सामरत्वमि यधि पाठो मम पुस्तके ।

२ तस्मादिद नित्य ब्रह्मरूपमिति स्थितिरित्यधिकम्मम पुस्तके ।

ब्रह्मरूपे प्रपञ्चेऽस्मिन्वादिना परिकल्पिता ।
स्वभ्रमात्कियती शङ्का यथामति निवारिता ॥ १ ॥
विभाव्य दूषणीयं चेत्सन्तोषं प्राप्स्यसे बुध ।
अन्यथा मम का हानिः परं सा यास्यति त्वयि ॥ २ ॥
श्रीविट्ठलपदसरसिजनतिततिमुक्ताखिलाज्ञानः ।
विद्वन्मण्डनसरणिरचीकृपद्गिरिधरःकिञ्चित् ॥ ३ ॥
एतेनास्मत्पतिर्योऽस्ति प्रभुःश्रीद्वारकेश्वरः ।
स एव हि प्रसन्नोऽस्तु किं वृथा *बहुभाषणैः ॥ ४ ॥



*इदम्पद्यद्वयम्ममपुस्तकस्थम् ।

## ॥ श्रीहरिरायजीकृताष्टपदी ॥

( रामकलीरागेण गीयते )

( १६ )

पालय नन्दालयकृतवास, अनुकम्पासम्पादितदास ॥
शयनारुणानिजनयनविकास, सालसतासञ्चितपरिहास ॥ १ ॥
विषमचलनविषमाहतमान, नयनयुगलसूचितरतिदान ॥
रससम्बन्धविलसदज्ञान, अतिशयशिथिलपीतपरिधान ॥ २ ॥
नखरलिखितमृदुसकलशरीर, वपुषा सेवितशिशिरसमीर ॥
मोथिकवचनरचनबहुधीर, व्रजयुवतिजनशिक्षाकीर ॥ ३ ॥
नंदनंदनमदनाधिकसुन्दर, प्रकटितवृन्दाविपिनपुरन्दर ॥
सेवितगोवर्धनगिरिकन्दर, अमृतमथनसमये धृतमन्दर ॥ ४ ॥
ग्रथितमुकुटमेचककचभार, कुन्दकुसुमसुन्दरशृङ्गार ॥
शोभाजितनीरजविधुमार, लीलाविहितविघ्नपरिहार ॥ ५ ॥
चरणपतनकुङ्कुमयुतभाल, अतिरतिविगलितनववनमाल ॥
परिवर्तितकरसरसिजनाल, गोपितकृतलीलागोपाल ॥ ६ ॥
भावितभाववतीजनभाव, एकतानमानसहितदाव ॥
श्रुतकोकिलकुलमधुरराव, एकदृष्टिदर्शितमृगशाव ॥ ७ ॥
सततस्मृतफललीलारासे, कृपयतु गोपीपतिविश्वासे ॥
हरिरिह वल्लभवरपदवासे, गीतागणितगुणे हरिदासे ॥ ८ ॥

---

१. नायके यपि पाठ ।
२. विरचितेत्यपि पाठ. ।

## मार्गस्वरूपनिर्णय.

स बीजभावो वचनैर्व्यावृत्तिरहितैः सदा ॥
प्रेमासक्तिव्यसनतां लभते भजनक्रमात् ॥१४॥

**શ્લોકાર્થ**—તે બીજભાવ 'વ્યાવૃત્તિ રહિત થઈને સદા પ્રભુભજન કરવું' એ શ્રીમદાચાર્યના વાક્યથી પ્રેમ, આસક્તિ, અને વ્યસનપણાને ભજનના ક્રમથી પ્રાપ્ત થાય છે અર્થાત્ પુષ્ટિમાર્ગીય સેવાના ક્રમથી તે બીજભાવ પ્રેમ, આસક્તિ, અને વ્યસનપર્યંત ફલ આપનાર થાય છે એ શ્લોકાર્થ થયો હવે ભાવાર્થનુ ઉદ્ઘાટન કરીએ

**ભાવાર્થ**—અત્ર બીજભાવનુ તાત્પર્ય અવશ્ય જ્ઞાતવ્ય છે બીજભાવ ઉપર સાંપ્રદાયિક પ્રાચીન બાલકોના અનેકાનેક લેખો છે તેમાથી જ યથાબુદ્ધિ દિગ્દર્શન કરીએ પ્રથમ તો બીજભાવ શુ? પુષ્ટિમાર્ગીય આચાર્યદ્વારા માર્ગરીત્યનુસાર દેહ, ઇંદ્રિય પ્રાણ, અંતઃકરણ અને તેઓના ધર્મ, સ્ત્રી, ઘર, પુત્ર, આપ્ત, વિત્ત, ઐહિક પારલૌકિક, આત્માની સાથે એટલે જીવાત્માની સાથે, સર્વ સાક્ષાત્ રસાત્મક રસપ્રચુર શ્રીગોપીજનવલ્લભને નિવેદિત કરવા પછી, અર્થાત્ એકાદશસ્કંધમા કહ્યા પ્રમાણે આચાર્યદ્વારા નિવેદન થયા પછી જીવનો અંત પ્રભુ જે અંગીકાર કરે છે, અને શરણ સિદ્ધ કરે છે, તે બીજભાવ અર્થાત્ મુખ્ય પ્રભુકૃપા થવી, તે જ બીજભાવ બીજભાવ થયા પછી જ સાંપ્રદાયિક ભાવાત્મક શ્રવણાદિકની સિદ્ધિ થાય છે, અર્થાત્ બીજભાવવ્યતિરિક્ત પુષ્ટિમા પ્રવેશ જ અનુપપન્ન છે અવ્યાવૃત્ત રહીને ભગવદ્ભજન કરવાથી બીજભાવ દૃઢ થાય છે, કારણ, બીજભાવ થયા પછી પણ સત્સંગરૂપી જલસિંચન કરવાની આવશ્યકતા છે જેમ ક્ષેત્રમા બીજ વાવ્યુ હોય, તેમા જલસિંચન કરવાથી અંકુરોત્પત્તિ વગેરે થાય છે, તદ્વત્ બીજભાવમાથી પ્રેમ, આસક્તિ અને વ્યસનરૂપ ફલની પ્રાપ્તિ કરવી હોય તો **पूजया श्रवणादिभि** એ શ્રીમદાચાર્યના વાક્યાનુકૂલ સદા પ્રેમપૂર્વક સેવા તથા પુષ્ટિમાર્ગીય શ્રવણકીર્તનાદિ કરવા તેનાથી તે બીજભાવ પોતે જ ફલરૂપ થાય છે, એટલે સર્વાત્મભાવરૂપ અથવા વ્યસનરૂપ બનીને જીવને સાક્ષાત્ લીલામધ્યપાતપર્યંત ફલપ્રદાન કરવામા બલવત્તર થઈ રહે છે એ જ અપ્રમેય બીજભાવનો પ્રભાવ શ્રીમાન્ હરિરાયચરણે અત્ર પ્રદર્શિત કરાવ્યો છે અત્ર બીજભાવનુ તાત્પર્ય શ્રીગોકુલનાથજી આ પ્રમાણે આજ્ઞા કરે છે શુદ્ધ નિર્ગુણ પુષ્ટિમાર્ગના આચાર્ય શ્રીમદાચાર્યના અનુગ્રહપૂર્વક જીવનો પુષ્ટિમાર્ગની રીતથી કરાવેલ ભગવન્નિવેદન પછી જે ભગવદંગીકાર તે બીજભાવનુ સ્વરૂપ છે, એમ આપશ્રીનુ કહેવુ છે, અર્થાત્ શ્રીમદાચાર્યાનુગ્રહપૂર્વક ભગવદંગીકાર તે બીજભાવ

तदर्थं सेवना प्रोक्ता सापि भावात्मिका पुनः ॥
तत्प्राप्यफलरूपोपि प्रभुर्भावात्मको मतः ॥ १५ ॥

**શ્લોકાર્થ.**—તે બીજભાવ દૃઢ કરવા માટે સેવા કહેલી છે તે સેવા પણ પુનઃ ભાવાત્મિકા માનેલી છે તત્સેવાપ્રાપ્ય ફલાત્મક પુરુષોત્તમ પણ ભાવાત્મક જ માનેલા છે

**ભાવાર્થ.**—પુષ્ટિમાર્ગમા સેવા, પ્રાતઃકાલથી આરંભીને સાયંકાલપર્યંત સર્વ સેવા, ભાવાત્મક જ છે, શ્રીમાન્ હરિરાયજીએ સ્વકૃતસેવાભાવનામા તે નિરૂપિત છે તેનુ અત્ર અનુસંધાન કર્તવ્ય છે મંગલાભાવનાવિચાર, તત્સામયિક સ્વરૂપવિચાર, પ્રાતઃકાલમા લલિતાદિ વીણનાદ કરીને પ્રભુને જગાવે છે, તદનંતર રાત્રિની રસાત્મક લીલા કરીને શ્રાન્ત થયેલા અને પ્રિયાયુક્ત આલસ્યથી અર્ધ-ઉન્મીલિતનેત્રવાળા એવા શ્રીજી કોટિભાન સુશોભિત થઈ રહ્યા છે, અને સ્વકીય શુદ્ધપુષ્ટિભક્તો

જે સ્વામિનીજી તેની સાથે હાસ્ય કરનાર, સ્વપ્રિયાના સ્કંધ ઉપર શ્રીહસ્ત ધરીને બિરાજનાર, રતિના ચિહ્નથી જેમની સર્વ આકૃતિ પ્રફુલ્લિત થઈ રહી છે, અર્થાત્ સ્વકીય ભગવદીયોના નિઃસીમ પ્રેમઅંકુરથી સુપ્રકાશિત આવા ભાવાત્મક રસાત્મક પ્રભુને શ્રીયશોદા બાલભોગના સામગ્રી માતૃભાવથી આરોગાવે છે, અને વ્રજસુંદરીઓ તો પોતાના ભાવથી એટલે શુદ્ધપુષ્ટિપ્રકાશક ભાવથી સ્વતંત્રતાથી સર્વ ભાવાત્મક સામગ્રી અંગીકાર કરાવે છે, કારણ પ્રભુ ભાવાત્મક છે, અને તેના ભક્ત પણ ભાવાત્મક જ છે, પુષ્ટિમાર્ગીય મુખ્ય ફલ ક્યારે થયુ કહેવાય કે જ્યારે અષ્ટપ્રહર ભાવાત્મક સ્વરૂપ સદાનંદપૂર્ણ શ્રીકૃષ્ણનો સાક્ષાત્કાર થાય, ત્યારે શુદ્ધપુષ્ટિફલની ઉપલબ્ધિ થઈ, એવુ તાત્પર્ય આ શ્લોકમા આપે પ્રતિપાદિત કર્યું છે અત્ર વિશેષ જ્ઞાન માટે આપની કરેલી સહસ્રશ્લોકભાવના વિચારવી

**तल्लीलापि तथाभूता मन्तव्या रसकोविदैः ॥**
**तस्मात्तदेव स्वाचार्यचरणैकप्रकाशितम् ॥ १६ ॥**

**શ્લોકાર્થ.**—ભાવાત્મક પ્રભુની લીલા પણ ભાવાત્મિકા છે, તેમ ભક્તિરસમા નિપુણ પુરુષોએ માનવુ, તેથી તે એક સ્વાચાર્યચરણે જ પ્રકાશિત કર્યું છે

**ભાવાર્થ.**—રસપ્રચુર પુરુષોત્તમની સર્વ લીલા ભાવાત્મિકા છે, અર્થાત્ શ્રીગોપીજનના ભાવરૂપ છે સૂક્ષ્મદૃષ્ટિથી તત્ત્વાવલોકન કરતાં રસાત્મક ભાવોનુ અધિષ્ઠાન શ્રીગોપીજનો જ છે. અત્ર પ્રમાણ **गोपिकानामेव भावः स यशोदाङ्कसंस्थित** શ્રીગોપીજનોનો ભાવ શ્રીયશોદાજીની ગોદમાં જ બિરાજમાન છે, નંદયશોદા તદુત્સંગ અર્થાત્ નંદાલયમાં યાવતી સામગ્રી છે, તે સર્વ શુદ્ધપુષ્ટિમાર્ગીય શ્રીગોપીજનોના ભાવરૂપ છે પ્રભુની ભાવાત્મક રસાત્મક સર્વ લીલા છે, એમ શ્રીમદાચાર્યે શ્રીસુબોધિની(રાસપંચાધ્યાયી)માં પ્રકાશિત કર્યું છે પૂર્વોક્ત ભાવાત્મક રસાત્મક રસપ્રચુર પુરુષોત્તમનો સાક્ષાત અનુભવ કરાવવો તથા લીલાતપાત કરાવવો તે માટે આચાર્ય પણ શુદ્ધપુષ્ટિમાર્ગીય જોઈએ, શુદ્ધ ભાવાત્મક પુષ્ટિમાર્ગનુ પ્રાકટ્ય સ્વામિનીવ્યતિરિક્ત અનુપપન્ન જ છે અત એવ સ્વામિનીહૃદયસ્થ જે પ્રભુનુ ભાવાત્મક સ્વરૂપ છે, તેના આસ્યસ્વરૂપ એટલે મુખસ્વરૂપ શ્રીમદાચાર્ય છે, તે આચાર્યસ્વરૂપ ભાવાગ્નિરૂપ છે, તે ભાવ વિરહાત્મક છે, તે વિરહાત્મક ભાવનુ દાન કરવા માટે આપ વિરહાત્મક સ્વરૂપ ધરીને સદા શુદ્ધપુષ્ટિજીવોને સ્વસન્નિધાનમાત્રથી રસાત્મક સ્વરૂપનુ દાન કરે છે ભાવાત્મકભગવલ્લીલાના જ્ઞાન માટે શ્રીમદાચાર્યના સ્વરૂપજ્ઞાનની આવશ્યકતા છે

**भावात्मकं हि वक्तव्यं विद्वद्भिरिह सर्वथा ॥**
**यथा मूलं ततो जातं कार्यं चापि तथा भवेत् ॥ १७ ॥**

**શ્લોકાર્થ**—આ પુષ્ટિમાર્ગમા સર્વ ભાવાત્મક જ છે એમ વિદ્વાનોએ જાણવુ જેવુ મૂળ હોય એટલે કારણ હોય તેથી ઉત્પન્ન થયેલું કાર્ય પણ તેવુ જ થાય છે

**ભાવાર્થ.**—ભાવાત્મક સ્વરૂપનો સાક્ષાત્કાર શ્રીગોપીજનોને જ થયો છે સર્વાત્મભાવાનંતર ભાવાત્મક સ્વરૂપનું જ્ઞાન થવાનો સંભવ છે **तन्मनस्कास्तदालापा** તે પ્રભુમા જ મન તથા તત્સંબંધિ જ આલાપ જેના છે, અને **तास्ता विचेष्टा जगृहुस्तदात्मिका** ઇત્યાદિ વાક્યમા વિપ્રયુક્ત અવસ્થામા ભાવાત્મક સ્વરૂપની સાથે રમણ સુપ્રસિદ્ધ છે મૂલ પુષ્ટિપુરુષોત્તમ ભાવાત્મક રસાત્મક છે, તેથી તેના શ્રીઅંગની સૃષ્ટિરૂપ સકલ લીલાસમાજ પણ ભાવાત્મક છે આવા ભાવાત્મક રસાત્મક માર્ગમા અન્ય ભગવદ્વિભૂત્યાત્મક આચાર્યનો પ્રવેશ પણ અસંભવિત છે, ત્યા પુષ્ટિમાર્ગીય પરંપરામા અન્ય **રુદ્ર નારદ બ્રહ્મ** ગંગલાદિકની તો સંભાવના જ સુદૂર છે. **नेम विरंचो न भवो न श्रीरप्यंगसंश्रया** એ શ્લોકથી જ અત્ર પુષ્ટિમાર્ગમા **બ્રહ્મા, રુદ્ર શ્રી** (લક્ષ્મી) વગેરેનો પ્રવેશ જ અનુપપન્ન છે, સૂક્ષ્મ દૃષ્ટિથી તત્ત્વાવલોકન કરતા આવી માર્યાદિક ગુરુપરંપરાની આ શુદ્ધપુષ્ટિમાર્ગમા આવશ્યકતા પણ દેખાતી નથી અત્ર સાક્ષાત્ પ્રભુથી જ સમગ્ર વ્યવહારસિદ્ધિ મનાય છે, અને

એત્ર શ્રીમદાચાર્યની પણ ગણના આ સંપ્રદાયમાં પૂર્ણ સ્વરૂપથી જ છે પ્રસ્થાનચતુષ્ટયમાં પણ અસ્મદીય આચાર્યોએ **રુદ્રબિલ્વમંગલાદિ** પરંપરા કોઈપણ સ્થળે બતાવી નથી, કારણ ભાવાત્મક માર્ગના આચાર્ય પણ પૂર્ણ ભાવાત્મક જ જોઈએ માટે જ પુષ્ટિમાર્ગીય ભાવાત્મક સેવાસાગર આનંદ-પ્રચુર શ્રીમદાચાર્યચરણથી જ ઉદ્ભવ્યો છે, અન્યથી નહિ. અત્ર પ્રમાણ શ્રીવલ્લભાષ્ટકમાં **आनंदैकस्वरूपात्तदंघ्रिसु यदभूत् कृष्णसेवारसाब्धि** એ શ્લોક છે આ ભાવાત્મક માર્ગની જ વાત ૧૮મા શ્લોકમાં સુસ્પષ્ટ થશે

स्वाचार्यास्तत्कृतो मार्गः तत्प्राप्यपुरुषोत्तमः ॥

सर्वमत्युष्णभावाढ्य इति मन्तव्यमुत्तमैः ॥ १८ ॥

**શ્લોકાર્થ.**—શ્રીમદાચાર્ય તથા તત્કૃત પુષ્ટિમાર્ગ તથા પુષ્ટિમાર્ગપ્રાપ્ય પુરુષોત્તમ તે સર્વ અતિ ઉષ્ણભાવયુક્ત છે, એ પ્રકારે ઉત્તમ ભગવદીયે માનવું

**ભાવાર્થ.**—સ્વામિનીહૃદયસ્થ ભાવાત્મક વિગ્રહાત્મક પ્રભુનું જે શ્રીમુખ તે ભાવાગ્નિરૂપ છે, તે ભાવ વિરહાત્મક છે, માટે તે વિરહાત્મક-ભાવનું પ્રદાન કરવા માટે તે ભાવાત્મક રસાત્મક પ્રભુ જ શ્રીમદાચાર્યસ્વરૂપધારી ભૂતલ ઉપર પ્રકટ થાય છે, પુષ્ટિમાર્ગનું પ્રાકટ્ય પણ આપે જ કર્યું, પુષ્ટિમાર્ગનું તો નિતાન્ત સર્વત્ર પ્રસ્થાનચતુષ્ટયમાં સુપ્રસિદ્ધ જ છે, પરંતુ અન્યાચાર્યોની સંસ્થામાં આ માર્ગ તિરોહિતપ્રાય જ રહ્યો હતો, કારણ પૂર્ણસ્વરૂપવ્યતિરિક્ત આ માર્ગનું તાત્પર્ય ઉદ્ઘાટન કોઈથી પણ થઈ જ શકે નહિ. પુષ્ટિમાર્ગપ્રાપ્ય પૂર્ણપુરુષોત્તમ પણ તાપભાવ વિના અપ્રાપ્ય છે. માટે આ શુદ્ધપુષ્ટિમાર્ગનું આચાર્યત્વ અન્ય માર્ગાદિક **રુદ્ર નારદ વિષ્ણુસ્વામી બિલ્વમંગલાદિક**માં અનુપપન્ન જ છે, કારણ, શ્રીમાન્હરિરાયચરણનું આ શ્લોકમાં **सर्वमत्युष्णभाढ्य**—અને આગલના બીજા શ્લોકમાં **इति चिन्ताकृपायुक्तः कृष्ण स्वास्य चकार ह प्रकट सर्वसामर्थ्यसहितं विधिवद् विभु**—તાત્પર્ય એવું છે કે શુદ્ધતાપાત્મક એટલે ઉષ્ણભાવયુક્ત પુષ્ટિમાર્ગ સર્વમાર્ગથી વિલક્ષણ છે, કોઈ પણ વિભૂત્યાત્મક શીતલ આચાર્યોથી તે માર્ગનું પ્રાકટ્ય નથી, તથા **द्वैचीसृष्टिर्व्यर्था चभूयात निजफलरहिता** એ શ્રીવિઠ્ઠલનાથનું વાક્ય પણ એમ જ છે શુદ્ધરસાત્મક ભાવાત્મક પ્રભુનો સાક્ષાત્કાર કરાવવાને માટે પૂર્ણરસાત્મકસ્વરૂપ જ અત્ર શ્રીમદાચાર્યરૂપે પ્રાકટ્ય થયું છે, તેથી શ્રીમદાચાર્ય તત્કૃતપુષ્ટિમાર્ગ તથા તત્પ્રાપ્યપૂર્ણસ્વરૂપ શ્રીકૃષ્ણ તે સર્વે ઉષ્ણભાવ એટલે વિરહભાવથી જ પ્રાપ્ત થાય છે, એમ ઉત્તમ ભગવદીયોએ માનવું

# ઉપસંહાર.

ગુરુપરંપરાપરત્વે જે આ ગ્રંથમાં લખવામાં આવ્યું છે, તે માત્ર ગ્રંથકારના આશયનું જ ઉદ્ઘાટન છે કોઈ વ્યક્તિપર પ્રદ્વેષબુદ્ધિથી આ લેખ નથી, પરંતુ ભાવુક પુષ્ટિભગવદીયોને શ્રીમાન્ હરિરાયચરણનો અભિપ્રાય હૃદયંગમ થવા માટે આ લેખનો સમારંભ થયો છે શ્રીમાન્ વલ્લભાચાર્યથી માંડીને શ્રીવિઠ્ઠલનાથજીના સપ્ત બાલકો તથા દશદિગંતવિજયી શ્રીપુરુષોત્તમજી મહારાજ કોઈ પણ ગ્રંથમાં આવી પૂજામાર્ગીય તામસ માર્ગાદિક પરંપરા દાખલ કરતા નથી, તેનું તાત્પર્ય એટલું જ દેખાય છે કે, તે માન્ય રાખવાથી પૂજામાર્ગ તથા રસાત્મક ભાવાત્મક સેવામાર્ગ એ બેનો ગોટાળો થવા સંભવ છે સાંપ્રદાયિક **ભાષ્ય સુબોધિની, વિદ્વન્મંડનાદિ** અન્ય ગ્રંથોની સમાલોચના કરતાં, આ સાંપ્રત કાલમાં જે **રુદ્ર નારદ** વિષ્ણુસ્વામી બિલ્વમંગલાદિ પૂજામાર્ગીય ગુરુપરંપરા પંડિતોના હૃદયમાં ઉદ્ભવી છે, તે કેવલ કાલમહિમાનું જ પ્રાબલ્ય સૂચવે છે, શુદ્ધ સાક્ષાત્ ભગવત્પ્રોક્ત પુષ્ટિમાર્ગીય નિર્ગુણ સિદ્ધાન્તમાં આવી પૂજામાર્ગીય પરંપરા પુષ્ટિસ્થ લીલાસ્થ ભક્તોના ભાવાત્મક હૃદયપ્રદેશમાં ક્યારે પણ ન ઉદ્ભવો એ જ કૃષ્ણમુખાબ્જરૂપ તથા વિયોગભાવાગ્નિરૂપ પુષ્ટિપથાચાર્ય શ્રીવલ્લભાધીશને આ દાસાનુદાસની આંતર અભ્યર્થના છે

॥ इति भावार्थप्रकाशिकाख्यव्याख्यासमेतो मार्गस्वरूपनिर्णय समाप्तिमगमत् ॥

लेखक-अचलराम भूधरजी शास्त्रीना वैष्णववृन्दने सस्नेह श्रीस्मरण

# વેદને અનિત્ય અને મિથ્યા માનનાર વૈદિક કહેવાય કે?

(૬)

'શકરે બ્રહ્મસૂત્ર ગીતા ઉપનિષદો પર ભાષ્ય લખી તેમાંથી માયાવાદ પ્રસરાવી નાસ્તિકતામા ઓર વધારો કર્યો છે, એ વાતનો બચાવ થઈ શકે તેમ નથી, તેઓ પોતાના ગ્રથોમા પ્રમાણ આપી શકયા નથી' ઇત્યાદિ શબ્દોમા મિ ગજાનન દેસાઈ શકરની નાસ્તિકતા અગીકાર કરે છે, તેથી અમે તેમને ધન્યવાદ આપીએ છીએ વેદને અનિત્ય અને મિથ્યા માનનાર અવૈદિક કહેવાય છે, શકર વેદને અનિત્ય અને મિથ્યા માને છે, તેથી શકર અવૈદિક છે એ, નિર્દુષ્ટ વિશુદ્ધ અનુમાનથી વિરુદ્ધ મિ ગજાનન દેસાઈને કાઈ પણ વક્તવ્ય રહેતુ નથી. એટલુ જ નહિ પણ મિ ગજાનન દેસાઈ સ્વત શકરને 'નાસ્તિક' કહે છે તે વાચી અમે અત કરણથી પ્રસન્ન થઈએ છીએ

શકરને નાસ્તિક માનવા છતા મિ ગજાનન દેસાઈ બૌદ્ધ મતના ખડનનુ માન શકરને આપવા મથે છે એ આશ્ચર્ય છે 'બૌદ્ધ ચાર્વાક ઇત્યાદિ નાસ્તિક મતોનુ ખડન ભગવાન્ વેદવ્યાસજીએ આગલથી જ કરી મૂક્યુ હતુ' એ સત્યનો પણ મિ ગજાનન દેસાઈ અગીકાર કરે જ છે, ત્યારે પછી બૌદ્ધના ખડનનુ માન શ્રીમદ્વેદવ્યાસજીના એકદેશી શંકરને નહિ આપતા સાક્ષાત શ્રીમદ્વેદવ્યાસજીને જ આપવુ સુયુક્ત છે બૌદ્ધ મતનુ ખડન કરીને યથાર્થ વૈદિક સિદ્ધાન્ત સ્થાપન કરે, તેને જ બૌદ્ધ મતના ખડનનુ માન આપવુ ઉચિત છે બૌદ્ધ મતનુ ખડન કરીને યથાર્થ વૈદિક સિદ્ધાન્ત સ્થાપનાર શ્રીમદ્વેદવ્યાસજી જ છે કુમારિલભટ્ટ કે શકર કોઈને પણ બૌદ્ધ મતના ખડનનુ માન આપી શકાય એમ નથી, કુમારિલભટ્ટ કેવલકર્મવાદી છે, કુમારિલભટ્ટ સર્વપ્રવર્તક કર્મનિયામક ઈશ્વરનો જ અગીકાર કરતા નથી કુમારિલભટ્ટ 'વેદને નિત્ય અને અપૌરુષેય' માને 'તેટલા માત્રથી જ તેના નાસ્તિક કર્મવાદની ઉપેક્ષા અથવા વિસ્મૃતિ' કરીલઈને તેને બૌદ્ધ મતના ખડનનુ માન આપવામા જ આસ્તિકશિરોમણિ બ્રહ્મવાદી શ્રીમદ્વેદવ્યાસજીનુ અપમાન થાય છે શકરે તો ઉપનિષદ્ ગીતા અને બ્રહ્મસૂત્રનો અનર્થ કરીને સમગ્ર વૈદિક બ્રહ્મવાદનો જ ઉચ્છેદ કર્યો છે પામર બૌદ્ધ તો વેદને જ માનતો નથી, પરન્તુ પ્રચ્છન્નબૌદ્ધ શકર તો વેદને પ્રમાણ માનવાનો આડબર કરીને વેદને અનિત્ય અને મિથ્યા કહીને વેદની તિલાજલિ કરે છે ગૌતમબુદ્ધ સ્વતત્ર બુદ્ધિબલે બૌદ્ધ મતનુ સ્થાપન કરે છે, પરન્તુ શકર વેદને માનવાનો અને પરમવૈદિક આચાર્ય શ્રીમદ્વેદવ્યાસજીના બ્રહ્મસૂત્ર ઉપર ભાષ્ય લખવાનો ભગીરથ આડબર કરીને વેદ અને વેદવ્યાસ ઉભયથી વિરુદ્ધ માયાવાદજાલ પ્રસારીને બૌદ્ધ મતનુ ખડન નહિ પણ મડન કરે છે શ્રુતિમા ગીતામા બ્રહ્મસૂત્રમા વેદને કયે સ્થલે મિથ્યા અને અનિત્ય કહ્યો છે તે કોઈ શાકર બતાવશે ખરા કે? શ્રુતિમા ગીતામા અને સૂત્રમા વેદને સત્ય અને નિત્ય માન્યો છે, બ્રહ્મને આનન્દાકાર માન્યુ છે, જીવને અણુ અને બ્રહ્મનો અશ માન્યો છે, જગતને બ્રહ્મનુ સત્ય કાર્ય માન્યુ છે, અને સાખ્ય યોગ તપ વૈરાગ્ય અને ભક્તિ એ પંચ અગ વડે અથવા સાક્ષાત ભગવત્કૃપાથી અક્ષર અથવા પર બ્રહ્મની પ્રાપ્તિ માની છે આ સર્વથી વિરુદ્ધ શકરે બ્રહ્મને કેવલ નિરાકાર માને છે, જીવને વ્યાપક માને છે, જગતને પરમાર્થત મિથ્યા માને છે, ગુરુ સાધનસપત્તિ સર્વને મૃષા માનીને લોકમા વ્યામોહ કરે છે બ્રહ્મસૂત્રના દ્વિતીયાધ્યાયના તર્કપાદના ૨૬મા સૂત્રમા બૌદ્ધખડનપ્રસ્તાવમા શ્રીમદ્વેદવ્યાસજી આજ્ઞા કરે છે કે 'અસત્‌માથી સત્ કાર્ય થઈ શકે નહિ' સત્ બ્રહ્મમાથી જ સત્ કાર્ય થઈ શકે, તથાપિ શકર સદસદ્વિલક્ષણ અસત્ અવિદ્યાને જગતનુ કારણ

કહે છે। ૨૬' અને ૨૭મા સૂત્રમા શ્રીમદ્વેદવ્યાસજીએ કારણને 'સત્ કહ્યુ છે,' તેથી વિરુદ્ધ જઈને શંકર કારણને અસત કહે છે। આગલ ૨૮મા સૂત્રમા શ્રીમદ્વેદવ્યાસજી ઉપદેશ કરે છે કે 'કાર્ય સત્ય છે, કારણ કે કાર્યની ઉપલબ્ધિ થાય છે,' પરન્તુ શંકર આથી વિરુદ્ધ જઈને કાર્યને અસત્ય માને છે। ૨૯મા સૂત્રમા શ્રીવેદવ્યાસજી સ્પષ્ટ કહે છે કે "આ જગત સ્વપ્નાદિવત્ મિથ્યા નથી, કારણ કે સ્વપ્નાદિમા અને જગતમા બહુ 'વૈધર્મ્ય' છે," જગતને 'મિથ્યા માનતા' મોક્ષાર્થ પ્રવૃત્તિનો જ વ્યાઘાત થઈ જાય છે, તથાપિ 'આ સર્વથી વિરુદ્ધ શંકર' જગતને અસત્ય માને છે, અને મોક્ષાર્થ પ્રવૃત્તિનો જ વ્યાઘાત કરી મૂકે છે। આવા વેદદ્રોહી, વ્યાસદ્રોહી, જગદ્દ્રોહી, પ્રચ્છન્નબૌદ્ધ શંકરને બૌદ્ધ મતના ખંડનનુ માન ન આપતા 'અભિયુક્ત' સ્થિતપ્રજ્ઞ પુરુષો સદાસર્વદા તે માન શ્રીમદ્વેદવ્યાસજીને જ આપતા આવ્યા છે એ ઉત્તમોત્તમ છે.

'વેદ અથવા વેદધર્મનો શબ્દ ઉચ્ચાર' કરનાર માત્રને ફાંસીને લાકડે ચઢાવી દેવામા આવતા હતા' એમ મિ ગજાનન દેસાઈ માને છે, પરન્તુ તે ઐતિહાસિક સત્યથી કેવલ વિપરીત જ છે બૌદ્ધનો જય બુદ્ધિબલે જ થતો હતો બૌદ્ધ કદાપિ શાસ્ત્રીય વિષયમા શસ્ત્રાદિનો ઉપયોગ કરતા નહિ, એ ઐતિહાસિક સત્ય છે શાસ્ત્રીય વિષયમા પણ શસ્ત્રાદિનો ઉપયોગ કરવાનો આક્ષેપ શંકર ઉપર જ છે, અને તે આક્ષેપ દૂર કરવાને રા મણિલાલ નભુભાઈ દ્વિવેદી તરફથી વારવાર પ્રયત્ન પણ થતો 'પ્રચ્છન્નબૌદ્ધ' પદવી શંકરને પાશ્ચાત્ય પંડિતોએ આપી નથી, પરન્તુ અત્રત્ય પ્રાચીન પંડિતોએ જ આપી છે, એમ અમારે રા ગજાનન દેસાઈને સવિનય જણાવવુ પડે છે બ્રહ્મસૂત્ર ઉપર પ્રાચીન બોધાયનવૃત્તિનુ ખંડન કરીને માયાવાદ પ્રસારીને પહેલો વાડો શંકરે જ બાંધ્યો શંકરે ભાષ્યના આરંભમા 'નિરાકાર ઈશ્વરની સ્તુતિ' પણ કરી નથી શાંકર મતમા ઈશ્વર જ મિથ્યા છે એટલે સ્તુતિ જ ઘટતી નથી શંકરે રાજધાની સ્થાપી નથી એ અમને સુવિદિત છે, પરન્તુ તારીખ ૩જી માર્ચના મુંબઈસમાચારમા લેખ આપનાર શંકરાચાર્યના કારભારી કપડવણજકર મિ.ત્રિવેદીને તેનુ ભાન નથી સંન્યાસીને 'રાજધાની' તો સર્વથા ન જ છાજે

ઉપસ્થિત પ્રશ્ન એ છે કે 'વેદને અનિત્ય અને મિથ્યા માનનાર શંકર વૈદિક કહેવાય કે નહિ?' રા ગજાનન દેસાઈએ તેનુ યોગ્ય ઉત્તર સ્પષ્ટ આપી દીધા પછી 'શંકર મત અવૈદિક હોય તો વૈષ્ણવ મત કેવો?' એ વિભિન્ન પ્રશ્ન ચર્ચવો હતો એક પ્રશ્નનુ નિરાકરણ થયા પહેલા અસંબદ્ધ દ્વિતીય પ્રશ્નનુ ઉપસ્થાપન કરવુ અન્યાય્ય છે, તથાપિ મિ ગજાનન દેસાઈના ઉપશમાર્થે એ પ્રશ્નની પણ ચર્ચા અત્ર પ્રારંભીશુ

મિ ગજાનન દેસાઈ કહે છે કે, 'શંકરથી આગલ વધીને કોઈ પણ વૈષ્ણવ આચાર્યો શંકરથી જૂદા પડી, પોતાનો સિદ્ધાન્ત દર્શાવી શક્યા નથી' અન્ધકારયુગમા આ ભ્રાન્તિ ચાલતી હતી ખરી, પણ આ બુદ્ધિયુગમા સર્વ ભાષ્યકારોના ભાષ્ય પ્રસિદ્ધ થયા છે, અને સર્વના સિદ્ધાન્ત શંકરથી સ્વતંત્ર જ છે એમ નેત્રોન્મીલન હવે તો થવા માડ્યુ છે શ્રીરામાનુજ, શ્રીમધ્વ અને શ્રીવલ્લભ એ ત્રણે વૈષ્ણવ આચાર્યોએ શંકરથી આગલ વધીને, શંકરથી જૂદા પડીને, પોતાના સિદ્ધાન્ત દર્શાવ્યા છે, એમ તે સર્વના ભાષ્યનુ અધ્યયન કરનારને સુવિદિત જ છે તે સર્વના ભાષ્યના અધ્યયન વિના અપ્રામાણિક પ્રલાપ કેવલ ઉપહાસાસ્પદ થઈ પડે છે

'શ્રીરામાનુજ વિશિષ્ટાદ્વૈત સ્વીકારે છે, સત્ય સિદ્ધાન્ત ઘોટાળામા જ રાખે છે' એ રા દેસાઈની ઉક્તિ પણ કેવલ નિર્મૂલ છે શ્રીરામાનુજે નિજ સત્ય સિદ્ધાન્તનુ સ્પષ્ટીકરણ શ્રીભાષ્યમા પ્રથમ સૂત્રમા જ વિસ્તારથી કર્યુ છે શ્રીમધ્વાચાર્ય કૈવલ્યમોક્ષ જ અંગીકાર કરતા નથી શ્રીમદ્વલ્લભાચાર્યજીનો શુદ્ધાદ્વૈત સિદ્ધાન્ત શાંકર મતને આધારે નથી, પણ શાંકર મતને વિરોધે છે, એ સમજવાને અણુભાષ્યાદિ આકર ગ્રન્થના અધ્યયનનો અવકાશ ન હોય તો તત્ત્વદીપનિબંધના

શાસ્ત્રાર્થ પ્રકરણમાત્રનુ અધ્યયન પ્રારભાય તો પણ સુયુક્ત છે "જીવ બ્રહ્મનો અંશ છે અને પ્રત્યક્ષમા જીવ ભોગી છે તો બ્રહ્મ પણ ભોગી જ હોવા જોઇએ" એ ઉલ્લેખ રા ગજાનન દેસાઇએ કયા વાહ્યલ ગ્રન્થમાથી કરી નાખ્યો? વસ્તુસ્થિતિ એમ છે કે **'द्वा सुपर्णा सयुजा सखाय' 'एकस्तथा सर्वभूतान्तरात्मा न लिप्यते लोकदु खेन बाह्य'** ઇત્યાદિ શ્રુતિભિશ્રે શ્રીમદ્દ્વેદવ્યાસજીએ જ **'अत्ता चराचरग्रहणात्'** ઇત્યાદિ બ્રહ્મસૂત્રમા સ્વતત્ર બ્રહ્મનુ નિર્લેપ ભોક્તૃત્વ સિદ્ધ કર્યુ છે જીવ પણ બ્રહ્મનો અંશ છે તથાપિ અવિદ્યાબદ્ધ હોવાથી જીવને ભોગમા બંધન પ્રાપ્ત થાય છે **'तत्र य: परमात्मा हि स नित्यो निर्गुण. स्मृत न लिप्यते फलैश्चापि पद्मपत्रमिवांभस कर्मात्मा त्वपरो योऽसौ मोक्षवन्धै' स युज्यते'** ઇત્યાદિ ભાષ્યોલ્લિખિત વાક્યવૃન્દની વિચારણ બુદ્ધિશુદ્ધિપૂર્વક કરો. આનન્દનો આવિર્ભાવ થતાં બ્રહ્મવ-જીવમાં પણ નિર્લેપ ભોક્તૃત્વનો પ્રાદુર્ભા બ્રહ્મવિદ્યામા પરમ ભૂષણ છે શ્રીમદ્વલ્લભાચાર્યજી સામાન્ય યુક્તિનો આદર જ કરતા નથી **'नैषा तर्केण मतिरापनेया' 'अलौकिकास्तु ये भावा न तॉस्तर्केण योजयेत्'** ઇત્યાદિશ્રુતિસ્મૃતિ સિદ્ધ યથાશ્રુત વૈદિક યુક્તિનો જ આદર નિર્ભયતાથી કરે છે શ્રીકૃષ્ણ ભોગવિલાસી છે કે ઐશ્વર્ય વીર્ય શ્રી યશ જ્ઞાન અને વૈરાગ્ય એ ષડ્ ધર્મે કરીને પરિપૂર્ણ નિર્દોષ પૂર્ણગુણ પરમાત્માની જ કો રમણીય અભિવ્યક્તિ છે એ નિર્ણય કરવાની આકાક્ષા હોય તો **'वेदैश्च सर्वैरहमेव वेद्यो वेदान्तकृद्वेदविदेव चाहम्'** ઇત્યાદિ વાક્યનું અનુસન્ધાન કરો. **'न मां दुष्कृतिनो मूढा' 'अवजानन्ति मां मूढा'** ઇત્યાદિ શ્લોકમા શ્રીકૃષ્ણની અવજ્ઞા કરનાર દુષ્કૃતિને રાક્ષસ અને આસુર ગણેલ છે એ સુપ્રસિદ્ધ જ છે

આ ઉપરથી નિષ્પ્રત્યૂહ સિદ્ધ થાય છે કે ત્રણે વૈષ્ણવ આચાર્યોએ અવૈદિક શકરનુ કૈવલ્ય જ સ્વીકારતા નથી પ્રથમ અધ્યારોપ કરીને પછી તે અધ્યારોપનો અપવાદ કરીને શકર કૈવલ્ય સિદ્ધ કરવા પ્રયતે છે, તેથી જ શકરને અવૈદિકત્વ પ્રાપ્ત થાય છે કોઇ પણ વૈષ્ણવ આચાર્ય અધ્યારોપાપવાદ જ સ્વીકારતા નથી, તેથી કોઇ પણ વૈષ્ણવ આચાર્યને અવૈદિકત્વનો પ્રાપ્ત થવાનો સ્વપ્ને પણ સભવ નથી વૈષ્ણવ આચાર્યમાત્ર પ્રારભથી અતપર્યંત વેદને નારાયણરૂપ જ માને છે **वेदो नारायण साक्षात् स्वयंभूरिति शुश्रुम** ઇત્યાદિ વાક્ય વૈષ્ણવ આચાર્યોને શિરસા વન્દ્ય છે વાચક અને વાચ્ય ઉભય સર્વ અવસ્થામા નારાયણસ્વરૂપ બ્રહ્મરૂપ જ છે, અર્થાત્ શકરવત્ કોઇ પણ વૈષ્ણવાચાર્ય વેદને અનિત્ય અને મિથ્યા કહેતા નથી વેદ અનિત્ય અને મિથ્યા માને તે અવૈદિક કહેવાય, પરતુ વેદને જે સર્વ અવસ્થામા નારાયણસ્વરૂ માને તે વૈષ્ણવ આચાર્ય શુદ્ધ વૈદિક બ્રહ્મવાદી ભગવત્પરાયણ કહેવાય છે. અષ્ટ ભાષ્યનુ શ્રવણમનનતો દૂર રહ્યુ પરન્તુ પ્રસ્તુત શકર, રામાનુજ, મધ્વ અને શ્રીવલ્લભ એ ચાર આચાર્યના ભાષ્યનુ અધ્યયન કરીને રા ગજાનન બુદ્ધિશુદ્ધિપૂર્વક કાંઇ લખે તો ખડનમડનમા પણ સારો આનદ આવે એમ છે તારીખ ૧૧મી એપ્રિલના 'ગુજરાતી પચ'મા પણ પ્રસ્તુત વિ ચર્ચાયા છે, તે તરફ વાચકવર્ગનું ધ્યાન આકર્ષીને પ્રકૃત લેખનો ઉપસહાર કરીએ છીએ

## ( ૭ )

કુમારિલભટ્ટ અને શકરની અતિપ્રશંસા કરવાના ઉદ્દેશથી તા ૩જી માર્ચના મુબઇસમાચારમા મિ કપડવણજકર ત્રિવેદીએ શ્રીરામાનુજથી પ્રારભીને દયાનદસ્વામિપર્યન્તના યાવન્માત્ર સિદ્ધાન્તની એકરવે નિન્દા કરેલી છે એ નિન્દાની સમીક્ષા કરીને મિ ત્રિવેદીને પ્રશ્ન કરવામા આવ્યો છે 'વેદને અનિત્ય અને મિથ્યા માનનાર શકર વૈદિક કહેવાય કે ?' વેદને અનિત્ય અને મિથ્યા મા છે તે અવૈદિક છે, શકરાચાર્ય વેદને અનિત્ય અને મિથ્યા માને છે, અને તા. ૪ અને તા ૧ લીના એપ્રિલના 'ગુજરાતી પચમા' મિ ત્રિવેદીએ મત તેમ અગીકાર પણ કર્યું જ છે, તેથી શકર

નાર્ય અવૈદિક છે એ નિર્દુષ્ટ વિશુદ્ધ અનુમાનથી વિરુદ્ધ મિ ત્રિવેદીને ઉપસ્થિત પ્રશ્નમાં કાંઇ પણ વક્તવ્ય રહેતુ નથી પૂર્વોક્ત નિષ્પ્રત્યૂહ અનુમાનરૂપ નિગ્રહસ્થાનમા મિ ત્રિવેદીનો નિગ્રહ થઈ ચૂક્યો છે એમ બુદ્ધિમાન્ વાચકવર્ગના લક્ષમા તો ક્યારનુ આવી ગયુ છે, તથાપિ મિ ત્રિવેદી અને તેમના મિ 'તટસ્થ' મિ પંડિત આદિ મિત્રો વ્યર્થ વિતંડા કરી રહ્યા છે, તે કેવલ શોચનીય જ નહિ પરંતુ વસ્તુત ઉપેક્ષણીય જ છે સર્વને અવૈદિક કહેવાના વ્યસનવાન્ માધવતીર્થના આદિ ગુરુ જ અવૈદિક છે એમ નિષ્પ્રત્યૂહ સિદ્ધ થઈ જવાથી અસહ્ય પરિણામ આવતો હોય તો હવે માધવતીર્થે એ દુર્વ્યસનનો પરિત્યાગ કરીને સર્વ સાથે સૌમનસ્યથી વર્તવાનું સુશિક્ષણ ગ્રહણ કરવુ જોઇએ. એ સુશિક્ષણનો માધવતીર્થાદિ તરફથી અનાદર કરવામા આવશે તો શંકર અવૈદિક છે એટલું જ નહિ પરંતુ નાસ્તિક પણ છે એમ સામાજિક પ્રતીતિ કરાવવા અમારે બદ્ધપરિકર થવુ પડશે કલહનું બીજ મિ ત્રિવેદીનો તા ૩૦ માર્ચનો મુંબઈસમાચારમા છપાયલો લેખ જ છે, અને તે લેખનો જ સર્વથા નિગ્રહ કરવાનો અમારા તરફથી અદ્યાપિ પ્રયત્ન થયો જાય છે એ વિવેચક વાચકવર્ગને સ્મરણ કરાવવુ પડે એમ નથી, તથાપિ સ્વપક્ષદોષાચ્છાદ કરવાના દુષ્ટ ઉદ્દેશથી તે આરોપ રા. બ લલ્લુભાઈ પ્રાણવલ્લભદાસ પારેખ ઉપર કરવામા આવે છે એ નીચ અન્યાય છે શુદ્ધાદ્વૈતસંબંધી જે નિબંધ સુગૃહીતનામધેય રા બ લલ્લુભાઈ તરફથી મિ દેરાશ્રીએ સાહિત્યપરિષદ્મા વાંચ્યો તે નિબંધમા કાંઇ પણ અયુક્ત હોત તો પરિષદ્ના પ્રમુખ રા ધ્રુવ તે નિબંધ પરિષદ્મા વાંચવાની અનુજ્ઞા જ ન આપત એ નિબંધની એક પ્રતિ શિષ્ટ તરીકે માધવતીર્થને મોકલવામા આવી, તેથી તો ન્યાયવિદ્ રા બ લલ્લુભાઈનું હૃદય કેવળ વિશુદ્ધ અને ભીતિરહિત છે એમ સિદ્ધ થઈ રહે છે રા બ. લલ્લુભાઈએ 'શ્રીવલ્લભચરિત્ર' ગ્રન્થ પ્રસિદ્ધ કરીને શ્રીવલ્લભાચાર્યજીના સનાતન વૈદિક સંપ્રદાયનો સમુત્કર્ષ સિદ્ધ કર્યો તે માધવતીર્થ સહન ન કરી શકે એ જ માધવતીર્થનું માત્સર્યમય કૌટિલ્ય છે. 'શંકરે અસત્ શાસ્ત્ર પ્રવર્તાવ્યુ' 'શંકર માયાવાદી છે' ઇત્યાદિ શબ્દ રા બ. લલ્લુભાઈના પોતાના નથી, પરન્તુ માધવતીર્થના પરમ ઉપાસ્ય શ્રીશિવજીના જ છે પદ્મપુરાણના ઉત્તર ખંડમા શ્રીશિવજી પાર્વતી પ્રતિ નીચે પ્રમાણે આજ્ઞા કરે છે

मायावादमसच्छास्त्रं प्रच्छन्नं बौद्धमुच्यते ।
मयैव कथितं देवि कलौ ब्राह्मणरूपिणा ॥
अपार्थं श्रुतिवाक्यानां दर्शयंल्लोकगर्हितम् ।
कर्मस्वरूपत्याज्यत्वमत्रैव प्रतिपाद्यते ॥
सर्वकर्मपरिभ्रष्टं वैकर्मत्वं तदुच्यते ।
परेशजीवयोरैक्यं मयात्र प्रतिपाद्यते ॥
ब्रह्मणश्च परं रूपं निर्गुणं वक्ष्यते मया ।
सर्वस्य जगतोऽप्यत्र मोहनार्थं कलौ युगे ॥
वेदार्थवन्महाशास्त्रं मायावादमवैदिकम् ।
मयैव वक्ष्यते देवि जगतां नाशकारणात् ॥

**શબ્દાર્થ.**— માયાવાદ 'અસત્' શાસ્ત્ર છે, એ શાસ્ત્ર પ્રચ્છન્નબૌદ્ધ કહેવાય છે. હે દેવિ! કલિયુગમા મે જ બ્રાહ્મણરૂપે એ શાસ્ત્ર કહ્યુ શ્રુતિવાક્યનો એ શાસ્ત્રમા અપાર્થ છે, એ શાસ્ત્ર લોકનિન્દિત દર્શાવે છે કર્મ સ્વરૂપત્યાજ્ય છે એમ એ શાસ્ત્રમા પ્રતિપાદન કર્યુ છે. સર્વ-કર્મભ્રષ્ટ વિકર્મત્વ એ કહેવાય છે એ શાસ્ત્રમા પરમેશ્વર અને જીવનુ ઐક્ય મેં પ્રતિપાદન કર્યું

છે. એ શાસ્ત્રમા સર્વે જગતનો મોહ થવાને બ્રહ્મનું પરમ રૂપ નિર્ગુણ છે એમ હું કહીશ 'હે દેવિ! જગતનો નાશ કરવાને હું જ એ અવૈદિક માયાવાદ મહાશાસ્ત્ર વેદાર્થવત્ કહીશ.' યદ્યપિ એવાં અનેકાનેક વચનનો ઉપન્યાસ કરવાની આવશ્યકતા નથી, તથાપિ એ સર્વ વેદાર્થોપબૃહણોપયોગિ વચનો **'मायेत्यसुरा' 'असत्यमप्रतिष्ठं ते जगदाहुरनीश्वरम्'** ઇત્યાદિ શ્રુતિગીતાને આધારે છે એ સૂચના તો ઉપયુક્ત જ છે શંકરાચાર્યના મતને રા બ લલ્લુભાઈ જ 'માયાવાદ' કહે છે એમ કાંઇ નથી, ગ મણિલાલ નભુભાઈ દ્વિવેદી જેવા આરૂઢ શાંકર પણ શાંકરમતપ્રતિપાદક પોતાના પુસ્તકને 'Doctrine of Maya' અર્થાત્ 'માયાવાદ' સંજ્ઞા આપવામા મહત્ત્વ માને છે એ માધવતીર્થાદિને સસ્મરણ કરાવવુ પડે છે આદ્ય શંકરને નહિ પણ તેના માતામહને રા. બ લલ્લુભાઈએ 'તપોધન' સંજ્ઞાથી માન આપ્યુ છે, નિન્દા કરી નથી, એ શ્રીવલ્લભચરિત્રના નિમ્ન ઉપન્યાસથી સર્વને સ્પષ્ટ થશે

'પછી આચાર્યશ્રી ચિદમ્બર ગામમા પધાર્યાં, ત્યા આકાશલિંગ મહાદેવના દર્શન કરી ભેટ સહિત પ્રણામ કરી પૂજા કરાવી અને મહાદેવજીની સ્તુતિ કરી પછી મુકામપર આવી પોતાના શિષ્યો પ્રતિ આચાર્યશ્રી બોલ્યા કે 'અહિં એક **તપોધન**[1] બ્રાહ્મણ અને એની કામાક્ષી નામની પતિવ્રતા સ્ત્રી રહેતા હતા, તેઓ આ મહાદેવજીના ભક્ત હતા, તેમને મહાદેવજીની કૃપાથી વિશિષ્ટા નામની એક કન્યા થઈ, એ કન્યાને એમણે પૂર્ણાનદીની પાસે કોઇ અગ્રહારમાં લક્ષુરી નામના દ્રવિડ વિશ્વજીત્ નામના બ્રાહ્મણને આપી, એ બ્રાહ્મણ ચિદમ્બરમા આસક્ત હતો, અને વિષયમા વિરક્ત હતો, એક વખત વિશિષ્ટા મહાદેવજીની પૂજા કરતી હતી, ત્યારે એને બગાસુ આવ્યુ, તે વખતે મહાદેવજીએ તે જ રૂપે એના ઉદરમા પ્રવેશ કર્યો, તેથી વિશિષ્ટા ગર્ભવતી થઈ, દશમે માસે વૈશાખ સુદ ૫ને રોજ પ્રસવ થયો, અને શ્રીશંકરાચાર્યજી પ્રકટ થયા', (શ્રીવલ્લભચરિત્ર પા. ૫૭)

આ ઉપન્યાસ વાચતા નિશ્ચય થશે કે અત્ર 'તપોધન'નો અર્થ 'તપોધન જ્ઞાતિનો બ્રાહ્મણ થતો નથી, પરંતુ 'તપસ્વી' થાય છે 'તપોધન' બહુવ્રીહિ સમાસ છે, અને તેનો અર્થ 'તપ છે ધન જેનુ' એવો થાય છે 'તપોધન' શબ્દના આવા વિસ્પષ્ટ અર્થમાં પણ માધવતીર્થને વિચિત્ર સ્ફૂર્તિ થાય તેમા રા બ. લલ્લુભાઈનો શો દોષ? અષ્ટાક્ષરમન્ત્રમાહાત્મ્યમા ભસ્મરુદ્રાક્ષ ધારણ કરનારની નિન્દા યોગ્ય જ છે નિત્ય તિલકમાલાના અધિકારી અનન્ય વૈષ્ણવોભસ્મરુદ્રાક્ષ ધારણ કરે તો તે નિન્દાપાત્ર જ છે, જો કે ગુણાતીત પરબ્રહ્મ પરમાત્મા શ્રીકૃષ્ણના તમોગુણાવતાર રુદ્રના **અનન્ય** ઉપાસક નિજપરપગપ્રાપ્ત ભસ્મરુદ્રાક્ષ ધારણ કરે એમાં વૈષ્ણવોને નિન્દા કરવાનુ પ્રયોજન જ નથી પ્રકરણના અનનુસંધાનથી કે નૈસર્ગિક કૌટિલ્યથી જ માધવતીર્થાદિને દુખ થાય તો તિતિક્ષાસપત્તિનું સેવન કરવુ શંકર બ્રહ્મને નિરજન નિરાકાર માને છે, અર્થાત્ શાંકર મત પ્રમાણે ભસ્મરુદ્રાક્ષલિંગ નિરજન નિરાકાર બ્રહ્મના નથી, પરન્તુ આરોપહિત સગુણ રુદ્રના છે રુદ્ર અને તેના ભસ્મરુદ્રાક્ષાદિ લિંગ સર્વ માયિક છે, વાસ્તવિક નથી, એ શાંકર મતનુ મર્મ છે શંકરે પ્રસ્થાનત્રયના ભાષ્યમાં કોઇ પણ સ્થલે ભસ્મરુદ્રાક્ષાદિનો આગ્રહ કર્યો નથી શંકરનો માયાવાદ અને નીલકણ્ઠનુ વિશિષ્ટાદ્વૈત શૈવ મત ઉભયના અવિવેકથી યોગ્ય પરિપાકીના અભાવમા શાંકરને ભસ્મરુદ્રાક્ષવિધિનો મોહ થાય છે ભસ્મરુદ્રાક્ષાદિ શૈવ લિંગનો આગ્રહ માયિક સગુણ શિવોપાસક શૈવમા યુક્ત છે, પરંતુ અદ્વબ્રહ્મવાદી દૃષ્ટિસૃષ્ટિવાદી માયાવાદી શાંકરમાં તો અત્યન્ત અયુક્ત છે

શ્રીવલ્લભચરિત્રના શ્રવણથી માધવતીર્થમા અસ્થાને માત્સર્યાવિર્ભાવ થતા પણ શ્રીમદ્વૈશ્વાનરાચાર્યવર્યના અખણ્ડશુદ્ધાદ્વૈત બ્રહ્મવાદ સિદ્ધાંતથી વિરુદ્ધ તેને કાંઇ પણ વક્તવ્ય નહિ હોવાથી

૧ આ શબ્દ અત્ર મોટા અક્ષરમા તો અમેજ છપાવ્યો છે

અમંગલ ચિતાભસ્મોદ્ધૂલનપ્રિય માધવતીર્થે કુંકુમગુલાલાદિ મંગલમય દ્રવ્યનો જ વિદ્વેષ ચોપડીદ્વારા આરભ્યો, અને એ કોણુસ્થિત ચોપડીની પ્રસિદ્ધિને અર્થે જ મિ ત્રિવેદી આદિના લેખની પ્રવૃત્તિ થઈ એમ અવપર્યંતના એમના મંડનનાં ઉત્તર વાચતા પ્રતીતિ થાય છે, તો ઉના મુંબઈસમાચારમાં મિ ત્રિવેદીએ એ કોણુસ્થ અપ્રસિદ્ધ ચોપડી વિષે કાંઈ પણ સૂચના કરી નાખી હોત તો એ ચોપડીનું જ ગ્રંથાકારે ખંડન પ્રથમ આરંભાત રા બ લલ્લુભાઈએ જ આ વિદ્વેષ પ્રારભ્યો એમ આક્ષેપ કરનાર માધવતીર્થાદિએ શિષ્ટ તરીકે રા બ લલ્લુભાઈને એ ચોપડી સમીક્ષાર્થ મોકલી હશે તો રા બ. લલ્લુભાઈ એટલા તો બહુશ્રુત વ્યવહારકુશલ અને કર્તવ્યપરાયણ છે કે તેમને એ ચોપડીનું ખંડખંડન ગ્રંથાકારે કરવાની સૂચના કરવી પણ અત્ર આવશ્યક નથી રા. બ લલ્લુભાઈ ઉપરાંત અખંડભૂમંડલાચાર્યવર્ય શ્રીનાથદ્વારસ્થ તિલકાયિત શ્રીગોવર્ધનલાલજી આદિ સર્વે ગોસ્વામિવર્ગમાં પણ એ ચોપડી માધવતીર્થાદિ મોકલશે તો એ ચોપડીને એ મહાનુભાવો ધર્માત્માઓ તરફથી ન્યાય મલ્યા વિના રહેશે નહિ ન્યાય યાચનારે સદૈવ ધૈર્યની સેવના કરવી એ ચોપડીનું ખંડખંડન અમારે હાથે જ થાય એવી માધવતીર્થાદિની ઉત્કટ આકાંક્ષા હોય તો આ પત્રદ્વારા અમને એક ચોપડી સમીક્ષાર્થે મોકલી આપવાથી વેદને અનિત્ય અને મિથ્યા માનનાર શંકર અવૈદિક કહેવાય કે ?' એ પ્રથમ ઉપસ્થિત પ્રશ્નનો નિર્ણય થઈ રહ્યા પછી અમે પણ ગ્રંથાકારે તેનું ચૂર્ણાંશ ખંડખંડન સ્વલ્પ કાલમાં પ્રકટ કરીશું ઉપસ્થિત પ્રશ્નના અગ્રિમ નિરાકરણમાં અક્કાડતાંડવ કરવામાં આવશે તેટલો વિલંબ ન્યાયયાચક માધવતીર્થાદિએ જ સહન કરવો પડશે એ તેણે લક્ષમાં રાખવું અખંડભૂમંડલાચાર્ય શ્રીમદ્દેવકીનંદનલાલજીદ્વારા શરણ અને નિવેદનમંત્રગ્રહણકર્તા નંદદ્વારના થોડા સામવેદી બ્રાહ્મણોને માધવતીર્થે જ્ઞાતિબહિષ્કાર કરાવ્યાનું ફલ પામર વિપ્રોને ભોગવવું પડે એ ઉક્ત માધવતીર્થની કુટિલતાનું નિદર્શન છે

શંકરમતમાં જગદુત્પત્તિ વેદાદિ પ્રમાણ પ્રમેય ગુરૂપસત્તિ આદિ વૈદિક સાધન પરમાર્થત અલીક છે, મિથ્યા છે, મૃષા છે, તેથી વૈષ્ણવપરિષદની સ્વાગતમંડલીના પ્રમુખે સ્માર્તાનુયાયી ગુરુને 'અલીક' વિશેષણ આપ્યું હોય તો તેનું મિથ્યા પ્રાયશ્ચિત્ત મિથ્યા માધવતીર્થે મિથ્યા શંકરને આપીને મિથ્યા શુદ્ધિની મિથ્યા પ્રાપ્તિ કરી લેવી જોઈએ ગુરુને સત્ય માનવા મનાવવાની દૃઢતર આકાંક્ષા હોય તો જીર્ણશીર્ણપર્ણક્ષીણ માયાવાદદુર્મતદ્રુમનો દુરાશ્રય દૂર કરીને યુક્તિકનકકલશઘટિત વિવિધનિગમમહામણિવિરચિત બ્રહ્મવાદભવનમાં માધવતીર્થાદિએ પ્રવેશ આદરવો.

શંકર શ્રીરામાનુજ શ્રીમધ્વ શ્રીનિંબાર્ક આદિ પછી શ્રીમદ્વૈશ્વાનરાચાર્યવર્યનો જગતીતલ ઉપર પ્રાદુર્ભાવ થયો તેથી શંકરમત સનાતન અને શ્રીમદ્વલ્લભાચાર્યનો સિદ્ધાંત અદ્યતન કહેવાતો હોય તો બૌદ્ધ અને જૈન પછી ઉપજાવી કાઢેલું શંકરનું પણ મત અદ્યતન અને બૌદ્ધ જૈન આદિ બાહ્ય મત સનાતન ગણાય ! એવા સનાતન બૌદ્ધ જૈનના મતનું ખંડન કરવા શંકરે પ્રયાસ કર્યો એ પણ મિ પંડિતના પાંડિત્ય પ્રમાણે તો શંકરની અકુશલતા જ ! 'પાશ્ચિમાત્યો' નહિ પણ 'પાશ્ચાત્ય પંડિતપ્રવર શંકર કરતા બુદ્ધ ઉપર વિશેષ માનની દૃષ્ટિએ જુએ છે, છતા શંકરે બૌદ્ધનું ખંડન' કરવા પ્રયત્ન કર્યો એમ કહીને બ્રહ્મવાદી માયાવાદીનું ખંડન કરે એમાં મિ પંડિતને ખેદ પામવાનું લેશ પણ કારણ નથી મિ પંડિને ખંડનમંડનમાં ખેદ કરવો યોગ્ય નથી મિ 'તટસ્થ' પણ ૨૫-૪-૦૯ ના મહીકાંઠા ગેઝેટમાં જણાવે છે કે 'બૌદ્ધનો પરાજય કર્યાનું માન મેક્સમુલર આદિ પાશ્ચાત્ય પંડિતો આદિ શંકરને આપે છે અને રોમેશચંદ્રદત્ત આદિ ઇતિહાસલેખકો તે વાત કબુલ રાખે છે ' વિશેષમાં તટસ્થ સી જે. ઘોષના પુસ્તકમાંથી પોતાને સર્વાંશે માન્ય ઉલ્લેખ પણ તે કરે છે મિ પંડિત પણ અત્ર તે જ અનુવાદ કરે છે એ સર્વ આડંબરનું ઉત્તર નીચે પ્રમાણે છે ઉલ્લેખમાંથી એમ ફલિત થાય છે કે શંકરાચાર્ય ક્રાઇસ્ટ પછી અષ્ટમ શતકમાં થયા શાં તટસ્થના

ઉલ્લેખમા શકરનો કાલ આપ્યો છે તે કાલ માધવતીર્થાદિ શાકરોને જ માન્ય નથી એમ તેમના ગુરુસ્થાનમાથી વારવાર નીકલતી આજ્ઞાપત્રિકામા અપાતી શકરાબ્દસંખ્યાથી સિદ્ધ થાય છે. માધવતીર્થના મત પ્રમાણે શકરને ૨૩૭૮ વર્ષ થયા અર્થાત્ ક્રાઇસ્ટની પૂર્વે પાંચમા શતકમાં શકર થઈ ગયો એમ માધવતીર્થન મતવ્યથી વિરુદ્ધ રા.તટસ્થનો ઉલ્લેખ છે રા.તટસ્થના ઉલ્લેખમાથી એમ પણ ફલિત થાય છે કે શકરાચાર્યે સ્વત ચારે મઠ સ્થાપ્યા, પરતુ પ્રો.ધ્રુવ આરૂઢ શાકર છતા આ વાત અગીકાર કરતા નથી એમ માધવતીર્થના કેસમા પ્રો.ધ્રુવની જુબાની ઉપરથી સ્પષ્ટ નિશ્ચય થાય છે રા.તટસ્થના ઉલ્લેખમાથી એ સિદ્ધાત જ્યારે માધવતીર્થ અને પ્રો.ધ્રુવ જેવા શાકર જ અગીકાર કરતા નથી ત્યારે તે ઉલ્લેખ કોઇ પણ રીતિએ વજનદાર ગણાય નહિ વસ્તુત ભારત વર્ષના પ્રાચીન ઇતિહાસનું સર્વમાન્ય એક પણ પુસ્તક અદ્યાવધિ પ્રસિદ્ધ થયુ નથી એ શોચનીય છે. Bombay Gazetteer પણ વેદવત્ નિત્ય અપૌરુષેય સ્વતપ્રમાણ નથી, નવીનવી શોધો થતાં તેમા પણ વિકૃતિ થયા કરે છે જ **'विषयाक्रांतदेहानां नावेश सर्वथा हरेः' 'स्वधर्माचरण शक्या विधर्माच्च निवर्तन इन्द्रियाश्वविनिग्रहः सर्वथा न त्यजेत् त्रय' 'वैराग्यं सांख्ययोगौ च तपो भक्तिश्च केशवे पञ्चपर्वेति विद्येयं यया विद्वान् हरिं विशेत्'** ઇત્યાદિ શ્રીમદ્વલ્લભાચાર્યનાં લક્ષાવધિ વચનમા શ્રીમદાચાર્યચરણે અને **'दोषेषु प्रथम कामो विविच्य विनिरूप्यते यस्मिन्नुरेपयते तस्य नाशक सर्वथा मत'** ઇત્યાદિ કોટ્યવધિ વાકયમા શ્રીહરિરાયજીપ્રભૃતિ મહાનુભાવી અનુયાયીઓએ સુવ્યક્ત વિષયનિન્દા કરી છે, તથાપિ કલિપ્રિયતાના પ્રભાવે નયનનિમીલન થવાથી તેવા વાકયનાં દર્શન ન થાય અને ઉપસ્થિત પ્રશ્નને દૂર કોણમા નાખી યદ્વાતદ્વા અકાણ્ડ તાણ્ડવ કરવામા આવે એ નિર્લજ્જતાનાં લક્ષણ છે 'અણુ' અને 'પરમાણુ' શબ્દ લખતા આવડતા નથી એવા 'પડિત'ને વૈષ્ણવ ઠાકોરદાસ સુરદાસે પ્રસિદ્ધ કરેલા ગુટકાના પુસ્તકોમાં પણ અધિકાર નથી તો આકર ગ્રન્થનો અધિકાર આ જન્મમાં સિદ્ધ થવો અત્યન્ત કઠિન છે અણુભાષ્ય ઉપર દશદિગન્તવિજયી શ્રીપુરુષોત્તમજી આદિ મહાનુભાવી શિષ્ટવિશિષ્ટ વિદ્વત્પ્રવરના પ્રકાશાદિ ગ્રન્થરત્નોની નિરીક્ષા કરવાની આકાંક્ષા હોય તો શ્રીનાથદ્વારાદિ મુખ્ય ધામના પુસ્તકાલય તો અનિદૂર રહ્યાં પણ રાજનગરમાં શ્રીમન્મધુસૂદનલાલજીના પુસ્તકાલયના અથવા મુબાઇમા ભારતમાર્તણ્ડ વેદાન્તભટ્ટાચાર્ય પડિત ગટુલાલના પુસ્તકાલયના દર્શન પણ ફલપ્રદ થયા વિના રહેશે નહિ.

૭૫ વર્ષના માધવતીર્થ તરફથી દેશના હિત કરતા અહિત વિશેષ થયા જાય છે એ શોચ્ય છે ઐહિક દૈહિક પરોપકૃતિની વિડમ્બના કરતા આત્મીય આમુષ્મિક ભક્તિમાર્ગીયપ્રવૃત્તિ અધિક પારમાર્થિક છે. માધવતીર્થના પરોપકૃતિની પ્રશસ્તિ કરવા છતા પણ વેદને અનિત્ય અને મિથ્યા માનનાર શંકરનું વૈદિકત્વ સિદ્ધ કરવાનો પ્રયાસ ગગનકુસુમસમાન છે.

## (૮)

ભ્રમવાદમા ભ્રાન્ત મિથ્યાભિમાની મિથ્યાવાદીને એટલુ પણ અવધાન રહેતુ નથી કે શાંકર મતમાં અભેદનું પ્રતિપાદન નથી, પ્રત્યુત ભેદનું પ્રતિપાદન છે **'जीव ईशो विशुद्धा चिद्विभागस्त्व तयोर्द्वयोःरविद्या तत्कृतो बन्धः पडस्माकमनादय'** ઇત્યાદિ વાકયાખ્યાનમા શાકર એક કેવલ અદ્વિતીય બ્રહ્મને જ નહિ પરંતુ (૧) જીવ (૨) ઈશ (૩) વિશુદ્ધ ચિત્ (૪) એ ઉભયનો વિભાગ (૫) અવિદ્યા (૬) અને તત્કૃત બન્ધ એમ છને અનાદિ માને છે! અર્થાત્ શકર અભેદવાદી નથી, પરંતુ વસ્તુત ષડનાદિભેદવાદી છે અખણ્ડ શુદ્ધ અદ્વૈત શ્રીમદ્વેદવ્યાસજીએ બ્રહ્મસૂત્રમા સૂચવ્યુ છે, અને ભગવાન્ ભાષ્યકાર શ્રીમદ્વૈશ્વાનરાચાર્યવર્યે તે સિદ્ધાન્ત ભાષ્યાદિ ગ્રન્થોમાં પ્રકટ કર્યો છે

શાકર મનમાં જગત્ મિથ્યા અવિદ્યાકાર્ય છે, ત્યારે પછી જગદંતપાતિ અનિષ્ટ પણ મિથ્યા અવિદ્યાકાર્ય જ છે જગદંતપાતિ મિથ્યા અનિષ્ટનો નિર્હેતુક પરિહાર માનતા વેદાદિ સચ્છાસ્ત્ર અને શાંકર અસચ્છાસ્ત્ર ઉભય વ્યર્થ જાય છે. મિથ્યા અનિષ્ટનો સહેતુક પરિહાર માનતા પણ મૃષાવાદી પાશારજ્જુમાથી મુક્ત થાય એમ નથી, કારણ કે પરિહાર્ય અનિષ્ટ અને પરિહારક વેદાદિ ઉભયે તે મનમા અવિદ્યાકાર્ય છે. વન્ધ્યાપુત્ર રજ્જુસર્પનો પરિહાર કરી શકતો નથી, તેમ અવિદ્યાકાર્ય મિથ્યા વેદ મિથ્યા અનિષ્ટનો પરિહાર કરી શકતો નથી પ્રત્યક્ષાનુમિતિની અપેક્ષાએ વેદ જ્યેષ્ઠ અને શ્રેષ્ઠ પ્રમાણ છે એટલુ જ નહિ પણ વેદ સત્ય છે, નિત્ય છે, નારાયણસ્વરૂપ છે, આનન્દમય સર્વાન્તર સાકાર બ્રહ્મનુ સાકાર મનોમય સ્વરૂપ છે, તેથી જ બ્રહ્મના માહાત્મ્યજ્ઞાનપૂર્વક પરબ્રહ્મમા સુદૃઢ સર્વતોઽધિક સ્નેહરૂપ માત્ર અનિષ્ટપરિહારનુ જ નહિ પરંતુ પરમપુરુષાર્થ બ્રહ્મપ્રાપ્તિનુ પરમ સાધન વેદ ઉપદેશે છે એમ તૈત્તિરીયાદિ પરમાપ્તનુ સરસ મત છે, અર્થાત્ માયામતાધધ્વાતમા પરિભ્રમણ કરનાર મૃષાવાદી ઉલૂક જ દયનીય છે

અદ્વૈતભ્રમવાદ ઉપજાવી કાઢનાર શંકરને તેના શાંકર અનુયાયીઓ સ્વત જ 'માયાવાદી' કહી રહ્યા છે! અને તેના ઉપષ્ટંભમા **इन्द्रो मायाभिः पुरुरूप ईयते** ઇત્યાદિ મધુવિદ્યાસ્થ શ્રુતિનો પણ તેમના તરફથી વારવાર ઉપન્યાસ થાય છે. શ્રુતિના સ્વારસ્યજ્ઞાનના વિરહમા શંકરે માયાવાદ ઉપજાવ્યો ખરો, પરંતુ શ્રુતિગીતાસૂત્રનો યથાર્થ અર્થ પ્રકટ કરીને શુદ્ધ બ્રહ્મવાદીઓએ મૃષાવાદીનો પરાજય કર્યો 'ઇન્દ્રરૂપ પરમાત્મા માયાઓએ કરીને બહુરૂપ જણાય છે' એ ઉક્ત શ્રુતિનો શબ્દાર્થ છે અને **मायाभिः** શબ્દનુ અનેક વચન અને **ईयते** ક્રિયાપદ શાંકર મતથી વિરુદ્ધ જાય છે આ શ્રુતિ વિવર્તવાદિની હોત તો 'ઇન્દ્ર માયાએ કરીને બહુરૂપ થાય છે' એમ વદત, પરંતુ શ્રુતિ તો 'ઇન્દ્ર માયાઓએ કરીને બહુરૂપ જણાય છે' એમ નિર્ભયતાથી વદે છે અત્ર 'માયાઓ'નો અર્થ 'બુદ્ધિવૃત્તિઓ' થાય છે આ અર્થ નિઘંટુ અને અનેકાર્થકોષમા સુપ્રસિદ્ધ જ છે ઇન્દ્ર બુદ્ધિવૃત્તિઓ વડે અનેક રૂપ જણાય છે, સર્વત્ર એક જ આનન્દાકાર વ્યાપક બ્રહ્મ છતા ભેદની પ્રતીતિ થાય છે તેનુ બીજ જીવની અવિદ્યાવૃત્તિઓ છે નામરૂપાત્મક સમસ્ત જગત્ શુદ્ધ નિર્ગુણ બ્રહ્મનું સત્ય કાર્ય હોવાથી બ્રહ્મ જ છે, તથાપિ જગતના પદાર્થમા બ્રહ્મદર્શન ન થતા બ્રહ્મવ્યતિરિક્ત ભેદદર્શન થાય છે તે જીવની બુદ્ધિવૃત્તિઓને લીધે છે નામરૂપ ભેદાત્મક જગત્ મૃષા નથી, પરંતુ એ જગતમા બ્રહ્મવ્યતિરિક્ત ભેદપ્રતીતિ થાય છે તે બુદ્ધિવૃત્તિઓનુ કાર્ય છે એમ બ્રહ્મવાદબોધક શ્રુતિનુ માર્મિક રહસ્ય છે 'માયાએ કરીને પરમાત્મા બહુરૂપ થતા નથી,' પરંતુ 'પરમાત્મા બુદ્ધિવૃત્તિઓએ કરીને અનેકરૂપે જણાય છે' માયોપહિત ચૈતન્ય અનેકરૂપ થતુ નથી, પરંતુ શુદ્ધ નિર્ગુણ બ્રહ્મ બુદ્ધિવૃત્તિઓએ કરીને અનેકરૂપે જણાય છે શ્રુતિઓ માયાવાદનુ પ્રતિપાદન કરતી નથી, પરંતુ માયાવાદ દુર્મતદ્રુમનુ સમૂલોન્મૂલન કરીને શુદ્ધ બ્રહ્મવાદનુ પ્રતિપાદન કરે છે તત્ત્વજ્ઞાનની ત્રણ શાખાઓમા શાંકર વિવર્તવાદ શ્રુતિવિરુદ્ધ છે, યુક્તિવિરુદ્ધ છે, અનુભવવિરુદ્ધ છે આવિર્ભાવતિરોભાવાત્મક અવિકૃતપરિણામવાદ જ શ્રૌત છે, યૌક્તિક છે, એમ શાંકરવ્યતિરિક્ત સર્વ બ્રહ્મવાદપરાયણ પંડિતપ્રવરોની પૂર્ણ પ્રજ્ઞા પ્રકાશી રહી છે પાશ્ચાત્ય સાયન્સનુ પર્યવસાન પણ વિવર્તવાદમાં થતું નથી, પરંતુ આવિર્ભાવતિરોભાવવાદમા જ થાય છે જગત્ મિથ્યા છે એમ સાયન્સે કદાપિ કહ્યુ નથી, કહેતુ નથી, અને કહેશે પણ નહિ પાશ્ચાત્ય સાયન્સ અદ્યાવધિ સદંશમા વિલાસ કરે છે, પરંતુ કાલક્રમે ચિદંશ અને આનન્દાંશમાં વિલાસ કરશે સાયન્સને સંપૂર્ણ સહાય મળશે તો સર્વ જગતને માત્ર સદ્રૂપ વા ચિદ્રૂપ કહીને નહિ અટકતા આનન્દમય પણ કહેશે શ્રીવેદવ્યાસસન્નિત શ્રીમદ્વૈશ્વાનરાચાર્યપ્રકટિત અખંડ બ્રહ્મવાદનુ સર્વ વિદ્યા અવલંબન કરે છે અને કરશે વિવર્તવાદનુ અનવલંબન સર્વ વિદ્યા કરશે એ આશા બુદ્ધિયુગમા સ્વરૂપાસિદ્ધ છે

શ્રીમદ્વલ્લભાચાર્યજીના ભાષ્યાદિ ગ્રંથો પ્રસિદ્ધ થયા ન હતા ત્યારે ધ્વાન્તયુગમા શાકર મતને આધારે જ શ્રીવલ્લભસિદ્ધાન્ત ચાલે છે એમ ધૃષ્ટ શાકરોએ માનવામનાવવા પ્રયાસ કર્યો હશે, પરન્તુ પ્રસ્તુત બુદ્ધિયુગમા શ્રીરામાનુજ શ્રીમધ્વ શ્રીનિંબાર્ક શ્રીમદ્વલ્લભાચાર્ય ભાસ્કર ભિક્ષુ અને નીલકંઠ એ સર્વ ભાષ્યકારોના ભાષ્ય પ્રસિદ્ધ થઈ ગયા છે, એટલે સર્વ ભાષ્યકારોના સિદ્ધાત શકરથી સ્વતન્ત્ર જ છે એમ નેત્રોન્મીલન હવે સુભાગ્યે થવા માડ્યુ છે શ્રીરામાનુજાદિ સર્વ આચાર્યોએ શકરથી આગલ વધીને શકરથી જુદા પડીને નિજ સિદ્ધાત પ્રકટ કર્યા છે એમ તે સર્વના ભાષ્યના અધ્યયન કરનારને તો સુવિદિત જ છે તે સર્વ આચાર્યોના ભાષ્યોના સ્વાધ્યાય વિના અપ્રામાણિક દુષ્પ્રનાપ ઉપહાસાસ્પદ થઈ પડે છે શ્રીમદ્વલ્લભાચાર્યનો સિદ્ધાન્ત શાકર મતને આધારે નથી પ્રત્યુત વિરોધી છે એ સમજવા અણુભાષ્યાદિ આકર ગ્રન્થના અધ્યયનનો અવકાશ ન હોય તો પ્રકાશ અને આવરણ ભગસહિત શ્રીતત્ત્વદીપનિબન્ધના શાસ્ત્રાર્થપ્રકરણમાત્રનુ અધ્યયન પ્રારભાય તો પણ સુયુક્ત છે

બ્રહ્મવાદવિરુદ્ધ કિમપિ વક્તવ્ય ન હોવાથી ભ્રાન્ત મિથ્યાવાદી વ્યક્તિ ઉપર આક્ષેપનુ શરણ અગીકાર કરે છે એ શોચનીય છે બ્રહ્મવાદીનો આક્ષેપ વ્યક્તિપરત્વે નથી પરન્તુ શાકર મિથ્યાવાદ પરત્વે જ છે. શ્રુતિગીતાસૂત્રમા પ્રતિપન્ન નિષ્પ્રત્યૂહ ઉપદિષ્ટ શુદ્ધ અખંડ બ્રહ્મવાદની ઉપેક્ષા કરીને જે મૃષાવાદને અવલબે છે તે વસ્તુત પરધર્મી જ છે

'માયા' અને 'લીલા' 'કૂટસ્થ' અને 'અપરિણામી' નહિ પરંતુ 'અવિકૃત પરિણામી' 'અજ્ઞાન અને 'પ્રેમલક્ષણા ભક્તિ' 'નિર્ગુણ નિરાકાર' અને 'સાકાર અપ્રાકૃત અલૌકિક' સ્વરૂપત વિભિન્ન છે માયા મિથ્યા ઉપાધિ છે એમ શાકર માને છે, માયા નિર્ગુણ બ્રહ્મની વાસ્તવ શક્તિ છે એમ શાંકર અંગીકાર કરતા નથી, કારણ કે બ્રહ્મની બ્રહ્માભિન્ન સર્વભવનસામર્થ્યરૂપ માયાશક્તિ માનતા બ્રહ્મ સગુણ થઈ જાય એમ શકરને ભીતિ રહે છે બ્રહ્મને નિત્ય શુદ્ધ બુદ્ધ મુક્ત વ્યાપક ઇત્યાદિ માનવામા બ્રહ્મ ક્યારનુ સગુણ થઈ ચૂક્યુ છે એ અનુસધાનનો પણ શકરને વિરહ થયો છે શ્રીવેદવ્યાસે **लोकवत्तु लीलाकैवल्यम्** બ્રહ્મસૂત્રમા જેવો લીલાવાદ ઉપદેશ્યો છે તેવો લીલાકૈવલ્યવાદ બ્રહ્મવાદી અગીકાર કરે છે લીલા ઉપાધિ નથી પણ કૈવલ્ય છે શકર માયાને ઉપાધિ માને છે તેમ ન માનતા, બ્રહ્મવાદી લીલાને શુદ્ધ નિર્ગુણ બ્રહ્મરૂપ માને છે બ્રહ્મ કેવલ કૂટસ્થ જ નથી પરન્તુ ચલ પણ છે, ચલ છતા કૂટસ્થ, અને કૂટસ્થ છતા ચલ, એ અવિકૃતપરિણામ બ્રહ્મમાહાત્મ્ય છે માત્ર પ્રત્યગાત્મજ્ઞાન નહિ પરતુ **ऐतदात्म्यमिदं सर्वं सर्वं खल्विदं ब्रह्म** ઇત્યાદિશ્રુતિપ્રતિપાદિત અખડ શુદ્ધ બ્રહ્મમાહાત્મ્યજ્ઞાન થયા પછી કેવલ પ્રેમલક્ષણા ભક્તિનો અત્યત આવિષ્કાર થાય છે બ્રહ્મસ્વરૂપાદિ નિર્વિશેષ છે, ગુણરહિત છે, આકારરહિત છે એમ માયાવાદી વ્યર્થ દુરાગ્રહ કરે છે, બ્રહ્મ આનદાકાર છે, બ્રહ્મના સત્યાદિ ધર્મ પણ માયિક નથી પ્રત્યુત બ્રહ્મરૂપ જ છે એમ શુદ્ધાદ્વૈત બ્રહ્મવાદી અગીકાર કરે છે બ્રહ્મના ગુણ આકાર માયિક નથી, પરતુ આનદાત્મક સ્વરૂપાત્મક જ છે. **शोणामेक उद्रक गानवाजीत** આદિ ઋચામા **घृताद्‍र्ध्वपुड्र कृतचक्रधारो** આદિ કઠામ્નાયમા અને **ओम् नमस्कृत्य भगवंतं नारद सर्वेश्वरं वासुदेवं पप्रच्छ श्रीभगवन्नूर्ध्वपुण्ड्रविधिं द्रव्य मंत्रस्थानादिसहितं मे ब्रूहि** આદિ સામવેદના વાસુદેવોપનિષદ્મા તિલકમાલાદિ વિધાનના વ્યક્ત દર્શન સર્વચક્ષુષ્માનને થાય છે, તથાપિ જાતિભ્રશરૂપ સન્યાસપાખડમા શિખાસૂત્રગાયત્રીના શત્રુ તિલકમાલાનુ પ્રામાણ્ય નિરર્થક જ છે '**एकमेवाद्वितीयं**' આદિ છાંદોગ્ય શ્રુતિ અને **यदा तमस्तन्न दिवा न रात्रि** આદિ શ્વેતાશ્વતર શ્રુતિમા બ્રહ્મની કારણાવસ્થાનો ઉપદેશ છે, તેથી એ શ્રુતિનુ પર્યવસાન વિવર્તવાદમા થઈ શકતુ નથી, કારણાવસ્થામા બ્રહ્મના સર્વ બ્રહ્માત્મક ધર્મ અવ્યક્ત હોય છે કાર્યાવસ્થામા તેમનો બ્રહ્મ આવિષ્કાર કરે છે '**नासतो विद्यते भावो नाभावो विद्यते सत**' '**तत्तु समन्वयात्** ઇત્યાદિનુ અનુસન્ધાન અત્ર પરમ ઉપયુક્ત થશે. અસત્ સત્ થઈ શકતુ નથી,

તેથી શુદ્ધ નિર્ગુણ સદ્રૂપ ચિદ્રૂપ આનંદરૂપ બ્રહ્મને જ સત્ય જગતનુ સત્ય ઉપાદાનકારણ બ્રહ્મવાદી માને છે. બ્રહ્મવાદી સત્કારણકાર્યવાદી છે શુદ્ધ નિર્ગુણ બ્રહ્મ વિના માયા આદિને ઉપાદાન માનતા અદ્વૈત સિદ્ધાન્તનો ભંગ થઈ જાય માટે યથાશ્રુત શુદ્ધ નિર્ગુણ સચ્ચિદાનંદ બ્રહ્મને જ જગતનું ઉપાદાન કારણ માનીને અખંડ બ્રહ્મવાદમા બ્રહ્મવાદી વિલાસ કરે છે. **'ईशस्वरूप'** અને **ईशस्तु** આદિમા શ્રૌત અગ્નિવિસ્ફુલિંગન્યાયે અંશાંશિભાવથી અંશજીવનો અંશિબ્રહ્મ સાથે અભેદ માનવામા આવે તો બ્રહ્મવાદીની ક્ષતિ નથી, અત્ર ભાગત્યાગલક્ષણાની કલ્પના અંગીકાર કરાય એમ નથી. **मायोपहित-चैतन्यमीश्वरः** શાંકર ગ્રંથોમા પ્રસિદ્ધ છે, પણ તે ઉપાધિવાદ શ્રુતિ ગીતા સૂત્ર કોઇને પણ સમ્મત ન હોવાથી હેય છે **एकोऽहं बहु स्यां प्रजायेय** આદિ છાંદોગ્યશ્રુતિમા શુદ્ધ નિર્ગુણ બ્રહ્મની જ ઉપાદાનકારણતા સ્પષ્ટ અંગીકાર કરી છે, તેથી એ શ્રુતિથી અવિકૃતબ્રહ્મપરિણામવાદ સિદ્ધ થઈ રહે છે આ શ્રુતિમા ઉપહિત માયાશબલ અતાત્ત્વિક ઇશ્વરને જગત્કારણ ન માનતા શુદ્ધ નિર્ગુણ બ્રહ્મને જ તથ્ય ઉપાદાન કારણ માન્યું છે, તેથી અત્ર વિવર્તવાદનો ગંધમાત્ર પણ નથી શુદ્ધ નિર્ગુણ બ્રહ્મને જ જગતનુ ઉપાદાન કારણ વિવર્તવાદી માની લે તો પ્રકૃતહાનિ અને અપ્રકૃતાભ્યાગમદોષ પ્રાપ્ત થાય. સર્વાત્મક બ્રહ્મ વિના ઇતર રુદ્રાદિ તામસ વિભૂતિની ભેદબુદ્ધિએ ઉપાસના કરનાર અન્યાશ્રયીની નિન્દા કરીને **योऽन्यां देवतामुपास्ते** આદિ બૃહદારણ્યકશ્રુતિ અખંડબ્રહ્મવાદપ્રોક્ત માહાત્મ્યજ્ઞાનપૂર્વક સર્વાત્મક પરબ્રહ્મની અનન્ય ભાવે સેવના ઉપદેશે છે. જેમ સર્વ નદીનો સાગરમા સાયુજ્યાત્મક પ્રવેશ થાય છે, તેમ બ્રહ્મવિષ્ણુરુદ્રાદિ ગુણાવતારનો પરબ્રહ્મ શ્રીકૃષ્ણમા પ્રવેશ થાય છે, તેથી સર્વાત્મક શ્રીકૃષ્ણની અનન્ય ભક્તિનો માર્મિક ઉપદેશ આ શ્રુતિ કરે છે વાદમાત્ર શુદ્ધાદ્વૈત બ્રહ્મવાદના જ એક દેશનો ઉપદેશ કરે છે, સર્વ વાદસરિતાનો બ્રહ્મવાદસાગરમા જ અંતે સાયુજ્યાત્મક પ્રવેશ સિદ્ધ જ છે, તથાપિ સર્વદેશી બ્રહ્મવાદ ઉપર નિજ માયાવાદનુ અવલંબન વિસ્મરણ કરીને દેવાનાંપ્રિય માધવતીર્થાદિને મિથ્યા કોલાહલ જ ઇષ્ટ હોય છે સર્વ ભાષ્યકારોના સિદ્ધાંતની સમીક્ષારૂપ નવીન ભાષ્યની ઘટના કરવાને તેમણે પ્રવૃત્ત થઈ જવું યુક્ત છે આ દુર્ઘટ ઘટનામા જે કુશલતાની અપેક્ષા છે તેના વિરહમાં સનાતન બ્રહ્મવાદ ઉપર વિજયની આશા કેવલ ગગનકુસુમસમાન[1] છે

---

૧ આ ષષ્ઠ સપ્તમ અને અષ્ટમ એ ત્રણ ખંડ ૧૮-૪-૦૯, ૨-૫-૦૯, અને ૯-૫-૦૯ ના આર્યપ્રકાશમા પ્રસિદ્ધ કરવામા આવ્યા હતા ષષ્ઠ અંકમા રા. ગજાનન દેસાઇની સ્વતંત્ર શંકાનું ઉત્તર છે, સપ્ત અને અષ્ટમમા મિ ત્રિવેદીના પક્ષ્યને નિરુત્તર કરવામા આવ્યો છે આગામી નવમ ખંડમા એ વિષય સમાપ્ત કરવામા આવશે

## स्वीकारः ।

सैन्धवहयदराबादाख्यपत्तननिवासिपुष्करणाब्राह्मणकुलजनिना मुरलीधरशास्त्रिणा विरचितः श्यामशर्मणा प्रकटीकृतः कलाद्वयमूल्यः 'शाङ्करसाहससमाख्य' कोपि लेख. समायातोऽवलोकनार्थं 'पुष्टिभक्तिसुधा'कार्यालयम् । समदर्शयस्माभि साद्यन्तः । कस्यचिच्छाङ्करस्य मायावादिनो निर्मूलं दुर्वचो निशम्य तन्मुखमर्दनं कर्तुमशक्तेन तदसहिष्णुना श्यामशर्मणा प्रेरितेन मुरलीधरशास्त्रिणायं लेखो निरमायीति निश्चिन्म प्रस्तावनया । उपोद्घातदर्शनेन तु वयं प्रहृष्टा यदस्मिन् 'विद्वद्वर्येण' मायावादस्याश्रौतत्वं श्रीमद्वल्लभाचार्यप्रकटितसिद्धान्तानां वैदिकत्वं युक्तिप्रमाणप्रदर्शनपूर्वकं सम्यक् प्रतिपादितं भविष्यति । किन्तु यदा लेखो नयनसरणिमकारि तदा तु सातिखेदाश्चर्यं समजनि नः स्वान्तम् । मुद्रायन्त्राननुभवाद्वान्यस्माद्धेतोः पुस्तकेऽस्मिन् भूयांसो व्याकरणादिशास्त्रापप्रयुक्तदोषा दृग्गोचरीभवन्ति । गैर्वाणीं वाणीं समाश्रित्य विलेखनं न तदनभिज्ञसन्तोषार्थं स्वीक्रियते परन्तु संस्कृतभाषापरिचितविद्वद्गणसन्तुष्ट्यै । तत्र यदि श्रेणीं श्रेणीं प्रति स्खलनम्प्रतिभायात्तर्हि निष्फलमेव प्रयत्नं मन्महे । लेखारम्भे लेखकनिर्मितपद्ये 'जाल भ्रमिता' इत्यत्र छन्दोभङ्गोऽपि । शब्दविश्लेषप्रयुक्तानां दोषाणामुट्टङ्कन तु रज कणगणनासमतामावहति । शाङ्करसिद्धान्तस्यावैदिकत्वं प्रतिपाद्य स्वमतस्य वेदानुकूल्यं प्रतिपादनीयमत्र । तदेव च लक्ष्यम् । तत्तु लेखकेन नानुसन्धीयते । कापिलकाणादगौतमीयपातञ्जलदर्शनानामयाथार्थ्यं प्रकटीक्रियते व्यासचरणैरेव तदेव च शाङ्करभाष्ये सुविस्तृत समवलोक्यते तत्र किं शङ्कराचार्येण महत् पापं कृतम्? एवञ्चेत्तर्हि श्रीमदाचार्यचरणैरपि दर्शनाना श्रीमद्व्यासकृतमेव खण्डनमुररीकृत्य तेषां मतं चूर्णशः खण्ड्यते तेपि भवद्दृष्ट्या दोषभाज एव । लेखकेन नैयायिकसम्मतनानात्मवादरक्षणं विधीयते शङ्कराचार्यवाग्जालात् किमुपलब्ध तेन? नैयायिकसम्मतनानात्मवादो मानुषयुक्तितर्कयुक्तोऽपि श्रुतिसम्मतो भवति न वा शाङ्करमतस्वीकृतो जीवो श्रुतियुक्तिपुष्टो न वेति विचारस्य पन्था, तमलक्ष्यीकृत्य व्यर्थमेवाटाट्यते लेखक । नात्र स्वमतप्रतिपादिकाः श्रुतयो युक्तयश्चोपन्यस्ताः । केवल शङ्कराचार्येण न्यायादिदर्शनं खण्डितं तेन महाघौघमार एवोढ परमं साहसमनुष्ठितमित्यत्रैव कृतकृत्या लेखनी लेखकस्येत्यलमनल्पजल्पनेन ।

# સ્વીકાર, અવલોકન ઇત્યાદિ.

**श्रीयमुनाष्टक विवेकधैर्याश्रय तथा भक्तिवर्धिनी ग्रन्थ. પ્રકાશક તુલસીદાસ લલ્લુભાઈ, ધંધુકા.** ધધુકાના શ્રીપુષ્ટિમાર્ગીય પુસ્તકાલયદ્વારા પ્રકટ થયલો આ બીજો ગ્રંથ છે આ ગ્રંથમા 'સાધારણ ભણેલા વૈષ્ણવોને માટે' ઉપરિનિર્દિષ્ટ ગ્રન્થરત્નત્રયના 'ઘણી જ સરલ ગુજરાતી' ભાષામા અર્થ કરવામા આવ્યા છે ગ્રથનો અર્થ કરવામા શ્રીમદ્ગોસ્વામી શ્રીનૃસિંહલાલજી મહારાજે પ્રકટિત ષોડશ ગ્રથના વ્રજભાષાસ્થ ભાષાતરનો આશ્રય લીધો છે એમ જણાવવામા આવ્યુ છે મુદ્રણ કરવામા અશુદ્ધિ એટલી બધી રહી ગઈ છે કે જેનુ ઉદ્ધરન પણ અશક્ય થાય હવેથી પ્રકટ થનાર ગ્રથોમા તેવુ બનવા ન પામે એવી અમે પ્રકાશકને સૂચના કરીએ છીએ આનુ મૂલ્ય ફક્ત નવ પાઈ છે. તેના પ્રકાશક પાસેથી જ તે ગ્રથ મલે છે

**શ્રીવલ્લભદિગ્વિજય,** ગોસ્વામી શ્રીપુરુષોત્તમજીમહારાજકૃત **દ્રવ્યશુદ્ધિ** મૂલ સસ્કૃત સાથે, તથા પુષ્ટિમાર્ગીય વૈષ્ણવોને વાસ્તે **સેવાપ્રકાર,** યોજક **વિશ્વનાથ ગોવિંદજી,** જામનગર એક જ પુસ્તકમાં ત્રણે વિષયોનો સમાવેશ કરીને આ પુસ્તક પ્રસિદ્ધકર્તાએ ત્રીજી વાર પ્રસિદ્ધ કર્યું છે, જેની એક નકલ અમારા કાર્યાલયમા આવી છે પ્રસ્તાવનામા જણાવ્યા પ્રમાણે પ્રથમ આવૃત્તિદ્વયમા બીજા બે વિષયો ન હતા, તૃતીય આવૃત્તિમાં તે ઉમેરવામા આવ્યા છે શ્રીવલ્લભદિગ્વિજય મૂલ સસ્કૃતમા (?) હતો, તેનુ ભાષાતર બાબુ **સીતારામ** નામના કોઈ મનુષ્યે વ્રજભાષામા કરીને વારાણસીમા મુદ્રિત કર્યું હતુ તેનુ જ ગુર્જરગિરામા ભાષાતર કરીને આ ગ્રથમા યોજ્યુ છે ગ્રથમા સાપ્રદાયિક સિદ્ધાતો ઘણા જ થોડા પ્રમાણમા, અને તે પણ ક્વચિત્ ક્વચિત્ જ દર્શાવવામા આવ્યા છે. મૂલ ગ્રથમા સ્થિત **વિષ્ણુસ્વામિપરપરા** પણ આમા એક સ્થલે દૃષ્ટિગોચર થાય છે વસ્તુત આ વલ્લભદિગ્વિજય સસ્કૃતમા કોણે અને કયા સમયમા રચ્યો તે વિષે વિચાર કરતા કઇ પણ સતોષકારક સમાધાન થતુ નથી, અર્થાત્ એ ગ્રથનો કોઇ પણ પ્રાચીન ગ્રથોમા ઉલ્લેખ અથવા તો તે જ ગ્રંથની પ્રાચીન પ્રતિ મલતી નથી, તેથી એ ગ્રથની પ્રામાણિકતા અને પ્રાચીનતા માટે સશયો ઉપસ્થિત થાય છે. વિષ્ણુસ્વામીની ગાદીના છેલ્લા આચાર્ય, સાતસો વર્ષ સુધી વાયુરૂપે રહેલા, **બિલ્વમંગલે** શ્રીમદ્વલ્લભાચાર્યને ઉપદેશ આપ્યો, એવુ નિર્મૂલ, કલ્પિત, અમાન્ય ઇતિવૃત્ત જ એ ગ્રથની આધુનિકતા અને અપ્રામાણ્યનુ સૂચન કરે છે

શ્રીપુરુષોત્તમજીવિરચિત દ્રવ્યશુદ્ધિ પણ આ ગ્રથમા મુદ્રિત કરી છે. મુદ્રણ અતીવ અશુદ્ધ છે શુભ ઉદ્દેશથી એટલે કેટલેક અશે સ્વાર્થત્યાગ અને અન્યના લાભનો વિચાર એ બનેના આશ્રયથી થયનુ કાર્ય જ સુયગ્ય અને પ્રશસનીય ગણાય છે, અન્ય નહિ આ સિવાય આ ગ્રથમા કેટલાક જાણવાયોગ્ય સાપ્રદાયિક વિષયો અત્ર તત્ર છુટાછવાયા દૃષ્ટિપથને પ્રાપ્ત થાય છે. એકદર પુસ્તક સગ્રહ કરવા યોગ્ય કહી શકાય મૂલ્ય રૂ ૧—૮—૦ છે તેના પ્રકાશક પાસેથી તે પુસ્તક મળી શકશે

**સ્વધર્મવર્ધક અને સંશયચ્છેદક,** પ્રકાશક, વૈષ્ણવ **હરિદાસ ઝવેરદાસ,** અમદાવાદ, સિંહાવલોકનન્યાયે લગભગ ૫૦-૬૦ વર્ષ પહેલાની આ માર્ગની લૌકિક સ્થિતિનુ સ્મરણ કરતા કયા પુષ્ટિમાર્ગીયનુ હૃદય ખિન્નમાન નાહ થાય ? એક તરફથી અધઃપતનોન્મૂલ ઉચ્છૃખલ સુધારકોનો હુમલો, એક તરફથી સાપ્રદાયિક વિદ્વાની પ્રચ્છન્નતા, મહારાજ લાયબલ કેસથી પ્રસરેલી ભ્રાન્તતા, એ સર્વ શુ સાપ્રદાયિક હાનિ નથી સૂચવતા ? શોકની વાત છે કે તે સમયમા એક પણ વિદ્વાન્ વૈષ્ણવ કે ગોસ્વામી સંપ્રદાય ઉપર આવી પડેલી દૂષણપરપરાને પરાસ્ત કરવાનું સામર્થ્ય બતાવી

શક્યા નહિ પ.ગટ્ટુલાલાજીનો તો તે વખતે ઉદયકાલ બાલ્યસમય હતો, નહિ તો અમે એટલુ તો કહીશુ કે પડિતજી જો તે વખતે યોગ્યવયસ્ક હોત તો અવશ્ય આવુ અતિઅનિષ્ટ પરિણામ આવવાનો સભવ સ્વલ્પ રહેત પરન્તુ ભગવદિચ્છા પાસે જીવેચ્છા શા કામની? આ લાયબલ કેસથી ઓલખાયલા સુરતવાલા **શ્રીયદુનાથજી** મહારાજે આવા સ્વલ્પ લેખો તે સમયમા ક્રમશ પ્રકટ કરેલા હતા તે સર્વ લેખો બહુધા સુધારકો તરફથી થતા હુમલાના પ્રત્યુત્તરરૂપ જ હતા, તેથી તેમા સાપ્રદાયિક વિષય અનુસ્યૂત રહેવા ન પામે એ સ્વાભાવિક છે આ છુટાછવાયા સર્વ લેખોનો સગ્રહ કરીને કોઇ ઉત્તેજકના ઉત્તેજનથી સર્વોત્તમસ્તોત્રવાળા વૈષ્ણવ હરિદાસ ઝવેરદાસ મુદ્રિત કરે છે અત્યાર સુધીમા તેના ચાર ભાગ આવી ગયા છે, જેનો સ્વીકાર 'પુષ્ટિભક્તિસુધા'ના ગત અકોમા કરવામા આવ્યો છે અધુના ઉપલબ્ધ થયલો પચમ ભાગ છે, તેમા મહારાજશ્રીના ૬–૭–૮–૯—એ સખ્યાના પુસ્તકોનો સગ્રહ છે. તેની સાથે શ્રીમહાપ્રભુજીવિરચિત સિદ્ધાન્તમુક્તાવલી ગ્રથનુ ભાષાતર શ્રીગુસાંઇજી અને લાલુભટ્ટજીની ટીકાને આધારે આપવામાં આવ્યુ છે, તેના લેખક પણ ઉક્ત મહારાજશ્રી જ છે ભાષાતર વિસ્તૃત પણ સરલ ભાષામા હોવાથી વૈષ્ણવોને ઉપયુક્ત થાય એ સ્વાભાવિક છે. ગ્રથમા છેવટે સમશ્લોકિ ગોપીગીત પણ આપવામા આવ્યુ છે

મહારાજશ્રી પોતાના લેખમા વેદના જ્ઞાનકાડમા ઉપાસનાકાડ વિષે વિચાર કરતા લખે છે કે, 'વિષ્ણુસ્વામીની ગાદીના આચાર્ય શ્રીવલ્લભાચાર્યજી થયા' આ ઉપરથી સમજાય છે કે મહારાજશ્રીના હૃદયમા પણ પ ગટ્ટૂલાલના સમાગમથી સંપ્રદાયની 'આધુનિકતા'ની ભીતિએ સ્થાન મેલવ્યુ હશે, અને તેથી જ આ પરિકલ્પિત પરપરાનો આશ્રય લીધો હોય એમ જણાય છે. વિષ્ણુસ્વામિપરપરા માટે આ માસિકમા ઘણું લખાયુ છે, અને હજુ પણ તે વિષયમા અમારે ઘણુ વક્તવ્ય છે, પણ તે સર્વ કોઇ સમયપરત્વે મુલતવી રાખીને પ્રસગાનુસાર જ બે શબ્દો લખીશું.

'પુષ્ટિભક્તિસુધા'નું લક્ષ્ય દૃષ્ટિબિંદુ એ છે કે આધુનિક વેદવિરુદ્ધ સર્વ પાખડમતોનુ પાખડત્વ કપોલકલ્પિતત્વ પ્રસિદ્ધ કરીને, તેની સાથે જ, આ માર્ગમા પણ સપ્રદાયને નામે ચાલતા ધતિંગો દાભિકતા વગેરે પ્રકાશમા લાવીને, વૈષ્ણવો સમક્ષ શ્રીમદ્વલ્લભપ્રભુનુ શુદ્ધ મત કઇ પણ ભીતિ વિના ઉપસ્થિત કરવુ આ કાર્ય વૈષ્ણવો સૂક્ષ્મ દૃષ્ટિથી વિચારશે તો સ્વત સમજી શકશે કે તે કેવલ પક્ષપાતરહિત અને શુભભાવનાયુક્ત છે વિષ્ણુસ્વામિપરપરાવિષયમા આ માસિકમા જે કઇ લખાયુ છે, લખાય છે અને લખાશે, તે સત્યશોધક બુદ્ધિથી જ, નહિ કે દુરાગ્રહથી આનદની વાર્તા છે કે આ પરપરાની સવેગ ચર્ચા થવાથી કેટલાક તે પરપરા માનનારાઓને પણ નવીન માર્ગ ગ્રહણ કરવાની આવશ્યકતા ઉભી થઈ છે તે માર્ગ એ છે કે માયાવાદીઓને સમજાવી દેવા માટે તેનો ઉપયોગ કરવો, પણ નિજજનોને સમજાવવા માટે તો શ્રીમદ્વલ્લભાચાર્યની સાક્ષાત્ પરપરાનો જ નિર્દેશ કરવો આ ભીરુક્તિ છે આથી પણ એક નવો માગ 'અમારા પથ તો સબસે ન્યારા'વાલાઓનો છે, તેમણે પોતાની બુદ્ધિ આવી રીતે દોડાવી છે સ્વામીની ગાદીનો છેલ્લો આચાર્ય બિલ્વમગલ ૭૦૦ વર્ષ સુધી વાયુરૂપે રહ્યો, પછી જ્યારે શ્રીમદ્વલ્લભપ્રભુ ભૂતલ ઉપર પ્રકટ થયા, ત્યારે તેમને વિનતિ કરી કે 'આપ મારા ઉચ્છિન્ન થયલા સપ્રદાયને આપનો માર્ગ જેમ ચલાવો છો તેમ ચલાવો,' તે વિનતિનો સ્વીકાર કરીને શ્રીમહાપ્રભુએ તેના માર્ગનો નિર્વાહ કર્યો, અર્થાત્ શ્રીમહાપ્રભુજી વિષ્ણુસ્વામિમતપ્રવર્તક પણ છે, પણ તેના શિષ્ય આપ છે કે તેના માર્ગ સાથે સ્વમાર્ગનો સબધ છે એમ માનવુ નહિ, આ માર્ગના આચાર્ય તો આપ પોતે જ છે જે ઠેકાણે 'પુષ્ટિમાર્ગીય આચાર્યપરપરા'મા શિવ વગેરેનો પ્રવેશ, જ્યા બિલ્વમગલજેવા પ્રેતને ઉપદેષ્ટા ગુરુ (અને તે પણ શ્રીવલ્લભાધીશ્વરનો?) બનાવવાનો પ્રયત્ન, ત્યા આના વિચારો સ્થાન મેલવે એ શુભસૂચક ચિહ્ન કહેવાય। પરતુ સત્યની દૃષ્ટિએ વિચાર

કરતાં અમને ઘણુ કુતૂહલ થાય છે કે સમુજ્જ્વલ પરંપરાને મચ્છત્ર કરીને શા માટે નવી દિશામા વળખા મારવા? અમે પુન પુન પ્રસિદ્ધ કરીએ છીએ કે કોઇપણ મહારાજ પંડિત અથવા વૈષ્ણવ શ્રીમહાપ્રભુજી અને શ્રીગુસાઇજીના પ્રસિદ્ધ ગ્રથોમાથી વિષ્ણુસ્વામીની પરપરા પ્રકટ રીતે બનાવી આપશે તો અમે અમારો આગ્રહ સદૈવ ત્યાગ કરીશુ. માત્ર એટલુ અવશ્ય ખ્યાલમા રાખવાનુ કે કોઇ પુસ્તકમાના 'ઇતિશ્રી' ને આધારભૂત નહિ માનવામા આવે પ્રાચીન જ પુસ્તકમા મગલાચરણમા અથવા તો **स्वामिन्यो गुरुव** ની પેઠે વિષ્ણુસ્વામી કે તેના પથના પછી થયલા કોઇ પણ આચાર્યના નામનો આ સપ્રદાયના આચાર્ય તરીકે ઉલ્લેખ કરવામા આવેલો પ્રકટ આવશે તો અમે આ કરવામા ચર્ચાને બધ કરીને તે પરપરાને તરત જ સ્વીકારીશુ. પણ જ્યાસુધી તેમ નહિ થાય અને કેવલ માનસ તરગોના રગમા જ ભ્રમમાણ અવસ્થા હશે ત્યાસુધી અમારો દૃઢ નિશ્ચય કદી ફરવાનો નથી શ્રી૧ગોપીજનપરપરાને સિદ્ધ કરનારા, તેને જ પુષ્ટ બનાવનારા, ઘણા વાક્યો આચાર્યના ગ્રથોમાથી પ્રસિદ્ધ કરવા સમર્થ છીએ આટલુ બધુ વિસ્તૃત વિવેચનનુ તાત્પર્ય એ છે કે વૈષ્ણવો સાપ્રદાયિક અજ્ઞાનમા અનેક પ્રકારે ભ્રામકોથી ભ્રમે છે, તે ન થાય અને સન્માર્ગ અવલોકે.

આ પુસ્તકનુ નોછાવર ૩–૦ ૮–૦ છે પુસ્તક તેના પ્રકાશક પાસેથી મળશે

**शुद्धाद्वैतदर्शन, लेखक तथा प्रकाशक प० भट्ट रमानाथशर्मा, मुबाई,** હિદી ભાષામા લખાયલું આ પુસ્તક અત્રત્ય મોટા મદિરના ગોસ્વામી શ્રીગોકુલનાથજી મહારાજના આશ્રિત ઉક્ત પ્રકાશક તરફથી અભિપ્રાયાર્થે મળ્યું છે અભિપ્રાય હવે પછી યથાવકાશ આપવામા આવશે.

## ઉપકાર.

'પુષ્ટિભક્તિસુધા'ના પ્રચારની અભિવૃદ્ધિને અર્થે નિસ્વાર્થ શ્રમ લેનારા નીચેના ભગવદ્ધર્મ-પરાયણ સદ્ગૃહસ્થોનો અ ત.કરણપૂર્વક ઉપકાર માનવામા આવે છે

**૧. રા. રા. હરિકૃષ્ણદાસ જગજીવનદાસ, ભરુચ.**
**૨. રા. રા. મથુરાદાસ માનચંદ, પાટણ.**
**૩. રા. રા. મણુરદાસ ગોપાલદાસ પટેલ, ઠાસરા.**
**૪. રા. રા. શેઠ રવચંદ વેણીચંદ, સાઇડિસર,** (માનગામ)
**૫. હયદરાબાદની ન્યુ સંસ્કૃત પાઠશાલાના અધ્યાપકો.**

## અનુકરણીય કાર્ય.

પુષ્ટિભક્તિસુધા'ના નોછાવર સાથે એતન્માર્ગીય પ્રાચીન ગ્રન્થો પ્રકટ કરવાને નીચેના ગ્રાહકોએ જે યથાશક્તિ સાહાય્યદાન કર્યું છે, તેને માટે તેમને ધન્યવાદ આપીને બીજા ગ્રાહકોને પણ યથાશક્તિ સાહાય્યદાન કરવા ખાસ વિનતિ કરવામા આવે છે.

૩ ૧ –૦–૦ રા રા પુરુષોત્તમદાસ નાથાભાઈ દેસાઈ B A, LL B Vakil વડોદરા

૩ ૦–૧૧–૦ રા રા તુલસીદાસ હાથીભાઈ પટેલ, ધરમજ

૧ વસ્તુત શ્રીમહાપ્રભુનું સ્વરૂપ પણ શ્રીસ્વામિનીસ્વરૂપ જ છે, એમ પ્રાચીનતમ 'શ્રીમદ્વલ્લભાચાર્યચરિત્રમા મુરલીધરદાસ લખે છે ગોપીજનપરપરાથી વિરુદ્ધ થઇ ક્યા વિરમશો?

# ગ્રાહકોને નિવેદન.

'પુષ્ટિભક્તિસુધા'ના જે ગ્રાહકોએ **ચાલુ (તૃતીય) વર્ષનું** નોછાવર હજુ સુધી નથી મોકલી આપ્યું, તેમને **નોછાવર** તાકીદે મોકલી આપવાને સવિનય વિનતિ કરવામાં આવે છે નોછાવર મળ્યા પછી જ **ભેટનું પુસ્તક 'શ્રીમદ્વલ્લભાચાર્યચરિત'** મોકલવામા આવશે. જે ગ્રાહકો નોછાવર મોકલવા શ્રમ નહિ લે, તેમને આવતો **૯મો અંક વી. પી.** થી મોકલવામા આવશે, તે તેમણે સ્વીકારી લેવાની વિનતિ કરવામાં આવે છે

પ્રેસમા કામના દબાણને લીધે ૭-૮ અંકો સાથે જ પ્રકટ કરવામા આવ્યા છે હવેથી નિયમપુર સર પૃથક્ પૃથક્ જ નીકલશે.

ભરુચના ગ્રાહકો નોછાવર રા રા હરિકૃષ્ણદાસ જગજીવનદાસ, ઠે લલ્લુભાઈ ચકલા, એ સ્થળે ભરશે તો પણ અમને મલશે

પાટણના ગ્રાહકો પણ રા રા મથુરાદાસ માનચદ, બજાર, એ સ્થલે ભરશે તો પણ ચાલી શકશે.

# પ્રસિદ્ધ થયલું નવીન પુસ્તક.

શ્રીમદ્વૈષ્ણવપરિષદ્ તરફથી પ્રકટ થતી 'શ્રીમદ્વલ્લભાચાર્યગ્રન્થરત્નમાલાનો તૃતીય ગ્રથ **'શ્રીમત્પ્રસ્થાનરત્નાકર'** પ્રસિદ્ધ થયો છે આ ગ્રંથ દશદિગતવિજયિગોસ્વામી**શ્રીપુરુષોત્તમજી**કૃત છે આ ગ્રથમા અનેક મતમતાન્તરોના નિદર્શન સાથે સામ્પ્રદાયિક મતવ્ય સુવિસ્તૃત સપ્રમાણ નિરૂપણ કરવામાં આવ્યુ છે ગ્રન્થ વિદ્વત્કેસરીઓના માનને પણ મર્દન કરનારો છે ભાષા સંસ્કૃત છે નોછાવર રૂ ૦-૮-૦ મલવાનુ ઠેકાણુ—શ્રીચિમનલાલજીના મદિરમા ભૂલેશ્વર, **મુબાઈ નં ૨**

**ચિત્ર**—દશદિગંતવિજયી પંડિતપ્રવર ગોસ્વામી શ્રીપુરુષોત્તમજી મહારાજના એક પ્રાચીન ચિત્ર ઉપરથી બ્લૉક તૈયાર કરીને, તેને આર્ટ પેપર ઉપર છાપીને પ્રસિદ્ધ કરવામા આવ્યુ છે ચિત્ર સુદર અને મનોહર છે શ્રીમત્પુરુષોત્તમજીની સાંપ્રદાયિક આસક્તિ અને એતન્માર્ગીય સાહિત્યની અભિવૃદ્ધિ માટે તેમની એકતાનતા આ ચિત્ર ઉપરથી સ્પષ્ટ જણાય છે નોછાવર ૦-૧-૦ એક આનો જ રાખવામાં આવ્યો છે ટપાલ ખર્ચ ૦-૦-૬ જુદુ પડશે અત્ર 'પુષ્ટિભક્તિસુધા'કાર્યાલયમાથી, બલદેવદાસજી કીર્તનીઆ પાસેથી તેમ જ નડીઆદમા ત્રિભુવનદાસ પીતાબરદાસ શાહ પાસેથી પણ તે મલી શકશે

# શ્રીમદ્વૈષ્ણવપરિષદ્‌ના વિદ્યાવિભાગનો તા. ૧૧-૧-૧૯૦૮ થી ૧૭-૪-૧૨ સુધીના ખરચનો

# રિપોર્ટ.

શ્રીમદ્વૈષ્ણવપરિષદ્‌નો વિદ્યાવિભાગ કેવા પ્રકારનું, કેટલું, અને કેટલા થોડા ખરચથી સાંપ્રદાયિક કાર્ય કરે છે એ સર્વે ખ્યાલ આપવાના શુભ ઉદ્દેશથી આ રિપોર્ટ પ્રસિદ્ધ કરવામાં આવે છે. આશા છે કે વાચકો તેનુ મનન કરીને સાંપ્રદાયિક વિદ્યાપ્રસારમાં યથાશક્તિ સહાયદાન કરીને કૃતાર્થ થશે

## અ. પાટણપરિષદ્ પછી વિદ્યાવિભાગ સ્થાપવામાં આવ્યો ત્યારથી તે નંદુરબાર પરિષદ્ ભરાઈ ત્યાં સુધીના વિદ્યાવિભાગના ખરચનો હેવાલ.

**જ**

૫૦-૦-૦ તા ૧૧-૧-૦૮ રોકડા, પારેખ લલ્લુભાઈ પ્રાણવલ્લભદાસ તરફથી

૫૦-૦-૦ તા ૧૬-૪-૦૮ રોકડા, પારેખ લલ્લુભાઈ પ્રાણવલ્લભદાસ તરફથી.

૧૦૦-૦-૦ તા ૧૬-૫-૦૮ રોકડા, પારેખ લલ્લુભાઈ પ્રાણવલ્લભદાસ તરફથી

૨૮-૮-૦ તા ૨૭-૨-૦૯ રોકડા, પારેખ લલ્લુભાઈ પ્રાણવલ્લભદાસ તરફથી.

૯-૦-૦ તા ૪-૩-૦૯ રોકડા, પારેખ લલ્લુભાઈ પ્રાણવલ્લભદાસ તરફથી.

૨૩૭-૮-૦

**ઉ**

૩૩-૧૩-૯ તા ૧૧-૧-૦૮ થી તે તા ૧૧-૨-૦૯ સુધી માસ ૧૩નું પરચુરણ ખરચ નીચે પ્રમાણે.-

- ૫-૧૧-૦ 'કેસરી' પત્રમા લહીઆ માટે જાહેર ખબર છપાવી તેના બિલ નં ૭૩૪ના મનિઆર્ડર ન.૪૩૨૩નો મોકલ્યો તેના
- ૦- ૨-૦ મનિઆર્ડર કમિશનના.
- ૦- ૧-૩ ફાઇલ તથા ઍકસસાઈઝ
- ૧- ૪-૬ ટપાલ ખરચ
- ૪- ૬-૦ 'ગુજરાતી'મા લહીઆ માટે જાહેરખબર છપાવી તેના બિલ ન. ૩૩૦૭ તથા ૩૩૪૨ના
- ૦- ૨-૦ રિપોર્ટ આવ્યા તેના નુરના ભરવા પડ્યા તે.
- ૧- ૪-૦ પરિષદ્‌ના નામના સિક્કાના
- ૨૦- ૦-૦ પુસ્તક રાખવા કબાટ લીધુ તેના.
- ૦-૧૩-૦ કબાટની હેલના
- ૦- ૨-૦ હૂંમના, માણસને આપ્યા તેના

૩૩-૧૩-૯

૨૨- ૭-૦ તા ૧૧-૧-૦૮ થી તે તા ૧૧-૨-૦૯ સુધી લહીઆ પાસે પુસ્તક ઉતરાવ્યા તેના, કાગલ સાથે

- ૮- ૦-૬ શ્રીયમુનાષ્ટકની શ્રીગુસાંઈજી તથા શ્રીહરિરાયજીની ટીકા, બાલબોધની શ્રીવિ-

જ ઉ

કીનંદનજી તથા શ્રીપુરુષોત્તમજીની ટીકા અધુરી, નવરત્નની શ્રીગુસાંઈજીની ટીકા, તથા સંન્યાસનિર્ણયની શ્રીગોકુલ નાથજીની ટીકા ઉતરામણ, કાગળ સાથે

૬– ૦–૦ ભક્તિહેતુ તથા બાલબોધ ઉપર શ્રીપુરુષોત્તમજીની અધુરી રહેલી ટીકા, તથા સિદ્ધાંતમુક્તાવલીની શ્રીગોકુલનાથજી તથા શ્રીવલ્લભજીની ટીકા ઉતરામણ, કાગળ સાથે.

૮– ૬–૬ યદુનાથવિજય, સિદ્ધાંતમુક્તાવલીટિપ્પણી, ભક્તિહંસ ઉપર શ્રીરઘુનાથજીનીભક્તિતરંગિણીવિવૃતિ, સિદ્ધાંતમુક્તાવલી ઉપર શ્રીગુસાંઈજીની ટીકા ઉતરામણ, કાગળ સાથે

૨૨– ૭–૦

૧૧૫– ૬–૬ પુસ્તકો છાપેલાં લીધા તેના

૧૫–૧૩–૬ પુસ્તકો નિર્ણયસાગર પ્રેસમાથી લીધાં તેના

૭– ૦–૦ વાલ્મીકિરામાયણ સટીક
૩– ૮–૦ ઋગ્વેદસંહિતામૂલ,
૨– ૦–૦ શંકરાનંદી ટીકા સાથે શ્રીમદ્ભગવદ્ગીતા
૧– ૮–૦ મનુસ્મૃતિ
૦–૧૨–૦ ગીતગોવિન્દ
૧– ૪–૦ ચૈતન્યચંદ્રોદય
૦–૧૪–૦ પ્રબોધચંદ્રોદય
૦– ૬–૦ વૃષભાનુજા
૧– ૮–૦ જેકબનો વેદાન્તસાર
૨– ૬–૦ લૌકિકન્યાયાંજલિ

૨૧– ૨–૦

૫– ૪–૦ કમિશન ૨૫ ટકા લેખે બાદ જતા

૧૫–૧૩–૬ બાકી

૨૨– ૦–૦ વ્યંકટેશ્વર પ્રેસમાથી પુસ્તકો લીધાં તેના

૧૫– ૦–૦ પદ્મપુરાણ
૭– ૦–૦ ભવિષ્યપુરાણ

જ ——— ઉ ———

૮– ૦–૦ બ્રહ્મવૈવર્ત પુરાણ
૩૦– ૦–૦
૮– ૦–૦ કમિશન બાદ જતા
૨૨– ૦–૦ બાકી
૩૮–૧૪–૦ વ્યકટેશ્વર પ્રેસમાથી પુસ્તકો લીધા તેના
૫– ૦–૦ ગરુડપુરાણ
૪– ૦–૦ અગ્નિપુરાણ
૫– ૦–૦ બ્રહ્મપુરાણ
૭– ૦–૦ શિવપુરાણ
૫– ૦–૦ લિંગપુરાણ
૭– ૦–૦ નારદપુરાણ
૫– ૦–૦ મત્સ્યપુરાણ
૨– ૮–૦ કૂર્મપુરાણ
૫– ૦–૦ બ્રહ્માડપુરાણ
૩– ૦–૦ વામનપુરાણ
૪– ૦–૦ માર્કણ્ડેયપુરાણ
૫૨– ૮–૦
૧૩–૧૦–૦ કમિશન બાદ જતા
૩૮–૧૪–૦ બાકી
૧૮–૧૨–૦ ગોપાલ નારાયણની દુકાનેથી પુસ્તક લાવ્યા તેના
૨૫– ૦–૦ મહાભારત
૬– ૪–૦ કમિશન બાદ જતા
૧૮–૧૨–૦ બાકી
૧૩– ૦–૦ ચોખબા સિરીઝનુ અણુભાષ્ય સપ્રકાશ.
૪–૧૩–૦ બનારસથી નીચેના પુસ્તકો મગાવ્યાં તેના
૧. વિદ્વન્મણ્ડન સુવર્ણસૂત્રસહિત, ૨. પ્રસ્થાનરત્નાકર, તથા ૩ ભક્તિમાર્તણ્ડ
૨– ૨–૦ શ્રીનાથદ્વારવાલા પુસ્તકો, ૧ શ્રીયમુનાષ્ટક, ૨ બાલબોધ તથા ૩ સિદ્ધાતમુક્તાવલી સટીક
૧૧૫– ૬–૬
*૧૭૧–૧૧–૩ કુલ સરવાળો.
૬૫–૧૨–૯ બાકી સિલિક
૨૩૭ –૮–૦

*આ આકડો તા.૧૧-૧-૦૮થી ૧૧-૨-૦૯ સુધીનો છે, અને તે રા બ લલ્લુભાઈએ નંદુરબારની પરિષદ્‌મા પોતાના રિપોર્ટમા દાખલ કર્યો હતો, અને પરિષદે નિયમસર મજુર કર્યો હતો

| જ | ઉ |
|---|---|
| ૬૫-૧૨-૯ બાકી પુરાંત | ૦- ૪-૯ ટપાલખરચ તા ૧૧-૨-૦૯ થી તે તા ૨૨-૩-૦૯ સુધી. |
| ૧૦- ૦-૦ શાસ્ત્રી મગનલાલ પાસેથી ઉછીના લીધા | ૭૭- ૫-૦ નીચેનાં પુસ્તકો ઉતરાવ્યા તેના, લહીઆને. |
| ૨-૦-૦ વાડીલાલ પાસેથી ઉછીના લીધા | ૨૨- ૪-૦ શ્રીસુબોધિનીજીદશમસ્કંધ ઉપર લાલુ ભટ્ટજીની યોજના. |
| | ૪૧- ૦-૦ શ્રીસુબોધિનીજી ઉપર શ્રીવલ્લભજીનો લેખ |
| | ૧૨- ૫-૦ ચતુર્થ અને એકાદશસ્કંધ શ્રીસુબોધિનીજી, તથા ભાગવતશંકાનિરાસવાદ. |
| | ૧-૧૨-૦ કાગલના, લહીઆને |
| | ૭૭- ૯-૯ |
| | *૭૭- ૯-૯ |
| | ૦- ૩-૦ બાકી શિલિક. |
| ૭૭-૧૨-૯ | ૭૭-૧૨-૯ |

*નંદુરબારની પરિષદ ભરાઈ ત્યા સુધીનો એટલે કે તા ૧૨-૧-૦૮ થી તે ૧૨-૩-૦૯ સુધીનો વિદ્યાવિભાગનો રિપોર્ટ રા વાડીલાલે વાચેલો તેમા આ પ્રમાણે વિશેષ ખરચ દર્શાવ્યો હતો, અને તે પરિષદે નિયમસર મંજુર કર્યો હતો.

# ૨. નંદુરબારની પરિષદ્‌થી તે સુરતની પરિષદ્ સુધીનો હિસાબ.

**જ**

૦-૩-૦ બાકી પુરાત
૧૨૫-૦-૦ રોકડા, મંત્રી છગનલાલ વાલજી પાસેથી તા ૧૮-૭-૦૫
૧૦૦-૦-૦ રોકડા, મંત્રી છગનલાલ વાલજી પાસેથી તા ૫-૧૨-૦૫
૨૦-૦-૦ કબાટ, પ્રથમ રૂ ૨૦ મા લીધેલું તે વેચી નાખ્યુ તેના.

૨૪૫ ૩-૦

**ઉ**

૪૭-૧૦-૩ પરચુરણ ખરચ.
૩- ૦-૦ 'આર્યપ્રકાશ'ના લવાજમના
૧૦- ૦-૦ 'સાજવર્તમાન'ના લવાજમના
૫-૧૨-૬ શંકરાચાર્યના કેસોની નકલ
૨-૧૧-૦ 'ગુજરાતી પંચ'ના લવાજમના ૧૯૦૮ના
૮- ૦-૦ 'ગુજરાતી પંચ'મા પાઠશાલા સારૂ શાસ્ત્રી માટે જાહેર ખબર આપી તેના
૧૩- ૮-૦ 'ગુજરાતી' પત્રમા તેવીજ જાહેરખબરના
૨-૧૧-૦ 'ગુજરાતી પંચ'નું ૧૯૦૯નું લવાજમ
૧- ૨-૦ પુસ્તકબ ધામણી
૦-૧૩-૯ ટપાલખરચ

૪૭-૧૦-૩

૧૨- ૦-૦ ઉછીના લીધેલા તે પાછા આપ્યા
૧૦- ૦-૦ શાસ્ત્રી મગનલાલને
૨- ૦-૦ વાડીલાલને

૧૨- ૦-૦

૩૧-૧૫-૦ પુસ્તકો છાપેલા લીધા તેના
૬- ૦-૦ ભામતીટીકાસાથે શાંકરભાષ્ય
૨૧-૧૪-૦ સિદ્ધાતકૌમુદી ઈંગ્રેજી ભાષાતર વોલ્યુમ ૩
૨- ૭-૦ બ્લાકટાનદના પુસ્તકો ત્રણ
૧- ૬-૦ મિ ઝવેરીકૃત કૃષ્ણચરિત્ર.
૦- ૪-૦ ઊર્ધ્વપુડ્રમાર્તણ્ડ

૩૧-૧૫-૦

૧૨૫- ૦-૬ પુસ્તકો ઉતરાવ્યા તેના, લહીઆને
૨૭-૧૪-૦ શ્રીસુબોધિનીજી ઉપરની શ્રીગુસાઇજીકૃત ટિપ્પણીજી, શ્રીપુરુષોત્તમજીકૃત પ્રકાશ, પત્રાવલમ્બન, તથા નિબધ-ટિપ્પણીના.

| ૪ | ૬ |
|---|---|
| | ૪૦–૦–૦ શ્રીગિરિધરજીકૃત ભાષ્યવિવરણ શાસ્ત્રીજી પન્નાલાલજીનુ, શેઠ ખીમજીભાઈ પાસેથી વેચાતુ લીધુ તે |
| | ૩૨–૮–૦ સર્વોત્તમજીની ટીકા, સુબોધિનીદશમસ્કધ કારિકાર્થ, સિદ્ધાંતરહસ્ય અને બાલબોધની ટીકા, પ્રહસ્ત, અને પુષ્ટિપ્રવાહમર્યાદા ગ્રથની ટીકા. |
| | ૧૨૫–૦–૬ |
| | *૨૧૬–૯–૯ |
| | ૨૮–૯–૩ બાકી પુરાત |
| | ૨૪૫–૩–૦ |
| ૨૮–૯–૩ બાકી પુરાત | ૧૮–૦–૦ પુસ્તકો ઉતરાવ્યાં તેના, લહીઆને |
| | ૪–૮–૦ કાગલના |
| | ૧૩–૮–૦ બૃહદ્ભાષ્ય અપૂર્ણ, તથા અધિકરણ સગ્રહ |
| | ૧૮–૦–૦ |
| | *૧૮–૦–૦ |
| | ૧૦–૯–૩ બાકી પુરાત |
| | ૨૮–૯–૩ |

* અહિં સુધીનો હિસાબ જનરલ સેક્રેટરી મિ છગનલાલ વાલજીભાઈએ સુરત પરિષદ્‌મા, પોતાના રિપોર્ટમા દાખલ કર્યો હતો, અને પરિષદે નિયમમર મન્જુર કર્યો હતો

* વિદ્યાવિભાગનો રિપોર્ટ ગ વાડીલાલે વાચેલો તેમા આ પ્રમાણે વિશેષ ખર્ચ દર્શાવ્યો હતો, અને તે પરિષદે નિયમસર મન્જુર કર્યો હતો

## ક. સુરત પરિષદ્‌માં વિદ્યાવિભાગનો હિસાબ મંજુર થયો ત્યાંથી તે સંવત્ ૧૯૬૮ ના ચૈત્ર કૃષ્ણ* ૧૦ સુધીનો હિસાબ.

| જ | ઉ |
|---|---|
| ૧૦–૯–૩ બાકી પુરાત<br>૪૦૦–૦–૦ રોકડા મંત્રી છગનલાલ પાસેથી<br>૪૧૦–૯–૩ | ૧૯–૧૩–૦ પરચુરણ ખરચ<br>૧–૧૧–૬ ટપાલ ખરચ<br>૦–૧૦–૦ સહીના સીસા નંગ ૨ પુસ્તકો ઉતરાવવા લહીઆને<br>૧– ૪–૦ ચીનાઈ કાગળનું રીમ નગ ૧<br>૨–૧૦–૦ 'ગુજરાતી પંચ'નું લવાજમ સને ૧૯૧૧નું<br>૧૩– ૯–૬ પુસ્તકો ઉતરાવવા એક્સસાઇઝ<br>૧૯–૧૩–૦<br><br>૧૫૫– ૨–૩ પુસ્તકો છાપેલા વેચાતા લીધા તેના.<br>૫– ૪–૦ જયેષ્ઠારામ મુકુંદજી પાસેથી ભિક્ષુભાષ્ય વૉલ્યુમ નગ ૬<br>૬– ૦–૦<br>૦–૧૨–૦ કમિશન બાદ જતા<br>૫– ૪–૦ બાકી<br><br>૨૮– ૯–૦ વ્યંકટેશ્વર પ્રેસમાંથી પુસ્તકો લીધા તેના<br>૪– ૦–૦ વાયુપુરાણ<br>૫– ૦–૦ વરાહપુરાણ<br>૩૦– ૦–૦ સ્કન્દપુરાણ<br>૩૯– ૦–૦<br>૧૦– ૮–૦ કમિશન બાદ જતા<br>૨૮– ૮–૦ બાકી<br>૦– ૧–૦ હેલ<br>૨૮– ૯–૦<br><br>૩૭– ૦–૬ નિર્ણયસાગર પ્રેસમાંથી પુસ્તકો લાવ્યા તેના<br>૩– ૦–૦ ઋગ્વેદ પદપાઠ<br>૨– ૦–૦ શુક્લયજુર્વેદસંહિતા<br>૦–૧૨–૦ અષ્ટાવિંશત્યુપનિષદ્<br>૦– ૩–૦ અષ્ટાધ્યાયીસૂત્રપાઠ |

* પરિષદ્‌નું નવું વર્ષ શ્રીમહાપ્રભુજીના પ્રાકટ્યોત્સવથી જ ગણવામાં આવે છે

ч ૩

૪– ૦–૦ તત્ત્વબોધિની સાથે સિદ્ધાન્ત-કૌમુદી
૪– ૦–૦ વ્યાકરણમહાભાષ્ય નવાહ્નિક
૨– ૦–૦ યાજ્ઞવલ્ક્યસ્મૃતિ
૨– ૦–૦ નિર્ણયસિંધુ
૦– ૬–૦ વિદુરનીતિ
૦– ૧–૦ પ્રસ્થાનચંદ્રિકા
૦– ૧–૬ આશૌચનિર્ણય
૨– ૪–૦ અભિધાનસંગ્રહ, ભાગ ૧-૨
૦–૧૨–૦ અમરકોશ મૂલ
૪– ૦–૦ અમરકોશ સટીક
૦– ૮–૦ ગીતા, દલાલવાલી
૦– ૧–૦ પુરુષોત્તમસહસ્રનામ
૦– ૨–૦ કૃષ્ણસહસ્રનામ
૦–૧૦–૦ વિષ્ણુભક્તિકલ્પલતા
૦– ૪–૬ ગોપાલસહસ્રનામ
૦– ૪–૦ મહિમસ્તોત્ર
૦– ૮–૦ કુવલયાનંદકારિકા.
૩– ૦–૦ સાહિત્યદર્પણ
૦– ૮–૦ વાગ્ભટાલંકાર
૨– ૮–૦ સાહિત્યસાર.
૩– ૮–૦ સુભાષિતરત્નભાંડાગાર
૦– ૬–૦ સમયોચિતપદ્યમાલિકા
૨– ૮–૦ ભટ્ટિકાવ્ય
૧– ૦–૦ કાવ્યમાલા, તૃતીય ગુચ્છક.
૦– ૧–૦ સૂક્તિસંગ્રહ.
૦–૧૨–૦ ભગવદ્‌ગીતા, શ્રીધરીટીકા સાથે.
૬– ૦–૦ શ્રીમદ્‌ભાગવત, સચૂર્ણિક
૧– ૪–૦ શિક્ષાદિ ષડંગ

૪૯– ૪–૦ કુલ્લે
૧૨– ૫–૦ ૨૫ટકા લેખે કમિશન બાદ

૩૬–૧૫–૦ બાકી.
૦– ૧–૬ હેલ.

૩૭– ૦–૬

જ ——— ઉ ———

૨૬– ૬–૦ વૈદિક કૉન્કૉર્ડન્સ
૬– ૮–૦ ડયુસન્સ ફિલૉસૉફિ ઑફ્ ધિ ઉપનિષદ્સ્
૪–૧૩–૦ શ્રીભાષ્ય, મદ્રાસથી
૦– ૬–૦ શાણ્ડિલ્યસૂત્ર
૦–૧૨–૦ ૩૮ ઉપનિષદ્‌નો ગુટકો
૧– ૧–૦ સર્વસિદ્ધાન્તસંગ્રહ, મદ્રાસથી
૧–૧૪–૦ નારદપંચરાત્ર તથા વિષ્ણુસહસ્રનામ ઉપર ભાષ્ય
૪– ૧–૦ ડયુસન ઑન ધિ સિસ્ટમ્ ઑફ્ વેદાન્ત
૦– ૮–૦ તત્ત્વબોધિની ટીકાસહ શ્રીમદ્‌ભગવદ્‌ગીતા
૧૫– ૮–૦ આર્યસમાજમાંથી પુસ્તકો લાવ્યા તેના

૧૦– ૦–૦ વૈદિક કૉન્કૉર્ડન્સ.
૫– ૮–૦ ચારે વેદની સંહિતા

૧૫– ૮–૦

૭– ૬–૩ શ્રીલાલજીમાંથી નીચેના પુસ્તકો લાવ્યા તેના—
૧ શુદ્ધાદ્વૈતમાર્તણ્ડ, ૨ શિક્ષાપત્ર, ૩ ગુરુપરંપરા, ૪ આચાર્યપરંપરા, ૫ ષોડશ ગ્રંથ, ૬ શિક્ષાસુધાકર
૫– ૫–૦ પંડિતગટ્ટૂલાલજીના પુસ્તકાલયમાંથી પુસ્તકો લાવ્યા તેના

૦– ૭–૦ આશૌચનિર્ણય
૩– ૪–૦ યદુનાથદિગ્વિજય
૧– ૦–૦ સમશ્લોકી ગીતા
૦–૧૦–૦ વલ્લભવિલાસ.

૫– ૫–૦

૨– ૮–૦ સેવાપ્રકાર (વલ્લભ પુષ્ટિપ્રકાશ)
૦– ૬–૦ ઉપદેશશતકનિરાસવાદ.
૦– ૯–૬ નિર્ણયસાગર પ્રેસમાંથી પુસ્તકો લાવ્યા તેના

૦– ૭–૦ બૃહત્સ્તોત્રરત્નાકર, ભાગ ૧ લો
૦– ૦–૬ જ્યોતિર્લિંગમાનસપૂજા
૦– ૧–૦ દ્વાદશ સ્તોત્ર

જ — ઉ

0— ૧—0 બ્રહ્મનામાવલી
0— ૨—0 યમુનાષ્ટક
0— 0—૬ શિવાપરાધક્ષમાપનસ્તોત્ર

0—૧૧—0

0— ૧—૬ કમિશન બાદ જતા

0— ૯—૬ બાકી.

0—૧૫—0 શ્રીમદ્ભાગવતના ગુટકા
૧— ૪—0 „ „
0— ૫—0 કમિશન બાદ જતા

0—૧૫—0 બાકી

૧—૧૨—0 બનારસના શ્રીસુબોધિનીજીના જન્મ પ્રકરણનાં બે પુસ્તકો
૨— 0—0 „ „
0— ૪—0 કમિશન બાદ જતાં

૧—૧૨—0 બાકી.

0—૪ —0 ગોવર્ધનદાસપ્રકાશિત શ્રીવલ્લભચરિત્ર
૩—૬ —0 વિષ્ણુપુરાણ
૪— ૮—0 „
૧— ૨—0 કમિશન બાદ જતાં

૩— ૬—0 બાકી

૧૫૫— ૨—૩

૧૭૨—૧૧—૬ પુસ્તકો લહીઆ પાસે ઉતરાવ્યા તેના
૧૫— ૧—૬ બહિર્મુખમુખધ્વસવાદ (પુરુષોત્તમજીકૃત)
૧૩— ૪—0 નવરત્નપ્રકાશ શ્રીપુરુષોત્તમજીકૃત, અંતઃકરણપ્રબોધની ટીકા (શ્રીગોકુલનાથજીકૃત) પંડિતકરભિંદિપાલ (પુરુષોત્તમજીકૃત) અને વચનાવલી

૭૪ ——— ૭ ———

૪- ૬-૦ શ્રીબાલકૃષ્ણજીમહારાજ પાસેથી પુસ્તકો લઈને ઉતરાવ્યા તેના
  ૧ પ્રકરણોના સંગતિ (પુરુષોત્તમજી)
  ૨ અગ્નિહોત્રાદિનિત્યકર્મવિચાર
  ૩ ઊર્ધ્વપુણ્ડ્રનિર્ણય
  ૪ શંખચક્રોર્ધ્વપુણ્ડ્રાદિ
  ૫ તિલકધારણવાદનિર્ણય (કૃષ્ણચંદ્ર)
  ૬ ભેદાભેદવાદ
  ૭ શંખચક્રધારણવાદ
  ૮ વિદ્યાભાગવતાવધિ
  ૯ શ્રીવલ્લભકૃત સર્વાત્મભાવવિવૃતિ
  ૧૦ બ્રહ્મવૈ
૨૬-૧૨-૦ શ્રીકૃષ્ણચન્દ્રકૃત બ્રહ્મસૂત્રવૃત્તિ
૪- ૮-૦ શ્રીસુબોધિનીજીના પ્રથમ શ્લોકનું વિવરણ તથા શ્રુત્યર્થાનંદસંદોહ
૬- ૨-૦ શ્રીહરિરાયજીની સેવાભાવના
૭-૧૨-૦ પુરુષોત્તમપ્રતિષ્ઠાપ્રકાર, ઋગ્વેદ ઉપર નીલકણ્ઠનું કાર્ઠક ભાષ્ય, શ્રુતિરહસ્ય, પુષ્ટિપ્રવાહમર્યાદા તથા સ્ફુરત્કૃષ્ણપ્રેમામૃતની ટીકા
૨- ૦-૦ શ્રીમદ્વલ્લભચરિત્ર (મુરલીધરદાસકૃત)
૧- ૨-૦ નૃસિંહતાપિની ઉપનિષદ્‌ની દીપિકા (શ્રીપુરુષોત્તમજીકૃત) અપૂર્ણ
૧- ૮-૦ શાણ્ડિલ્યસૂત્રભાષ્ય (મુરલીધરદાસ )
૪૭-૧૦-૦ નરાર્થી ટીકા
૨૯- ૬-૦ શ્રીમથુરાનાથજીનો પ્રકાશ, પ્રથમાધ્યાયના તૃતીય પાદ પર્યંત (અપૂર્ણ)
૯- ૪-૦ ૧ આવરણભંગ, ભાગવતાર્થના પ્રથમ અને દ્વિતીય સ્કંધનો
  ૨ ચરિત્રચિંતામણિ
૩- ૦-૦ ગાયત્રીનું સાહિત્ય ઉતરાવ્યું

———

૧૭૨-૧૧-૬

જ — ઉ

૭૮-૮-૦ રોકડા

૬૨- ૦-૦ છપામણી ખરચ

૫૭- ૦-૦ પ્રદીપના ફૉર્મ, ૪-૫-૬ છપામણ

૫- ૦-૦ પ્રદીપની નકલનો થોડો ભાગ ઉતરામણ પેટે, લહીઆને.

૬૨- ૦-૦

૪૦૯-૧૦-૯

૦-૧૪-૬ બાકી પુરાત

૪૧૦- ૯-૩

૭૮-૮-૦ પ્રદીપ છપાવવાનો ખરચ

૨- ૮-૦ અણુભાષ્યની નકલ

૧૯- ૦-૦ ડિપાઝિટ નિ સા પ્રેસમા

૫૭- ૦-૦ ૧-૨-૩ ફૉર્મ છપામણી

*૭૮- ૮-૦

વાડીલાલ નગીનદાસ શાહ બી એ. એલ્ એલ્.બી. હાઈ કોર્ટ પ્લીડર.

મુંબાઈ, 1-11-12 — મન્ત્રી, શ્રીમદ્વૈષ્ણવપરિષદ્ વિદ્યાવિભાગ

*પ્રદીપ છપાવવાનો ખરચ વિદ્યાવિભાગ તરફથી આપવામાં આવ્યો ત્યાર પહેલા તે ખરચ જનરલ ખાતામા આ પ્રમાણે રજુ થયો હતો, અને તે જનરલ રિપૉર્ટ સાથે મંજુર પણ થયો હતો

પામે છે' એ શ્રુતિમા ભેદદર્શન કરનારાઓ ઉપર મૃત્યુનુ પરાક્રમ ચાલી શકે છે એમ શ્રવણ થાય છે આથી સર્વાત્મભાવમા સર્વના આત્મભાવ એવો અર્થ લેવો ભગવત્સ્ફૂર્તિ થાય તે ભિન્ન નહિ, પણ અભેદથી જ થાય. આત્મપદથી ભગવત્પ્રીતિ અભેદને લક્ષ્ય કરે છે, કે નહિ યાવદધિષ્ઠાનભેદથી તેનો પણ ભેદ થાય તેમાના આતરપદાર્થની પેઠે આત્મામા ઉત્પન્ન થતો ભાવજ્ઞાન પણ અભેદથી જ વસ્તુના મહિમાથી જ ઉત્પન્ન થાય છે ભાવપદથી '[1]હર્ષીકેશને સ્મરતો પ્રભુમય જગતને જ દેખવા લાગ્યો, એ વાક્યમા તેવી રીતે થતા ભગવત્સ્ફુરણમા (શત્રુતાથી થતા), સર્વાત્મભાવ ગણાતો નથી દ્વેષને લઈને પ્રભુસ્ફુરણ થાય છે, માટે તે ભાવ ગણાય નહિ. શ્રીધર પણ તે જ કહે છે કે, એકાન્તભક્તિ તે જ સર્વાત્મભાવ છે '[2]એકાતભક્તિ ગોવિંદમા ક્યારે થાય : જ્યારે સર્વત્ર ગોવિંદનુ દર્શન થાય,' એવા લક્ષણથી અમારા કથનની સાથે તેની એકતાજ સમજવી તેવી રીતે સર્વમા આત્મભાવ—પરમાત્મબુદ્ધિ તે સર્વાત્મભાવ, એવો નિષ્કર્ષ છે

તે સર્વાત્મકભાવ મર્યાદા અને પુષ્ટિના ભેદથી બે પ્રકારનો છે તેમા મર્યાદા સર્વાત્મભાવ નવમસ્કધમા અબરીષનો કહ્યો છે '[3]સર્વાત્મભાવનિષ્ઠ વિપ્રે ઉપદેશાયેલો સર્વાત્મભાવ અનુભવતો રાજા આ પૃથ્વીનુ શાસન કરતો હતો દ્વિતીય પુષ્ટિમાર્ગીય સર્વાત્મભાવ શુદ્ધ પુષ્ટિમાર્ગીય વ્રજસુદરીઓનો છે, તે દશમસ્કધમા નિરૂપ્યો છે વિરહદશામા સર્વત્ર ભગવત્સ્ફૂર્તિ થતા તે પણ અત્યત ભાવથી, સર્વાત્મભાવ સિદ્ધ થાય છે મર્યાદામાર્ગીય સર્વાત્મભાવથી આટલો આમા વિશેષ છે શ્રીવ્રજયુવતીઓના શ્રીકૃષ્ણમા શૃગારરસસબધી ભાવો ઘણા છે તેથી તે તે ભાવો સાથે સર્વાત્મભાવ ભજનાનદના અનુભવમા અત્યત નિપુણ છે, એમ પુષ્ટિમાર્ગીયો વારવાર સ્તુતિ કરે છે, તે જ ભગવાન્ ભાષ્યકાર કહે છે **लिङ्गभूयस्त्वात्तद्धि बलीयस्तदपि** એ સૂત્રમા એથી સર્વાત્મભાવનુ સ્વરૂપ સ્પષ્ટ થાય છે ત્યા વિરહભાવમા અત્યત ગાઢ ભાવથી સર્વત્ર પ્રભુ જ સ્ફુરે છે 'તે[4] જ નીચે છે' એ શ્રુતિ અત્ર પ્રમાણ છે, એમ કહી, આગળ ભાષ્યકાર ભાખે છે કે, કોઈ વખતે પોતાનામા પણ ભગવત્સ્ફૂર્તિ થાય છે તે કથન '[5]હવે અહકારાદેશ છે' એ વાક્યથી શ્રુતિ કહે છે એ પ્રમાણે કહીને આ સર્વ વ્યભિચારિભાવો હોવાથી નિયત નથી એમ જણવવાને પુન સર્વત્ર ભગવત્સ્ફૂર્તિ કહે છે 'હવે [6]આત્માદેશ છે'

આ પુષ્ટિમાર્ગીય સર્વાત્મભાવ શૃગારરસમધ્યપાતી છે આની પ્રાપ્તિમા શુદ્ધપુષ્ટિભક્તોનો જ અધિકાર છે ભાષ્યમા પણ આ જ વિશેષે કરીને બતાવ્યો છે મર્યાદામાર્ગીય તો શ્રુતિસ્તુતિ-વેદસ્તુતિસુબોધિનીમા કહેલી દિશાથી અમરીષાદિભક્તોદ્દષ્ટાન્ત ગમ્ય છે એ પ્રકારનો પણ બને સ્થળમા પરમકાષ્ઠાપન્નભક્તિરૂપ છે, શ્રીમાન્-વિરલ જ્ઞાતાઓ જાણે

અત્ર આશકા થાય છે ભ્રમરગીતમા '[7]તમારા પ્રભુમા રહેલો સર્વાત્મભાવ મેં જાણ્યો' એ વાક્ય છે એ શ્લોકની વિવૃતિમા સર્વ જે પોતાનો ભાવ તે સર્વાત્મભાવ એવો અર્થ કર્યો

---

१ चिन्तयानो हृषीकेशमपश्यत्तन्मय जगत् ।

२ एकान्तभक्तिर्गोविन्दे यत सर्वत्र तदीक्षणम् ।

३ सर्वात्मभाव विदधन्महीमिमा तन्निष्ठविप्राभिहित शशास ।

४ स एवाधस्तात् ।

५ अथाहङ्कारादेश

६ अथात आत्मादेश ।

७ सर्वात्मभावोऽधिगतो भवतीनामधोक्षजे ।

છે, નહિ કે સર્વમા આત્મભાવ તો પહેલા બતાવેલુ લક્ષણ તેનુ કેમ બને ? તે ન જ કહી શકાય આનુ સમાધાન આ છે ઉદ્ધવના કથનમાં પૂર્વનિર્દિષ્ટ સર્વાત્મભાવ નથી પરતુ અંતઃકરણનો સર્વભાવ-આપનો-મને જ્ઞાનવિષય થયો, એવો અર્થ છે જો કે ગોપીજનો તો પૂર્વોક્ત સર્વાત્મભાવવાલા છે, તથાપિ ઉદ્ધવે તે સર્વાત્મભાવ જાણ્યો નહિ ફક્ત તેમણે ઉક્ત શૃગારરસસબધી ભાવ માત્ર જાણ્યો મધુપ कितवबन्धो मा स्पृशाङ्घ्रिं सपत्न्याः વગેરે વાગ્વિલાસથી વ્રજગોપમીમંતિનીગણે પૂર્વોક્તાતિરિક્તને જ સ્ફુટ કર્યો છે '[1] સર્વ દેહિના આત્મા એવા એક મને જ શરણ થા. સર્વાત્મભાવથી મારૂ શરણ પ્રાપ્ત કરીશ. તે શરણ સર્વત ભય વગરનુ છે' અત્ર, 'સર્વાત્મભાવથી મારૂ શરણ પ્રાપ્ત કર' એમ આજ્ઞા હોવાથી સર્વાત્મભાવ તમે કહો છો તેવો હોવો જોઈએ આ શકા નિરસ્ત કરવામા આવે છે આ શ્લોકનો અર્થ આવો છે સર્વ દેહિઓનો આત્મા શરણભૂત મને સર્વાત્મભાવથી પામીશ સૂત્રભાષ્યમા બીજા પક્ષમાં આ જ અર્થને આદર કર્યો છે આવી રીતે સર્વાત્મભાવનો મહિમા પૂર્વોક્ત જ છે લક્ષણ પણ પૂર્વોક્ત જ છે, માટે આટલો વિસ્તાર જ બસ છે

અત્ર[2] 'સર્વાત્મભાવવિવેક' સંપૂર્ણ થાય છે.

---

# ફલવિવેક.

ગ્રથકાર વિવેકત્રયથી એતન્માર્ગીય પ્રમાણ, પ્રમેય, સાધન, એ ત્રણેનો વિવેક કરીને અવશિષ્ટ ફલવિવેક પ્રારમ્ભે છે.

હવે પુષ્ટિમાર્ગીયનું ફલ વિચારવામા આવે છે તેમા પહેલા તો આ માર્ગને પ્રવર્તાવનાર સાક્ષાત્ શ્રીગોપીજનો જ છે, તેથી જ આ માર્ગમા મુખ્યતા પણ તેમની જ છે અત્ર ઉદ્ધવનું વાક્ય પ્રમાણ છે (આ શ્લોક અધિકારવિવેક સમાપ્ત થતા આવે છે, તે અવલોકવો) આ શાસ્ત્રે શ્રીવ્રજસુન્દરીની પ્રાધાન્યતા હોવાથી તેમનો ફલપ્રકાર લખવામા આવે છે

પ્રભુની અનત લીલામા એક નિરોધલીલા છે निरोधोस्यानुशयनमात्मनः सह शक्तिभिः એ દ્વિતીયસ્કધના શુકવાક્યથી નિરોધસ્વરૂપ એવુ નિશ્ચિત થાય છે કે, સર્વ શક્તિસાથે પ્રભુની જે પ્રપચમા ક્રીડા-લીલા તે નિરોધ છે આત્મશબ્દ ભગવદ્વાચક જ છે अनुशयनશબ્દથી તેવીતેવી લીલાને યોગ્ય સ્થિતિ સમજવાની છે નહિ કે નિદ્રા. पुरुषશબ્દથી પુરમા શયન એવો જે અર્થ ઉપલબ્ધ થાય છે, તે पुरि शेते એ વ્યુત્પત્તિને આધારે થાય છે पुरुषશબ્દમાં शीङ् ધાતુનો અર્થ સ્થિતિ જ થાય છે, નિદ્રા કરવી એવો અર્થ નથી થતો (વસ્તુત शीङ् ધાતુનો નિદ્રા કરવી એવો અર્થ છે ) અત્ર એવો અર્થ વિવક્ષિત નથી पुरुषશબ્દની પેઠે અત્ર अनुशयनમા

---

૧ मामेकमेव शरणमात्मानं सर्वदेहिनाम् । याहि सर्वात्मभावेन यास्यसे ह्यकुतोभयम् ॥

૨ સર્વાત્મભાવનું સ્વરૂપ ગ્રથકાર ઘણી જ ડામડોલ સ્થિતિમા રજુ કરે છે ભાષ્ય વગેરેમા જેનુ નિશ્ચિત સ્વરૂપ શ્રીમત્પ્રભુચરણે પ્રકટ કર્યું છે, જેનુ શ્રીહરિરાયજી ઉપદેશે છે, તેવું ગ્રથકાર કરતા ડગે કે કેમ, એ મને તો તેમની અનિશ્ચિત-વાણીથી સહજે અમેલુ લાગે છે આ વિષય ઉપર એક સ્ફુટલેખ રા તેલીવાલાએ ગત વર્ષના ૧૧ મા અકમા લખ્યો છે, તે સર્વાત્મભાવનુ ગભીરસ્વરૂપ યથાર્થરીત્યા અનુભવાવે છે

પણ નિદ્રા અર્થ નથી થતો માટે જ સુબોધિની અને નિબંધમા પણ નિરોધનું લક્ષણ એવું જ ઉપદેશ્યું છે 'અચિંત્ય, અનંતાનંત શક્તિઓ સાથે પ્રભુ શ્રીકૃષ્ણનુ પ્રપંચમા ક્રીડન-રમણ તે [૧]આનુ અનુશયન અને નિરોધ, એવું લક્ષણ છે.'

ભગવાનની તે નિરોધરૂપલીલા ત્રણ પ્રકારની છે, નિરોધવાળા ભક્તો તામસ, રાજસ, સાત્વિક એ ત્રણ ભેદથી ત્રિવિધ છે, તો તેમના મન ન રોક્યા માટે કરાતી લોકાનુસારિણી ત્રિવિધ થાય છે સુબોધિનીમા પ્રભુ આજ્ઞા કરે છે કે, '[૨]સ્વભાવ પલટી જવો કોઈ પણ રીતે શક્ય નથી, એથી ત્રણ પ્રકારના જીવોમા ત્રણ પ્રકારની ભગવાનની કૃતિ—લીલા છે' તે ત્રિવિધ લીલાવડે કરાતી ભક્તોની પ્રપંચવિસ્મરણ સાથે ભગવાનમા આસક્તિ થાય છે તે પણ નિરોધ જ કહેવાયછે **नितरां रोधः** (અત્યંત રોધ) એવી વ્યુત્પત્તિથી. રોધ કોનો એવી અપેક્ષા થતા ભક્તોનો, એ પ્રમાણે પૂર્વસ્કંધની સંગતિવડે અર્થ પ્રાપ્ત થાય છે. કોનાથી રોધ એમ જો સંશય પ્રાદુર્ભવતો હોય તો પ્રપંચ લેવો—અર્થાત્ પ્રપંચથી રોધ એવો અર્થ સિદ્ધ થાય છે 'પૂર્વે [૩]જે ભક્તો નિર્દિષ્ટ છે, તે વિમુક્તિમાટે રોધ કરવા જેવા છે' અર્થાત્ તેઓને નિરોધ થવો જોઇએ એ નિબંધવાક્ય છે '[૪]હરિએ પ્રભુએ જે મુક્ત કીધા તે તો ભવાર્ણવમા ડુબ્યા, જેમને રોક્યા તે જ અત્ર અહર્નિશ હર્ષ પામે છે,' એ નિરોધલક્ષણગ્રંથ છે 'કર્મેન્દ્રિયોનો [૫]સંયમ કરતા પણ જે માણસ ઇંદ્રિયના અર્થોને મનથી સ્મરતો રહે તે મૂઢાત્મા મિથ્યાચાર કહેવાય છે' એ ન્યાયે પ્રપંચથી નિરોધ છતાં પણ પ્રપંચનું સ્મરણ કરે તો ભગવલ્લીલાનુભવમા મુખ્ય અધિકાર નથી થતો, માટે પ્રપંચવિસ્મરણ આવશ્યક છે તે અર્થ નિરોધમાના **नि** એ ઉપસર્ગથી નિસરે છે **नितरां रोध** એટલે અત્યંત રોધ—પ્રપંચનુ અસ્ફુરણ વળી કેમા રોધ એવી આકાંક્ષા થાય તો ભગવાનમા રોધ એમ સમજવું. '[૬]કૃષ્ણમા જેમની ઇંદ્રિયો નિરુદ્ધ—રોકાયલી છે, તે ભક્તો મુક્ત થાય છે' આ નિબંધવાક્ય છે આ નિરોધ પરમસુખોત્પાદક લીલાથી જન્ય છે, પરમ સુખરૂપ છે, આસક્તિરૂપ છે. એમ ન હોય તો નિગ્રહમાત્ર કહેવાય સુખકર ન થાય '[૭]મનના નિગ્રહથી એ ચાયલા' એ વાક્યથી પ્રપંચની વિસ્મૃતિ થાય તો જ ભગવત્સુખનો અનુભવ થાય છે, માટે નિરોધ આસક્તિરૂપ બને છે. માટે જ પ્રપંચવિસ્મૃતિપૂર્વક ભગવાન્ આસક્તિ એ નિરોધપદની વ્યાખ્યા છે '[૮]એ પ્રમાણે નંદાદિગોપો હર્ષ વડે કૃષ્ણ બળરામની કથા કરતા અને રમતા સંસારવેદનાને જાણી શક્યા નહિ કૃષ્ણમા અંતઃકરણવાળા યાદવો શય્યામા, આસનમા, અટનમા, આલાપમા, સ્નાનમા, ક્રીડામા, ભોજનમા, અસ્તિત્વ ભોગવતા આત્માને-પોતાને જાણી શક્યા નહિ' વગેરે સ્થળે તેનું જ નિરૂપણ છે તો હવે આ અર્થ નિષ્પન્ન થાય છે પ્રપંચના વિસ્મરણપૂર્વક

---

૧. निरोधोऽस्यानुशयनं प्रपञ्चे क्रीडनं हरे । शक्तिभिर्दुर्विभाव्याभिः कृष्णस्येतीह लक्षणम् ।

આ શ્લોકનો વિસ્તૃત—વિશદ અર્થ વે. શા. સં મગનલાલ શાસ્ત્રીને હસ્તે લખાયલા શ્રીસુબોધિનીજી નામના માસિકના ૯ મે પાને જુઓ.

૨ स्वभावस्यान्यथाभावो न वै शक्यः कथंचन । अतस्त्रिविधजीवेषु त्रिविधा भगवत्कृतिः ।

૩ भक्ताः पूर्वत्र निर्दिष्टास्ते रोद्धव्या विमुक्तये ।

૪. हरिणा ये विनिर्मुक्तास्ते मग्ना भवसागरे । ये निरुद्धास्त एवात्र मोदमायान्त्यहर्निशम् ।

૫ कर्मेन्द्रियाणि संयम्य य आस्ते मनसा स्मरन् । इन्द्रियार्थान् विमूढात्मा मिथ्याचारः स उच्यते ।

૬ कृष्णे निरुद्धकरणा भक्ता मुक्ता भवन्ति हि ।

૭. मनोनिग्रहकर्षिता ।

૮ इति नन्दादयो गोपाः कृष्णरामकथां मुदा । कुर्वन्तो रममाणाश्च नाविन्दन् भववेदनाम् । शय्यासनाटनालापस्नानक्रीडाशनादिषु । न विदुः सन्तमात्मानं वृष्णयः कृष्णचेतसः ।

ભગવાનમાં આસક્તિનુ સપાદન કરનાર પ્રપચમા સ્થાન પામેલી જે ભગવલ્લીલા તે નિરોધ કહેવાય, તે ભગવદ્ધર્મ છે. તેવી લીલાથી ઉત્પન્ન થતી પ્રપચના વિસ્મરણપૂર્વક ભગવાનમા આસક્તિ એ પણ નિરોધપદવાચ્ય છે, તે જીવધર્મરૂપ છે. તે બન્નેનું દશમસ્કધમા પ્રતિપાદન છે, [1]ક્રીડાયુક્ત-લીલાવિશિષ્ટ હરિનો સમુદાય-પરિકર જન્મવાથી છે ભક્તોને યોગથી પ્રપચની વિસ્મૃતિ થવી તે આસક્તિ છે ' આ નિબધવાક્યથી તેમા (દશમ સ્કધમા) પહેલુ તામસ પ્રકરણ છે વ્રજસ્થ ભગવદીયો- [2]તામસ ભક્તો ત્રિવિધ છે વિધિપ્રાપ્ત નહિ એવા ભક્તિરૂપી રસનો અનુભવમા સાધનરૂપ પારિભાષિક તામસત્વ, એ પ્રથમ પ્રકારનુ' તામસત્વ છે બીજુ તામસત્વ ધર્મવિશેષરૂપ છે ત્રીજુ ભગવન્માયાકૃત છે

પહેલુ તામસત્વ આ પ્રકારનું છે. તેમા સ્વીય મનોરથને અનુકૂલ લોકતુલ્ય ભગવલ્લીલાની રુચિ થાય છે. વળી બાહ્ય દર્શનમા જ કેવળ અભિલાષા થાય છે (આતરમા નહિ) પ્રભુનો વિરહ અસહ્ય થઇ પડે છે, તામસ ભગવદીયો હઠપ્રધાન ઘણા જ હઠીલા હોય છે, તેમનો જ્યાં આગ્રહ બધાય છે, ત્યાથી તે છુટતો નથી. જ્ઞાનરહિત અને મુગ્ધ થાય છે જ્ઞાનના અભાવે જ લોક અને વેદનુ ઉલ્લઘન કરે છે વ્રજસ્થ ભગવદીયો પણ અતીવ આગ્રહયુક્ત હોઇ લીલામા અનુપયોગિ જ્ઞાન ધરાવતા નથી ' એ [3]પ્રમાણે મારે માટે લોક, વેદ અને સ્વજન (સર્વસ્વ) જેમણે ત્યાગ કર્યું છે' આ વાક્યથી એમ કહેવામા આવે છે કે, ભગવદર્થ લોક અને વેદને ઉલ્લઘન કરી જાય છે, તેથી તેવા ધર્મના સામ્યથી તામસત્વ છે. (અર્થાત્ તામસ જેમ (નિરર્થક) લોક વેદત્યાગ કરે છે તેમ અત્ર ભગવદીયો (નિરર્થક નહિ, પણ ભગવદર્થ જ લોકવેદનો ત્યાગ કરે છે, માટે તેમને તામસ એવી સંજ્ઞા આપવામા આવી છે આ વાદ પરોક્ષવાદ (આડકતરી રીતે કહેવાતો વાદ છે)' [4]પરોક્ષપ્રિય દેવ છે ' એ શ્રુતિથી ભગવદ્વાક્ય પણ એમ જ છે કે, [5]પરોક્ષ મને પ્રિય છે આ તામસત્વ તામસપ્રકરણમા સર્વ ભક્તોમા એકસરખુ છે બીજુ' ધર્મવિશેષરૂપ તામસત્વ તો જ્યા જ્યા ઉદ્ભવે ત્યાત્યા તેવુ કાર્ય કરે છે. અત્ર शरदुदाशये વગેરે ગોપીગીતના વાક્ય પ્રમાણ છે આ તામસત્વ એક પ્રકારનો ભાવ છે એ પ્રમાણે રાજસત્વ અને સાત્વિકત્વ પણ ભાવવિશેષ જ છે માટે જ તામસપ્રકરણના કોઈ ગોપીજનનુ રાજસત્વ અને અન્યાનું સાત્વિકત્વ, વળી કોઇનુ નિર્ગુણત્વ ઉપદેશ્ય છે मधुप कितववन्धो એ રાજસપ્રકરણમા તામસત્વનુ અનુવર્તન પણ થાય છે તૃતીય તામસત્વ ભગવાનની માયાનું કાર્ય છે માયા આ ઠેકાણે લીલાસ્થિત જીવસબન્ધિની સમજવી. न घटतेऽपवर्गं मे मोहितो मम मायया એ શ્લોકમાં બાસુઓ'પીનીઓમા આ વિશેષ માયા છે' વગેરે વિવેચનથી તે માયા અતિરિક્ત પ્રદર્શી છે वैष्णवीं व्यतनोन्माया એ ઠેકાણે પણ મૂળમા વૈષ્ણવી પદ છે તેથી, માટે જ તે માયા પણ પશુ, પુત્ર, ગૃહ વગેરેમા આસક્તિ ઉત્પન્ન કરે છે.

---

૧ समुदायो जन्मनाची क्रीडायुक्तस्य वै हरे । प्रपञ्चविस्मृति सक्तिर्भक्तानां चापि योगत ।

૨ આમા તામસત્વ વગેરે લૌકિક ન સમજતા પારિભાષિક-એવી સંજ્ઞા જ તેને આપવામા આવી છે, એમ અવધારવુ

૩ एव त्वदर्थेऽपोज्झितलोकवेदस्वानाम् ।

૪. परोक्षप्रिया इव हि देवा ।

૫ परोक्ष च मम प्रियम् ।

તે કાર્ય વ્રજસ્થ ભક્તોમા પ્રતીત થાય છે '[1]દિવસમાં વ્યાપારગ્રસ્ત થયલું અને રાત્રે અતિશ્રમવડે સુઈ જતુ' એ વાકયથી કોઈ વખતે તે વૈષ્ણવી માયા ભગવાનની વિસ્મૃતિ પણ કરાવી દે છે, '[2]તેણે પુત્ર રુદન ન જ સાભળ્યુ' એ વાકય, અને '[3]તે બાળકને અતૃપ્ત છોડીને વેગથી ગઈ' એ વાકયથી કોઈ વેળાએ માયાના ધર્મોની પણ ભગવાનમા પ્રતીતિ થાય છે તે **मेहनादीनि** એ સ્થળે નિરૂપાઈ છે **यत् सम्परेत पुनरेव बालकः** વગેરે વાકયો, તો અજ્ઞાનમૂલક છે, વિશેષ માયાનું કાર્ય તામસત્વવડે તે વાકય ઉચ્ચાર્યાં છે માટે આવા વાકયોને ઉત્પન્ન કરનાર તામસત્વ દોષરૂપ છે આ માયાકાર્યરૂપતામસત્વને ભગવાન્ ક્રમેક્રમે લીલાઓથી નાશ કરે છે આગલ નિવૃત્ત થવાનુ તામસત્વ, પહેલા (તે ભગવદીયોમા) જે સ્થાપ્યું, તે તો અત્યત નિરુદ્ધ સાધનવાળાઓને પણ બ્રહ્માદિ દુષ્પ્રાપ્ય ફલ પુષ્ટિમાર્ગીય પ્રભુ આપે છે, એમ મહિમા પ્રસિદ્ધ કરવા સારુ છે, એમ જાણવુ તામસ પ્રકરણની લીલાની સમાપ્તિમા આ માયાનુ કાર્ય તામસત્વમા નિવૃત્ત છે એમ જ તામસ ભક્તોનો નિરોધ થતા, આગળના કાર્યમાટે કરવા ધારેલી લીલાનું પ્રતિબધકભૂત પહેલુ તામસત્વ, જેથી વિયોગને ન સહી શકાય અને લોકવેદને ઉલ્લઘન કરી જવાય છે, તેનું નિવારણુ થાય છે એટલા માટે જ સ્વપ્રેષ્ઠ પ્રભુનુ અક્રૂરસહ મથુરા જવાનુ સાભળી શ્રીવ્રજભક્તો વિલાપ કરતા કહેવા લાગ્યા કે, '[4]આપણે માધવ પાસે જઈને તેમને જતા અટકાવિએ, આપણા કુલવૃદ્ધો બાધવો આપણુને શુ કરશે?' આ કહ્યુ, પણ તે કર્યું નહિ, કેમ કે તામસભાવ પ્રભુએ પરિહરી લીધો હતો ત્યાર પછી રાજસભાવ છે તે, '[5]ક્રિયાવડે વિકાર કરતો અને અતઃકરણમા વ્યાધિ અને અનિવૃત્તિ કરે છે, ગાત્રમા અસ્વસ્થતા અને મનમા ભ્રાતતા એ લક્ષણુવડે રજોભાવ સમજ,' એ વાકયથી મનને વિક્ષેપ કરે છે એથી જ '[6]તમારો વિયોગ તમને સર્વાંગે નથી, કેમકે હુ સ્વજ્ઞાનથી જ સત્યવક્તા, આત્મસ્વરૂપ અને ભક્તીને વશ છુ' એ પ્રમાણે પ્રભુએ ઉદ્ધવદ્વારા મોકલેલા સદેશાથી એમને આત્મજ્ઞાન થયુ, તેથી જ અમને ભગવદ્વિયોગ નથી એમ પણ જાણ્યુ 'ત્યારપછી તેઓ કૃષ્ણસદેશથી વિરહજ્વરરહિત થઈને ઉદ્ધવને આત્મા અને અધોક્ષજ સમજીને પૂજવા લાગ્યા' એ વાકયથી[7] એ પ્રમાણે આત્મરૂપે જ્ઞાન થયા પછી પણ **दृष्ट्वैवमादि गोपीनां कृष्णावेशात्मविक्लवं** (એ પ્રમાણે કૃષ્ણાવેશથી શ્રીગોપીજનોના આત્મવૈકલ્વ્યને અવલોકીને) એ વાકયથી ભગવદુપદિષ્ટ જ્ઞાન પણ તિરોહિત થયુ કેમકે રજોગુણે વિક્ષેપ નાખ્યો તેમ થતા ભગવદ્વિરહ છે એમ જાણવાથી પુન ખેદ જ રહ્યો. જ્યા સુધી રાજસભાવ છે ત્યાસુધી ભગવદુપદેશની સ્ફૂર્તિ થતા વિરહના અભાવના જ્ઞાનથી સુખ, પરતુ ઉપદેશની વિસ્મૃતિ થતા વિરહના જ્ઞાનથી દુઃખ, એમ બને છે એમ સમજવુ.

---

शरदुदाशये साधुजातसत्सरसिजोदरश्रीमुषा दृशा । सुरतनाथ ते शुल्कदासिका वरद निघ्नतो नेह किं वधः ?

અર્થ—હે વરદ, સુરતનાથ, શરદ ઋતુના જલાશયમા સારીપેઠે ઉત્પન્ન થયલા જે ઉત્તમ કમલ, તેના અન્તર્ભાગની શોભાને ચોરનાર એવી દૃષ્ટિ વડે તમારી શુલ્કદાસિકાઓને હણતા એવા તમે શુ અમારો વધ—ઘાત નથી કરતા?

१ अहन्यापृत निशि शयानमतिश्रमेण ।
२ नैवाशृणो द्वै रुदितं सुतस्य सा ।
३ अतृप्तमुत्सृज्य जवेन सा ययौ ।
४ निवारयाम समुपेत्य माधवं किं नोऽकरिष्यन् कुलवृद्धबान्धवाः ?
५ विकुर्वन् क्रियया चाधिरनिवृत्तिश्च चेतस । गात्रास्वास्थ्य मनोभ्रान्त रज एतैर्निशामय ।
६ भवतीना वियोगो मे न हि सर्वात्मना क्वचित् । आत्मत्वाद्वृतवदयचात्सयवाकृत्वा स्वभावत ।
७. ततस्ता कृष्णसन्देशैर्व्यपेतविरहज्वरा । उद्धव पूजयचक्रुर्ज्ञात्वात्मानमधोक्षजम् ।

ત્યારપછી રાજસભાવની નિવૃત્તિ થતા સત્ત્વ ઉત્પન્ન થાય છે, ત્યારે તે સાત્ત્વિક કહેવાય છે સાત્ત્વિક દશામા '[1]સત્ત્વથી જ્ઞાન ઉત્પન્ન થાય છે' એ વાક્યથી ઉદ્ધવદ્વારા પ્રભુએ ઉપદિષ્ટ જ્ઞાન સ્થિર થયુ. માટે જ કુરુક્ષેત્રના પ્રસગમા '[2]ગૃહનુ સેવન કરતા અમારા મનમાં તેનુ સદા ઉદય પામો' એમ જ માગ્યુ. અન્યથા આગળ બિરાજમાન પ્રભુ પાસે વ્રજમા પધારવાની પ્રાર્થના કરત માટે ભગવચ્છાસ્ત્ર પ્રમાણે ભગવત્સમાગમ સમીચીન અને નિરતર છે, એમ તેઓએ જાણ્યુ, એમ નિશ્ચય થાય છે ત્યાર બાદ સત્ત્વ પણ જ્યારે નિવૃત્ત થાય ત્યારે નિર્ગુણાવસ્થામા પ્રવેશાય પછી ભગવદ્રૂપતા થના નિત્યલીલામા પ્રવેશાત્મક મુક્તિ મળે છે '[3]અન્યથારૂપ ત્યજી સ્વરૂપે રહેવુ તે મુક્તિ' તત રમણાદિક પણ સર્વે પુરુષોત્તમાત્મક છે, એવી આશ્રયપ્રાપ્તિ છે, એમ' ભગવદીયોએ વિભાવના કરવી

**હવે આધુનિક પુષ્ટિમાર્ગીયોનું ફલ લખવામાં આવે છે.** તે લખતાં પહેલા એટલુ જણાવવુ આવશ્યક છે શ્રીમદ્ભાગવતમા બે પ્રકારનો બોધ છે, એમ જાણવુ. એક વાચનિક અને બીજો આર્થિક—આધ્યાત્મિકરૂપે કહેવાતો વાચનિક બોધ શબ્દજ્ઞાનથી ભાસે છે આર્થિક—આધ્યાત્મિક બોધ તો લીલાતાત્પર્ય વગેરે જ્ઞાન થયા પછી વિશેષ અનુભવથી ઉદ્ભવે છે વાચનિકનો દૃષ્ટાત આ છે. '[4]હુ ભક્તને પરવશ છુ' એ નવમસ્કધમા આવેલા ભગવદ્વાક્યના શ્રવણથી ભગવાન ભક્તાધીન છે, એટલી પ્રતીતિ થવી તે વાચનિક બોધ આર્થિક બોધ તો '[5]ગોપીજનોએ રોકેલા ભગવાન્ નૃત્ય કરવા લાગ્યા' એ વાક્યથી તેની ભગવલ્લીલાના તાત્પર્ય સમજાયા પછી પ્રભુ પુષ્ટિભક્તિપરવશ છે, એવો નિર્ધાર થાય છે અથવા તો '[6]યોષિત્—સ્ત્રીના સગથી જેમ પુરુષ એ ઠેકાણે વાચનિક છે '[7]સ્વયભૂ મનને હરતી તન્વી, પુત્રી સરસ્વતીને' એ ઠેકાણે આર્થિક છે એમ સર્વત્ર ઊહ—તર્ક કરવો તે આ સુબોધિની અને નિબંધાદિમાં આધ્યાત્મિક પક્ષ તે તે લીલાપ્રસગમા સિદ્ધ કર્યો છે એમ હના આધુનિક પુષ્ટિસ્થોને કેમ પ્રાપ્તિ થાય એવી જીજ્ઞાસા થતા, 'હે ઉદ્ધવ, આત્મનિવેદનવાળા [8]મનુષ્યોના આવા ધર્મ વડે' વગેરે વાક્યવડે પ્રકારલાભ છે પણ ખરો 'મને અવ્યભિચાર ભક્તિયોગથી જે સેવે છે, તે આ ગુણોને ઉલ્લઘીને મોક્ષમાટે સમર્થ થાય છે' વગેરે વાક્યોથી નિર્ગુણાવસ્થાપછી ફલપ્રાપ્તિ છે, ઇત્યાદિરૂપ સિદ્ધાત સિદ્ધ હના પણ નિર્ગુણ થયા પછી ફલ છે, એવો આર્થિક સિદ્ધાત પણ સપદ્યમાન થાય છે

તે ભાગવતમૂલક સુબોધિની અને નિબધમા છે તેમાથી બોધસુકરતા માટે ઉદ્ધારીને લખવામા આવે છે. તેમા જે જીવોમા ભગવાને પારમાર્થિક ફલવિશેષ સિદ્ધ થવા માટે અલૌકિક અનુગ્રહવિશેષથી પુષ્ટિભક્તિ બીજરૂપે સ્થાપિત છે, તે પુષ્ટિમાર્ગીયો છે તેઓને સાધનોથી ફલ થશે એ પ્રકારનો નિર્ધાર કરાય છે. તેમા ત્રિગુણતા[10] તો સર્વત્ર છે' એ ભગવદ્વાક્યથી તે જીવો માયાના

---

१. सत्त्वात्सञ्जायते ज्ञानम् ।
२ गेहयजुपामपि मनस्युदियात् सदा न ।
३ मुक्तिर्हित्वान्यथारूप स्वरूपेण व्यवस्थिति ।
४ अह भक्तपराधीन. ।
५. गोपीभि स्तोभितोनृत्यद्भगवान् ।
६. योषित्सङ्गाद्यथा पुस ।
७. वाचं दुहितर तन्वीं स्वयम्भूर्हरतीं मन ।
८ एव धर्मैमनुष्याणामुद्धवात्मनिवेदिनाम् ।
९. मां च योऽव्यभिचारेण भक्तियोगेन सेवते, स गुणान् समतीत्यैतान् ब्रह्मभूयाय कल्पते ।
१० त्रैगुण्य सर्व एव हि ।

કાર્યરૂપ તામસાદિથી વ્યાપ્ત છે. જો કે સર્વમા ત્રણ ગુણો છે, તોપણ ' [1]પ્રધાનતાથી તેનો વ્યપદેશ થાય છે' એ ન્યાયે જેમા જે ગુણની અધિકતા હોય તે ગુણથી વ્યપદેશાય છે વ્યવહારાય છે તેમા સત્ત્વગુણની પ્રધાનતાવાળા સાત્ત્વિક ભક્તોને સેવા શ્રવણ વગેરે સાધનોવડે શીઘ્ર-જલદી પ્રેમોત્પત્તિ થાય છે, માટે જ નિબંધમા કહ્યુ છે કે, ' [2]સાત્ત્વિક ભગવદ્ભક્તો જે મુક્તિમા અધિકારી છે' નિબંધના સેવાપ્રકરણમા ' સાત્ત્વિકોને ઉપદેશે છે' માટે સાત્ત્વિક ભક્તો મુખ્ય અધિકારી છે રાજસ અને તામસ મધ્યમ અને હીન અધિકારી છે એટલામાટે જ ભક્તિસ્કંધીય ભક્તોમા હીન મધ્યમ અને ઉત્તમ, એમ કહ્યા છે ' હરિ[3] અને એમને અનુસરતા પુરુષોની ઈશકથા કહી છે', એ વાક્યથી સામાન્યત સર્વનું ભક્તત્વ સૂચવ્યુ હમણા તો કલિકાલના દોષથી મોહ, લોભ વગેરેથી યુક્ત તામસ રાજસો ઘણા છે તેમા પણ પૂર્વસ્થાપિત કરેલા, નહિ નાશ પામનાર, પુષ્ટિભક્તિરૂપ બીજ હોવાથી ભગવત્સેવા, શ્રવણ વગેરે કરતા કરતા પણ દોષની પ્રબલતાથી પ્રેમલક્ષણા ભક્તિને નથી મેળવી શકતા કેમ કે પ્રતિબંધક ન હોય તો કાર્ય થાય ' [4]સેવામા આદર રાખવો' વગેરે ભગવદુક્ત સેવાશ્રવણાદિસાધનોવડે બીજ દઢ થતા સેવાથી જ ક્રમેક્રમે તમ, રજ, સત્ત્વ નષ્ટ થાય છે, ' અને [5]અવ્યભિચાર ભક્તિયોગથી જે સેવે છે' એ ભગવદ્વાક્યથી તે ગોકુલસ્થના પ્રસગમા સૂચવ્યુ છે તેઓનુ પહેલા તમ નિવૃત્ત થયુ અને પછી રજસ્ અને સત્ત્વ નિવૃત્ત થયા નિબંધમા આ પ્રમાણે વિશદીકરણ છે

इतोऽपि चेद्धरिर्गच्छेत् नीत्वा सर्वस्य तामसम् ।
राजसास्ते भविष्यन्ति गोकुलस्था न संशयः ॥
उभये च ततस्त्वग्रे सात्त्विकास्त्वगुणास्ततः ।
त्रयोऽपि सम्भविष्यान्ति मुक्तौ तेषां निरूपणम् ॥

**ભાવાર્થ**—અત્ર શંકા થાય છે કે, તામસપ્રકરણની લીલા પૂર્ણ થતા સુધીમા ગોકુલસ્થોનુ તામસત્વ તો છે જ, પછી ભગવાન્ મથુરા પધાર્યા, એટલે લીલાનુ બાહારથી તિરોધાન થયુ, અને શાસ્ત્રીય સાધનોનો ગોકુલસ્થમા અભાવ છે, તો તામસત્વની નિવૃત્તિ કેમ થાય? આ આશંકા મનમા લાવીને તેની નિવૃત્તિનો પ્રકાર શ્રીમન્મહાપ્રભુ ઉપદેશે છે, ઉપર્યુક્ત શ્લોકદ્વયથી આ અર્થ છે જો કે અહિં ભક્તિશાસ્ત્રની મર્યાદા વિચારતા તો તામસત્વ નિવૃત્ત થવામા કંઈ પણ કારણ નથી, કારણના અભાવમા કાર્ય ઉપજે તામસત્વ નિવૃત્ત થાય તો સર્વમર્યાદાનો ઉચ્છેદ થાય, તો પણ હરિ ભગવાન્ પોતે તે ભગવદીયોનુ તામસત્વ લઈ જાય તો શાસ્ત્રની મર્યાદા દુર્બલ હોવાથી તામસત્વ ચાલ્યુ જાય માટે પ્રમેયબલ જ મુખ્ય છે, પ્રમાણબલ નથી પ્રમેયબલથી તે રાજસ થાય છે આ અર્થમા સશય નથી, તેથી કોઈપણ વિરોધ નથી નથી થતો મર્યાદાનો ભંગ પ્રમાણબલના વિચારમા તેવુ થતુ હોય તો પણ પ્રમેયબલના વિચારથી તો સમાધાન થાય છે, એ ઉપરની કારિકાનો ફલિતાર્થ જો કે લીલાસ્થિતના ભક્તોનુ સ્વરૂપ તો ' જે [6]નંદ છે તે પરમાનંદ, યશોદા મુક્તિરૂપા, ગોપીજન, ગાયો તેની ઋચાઓ છે' વગેરે વાક્યોથી કૃષ્ણોપનિષદ્‌મા

---

१ प्राधान्येन व्यपदेशा भवन्ति ।
२ सात्त्विका भगवद्भक्ता ये मुक्तावधिकारिण ।
३ पुसामीशकथा प्रोक्ता हरेश्चास्यानुवर्तिनाम् ।
४ आदर परिचर्यायाम् ।
५ मा च योऽव्यभिचारेण भक्तियोगेन सेवते ।
६ यो नन्द परमानन्दो यशोदा मुक्तिरूपिणी गोप्यो गाव ऋचस्तस्य...

વત્રુજ પ્રશંસાપાત્ર ગણ્યુ છે, પ્રપંચથી વિલક્ષણ માન્યુ છે, તો પણ અમુક અંશમા દષ્ટાન છે, માટે દોષ નથી અત્ર એવી શકા થતી હોય, કે પુષ્ટિભક્તિ તો નિર્ગુણા છે, તો તેવી ભક્તિવાળાઓ રાજસ, તામસ કેમ સભવે, તો તે શકા ન કરવી વૃત્રમા તામસત્વ જણાય છે 'હે બ્રહ્મન્ રજસ્તમસ્સ્વભાવવાળા પાપાત્મા વૃત્રના' એ વાકયથી **अजातपक्षा इव मातर खगा** વગેરે વાક્યોથી વૃત્રનુ પુષ્ટિભક્તત્વ નિર્ધારિત છે માટે ભક્તિ નિર્ગુણ છે, તો પણ ભક્તો તો સગુણ છે જ **यभिसन्धाय यर्द्धिसां** વગેરે વાક્યોવડે તેવી કામનાથી ઉત્પન્ન થતી જ ભક્તિ સગુણ છે, આ ભક્તિ સગુણા નથી, એ તો નિર્ગુણા જ છે. ભક્તો તો સાત્ત્વિકાદિભેદે ત્રિગુણ છે .

હવે અહિંથી આધુનિક પુષ્ટિભક્તોને સાધનની અપેક્ષા હોવાથી પહેલથી આરભીને સેવા શ્રવણાદિ પ્રકાર, તામસાદિગુણની નિવૃત્તિનો પ્રકાર આધ્યાત્મિકરીતિએ નિરૂપાય છે આ પ્રમાણે જેમ લીલાવૃષ્ટિમા તામસપ્રકરણના પ્રારભમા પ્રથમાધ્યાયમા ભગવાનના આવિર્ભાવનો ઉત્સવ છે, તેમ અહિં પણ સાધકભક્તે શ્રીમૂર્તિના આવિર્ભાવનો ઉત્સવ કરવો માટે જ નિબધના સેવાપ્રકરણમા આને ઉદ્ધારીશ એવી ઇચ્છાથી મૃત્તિકા વગેરેથી પ્રકટ થયા, એમ ઉક્ત છે મૂર્તિરૂપે પ્રભુનો આવિર્ભાવ જ સ્વીકાર્યો છે લીલાપ્રકરણમા 'અહિં [2]ઘણુ દિવસ ન રહેવુ, કેમ કે ગોકુલમાં ઉત્પાતો થાય છે' એ વાકયથી પ્રાદુર્ભૂત ભગવાનના સુખના અનુભવમા પ્રતિબધક ઉત્પાતોનુ જ્ઞાન થવામા જેમ વસુદેવજી કારણ છે, તેમ અહિપણ ગુરુપાસેથી ભક્તિમાર્ગના પ્રતિબધકો એો જાણવા ત્યારપછી પૂતનાનુ મરણ થાય છે. '[3]અવિદ્યારૂપ પૂતના નાશ પામી' એ વાકયથી તે પૂતના અવિદ્યા—અજ્ઞાનરૂપા જ છે પૂતના, બક વગેરે અવિદ્યા, દભ વગેરેરૂપ છે તેમા પ્રમાણ નથી, એમ ન કહેવુ 'લોભ, ક્રોધ વગેરે દૈત્યો છે' એમ કૃષ્ણોપનિષદ્મા સર્વ દૈત્યોના દેખાતા સ્વરૂપ કરતા જુદુ લોભાદિરૂપ પ્રતિપાદિત છે '[4]લોભ, ક્રોધ વગેરે' એમા વગેરેથી સર્વ દૈત્યોનો સંગ્રહ કરવો આ ઉપનિષદ્ને આધારે જ ધેનુકાદિમા દેહાધ્યાસત્વ વગેરે ઉક્તિ સુબોધિનીજીમા છે, એમ જાણવું ત્યારે હવે જેમ ત્યા અવિદ્યારૂપ પૂતનાનો પ્રભુએ નાશ કર્યો, તેમ અહિ પણ ભગવાનથી બહિર્મુખ બનાવનારી અવિદ્યાનો સેવ્યમાન પ્રભુ નાશ કરે છે. **सकृद्दिष्टादिपुरुषं** એ વાકય અત્ર પ્રમાણ છે વળી ત્યા જેમ વસુદેવના મુખથી ઉત્પાતનુ શ્રવણ થતા, તેની નિવૃત્તિ અર્થે શ્રીનદે '[5]હરિને શરણ ગયા' એ વાકયથી શરણાગતિ કરી, તેમ અત્ર પણ સાધક ગુરુદ્વારા ભક્તિમાર્ગના પ્રતિબધકો શ્રવણ કરીને હરિને શરણે જવુ તે જ નિબંધમા કહ્યુ છે—'પહેલામા તો ભગવન્માર્ગમા ઘણા બાધકો છે, દ્વિતીયમા તે બાધકોનો અભાવ હરિવડે જ થાય છે' ત્યાં જેમ સચિત કરેલા, પોતાની આસક્તિમા વિષયભૂત, ભગવાનને અનુપયુક્ત ગૃહરૂપ શકટને (શકટા સુરને) ભક્તિરૂપ ચરણથી જેમ ઉચો ફેક્યો, તેમ અહિ ભક્તને પણ ભગવાનને અનુપયુક્ત વસ્તુનો સબધ નિવૃત્ત થાય છે (અર્થાત્ પ્રભુને અનુપયોગિ વસ્તુને સસર્ગ ભક્તે ન રાખવો) તૃણાવર્ત અસુર ભગવાનના સાક્ષાત્કારમા પ્રતિબધરૂપ રજો ગુણરૂપ હોવાથી હણાયો તેમ ભક્તને પણ ભજનમા પ્રતિબધ નાખનાર રજોગુણ નષ્ટ થાય છે ત્યાર પછી શ્રીયશો[illegible]વિશ્વરૂપદર્શન કરાવી મહિમા જણાવ્યો તેમ અહિ પણ સાધક ભક્તને

1 [illegible] स्य पाप्मन ।
गोकुले ।

द्वितीये तदभावो हि हरिणैव भवेदिति ।

સૌભ્યસ્વરૂપમા સ્વમાદિદ્વારા કોઈક અનુભાવ જણાય છે. પછીથી ગર્ગે એકાંતમા ભગવન્નામો કહ્યા તેમા રૂપ, ગુણ, લીલાથી યુક્ત નામનિરૂપણ કર્યુ '[1]તમારા પુત્રના ગુણકર્મને યોગ્ય ઘણા નામ તથા રૂપ છે તે હુ જાણુ છુ, માણસો જાણતા નથી' એમા 'ઘણા નામ તથા રૂપ છે, એમ સત્તા જણાવ્યાથી તે નામ, રૂપ, ગુણ, કર્મનુ નિત્યત્વ અવબોધ્યુ.

આ સર્વેથી આ સિદ્ધ થયુ સાધક ભક્તે ભગવદીયના મુખથી ગુણલીલાયુક્ત નામોનુ દુઃસંગત્યાગપૂર્વક સ્વરૂપ શ્રવણ કરીને, તે તે લીલાયુક્ત સ્વરૂપ અને ગુણસ્મરણસહ તે તે નામ ગ્રહણ કરવુ જેમ 'ગોવર્દ્ધનોદ્ધરણ ધીર' એ નામનુ ગ્રહણ કરવામા ગોવર્ધન પર્વતને ધારણ કરવાની વખતની લીલાથી યુક્ત વામહસ્તકમલમા ધારણ કરેલા ગોવર્ધનવાળુ શ્રીકૃષ્ણસ્વરૂપ હૃદયમા લાવવુ આ સર્વે નામકરણ પ્રસંગના સુબોધિનીજીમા શ્રીમદાચાર્યચરણે વિસ્તારપૂર્વક કહ્યુ છે

ત્યારપછી [2]જાનુરિંગણલીલા છે '[3]વિશ્વમૂર્તિ—હરિના બે જાનુ સુતલરૂપ છે,' એ વાક્યથી શ્રીકૃષ્ણના જાનુ સુતલના આધિદૈવિકરૂપ છે, તેથી અને સુતલમા—(પાતાલનુ નામ છે) દૈત્યોનો નિવાસ હોવાથી જાનુવડે ગમનથી ગુપ્તરીતે અલૌકિક પ્રકારે દૈત્યનુ મર્દન કર્યુ તેમ અહિ પણ સેવ્યમાન ભગવાન્ અનેક જાતના નહિ જણાતા ભક્તમા રહેલા ઘણા આસુરભાવોને દૂર કરે છે ચૌર્યાદિપ્રસંગમા વ્રજસુંદરીગણે ઘણાદોષો (ભગવાનના) નિવેદન કર્યા—તેમની માતાને જણાવ્યા, પણ માહાત્મ્યજ્ઞાન ન છતા કેવલ સ્નેહથી જ માતાએ તે દોષો ધ્યાનમા લીધા નહિ '[4]ઠપકો આપવા ઇચ્છા ન કરી' એ વાક્ય સાક્ષીભૂત છે એ પ્રમાણે ભગવદીય પણ જ્ઞાનરહિત હોય તો પણ ભજનાસક્ત સ્વભાવથી ભગવાનમા દોષ સમજતો નથી, અર્થાત્ પ્રભુમા દોષ જોતો નથી પછી મૃત્તિકાના ભક્ષણના પ્રસંગમા 'હે [5]માત, મે માટી નથી ભક્ષણ કરી' વગેરે વાક્યોથી સર્વ સાધારણ રીતિએ પ્રતીત અશન—ભક્ષણરૂપ ધર્મ મારામા નથી, '[6]ક્ષુધા મનુષ્યની ભ્રાતૃવ્ય-ભત્રીજા જેવી છે' એ શ્રુતિથી ભક્ષણમા કારણરૂપ ક્ષુધા તો મનુષ્યનો અસાધારણ ધર્મ છે તે મારામા નથી, એમ પ્રભુએ કહ્યુ ત્યારે પ્રભુ ક્ષુધાને લીધે અશન કરતા નથી, ભક્તિપૂર્વક ભક્ત આપે તે જ અશન કરે છે '[7]પત્ર, પુષ્પ, ફલ, જલ, જે મને ભક્તિથી આપે છે, તે યતાત્માએ ભક્તિથી ભેટ ધરેલુ સર્વ હુ અશન કરુ છુ' અશન એટલે અંગીકાર, નહિ કે ભક્ષણ જ. કેમ કે પુષ્પનો પણ સંગ્રહ છે તો હવે સર્વ વસ્ત્ર, ભૂષણ, માલા વગેરે ભક્તિથી સમર્પે તો સ્વીકાર કરે છે, આવા પ્રકારને સમજીને નૈવેદ્યાદિ ભક્તિથી જ સમર્પવુ, એવો અર્થ ઉપલબ્ધ થાય છે. આ તો મૃદ્ભક્ષણના ટિપ્પણીમા સ્પષ્ટ છે શ્રીયશોદાજીને ભગવાનમા સાધારણ અશનરૂપ જણાયો, પરંતુ ભગવાને મુખ ઉઘાડીને તેમા વિશ્વરૂપનું દર્શન કરાવીને સર્વસદૃશ ધર્મનો અભાવ જણાવ્યો, આગળ ચાલતા 'જેની [8]માયાથી આ કુમતિ થઇ તે મારી ગતિ છે' એ વાક્યથી જ્યારે માતાની સર્વાંગે સ્નેહ નિરોહિત થયો ત્યારે '[9]વૈષ્ણવી માયા વિસ્તારી' એ વાક્યથી લીલાસ્થ જીવોનુ

---

१ बहूनि सन्ति नामानि रूपाणि च सुतस्य ते । गुणकर्मानुरूपाणि तान्यहं वेद नो जनाः ।

૨ પ્રભુએ જ્યારે બાલ્યાવસ્થામા અનુક્રમે ગોઠણથી ચાલતા ચાલતા પુરસ્થિત વ્રજના ચોકમા અને ગોપીઓનાવાડા વગેરેમાં જે લીલા કરી તે જાનુરિંગણલીલા

३ द्वे जानुनी सुतल विश्वमूर्ते. ।

४ न ह्युपालब्धुमैच्छत् । ५ नाहं भक्षितवानम्ब । ६ क्षुद्ध खलु वै मनुष्यस्य भ्रातृव्य ।

७ पत्र पुष्प फलं तोयं यो मे भक्त्या प्रयच्छति । तदहं भक्त्युपहृतमश्नामि प्रयतात्मनः ।

८ यन्मायया कुमति स मे गतिः ।

९ वैष्णवीं व्यतनोन्मायाम् ।

નિયમન કરનારી વૈષ્ણવી માયાવડે માતાને મોહ પમાડીને સ્નેહ વધાર્યો એવી રીતે આ સાધક ભક્તને પણ સેવ્યસ્વરૂપમા જ્યારે લૌકિક ભાવ સ્ફુરે, ત્યારે તેના નિરાકરણ માટે ભગવાન્ શ્રીમદ્ ભાગવતાદિ ગ્રથના અર્થનુ વિશેષ સ્ફુરણ કરાવી સ્વમહિમા જણાવે છે ત્યા પણ અત્યત મહિમાની સ્ફૂર્તિ થઇને સ્નેહોપચાર શિથિલ થઇ જાય તો સ્નેહી ભક્તના સગ વગેરેથી તેની સ્નેહોપચારશ્રદ્ધાને ભગવાન્ દૃઢ કરે છે પછીથી **ક્ષ્નોણો વક્ષૂનાં પ્રત્વર** વગેરે પ્રશ્નોત્તરથી શ્રીનન્દયશોદાજીની ભક્તિમા મહા પુરુષની કૃપા જ કારણ છે, એમ સિદ્ધાત કર્યો છે એ પ્રમાણે અહિ પણ શ્રીમદાચાર્યચરણ અને શ્રીમદ્વિઠ્ઠલેશ્વરની કૃપાથી ભક્તિ થાય છે, એમ જાણવુ ત્યારબાદ માતાજી દધિમન્થન કરતા કરતા ભગવાન્ ગુણ ગાતા હતા, 'દધિ [1]મથવાના સમયમા સ્મરણ કરતા ચરિત્રો ગાવા લાગ્યા' એ વાક્યથી એ પ્રમાણે સાધક ભક્તે પણ ભગવદ્ગુણનુ ગાન કરતા જ દરેક કાર્ય કરવા ત્યારપછી દધિમન્થનપાત્રને ફોડી નાખ્યુ, અને નવનીત (સિકામાનુ માખણ) મર્કટ--માંકડાને આપ્યુ તે બન્ને લીલાથી આ સિદ્ધ થાય છે ભગવદાવેશ ન હોય તે વખતે ભગવાનથી ઇતરના ભોગમા ઉપયોગ થાય એવી બુદ્ધિથી સપાદિત પદાર્થોને ભગવાન્ અગીકાર કરતા નથી

આમ જ તો ભગવાનને સમર્પવાની વસ્તુનુ સપાદન કરવાના સમયથી લઇને ભગવદુપયોગના સમયસુધી ચિત્તને કૃષ્ણૈકપર રાખવુ, એમ સાધકે સમજવુ ત્યારપછી શ્રીયશોદાજી દોરડાથી ભગવાનને બાધવા તત્પર થયા, પણ તેમ બધાયા નહિ જ્યારે માતાનો ખેદ જોયો ત્યારે ભગવાન કૃપાવડે ભક્તવત્સલત્વ સૂચવતા બધાયા તેવી રીતે સાવક--ભક્ત અનેક તરેહની પૂજાથી પુરુષોત્તમને વશ કરવાને સમર્થ નથી થતો, પણ ભક્તિથી જ થાય છે હવે યમલાર્જુનના પ્રસગે ભગવદીય નારદના સમાગમથી લક્ષ્મીમદરૂપ મહાદોષથી જન્ય ત્રીસગની નિવૃત્તિ થઇને વ્રજમા વૃક્ષદેહ પામીને રહેલા નલકૂબર અને મણિગ્રીવને ભગવાને મુક્ત કર્યા ત્યા પણ 'તે તેવી રીતે[2]સાધીશ કે, જે મહાત્માએ ગાયુ છે' ભક્તથી અનુગ્રહીત દયાળુઓને મુક્ત કરીશ એમ પ્રભુએ કહ્યુ છે માટે ભક્તોનો સગમ છે, તે સકલ પુરુષાર્થનો સાધક છે, એમ સિદ્ધ થયુ ત્યારબાદ 'ગોપીજનોએ રીઝવેલા[3] નાચવા લાગ્યા' એ વાક્યમા ભક્તિને વશ્યપણુ સ્ફુટ જ છે પછી વૃન્દાવનક્રીડા છે ત્યા 'અનેક પ્રકારના[4] રમકડા લઇને વત્સોને ચારવા લાગ્યા' એ વાક્યથી ભમરચક્ર, સુદર્શન, કાષ્ટખડ, બનાવટી રથ, વાજિત્ર, આકર્ષણ વગેરે ક્રીડોપયોગિ સાધનો લઇને ભગવાન્ ક્રીડા કરે છે એમ છે તો તે સર્વ રમકડા સેવામા પણ સ્થાપવા 'એ [5]પ્રમાણે તે બન્ને લોકસિદ્ધ ક્રીડાથી વનમા ફરતા હતા એમ પચદશાધ્યાયમા કહેવાના છે 'જે જે લોકમા ઇષ્ટતમ હોય છે, જે પોતાને અતિપ્રિય હોય તે મને નિવેદવુ, તે અનતકાલસુધી સમર્થ થાય છે,' એવુ ભગવદ્વાક્ય પણ છે. આ **સેવાકૌમુદીમાં** વિસ્તારપૂર્વક કહ્યુ છે ત્યારપછી વત્સાસુરનો વધ છે તે અસુર વત્સચારણસામગ્રીરૂપ વત્સોના દોષરૂપ છે તેના નિવારણથી વત્સોને નિર્દોષ કર્યા એમ અહિ પણ સેવોપયોગિની સામગ્રી પ્રભુવડે શુદ્ધ થાય છે વળી ત્યા જેમ મિત્ર ભક્તોના દોષરૂપ, લોભ,

---

१ दधिनिर्मन्थने काले स्मरन्ती तान्यगायत ।

२ तत्तथा साधयिष्यामि यद्गीत तन्महात्मना ।

३ गोपीभि स्तोभितोऽनृत्यन् ।

४. चारयामासतुर्वत्सान्नानाक्रीडापरिच्छदौ ।

५ एव तौ लोकसिद्धाभि क्रीडाभिश्चेरतुर्वने ।

६ यद्यदिष्टतम लोके यच्चातिप्रियमात्मन । तत्तन्निवेदयेन्मह्य तदानन्त्याय कल्पते ।

અસત્યથી યુક્ત દંભરૂપ નષ્ટ કર્યો, તેમ અહિં પણ લોભ અને અનૃતયુક્ત દંભાદિદોષ સેવાથી નષ્ટ થાય છે. ત્યાં જેમ इति नन्दादयो गोपा એ વાક્યથી ગુણગાન અને પ્રેમસૂચન કર્યું, તેમ અહિં પણ ભગવદીયાદિરૂપ ગુણગાન પ્રાપ્ત થાય છે

એ પ્રમાણે પ્રમાણ પ્રકરણની સમાપ્તિમાં જેમ તેઓનું પ્રેમપૂર્ણત્વ સિદ્ધ છે, તેમ અત્ર પણ સાધકને એટલી સાધનસંપત્તિ મળ્યા પછી પૂર્ણ પ્રેમ ઉત્પન્ન થાય છે ત્યાં જેમ દેહાધ્યાસરૂપ ધેનુક માર્યો તેમ અત્ર પણ સેવા કરનારના દેહ ઉપર રહેલો મમતાધ્યાસ ( આ મારો દેહ છે એવી ભ્રાન્તિ ) ચાલ્યો જાય છે, જેમ કાલીય ( નાગના ) મસ્તકો, ( વિષયાસક્ત ઇંદ્રિયરૂપ ) ભ્રમિતરૂપ ચરણારવિંદથી મર્દન કરીને શુદ્ધ કર્યાં 'આપે[1] આ અમારા ઉપર અનુગ્રહ કર્યો' એ વાક્યથી, તેમ અત્ર પણ વિષય તરફ વળેલી ઇંદ્રિયોને ભજનથી શુદ્ધ કરીને ભગવત્પર કરવાની છે. જેમ ઇંદ્રિય દોષના અભિમાની દાવાગ્નિથી સર્વની રક્ષા કરી, તેમ અહિં પણ ઇંદ્રિયના દોષનો નિયામક આસુરભાવ છે, તેથી ભક્તની રક્ષા છે. જેમ ત્યાં અંતઃકરણદોષરૂપ પ્રલંબ હણાયો, તેમ અત્ર સેવા કરનારના અંતઃકરણના દોષો નિવૃત્ત થાય છે જેમ અજ્ઞાનરૂપ આત્મદોષ દ્વિતીય દાવાગ્નિની નિવૃત્તિ કરી, તેમ અહિં પણ સ્વરૂપ-અજ્ઞાનની નિવૃત્તિ થાય છે જેમ અષ્ટાદશાધ્યાયમાં ભાવવિશેષથી ગાનનું નિરૂપણ છે, તેમ અત્ર પણ સેવાનો અવસર ન હોય ત્યારે ભગવાનનું કીર્તનરૂપ ગાન કરવું ત્યારપછી પ્રભુએ ઇંદ્રના યાગનો ભંગ કરીને સ્વયાગ કરાવ્યો તેમાં ઇંદ્રના ઉપદ્રવથી ગોવર્ધનનો ઉદ્ધાર કરીને વ્રજની રક્ષા કરી, તે સમજીને અહિં પણ સાધકોએ અન્યાશ્રય ન કરવો એ પ્રમાણે કેવલ ભગવદાશ્રય કરતાં જો કોઈ ઉપદ્રવ થાય તો ભગવાન રક્ષણ કરશે એવો વિશ્વાસ રાખવો એ પ્રમાણે ભગવાને ઉપદિષ્ટ વર્ણાશ્રમધર્મના આચારણથી, પરોપકારાદિ ધર્મના આચરણથી, વૈષ્ણવોનું અન્ન લેવું અને અન્યાશ્રયનો ત્યાગ કરવો, સાથે જ ભગવાનની સેવા કરવી ત્યારપછી કુમારિકાવ્રતના પ્રસંગમાં, યજ્ઞપત્નીના પ્રસંગમાં આધ્યાત્મિક પક્ષ સિદ્ધ છે નિબંધમાં જ કહ્યું છે કે [2]'કૃષ્ણવાક્ય સદા કરવું, માયાનો મોહ નિવારીને વૃક્ષવત્ સ્થિતિ કરવી શુદ્ધાન્નથી વૃત્તિ ચલાવવી' આ ભાવાર્થ છે વ્રતપ્રસંગમાં અગ્નિકુમારીએ લજ્જા ત્યજીને સર્વ કર્યું અને તેથી ભગવાનનો અનુગ્રહ થયો માટે ભગવદ્વાક્ય સર્વથા કરવું તે શ્રુતિસ્મૃતિરૂપ અહિં છે, તેથી તે જ કરવું, એમ ફલિત છે માયાથી ઉત્પન્ન થતો 'આ મારું' એવો અજ્ઞાનાત્મક મોહ તેને દૂર કરીને વૃક્ષની પેઠે કેવલ પરોપકારાર્થે રહેવું अहो एषां वर जन्म એ વાક્યથી આરંભીને तेष्वेवै कामान् वितन्वत. ત્યાંસુધી પરોપકાર કરવાનો પ્રભુએ ઉપદેશ આપ્યો છે 'આ [3]ક્ષુધા અમને પીડે છે' એમ ગોપોએ વિનવેલા પ્રભુએ 'હું આવ્યો છું એમ યજ્ઞપત્નીઓને જણાવવા' એમ કહીને, યજ્ઞપત્ની પાસે ગોપોને મોકલીને, તેમણે લાવેલા અન્નવડે ગોપોને તૃપ્ત કર્યા યજ્ઞપત્નીઓ ભગવદીય હતી 'ભગવાન ઉત્તમ શ્લોકમાં અત્યંત શ્રુત ધૃત જેમનો આશય છે એવા' એ વાક્યથી માટે આ ઠેકાણે આ અર્થ ઉપલબ્ધ થાય છે. વૈષ્ણવોનું અન્ન જ લેવું માટે જ કહ્યું કે 'શુદ્ધાન્નથી વૃત્તિ ચલાવવી' ત્યારપછી 'એ પ્રકારની

---

१ अनुग्रहोय भवता कृतो हि मे ।

२ कृष्णवाक्य सदा कार्य मायामोह निवार्य हि । वृक्षवत् स्थिति कार्या शुद्धान्नेन च वर्तयेत् ।

३ एषा वै बाधते क्षुन्न ।

४ मा ज्ञापयत पत्नीभ्य ।

५ भगवत्युत्तमश्लोके दीर्घंभृतधृताशया ।

[1]'ભગવાન વૃન્દાવનચંદ્રની ક્રીડાઓને પરસ્પર વર્ણવતા ગોપીજનો કૃષ્ણમય થઇ ગયા' એ વા..
તેમની જેવી આસક્તિ છે, તેવી સાધક ભક્તને આટલી સાધનસંપત્તિ થયા પછી આસક્તિ
થાય છે પ્રતિબંધક પાપનો નાશ થતા ભગવદનુગ્રહ થતા ક્રિયમાણ શ્રવણાદિરૂપ ભક્તિનો પોષ,
બીજભાવની દઢતા અને વ્યસનરૂપ થાય છે તે વધતા ક્રમે ગુણોનો નાશ થાય છે લીલાસૃષ્ટિયોનો
જેમ 'તમસૂથી પર[2], સત્ય, જ્ઞાન અનંત, જે બ્રહ્મ, સનાતન જ્યોતિસ્વરૂપ પોતાના લોકને
ગોપોને દેખાડ્યો' એ વાક્યથી વ્યાપિવૈકુંઠરૂપ અક્ષરબ્રહ્મનો અનુભવ થયો, તેમ પૂર્વોક્ત રીતે
સેવા કરવાથી વ્યસન સિદ્ધ થતા ગુણનો નાશ થઈ બ્રહ્મભાવ થાય છે, 'તે [3]જ ભક્તિયોગ
આત્યંતિક કહ્યો છે, જેથી ત્રિગુણને ઉલ્લંઘીને મદ્‌ભાવ માટે ઉપપન્ન થાય છે' એ વાક્યથી
ત્યારપછી ફલપ્રકરણમાં સર્વાત્મભાવવતી શ્રી ગોપિકાઓને ભજનાનંદનો અનુભવ છે, તેમ અત્ર
પણ સાધક ભક્તને સર્વાત્મભાવ ઉત્પન્ન થયા પછી સા પુરુષોત્તમનો આવિર્ભાવ હોવાથી સેવામાં
ભજનાનંદનો અનુભવ કરે છે ત્યારપછી भोगेन त्वितरे क्षपयित्वाथ सम्पद्यते એ સૂત્રના ભાષ્યમાં
કહ્યા પ્રમાણે સ્થૂલલિંગ શરીરનો નાશ થયા પછી ભગવલ્લીલોપયોગી દેહને પ્રાપ્ત કરીને નિત્ય-
લીલામાં પ્રવેશે છે તે જ મોક્ષપદાર્થ છે [4]અન્યથારૂપ ત્યજીને સ્વરૂપે રહેવું તે મુક્તિ
એવું લક્ષણ છે ત્યા 'તે [5]ચતુરબ્રહ્મ સાથે સર્વ (અલૌકિક) કામોનું અશન કરે છે.' એ
શ્રુતિમાં કહ્યા પ્રમાણે પુરુષોત્તમ સાથે પુરુષોત્તમાત્મકોનું પુરુષોત્તમાત્મક ભોગાશન તે આશ્રય પ્રાપ્તિ,
એ નિષ્કર્ષ 'નિ[6]રોધલીલા કહીને પછી મુક્તિ વર્ણવાય છે મુક્તનો આશ્રય કૃષ્ણ છે, અન્યનો
નહિ, 'એ શાસ્ત્રથી' એમ સુબોધિનીજી છે

**અત્ર 'પ્રમેય રત્નાર્ણવ'માં ફલવિવેક સંપૂર્ણ થવા સાથે ગ્રંથ પણ પૂર્ણ થાય છે.**



---

१. एवंविधा भगवतो या वृन्दावनचारिणः । वर्णयन्त्यो मिथो गोप्यः क्रीडास्तन्मयतां ययुः ।
२. दर्शयामास लोकं स्वं गोपानां तमसः परं, सत्यं ज्ञानमनन्तं यद् ब्रह्म ज्योतिः सनातनम् ।
३ स एव भक्तियोगाख्य आत्यन्तिक उदाहृतः । येनातिव्रज्य त्रिगुणं मद्भावायोपपद्यते ।
४ मुक्तिर्हित्वान्यथारूपं स्वरूपेण व्यवस्थितिः ।
५ सोऽश्नुते सर्वान् कामान् सह ब्रह्मणा विपश्चिता ।
६ निरोधलीलामुक्त्वाथ मुक्तिस्तदनु वर्ण्यते । मुक्तानामाश्रयः कृष्णो नान्येषामिति शास्त्रतः ।

# સ્વધર્મના મુખ્ય સિદ્ધાન્તો.



૧. જગત્ સત્ય છે

૨. જગત્, જીવ, અંતર્યામી, અક્ષર ઇત્યાદિના નિમિત્ત અને ઉપાદાન કારણ શુદ્ધ નિર્ગુણ બ્રહ્મ કૃષ્ણ પરમાત્મા જ છે

૩ જીવે અવિદ્યાથી કલ્પેલો અહંતામમતાત્મક સંસાર મિથ્યા છે

૪ જીવ અણુ છે, શુદ્ધ નિર્ગુણ બ્રહ્મનો અંશ છે, વ્યાપક નથી

૫ પરબ્રહ્મ પુરુષોત્તમ કૃષ્ણનું ધામ અક્ષર બ્રહ્મ સચ્ચિદાનંદ છે

૬ સર્વોપરિ વેદાદિ શાસ્ત્રે પ્રતિપાદિત પરમફલાત્મક વસ્તુ શ્રીકૃષ્ણ જ છે

૭ કૃષ્ણની સેવા એ જ અંશ જીવનો ધર્મ છે, એટલે વસ્તુત સ્વધર્મ કૃષ્ણસેવા જ છે.

૮. *આત્મનિવેદન અને પ્રભુપ્રપત્તિ વિના અન્ય વિશ્વધર્મ હોઈ શકે જ નહિ

---

## GRATIS

The 'Suddhadwaita Philosophy' or 'System of Vallabhacharya,' Mr Mulchandra T. Telivala, B.A., will be posted to any gentleman applying to—

Hanuman Street, Bombay. — ISHVARDAS TRIBHUVANDAS VARJIEVANDAS SETH

Reg. No. B. 8

## 'પુષ્ટિભક્તિસુધા'ના ગ્રાહકોને સવિનય નિવેદન.

આ માસિકના સર્વ લેખકો જે લેખ લખે છે તે સાંપ્રદાયિક સેવા કરવાની વિમળ બુદ્ધિથી જ લખે છે, તેથી બીજા પત્રોની માફક આ માસિકના લેખકોને આપવામાં દ્રવ્યનો ખરચ બિલકુલ થતો નથી, એ જણાવતા આનંદ થાય છે. માસિકની છપામણી વગેરે ખરચ ઘણી જ કરકસરથી કરવામા આવે છે, તેથી નોછાવરમાથી જે કાંઈ બચશે તેમાંથી સાંપ્રદાયિક પ્રાચીન ગ્રંથો પ્રસિદ્ધ કરવામા આવશે. વૈષ્ણવભાઈઓએ આવાં માસિકના પોતે ગ્રાહક થવુ જોઇએ, એટલુ જ પણ પોતાના મિત્રોને પણ આવા ધાર્મિક કાર્ય તરફ પ્રેરવાનુ ખાસ લક્ષમાં રાખવું જોઇએ.

મુંબાઈ,<br>પ્રિન્સેસ સ્ટ્રીટ.

પ્રકાશક.

વર્ષ ૩ જુ ] શ્રીકૃષ્ણાબ્દ ૫૧૩૯, માર્ગશીર્ષ

# પુષ્ટિભક્તિસુધા.

ગ્રંથ ૧૧ શ્રીવલ્લભાબ્દ ૪૩૫ [ અંક ૯.

नायमात्मा प्रवचनेन लभ्यो न मेधया न बहुना श्रुतेन
यमेवैष वृणुते तेन लभ्यस्तस्यैष आत्मा वृणुते तनुं स्वाम् ॥ १ ॥
नाहं वेदैर्न तपसा न दानेन न चेज्यया
शक्य एवंविधो द्रष्टुं दृष्टवानसि मां यथा ॥ २ ॥
भक्त्या त्वनन्यया शक्यः अहमेवंविधोऽर्जुन ।
ज्ञातुं द्रष्टुं च तत्त्वेन प्रवेष्टुं च परंतप ॥ ३ ॥

પ્રકાશક,
વાડીલાલ નગીનદાસ શાહ,
બી. એ., એલ્‌એલ્‌. બી., વકીલ, હાઈકોર્ટ

લવાજમ, રૂ. ૨-૦-૦ છુટક અંકના રૂ. ૦-૬-૦

Printed by B Miller Superintendent, British India Press, Bombay Published by Vadilal Nagindas Shah B.A., LL.B., Princess Street Bombay.

॥ श्रीकृष्णाय नमः ॥

## ॥ श्रीपुरुषोत्तमजीविरचितः प्रतिबिम्बवादः ॥

ज्योतिस्तमालनीलं करुणाशीलं मुदा स्तौमि ।
हरति तमोनिकुरम्बं यत्प्रतिबिम्बं स्वकीयानाम् ॥ १ ॥

नन्वेतदयुक्तं, प्रतिबिम्बपदार्थस्यैवाभावात्, दर्पणादिसन्निधानदोषप्रतिहतपरावृत्तनायनकिरणस्य स्वमुखदर्शनमात्रेण दर्पणादौ प्रतिबिम्बाभिमानात्, न च प्राङ्मुखादेः प्रत्यङ्मुखत्वादिदर्शनान्नैवमिति वाच्यं, दर्पणोपाधिसन्निधानदोषजन्यस्यैतज्ज्ञानस्य भ्रमत्वात्, न च बिम्बभेदानुभवान्नैवमिति वाच्यं, तस्यापि भ्रमत्वात्, दर्पणे मन्मुखं भातीतिस्वमुखभेदप्रत्यभिज्ञानेन तद्बाधात्, न च दर्पणे मुखं नास्तीतिज्ञानाद्भेदज्ञानं भ्रम इति वाच्यं, दर्पणे मुखसंसर्गमात्रबाधेऽपि तादृग्ज्ञानसम्भवात्, न च दर्पणाद्युपाधिभिर्नयनकिरणप्रतिघातस्य तत्परावृत्तेश्च कल्पनागौरवमिति वाच्यं, अतिरिक्तप्रतिबिम्बकल्पनापेक्षयास्य धर्मकल्पनस्य लघुत्वात्, न च दृष्टान्ताभावः, तावदुपपत्तेः, न चोपाधिप्रतिहतनयनकिरणानां परावृत्त्य बिम्बग्राहकत्वनियमकल्पने प्रमाणाभाव इति वाच्यं, प्रतिबिम्बवादिनापि नयनरश्मिपरावृत्तिमन्तरेण दर्पणे स्वमुखप्रत्यभिज्ञायाः समर्थयितुमशक्यत्वात्, पूर्वमनुभवाभावात्, न च नासादिदेशावच्छिन्नपूर्वानुभवादेव संस्कारोपपत्तिः, तावतापि नयनगोलकादिविषयकसंस्कारानुपपत्तेः, तरुविटपिसमारूढादृष्टचरपुरुषप्रतिबिम्बभ्रमस्थले पूर्वानुभवस्याशक्योपपादनत्वाच्च, एवं चोपाधिप्रतिहतनयनरश्मीनां परावृत्त्य बिम्बग्राहकत्वेऽवश्यवक्तव्ये फलबलाद्दर्पणादिप्रतिहतानामेव परावृत्त्य बिम्बग्राहकत्वं न शिलादिप्रतिहतानाम् नातिस्वच्छताम्रादिप्रतिहतानां च मलिनोपाधिसम्बन्धदोषान्मुखसंस्थानविशेषाग्राहकत्वं, साक्षात्सूर्यमेघ्नामिवोपाधिसम्बन्धात्परावृत्तानां तेजसाल्पप्रतिघात प्रतिबिम्बसूर्यावलोकने च साक्षात्तदवलोकन इव नाशक्तिर्जलाद्युपाधिसन्निकर्षे केषाञ्चिदेव प्रतिहतिः केषाञ्चिदप्रतिहत्या जलाद्यन्तःस्थसिकतादिग्राहकत्वमिति कल्पनीयं, कार्यलिङ्गकानुमानसिद्धत्वाच्च न प्रमाणाभाव इति सर्वथातिरिक्तप्रतिबिम्बकल्पनं न साधीय इति, अत्र केचिच्चैत्रमुखाद्भेदेन तत्सदृशत्वेन पार्श्वस्थितैः स्पष्टैर्निरीक्ष्यमाणो दर्पणे तत्प्रतिबिम्बस्ततो भिन्न एव स्वरूपतश्च मिथ्यैव शुक्तिरजतवत्, न च दर्पणे स्वमुखप्रत्यभिज्ञाविरोधः, स्पष्टभेदद्वित्वप्रत्यङ्मुखत्वादिज्ञानविरोधेन प्रत्यभिज्ञायाः सजातीयविषयत्वात्, दर्पणे मम मुखमितिव्यपदेशस्य स्वच्छायामुखे स्वमुखव्यपदेशवद्गौणत्वात्, न च भेदज्ञानविरोधाद्भेदव्यप-

परावृत्तौ तत्सर्वथैवानुपपन्नं, मुखे व्यवधानाभावेन परावर्तनाद्विभक्तगृहस्यानिवार्यत्वात्, न च केशादिप्रतिहतरश्मीनामग्राहकत्वान्नानुपपत्तिः इति वाच्यं, हस्तादिना मुद्रितैकनयनस्यापि तथादर्शनप्रसङ्गात्, कतिपयरश्म्यप्रतिघातेतरतदप्रतिघातयोस्तुल्यत्वेन शिष्टैस्तथाग्रहस्यापि तुल्यत्वात्, किंच शलाकान्यवहिते स्थाल्युदके खण्डितमुखावलोकनोत्तरं शलाकायास्तदुदकान्तस्तलभागे प्रवेशने मुखं आखण्डितमवलोक्यते। शलाका चान्तःसिकतादिवत्तेनान्तर्जलं मध्यदेशे प्रतिबिम्बोद्भव इति निश्चीयते, परावृत्त्य ग्रहणे तु तन्न स्यात्, किं बहुना पराक्षिण प्रतिबिम्बदर्शनात्स्वाक्षिण्यपि तथैवेतिनिश्चयात्प्रतिबिम्बोत्तरमेव सर्वस्य चक्षुर्गोचरीभाव इत्यपि सुधीभिरवधेयं, न चाध्यासानुपपत्तिः, तस्य भ्रमपर्यायत्वात्, लक्षणस्य त्वव्याप्तिग्रस्तत्वेनैवोपेक्षणीयत्वात्, न च लक्षणाभावे प्रतिबिम्बज्ञानस्य प्रमात्वापत्तिः, मायिकेतरविषयाजन्यत्वे सति मायिकविषयजन्यज्ञानत्वस्य भ्रमत्वात्, न च तमःस्थस्य बहिःस्थादर्शे प्रतिबिम्बादर्शनाद्बहिःस्थपुरुषस्य तमःस्थादर्शे प्रतिबिम्बदर्शनात्परावृत्तिरपि युक्तिसहेति वाच्यं, तेजोऽभावे मायया तमोजननात्तेन बिम्बावरणे प्रतिबिम्बानुद्भवादर्शनाभावसिद्धौ आलोकवर्तिबिम्बस्यान्तरालिकतमसानावरणात्तदुद्भवे दर्शनस्य च सिद्धौ परावृत्तियुक्तेर्बाधितत्वात्, अतः प्रतीतितोऽप्युचितैव प्रतिबिम्बसिद्धिः, न चादर्शादिप्रतिहतसूर्यरश्मीनां परावृत्तिदर्शनाच्चक्षुरिन्द्रियस्यापि तैजसत्वेन तद्रश्मिपरावृत्तिरप्युचितेति वाच्यं, इन्द्रियमात्रस्य राजसाहङ्कारकार्यत्वे चक्षुषोऽतैजसत्वात्, तैजसत्वपक्षेपि मौढत्वाभावेन परावृत्त्यभावात्, अन्यथा तैजसत्रसरे एवादिरश्मेरपि परावृत्तिकल्पनाप्रसङ्गात्पूर्वोक्तदूषणापत्तेश्चेति दिक्, केचित्तु दर्पणादिषु प्रतिबिम्बमुखच्छायाविशेषरूपत्वात्सत्यमेवेत्याहुः, तन्न, 'छायाप्रत्याह्वय भासा असन्तोप्यर्थकारिणः' इत्येकादशस्कन्धे तस्य असत्यत्वकथनात्, न च घृते प्रतिबिम्बमवलोक्य दाने छायादानव्यपदेशात्प्रातिबिम्बोऽपि छायैवेति शङ्क्यं, कान्तिमादाय तथापदेशात्, अन्यथा पूर्वोक्तवाक्यस्यभेदनिर्देशविरोधात्, न चात्राङ्गुल्यादिसम्पर्कजाभासो विवक्षित इति वाच्यं, अर्थकारित्वालिङ्गविरोधात्, तेन कस्याप्यर्थस्याभावात्, इतरे तु प्रतिबिम्बस्य छायारूपकत्वमयुक्तं शरीरादेरवयवैः कियद्देशवर्तिनालोके निरुद्धे तत्र देशे लब्धात्मकस्य तमस एव छायात्वात्तस्य च नीलरूपत्वेन मौक्तिकमाणिक्यादिप्रतिबिम्बस्य सितलोहितरूपतस्तमोरूपच्छायात्वस्यायुक्तत्वात्, तमोरूपच्छायारहितस्य तपनादिप्रतिबिम्बस्य तादृक्छायात्वायोगाच्चेत्याहुः, तदप्यसङ्गतं, छायाशब्दस्य कान्तावपि रूढत्वात्तां विहाय तमोरूपच्छायात्वस्य चक्षुष्मता वक्तुम-

शक्यत्वेन नभोरूपकत्वमादाय दूषणस्याप्ययुक्तत्वात्, ऽदःखदूषणं तु युक्तं, ईषिकाद्वयमात्रस्थूले निविडावयवे आदर्शादावेनावत्स्थूलस्य मुखादेर्निम्नोन्नतस्य स्थातुमशक्यत्वात्, यदा यत्रैकेन प्रतिबिम्बं दृश्यते तदैव तद्देशावच्छेदेनान्यैर्न दृश्यत इतोऽपि सत्यत्वस्याशक्यवचनत्वाच, द्रव्यत्वोद्भावनमपि छायायाः कान्तिरूपत्वादेव निरस्तं, आरम्भकपरिणामिनोस्तदुत्पत्तिनाशादेरपि निर्वक्तुमशक्यत्वाच, न च 'सकिन्नराणि'तिस्मृतौ प्रतिबिम्बेन सृष्टिकथनात्तस्य सत्यत्वं शंक्यं, प्रतिबिम्बस्य व्यापारताया एव तत्र विवक्षितत्वात्, स्वस्यैवोपादानत्वात्, प्रकरणेन तथा निश्चयात्, तृतीयायाश्च हेतावप्यनुशासनाच, तेन रूपात्मकत्वं गुणसमुदायरूपत्वं च तथा आदर्शादौ तादृग्रूपाभावाद्द्रव्यान्तरकेवलाना रूपादीनामशक्यवचनत्वाच, तस्मान्मायिक एव सः, सर्वविलक्षणत्वाच्च, तथाहि, स्वाधारस्वभावानुविधायित्वे सति सम्मुखस्थितार्थानुविधायित्वेन प्रतीतियोग्यो हि प्रतिबिम्बः, न हीदृशत्वमन्यस्मिन्नास्ति सत्यन्तरूपतायाः स्फटिकादौ द्वितीयदलोक्तरूपतायाश्च छायादौ सत्त्वेऽपि समुदितरूपकत्वस्य काप्यभावात्, न च स्वपदमनर्थकं, यत्किञ्चिदाधेयनिरूपिताधारतायाः सम्मुखस्थितार्थेऽपि सत्त्वेन तत्स्वभावानुविधायित्वस्य च छायायां सत्त्वेन पुनस्तत्रातिव्याप्तेः, न चात्माश्रयः, प्रतिबिम्बस्य प्रत्यक्षतो गृह्यमाणत्वात्, नाप्याधारपदं तथा, असम्भवग्रासात्, स्वस्वभावानुविधानांगीकारस्यानुभवविरुद्धत्वात्, स्वस्वभावमनुविदधातीतिप्रयोगादर्शनात्, ग्रहिलतयाङ्गीकारेऽपि छायायामतिव्याप्तेस्तादवस्थ्यात्, न चाधारत्वं नियामकसम्बन्धे विवक्षिते पूर्वदलस्य नातिव्यापकत्वमिति शङ्क्यं, तदापि तन्त्वादिष्वतिव्याप्तेः, आदर्शादौ प्रतिबिम्बाधारत्वस्य विशेष्यतासम्बन्धनियतत्वात्प्रतिबिम्बे तादृशाधारस्वभावानुविधायित्ववत्पटे तन्तव इत्यादिप्रतीतेः पटादावपि तन्त्वाद्याधारत्वस्य तथात्वेन तत्स्वभावस्य च आवरकत्वादिरूपस्य तन्त्वादिभिरनुविधानन तेष्वतिव्याप्तेः, नापि योग्यपदं तथा, अप्रतीतप्रतिबिम्बेऽव्याप्तेः, अतः सर्वं सुष्ठु, केचित्तु तदधीनत्वे सति तत्सदृशत्वं प्रतिबिम्बत्वमित्याहुः, तन्न, छायायामतिव्याप्तेः, न च तदधीनप्रतीतिकत्वे सति तथात्वे विवक्षिते न दोष इति वाच्यं, आभासेप्यतिव्याप्तेः, तस्मात्पूर्वोक्तमेव लक्षणं, अतः पदार्थान्तरमेव प्रतिबिम्बः, मायिकत्वं चास्य 'यथाभासो यथा तम' इति द्वितीयस्कन्धीयभगवद्वाक्यादेव सिद्धं, तस्मान्न कोऽपि चोद्यावसरः ॥

श्रीविट्ठलेशकृपया तत्त्वदीपप्रकाशतः ।
प्रतिबिम्बं निश्चितवांस्तद्दासः पुरुषोत्तमः ॥ १ ॥

॥ इति श्रीपुरुषोत्तमविरचितः प्रतिबिम्बवादः ॥

## ॥ स्ववृत्तिवादः ॥

ननु स्वशिष्यस्यैव गृह्यते नेतरस्य च, तत्रापि उपायनमेव गृह्यते, न तु हस्तेन सङ्कल्पितं प्रगृह्यते, तत्र किं बीजं प्रमाणं वा? दातुः फलं कथमिति बहव आशंकन्ते, तत्रेदमुच्यते, काण्वानां बृहदारण्यके षडाचार्यब्राह्मणे जनकेन दाने आरब्धे याज्ञवल्क्ये शिष्यस्यैव ग्राह्यं नेतरस्येति स्वस्य नियमो दर्शितः, हस्त्यृषभश्सहस्रं ददामीति होवाच जनको वैदेहः स होवाच याज्ञवल्क्यः पिता मे मन्यतमा', ननु 'शिष्यस्य हरे'रितिश्रुतेः श्रीभागवते तृतीयस्कन्धे च 'यज्जाताः सह वृत्तिभि'रिति स्वस्ववृत्तिसहितवर्णोत्पत्तिकथने ब्राह्मणस्य सहजा वृत्तिः शिष्याद् ग्रहरूपैवोक्ता, 'मुखतो वर्तते ब्रह्म पुरुषस्य कुरूद्वह यस्तन्मुखत्वाद्वर्णानां मुख्योऽभूद्ब्राह्मणो गुरु'रिति, अत्रोन्मुखत्वाद्गुरुत्वकथनं वृत्तिप्रदर्शकं, उपदेशावसरे सर्वेषामरिक्तपाणीनां वर्णानां नीचीनमुखत्वेन गुरोरुच्चमुखत्वात्, एकादशस्कन्धे च ब्राह्मणवृत्तीरुपक्रम्य 'प्रतिग्रहं मन्यमानस्तपस्तेजो यशोनुदममन्याभ्यामेव जीवेत शिलाद्वा दोषदृक्तयो'रिति भगवतोक्तं, तत्रेदानीं कुटुम्बिनां शिलेनावर्तमानत्वं जानतां भृतकाध्यापने प्रतिग्रहे च दोषं पश्यतां कालस्य यज्ञप्रतिपक्षतां च पश्यतां पारिशेष्याद ध्यापनमेव वृत्तावशिष्यते, तेनापि गुरुत्वमेव वृत्तित्वेन फलति, युक्तं चैतत्, अनुपकृत्य परस्वग्रहणे रित्वेन बन्धस्य प्रसंजनात्, परस्परोपकारे च श्रेयःप्राप्तेः गीतायां यज्ञप्रसंगे उक्तत्वात्, तन्न्यायस्य इहापि शक्यवचनत्वेन निर्णीतत्वे बन्धाभावाच्च, किंच ऋतोत्तरममृताख्याया अयाचितवृत्तेरुक्तत्वात्, तस्यामपि शिष्यस्यैव ग्राह्यं नेतरस्य त्वेवं संकोचे तस्या अपि प्रशस्तत्वसिद्धिः, किच 'वार्तासंचयशालीनशिलोञ्छ इति वै गृहे' इत्युक्तासु चतुर्षु गृहस्थवृत्तिष्वपि वार्ताया ग्राह्यत्वात् अल्पधान्ययाच्ञाया अवरापरपर्यायशालीनेन शिलोञ्छनेन चाजीवनात्, शिलं नाम शाल्यादेर्निपतितस्य परित्यक्तस्य वा परिग्रहणं, उञ्छस्तु एकैकस्य कणस्योपादानं, संचयवृत्तिरेव समीचीना पूर्वोक्तरीतिकया वर्ण्यवस्त्वैव प्राप्तस्य संचयात्, 'अनया ते कात्यायन्यां तं करवाणी'-त्यादि श्रौतलिंगेन याज्ञवल्क्यादिषु तथा निश्चयाच्च, तत्रापि कुसूलधान्यत्वादिकरणे त्वतिप्रकर्षः, अतएवाचार्यैरश्वस्तनिकता कृता तदुरं तु कुटुम्बबाहुल्येन संचय इति जानीहि, दातुः फलं तु भवत्येव, 'गुरौ पितरि चाध्यक्षे अध्यात्मप्रति-

१ श्वो भव धान्यादि श्वस्तनिक, न श्वस्तनिक यस्य.स अश्वस्तनिक।

केषु च' 'स्वस्त्यक्षयविसर्जितं' 'वियते सागरस्यान्तो नान्तो दानस्य वियते' इति शौनकस्मरणात् 'मनसा पात्रमुद्दिश्य जलं भूमौ विनिक्षिपेत् वियते सागरस्यान्तो नान्तो दानस्य वियते' इत्याग्नेये दानपरिभाषासु वचनात्, तथा कृत्वा देशान्तरस्थपात्रगृहे प्रेषणस्य सर्वसम्मतत्वाच्चेति दिक् ॥

॥ इति श्रीमद्गोस्वामिश्रीपुरुषोत्तमविरचितस्ववृत्तिवादः संपूर्णः ॥

---

# વાદપરિચય.

'પુષ્ટિભક્તિસુધા'ના તૃતીય વર્ષના ચતુર્થ અંકથી ક્રમશ ઉપલબ્ધ થતા એતત્સાંપ્રદાયિક વાદગ્રંથોનુ મુદ્રણ ભરુચના એક ભગવદ્ધર્મપરાયણ ગૃહસ્થના દ્રવિણસાહાય્યથી આરબ્ધ્યું છે, એ વાચકોને સુવિદિત જ છે અત્યારસુધીમા પ્રકટ થયલા વાદગ્રન્થો કયા વિષયને અવલમ્બે છે, એ જાણવાને સંસ્કૃતાનભિજ્ઞ જીજ્ઞાસુઓને આતુરતા થાય એ સહજ છે, માટે મુદ્રિત થયલા સર્વ વાદગ્રન્થોનો પરિચય અત્ર કરાવવામા આવે છે

પ્રથમ છપાયલા વાદગ્રન્થનો પરિચય તે જ અંકમા કરાવેલો હોવાથી અત્ર પિષ્ટપેષણની આવશ્યકતા નથી

દ્વિતીય વાદગ્રંથ **भक्तिरसवाद** છે, અને તે પંચમ અંકમા મુદ્રિત છે આ વાદગ્રંથ દશદિગ્‌વિજયી ગોસ્વામિશ્રીપુરુષોત્તમજી મહારાજે પોતાના પિતાના નામથી રચ્યો છે તેમાં શૃંગારાદિ આઠ, નવ, અથવા તો દશ રસો માનનારાઓએ ભક્તિરસનો સ્વીકાર નથી કર્યો એવો પૂર્વપક્ષ કરીને, યુક્તિપ્રમાણબલથી ભક્તિ એ પણ એક રસ છે એમ સ્પષ્ટ પ્રતિપાદન કર્યું છે

તૃતીય વાદગ્રંથ **विग्रहवाद** છે આ વાદ પણ પંચમાંકમા જ અંકિત છે તેમા પ્રભુના નિત્ય, અલૌકિક, સચ્ચિદાનંદ રસાત્મક શ્રીઅંગની માયાવાદાદિ દુર્મતવાદોના વિધ્વંસપૂર્વક સિદ્ધિ દર્શાવી છે.

ચતુર્થ વાદગ્રંથ **प्रपञ्चवाद** ૭–૮ અંકોમા મુદ્રિત છે તેમા જગતના સત્યત્વનુ નિરૂપણ અને જગતને અસત્ય અને ભગવત્સ્વરૂપ નહિ માનનારાઓના અનેક સિદ્ધાંતોનુ યુક્તિપ્રમાણપુરઃસર સમૂલોન્મૂલન કર્યું છે આ ગ્રંથ ઉપરથી એમ નિશ્ચય થાય છે કે **विग्रहवाद** અને **प्रपञ्चवाद**ના કર્તા એક જ છે અને તે તૃતીય ગૃહના શ્રીગિરિધરજી છે

પંચમ અને ષષ્ઠ વાદગ્રંથો આ અંકમા છપાયલા છે પંચમ વાદગ્રંથ **प्रतिबिम्बवाद** છે આ વાદમા પ્રતિબિંબ એ પણ પદાર્થ છે એમ અનેક મતમતાંતરોના ખંડનપૂર્વક સિદ્ધ કર્યું છે આ વાદના કર્તા **શ્રીપુરુષોત્તમજી** જ છે

ષષ્ઠ **स्ववृत्तिवाद**મા અશિષ્યના દ્રવ્યાદિના અપ્રતિગ્રહપૂર્વક કેવલ શરણાપન્ન શિષ્યના જ દ્રવ્યાદિથી ગુરુવૃત્તિનુ સમર્થન કર્યું છે

આ સર્વ વાદગ્રન્થના પરિશીલનથી સંપ્રદાયને અતીવ લાભ થશે એમ આશા રાખવામા આવે છે આ વાદગ્રંથોનુ દાન અમને અમારા ગુરુ **શ્રીબાલકૃષ્ણલાલજી** તરફથી થયુ છે, જે વાસ્તે તેઓશ્રીનો શુદ્ધ અન્તઃકરણથી પ્રસિદ્ધ ઉપકાર માનવામા આવે છે **स्ववृत्तिवाद** તો સાક્ષાત્ શ્રીવ્રજભૂષણજીએ નિજ હસ્તાક્ષરથી લખ્યો છે, તે ઉપરથી પ્રાચીન ગોસ્વામીઓની સાંપ્રદાયિક આસક્તિનુ પણ સહજ અનુમાન થઈ શકે એમ છે આ ગ્રંથોના અન્ય આદર્શના અભાવમા એકથી જ સંતોષ માનવો પડ્યો છે આદર્શાન્તરના અભાવમા અત્યન્ત શુદ્ધ ગ્રંથ પ્રકટ થવા દુર્લભ છે.

---

# મનુષ્યનું કર્તવ્ય અને ધર્મજીજ્ઞાસા.

પ્રોફેસર ફેરજજ અને પુરુષોત્તમ નીચે ઉતરી ચોપાટીના રસ્તાપર ગયા, ત્યા **નીતિસેન** અને વિચિત્રવીર્ય તેમને મળ્યા પુરુષોત્તમે તેમને સર્વે સમાચાર કહ્યા **નીતિસેન** પ્રસન્ન થયો, પણ વિચિત્રવીર્ય બોલ્યો, "ભાઈ, ગોવિંદભટ્ટજી અને તુ જે નહિ કરરો તે થોડુ હવે શરણમન્ત્ર અપાવ, એટલે એમનો ઉદ્ધાર થઇ જાય,—અરે ભૂલ્યો—લીલામા પ્રવેશ થઇ જાય!" પુરુષોત્તમ કાઇ બોલ્યો નહિ, પણ પ્રોફેસર ફેરજજે વિચિત્રવીર્ય સામુ જોયુ, કાઇક ગુસ્સે થયો, અને પોતાનું મ્હો પાછુ ફેરવી, પુરુષોત્તમ તરફ જોઇ બોલ્યો, "તારી આની સાથે મૈત્રી સભવે છે જ કેમ? મને બહુ આશ્ચર્ય લાગે છે!"

**પુરુષોત્તમ**—બાલ્યાવસ્થામા કોમલ હૃદયો રમત ગમતમા નિષ્કામ સ્નેહથી સંધાય છે, તે સ્નેહ સ્વભાવની ભિન્નતા છતા મોટપણે ટકી રહે છે

**પ્રો. ફેરજજ**—પણ આ વિચિત્રવીર્ય તો સ્નેહ શુ તે જ સમજતો હોય એમ લાગતુ નથી.

**પુરુષોત્તમ**—સ્નેહને સમજ સાથે બહુ સબધ નથી સમજવુ એ બુદ્ધિનુ કાર્ય છે, સ્નેહ હૃદયનો સબધ છે, અને તે બળવાન હોય તો વિરુદ્ધ આચાર વિચારના મનુષ્યોને પણ એક કરી શકે છે વિચિત્રવીર્ય બિચારો રમકડા જેવો, વામા આવે તેમ વગર વિચાર્યું બોલતો, શુદ્ધ હૃદયનો મનુષ્ય છે વળી પ્રભુમાં ચિત્ત લાગ્યા પછી અન્યના પ્રેમની બિલકુલ અપેક્ષા રહેતી નથી

પ્રોફેસર ફેરજજે કાઇ ઉત્તર આપ્યો નહિ, અને સર્વે ચાલતા ચાલતા કૃષ્ણભવનની બહાર આવી પહોચ્યા પુરુષોત્તમે આગળ જઈ અદર નજર કરી તો પાછળ કૃષ્ણોદ્યાનમાથી સ્વર આવતો સભળાયો, તેથી સર્વે બહારને જ રસ્તે પાછળ કૃષ્ણોદ્યાન આગળ ગયા કૃષ્ણોદ્યાનની આસપાસ મોટા ઝાડોની ઘટા આવી રહી હતી તેથી અદર બરોબર જોઈ શકાતુ નહિ, પણ સ્વર સ્પષ્ટ સભળાતા હતા સધ્યા સમય થઇ ગયો હતો, અને ગાર્ગી, કુસુમ અને ગોવિંદભટ્ટ કૃષ્ણોદ્યાનમા બેસી પ્રભુની લીલાના ભજન ગાતા હતા, આ મડળી બહારથી તે સાભળતી ઉભી ત્રણે જણ ગાવામા એટલા લીન થઇ ગયા હતા, કે પોતાના શરીરનુ ભાન પણ ભૂલી ગયા હતા, તેમના ચિત્ત પ્રભુના—પ્રભુની સુદર લીલાના સ્મરણમા લીન થઇ ગયા હતા, અને થોડીવાર પછી પુરુષોત્તમ ધીમેથી સાકળ ઉઘાડી-સર્વેને એક પછી એક અદર લઇ ગયો, ત્યારે ત્રણેમાથી કોઇને નવા આવેલા મનુષ્યો વિષે કાઈ ખબર પડી નહિ પ્રભુની લીલાનુ જે સુદર ગીત તેઓ ગાતા હતા, તે નીચે પ્રમાણે હતુ—

**સાખી.**

[૧]અંક, [૨]સપ્ત, [૩]રસ [૪]દ્દષ્ટ હેં, [૫]દર્શન, [૬]મન અભિલાષ,
[૭]પૂર્ણ, [૮]લોક, [૯]મન્મથ, [૧૦]રટણ, [૧૧]કુંજસદન, નિજબાસ.
શ્યામબરણ ગિરિવરધરણ, ગોપીજનચિત્તચોર,
વ્રજરાજ કુંવર જીયામેં બસો, સુંદર નંદકિશોર.

## રાગ સામેરી.

શ્રી ગોવર્ધનવાસી સાંવરે, લાલ તુમ બિન રહ્યો ન જાય હો,
બ્રજરાજ લડંતો લાડિલો ટેક.
[૧]બંક ચિત્ત મુસકાય કે, લાલ સુંદર બદન દિખાય,
લોચન તલપેં મીન જ્યોં, મોંહિ છિન છિન કલ્પ બિહાય હો—શ્રીગો. ૧
[૨]સપ્ત સૂર બંધાન કે લાલ મોહન બેન બજાય,
સુરત સુહાઇ બાંધિકે, લાલ મધુરે મધુરે સ્વર ગાય હો—શ્રીગો. ૨
[૩]રસિક રસીલી બોલની, લાલ ગિરિ ચઢિ ગૈયાં બુલાય,
ગંગ બુલાઇ ધુમરી નેક ઉંચી ટેર સુનાય હો—શ્રીગો. ૩
[૪]દ્રષ્ટ પરેં જા દિવસતેં, લાલ તબતેં રૂચે નહિ અન્ન,
રજનિ નિંદ ન આવહીં, મોંહિ બિસર્યો ભોજન પાન હો—શ્રીગો. ૪
[૫]દર્શનકોં નૈનાં તપે, લાલ બચન સુનનકોં કાન,
મિલવેકું હિયરો તપે, મેરે જીયકે જીવન પ્રાન હો—શ્રીગો. ૫
[૬]મન અભિલાખ વ્હે રહી, લાલ લગત નયન નિમેષ,
એક ટક દેખું આવતો, પ્યારો નાગર નટવર ભેષ હો—શ્રીગો ૬
[૭]પૂરન શશિમુખ દેખકે, લાલ ચિત ચોંટ્યો વાહી ઠોર,
રૂપ સુધારસ પાન કે, લાલ સાગર ચંદ ચકોર હો શ્રીગો.—૭
[૮]લોક લાજ કુલ બેદકી, લાલ છાંડ્યો સકલ વિવેક,
કમલ કલી રવી જ્યોં બઢે, લાલ છિન છિન પ્રીત વિશેષ હો શ્રીગો.—૮
[૯]મન્મથ કોટિક વારણે, લાલ નિરખી ડગમગી ચાલ,
જુવતી જન મન ફંદના, લાલ અંબુજ નેન વિશાલ હો—શ્રીગો. ૯
[૧૦]યહ રટ લાગી લાડિલે, લાલ જૈસેં ચાતક ચોર,
પ્રેમનીર બરખાય કે, લાલ નવઘન નંદકિશોર હો—શ્રીગો. ૧૦
[૧૧]કુંજસદન ક્રીડા કરે, લાલ સુખનિધિ મદનગોપાલ,
હમ શ્રી વૃંદાવન માલતી, તુમ ભોગી ભ્રમર ભુપાલ હો—શ્રીગો. ૧૧
જુગ જુગ અવિચલ રાખીએ, લાલ યહ સુખ શૈલ નિવાસ,
શ્રીગોવર્ધનધર રૂપપેં, બલિજાયે ચતુરભુજદાસ હો—શ્રીગો ૧૨.

### સાખી.

યહ મેરે અભિલાષ હે, પૂરો નંદકુમાર,
યહ છબીપેં કોટિક વારણે, તનમન પ્રાણઆધાર. ૧

તે જુ રતન પાયો ભલો રે, જાન્યો ન સાધન સાજ,
પ્રેમકથા અનુદીન સુની રે, તોઉ ન ઉપની લાજ ॥ ૧૨ ॥
સદા સઘાતી આપનો રે, જીયકો જીવન પ્રાણ,
સો તો બિસાર્યો સહજહી રે, હરિ ઈશ્વર ભગવાન ॥ ૧૩ ॥
બેદ, પુરાણ, સ્મૃતિ સબે રે, સુરમુની સેવે જાહિ,
મહામોહ અજ્ઞાનમેં રે, ક્યોં ન સુમરે તાહિ ॥ ૧૪ ॥
ખગ મૃગ મીન પતગ લો રે, મે સોધે સબઠોર,
જલ થલ જીવ જીતે કિતે રે, કહુ કહાં લગિ ઓર ॥ ૧૫ ॥
પ્રભુ પૂરણ પાવન સખા રે, પ્રાણનહીકે નાથ,
પરમ કૃપાલ દયાલ દયાનિધિ, જીવન જીહિકે હાથ ॥ ૧૬ ॥
ગર્ભબાસ અતિ ત્રાસમેં રે, જહાં ન એકો અંગ,
સુન શઠ તેરે પ્રાણપતિ રે, તહાં ન છાંડ્યો સંગ ॥ ૧૭ ॥
દીન રાત પોખત રહે રે, જૈસેં ચોલી પાન,
વા દુ:ખતેં તોહિ કાઢિકે રે, ગહિ દીનો પયપાન ॥ ૧૮ ॥
જીહિં જડને ચેતન કિયોરે, રચિ ગુણ તત્વ બિધાન,
ચરણ ચિકુર કર નખ દિયેરે, નયન નાસિકા કાન ॥ ૧૯ ॥
અસન બસન બહુ બિધિ દિયેરે, ઐાસર ઐાસર આનિ,
માત પિતા ભૈયા મિલેરે, નઈ રૂચિ નઈ પહિચાન ॥ ૨૦ ॥
સજન કુટુબ પરિકર બઢયોરે, સુત, દારા, ધન, ધામ,
મહા મોહ બિષયી ભયોરે, ચિત આકર્ષ્યો કામ ॥ ૨૧ ॥
ખાન પાન પરિધાનમેંરે, જોબન ગયો સબ બીત,
જ્યોં વીટ પરત્રિયસંગ બસ્યોરે, ભોર ભયે ભયભીત ॥ ૨૨ ॥
જૈસેં સુખહી ધન બઢયોરે; તૈસેં તનહિ અનગ,
ધૂમ બઢયો લોચન ખસ્યોરે, સખા ન સૂઝ્યો સંગ ॥ ૨૩ ॥
જમ જાન્યો સબ જગ સુન્યોરે, બઢયો અજશ અપાર,
બીચ ન કાહુ તબ કીયોરે, જમદૂતન દીની માર ॥ ૨૪ ॥
કો જાને કૈવાર મર્યોરે, એસે કુમતિ કુમીચ,
હરિસો હેત બિસારી કેરે, સુખ ચાહત હે નીચ ॥ ૨૫ ॥
જોપૈં જીય લજ્જા નહીરે, કહા કહોં સોબાર,
એહો અંગ ન હરિ ભજ્યોરે, સુન શઠ સૂર ગમાર ॥ ૨૬ ॥

ગાઈને પાચ મિનિટ શાંત રહ્યા વિચિત્રવીર્યના મનપર ગીતના એક, એક શબ્દે ઘણી અજબ અસર કરી ગોવિંદભટ્ટજી ગાતા ગાતા વિચિત્રવીર્યની સામુ જ એકીટસે જોઇ રહ્યા હતા, ગાતા ગાતા કોઇ કડીપર ભાર મુકતા હતા, કોઇ કડી બેવાર ગાતા હતા, અને વિચિત્રવીર્યને હરેક પ્રકારે સમજાવવાનો પ્રયત્ન કરતા હતા "સબ રસકો રસ પ્રેમ હૈરે, વિષયી બેસે સાર, તન મન ધન જોબન ખસ્યોગે, તબહુ ન જાની હાર" એ કડી બે વાર ગાઇ, વિચિત્રવીર્ય તરફ જોઇ બોલ્યા, "ભાઇ વિષય બહુ જ ખરાબ વસ્તુ છે પ્રભુના દર્શનમા, પ્રભુના સ્મરણમા, એના જેવો વેરી કોઇ નથી તે છતા એ વિષયમા આસક્ત ચિત્ત, તન, મન, ધન, જોબન સર્વનો નાશ પોતાના સમક્ષ જોતા છતા તલ્લીન થઇ રહે છે, તેમ જ તારૂ ચિત્ત પ્રભુમા એવી રીતે લીન થવુ જોઇએ કે તુ તન, મન, ધન, જોબન કશાની દરકાર કરે નહિ, કશાની દરકાર કરવાનુ તને સૂઝે પણ નહિ, પણ તન, મન, ધન જોબન સર્વે સંપૂર્ણ પ્રેમથી પ્રભુને અર્પણ કરી પ્રભુની સેવામા સર્વદા તત્પર રહે, સર્વદા એકતાન રહે માત્ર પ્રભુ જ હૃદયના પ્રેમને લાયક છે સ્ત્રી પુત્ર કોઇ નથી" ગાઇ રહ્યા પછી બોલ્યા "ભાઇ આપણા પરમ મિત્ર પ્રભુ જ છે, આપણા પ્રાણ-નાથ છે, પરમ દયાલ છે, ગર્ભવાસમા પણ પ્રભુએ તારી સોબત છોડી નથી, જન્મતાવાર તારે માટે માતાના સ્તનમાં દૂધ તૈયાર કરી રાખ્યુ. હાથ, પગ, કાન, નાક, આખ સર્વ પ્રભુએ જ તને આપ્યા, અને જેમ જેમ કુટુંબ પરિકર, સુત, દારા. ધન. ધામ સર્વે વિંટળાતા ગયા, તેમ નિકટના સ્નેહી પ્રભુને તુ ભૂલતો ગયો, મોહપાશમા પડયો, વિષયી થયો, લોચનમા ધુમાડો ભરાયો, અને અધ થયો, હરિની મૈત્રી વિસારી, હે નીચ, સુખ કેમ થાય? સૂરદાસ પોતાના જીવને કહે છે "હે જીવ, તને લજ્જા નથી, તને સોવાર શુ કહુ? હે સૂર ગમાર? હે શઠ? એક અંગથી પણ તે હરી ભજ્યા નથી" ભાઇ, સૂરદાસની આ શિખામણ સર્વને લાગુ પડે છે દુનીઆમા હજારો-લાખોમાં કોઇકને જ "શઠ, ગમાર" વચનો લાગુ પડતા નહીં હોય પ્રભુના ભક્ત બહુ વિરલ હોય છે, તેમા પણ શુદ્ધ પ્રેમી તો બહુ જ દુર્લભ છે જ્યારે આ પ્રમાણે તે વિરલ ભક્તનુ ચિત્ત પ્રભુમા તન્મય થાય છે, ત્યારે તેને પ્રપંચની વિસ્મૃતિ થઇ જાય છે, અને પ્રભુના વિરહથી પીડિત મન પ્રભુના દિવ્યસ્વરૂપમા, અને પ્રભુની દિવ્ય લીલામા મગ્ન થાય છે ભગવન્મય થયલા આવા જીવને પ્રભુના ઐશ્વર્ય, વીર્ય, યશ, શ્રી, જ્ઞાન, વૈરાગ્ય સર્વ ગુણો પ્રાપ્ત થાય છે, પણ ભગવત્ સ્વરૂપને શોધનો તે જીવ એ ગુણોની અપેક્ષા ન કરતા સ્વરૂપમા જ મગ્ન રહે છે એવો જીવ ગુહામા પરમ આકાશમા રહેલા સત્ય, જ્ઞાનસ્વરૂપ અનત બ્રહ્મને જાણે છે, ઓળખે છે અને તે વિપશ્ચિત્ બ્રહ્મની સાથે સર્વ કામ ભોગવે છે· શ્રુતિ કહે છે કે **सत्य ज्ञान अनतं ब्रह्म यो वेद निहितं गुहायां परमे व्योमन् सोऽश्नुते सर्वान् कामान् सह ब्रह्मणा विपश्चिता.** અહીં જે કામ શબ્દ વાપર્યો છે તેનો વિષય સાથે સભ્રમ ન કરવો બ્રહ્મ પરમાત્મા સાથે જીવ વિષય ભોગ ભોગવે છે એવો અર્થનો અનર્થ કરવો એ તો મલિનતા અને તજ્જન્ય અધકારની પરાકાષ્ઠા કહેવાય

વિચિત્રવીર્ય—નહિ જ, નહિ જ, અહિં વિષય કયાથી? હવે હુ સમજ્યો. મારા જેવુ વિષયગ્રસ્ત ચિત્ત પ્રભુ પાસે જાય જ કયાથી? મને કોઇ કોઇવાર એમ થઇ આવે છે કે તમારો દાસ થઈ અહીં રહુ, કે કોઇ દિવસ આમ તમારી માફક પ્રભુના ગુણગાનનો આનદ—પણ મારા ભાગ્યમા એ સુખ કયાથી? તમારા જેવા પવિત્ર જીવ પ્રભુસાથે જે કામ ભોગવે તે મારા જેવા ક્ષુદ્ર, પાપી જીવ આખે પણ કેમ જોઇ શકે? પ્રભુના જ દર્શન દુર્લભ—ત્યા જ અંધારૂ, તો પ્રભુની લીલાના દર્શન તો કયાથીજ? મે ગીતગોવિંદ એકવાર વાચવા માડયુ હતુ, પણ વિષયવાસના ઉદ્દીપ્ત થવાથી, બધ કરવુ પડયુ.

**ગોવિંદભટ્ટ**–સામાન્ય મનુષ્યે એકદમ એવા ભગવલ્લીલાના ગ્રથો ન વાંચવા, કેમકે ભગવાનની લીલામા અન્યથા બુદ્ધિ થવાથી વધારે પતિત થવાય છે

**વિચિત્રવીર્ય**–એ વાંચવા સમજવાની યોગ્યતા પ્રાપ્ત કરવાનો ઉપાય શોધવા મે રા રા. કેશવ લાલની ટીકા જોઈ, પણ તેમાથી કાંઇ મળ્યુ નહિ

**ગોવિંદભટ્ટ**–પરમ ભગવદીય ભાઈલા કોઠારીના વંશજ સહૃદય રસિક કેશવલાલભાઈની ટીકા સાહિત્યની દૃષ્ટિથી લખાયલી છે, ભક્તની દૃષ્ટિથી નથી. પરમ ભક્ત જયદેવે રાધાકૃષ્ણને ઉત્તમ નાયક નાયિકા બનાવી માત્ર સાહિત્યની દૃષ્ટિથી એ સુંદર ગ્રંથ લખ્યો હતો, એમ સમજવુ ખોટુ છે. માતપિતાને નાયક નાયિકા બનાવી તેમનો શૃગાર વર્ણવવો, એ જેમ પુત્ર માટે અયોગ્ય, પાપ ગણાય, તેમ કૃષ્ણનો પરમભક્ત જયદેવ માત્ર બાહ્ય દૃષ્ટિથી રાધાકૃષ્ણને નાયક નાયિકા બનાવી શૃગારરસ વર્ણવતો હોય તો ભક્ત તરીકે તે અધમ જ ગણાય પણ વસ્તુસ્થિતિ એમ નથી એમા તો આનંદમય પરમાત્માની સ્વરૂપાત્મક, નિત્ય લીલાનુ વર્ણન છે જેમ પરમાત્મા પ્રકૃતિથી પર છે, તેમ એમની લીલા પ્રકૃતિથી સ્વતંત્ર, સ્વરૂપાત્મક છે

પ્રથમ તો સમજ કે પ્રભુ સર્વ સૌંદર્ય યુક્ત છે. પ્રભુએ પરમ કૃપા કરી અર્જુનને જે સ્વરૂપના દર્શન કરાવ્યા તે જો —

> अनेकवक्त्रनयनमनेकाद्भुतदर्शनम् ।
> अनेकदिव्याभरणं दिव्यानेकोद्यतायुधम् ॥ गीता ११ ॥ १० ॥
> दिव्यमाल्यांबरधरं दिव्यगंधानुलेपनम् ।
> सर्वाश्चर्यमयं देवं अनंतं विश्वतोमुखम् ॥ ११ ॥ ११ ॥
> दिवि सूर्यसहस्रस्य भवेद्युगपदुत्थिता ।
> यदि भाः सदृशी सा स्याद्भासस्तस्य महात्मनः ॥ ११ ॥ १२ ॥
> तत्रैकस्थं जगत्कृत्स्नं प्रविभक्तमनेकधा ।
> अपश्यद्देवदेवस्य शरीरे पांडवस्तदा ॥ ११ ॥ १३ ॥

અર્થ –એ સ્વરૂપ અનેક મુખ અને નયનોવાળુ, અનેક અદ્ભુત દર્શનવાળુ, અનેક દિવ્ય આભરણવાળું, અનેક દિવ્ય આયુધ ધારણ કરેલું, દિવ્ય માલા અને દિવ્ય વસ્ત્ર ધારણ કરેલુ, દિવ્ય ગધનુ લેપન કરેલુ, સર્વે આશ્ચર્યોથી ભરેલું, પ્રકાશવાન્ અનંત અને સર્વ તરફ દૃષ્ટિ કરતુ, હતુ આકાશમાં એક જ સમયમાં હજાર સૂર્યોનો પ્રકાશ પ્રકટ થાય તો તે પ્રકાશ તે મહાત્માના પ્રકાશને મળતો આવે ત્યાં તે સ્વરૂપમા અર્જુને અનેકરીતે વિભાગ પામેલુ સમસ્ત જગત્ તે દેવના દેવ કૃષ્ણના શરીરમા એક ભાગમા સ્થિત જોયું

ભાઇ, આ અને આવા ભગવાનના સ્વરૂપ પ્રકૃતિમય–માયાવેષ્ટિત છે એમ ન સમજવું ગીતાના સાતમાં અધ્યાયમા પ્રભુ કહે છે કે આઠ પ્રકારના ભેદવાળી પ્રકૃતિ મારી છે, અને મારાથી પર બીજુ કાંઈ નથી. **मत्तः परतरं नान्यत्किंचिदस्ति धनंजय** અને

त्रिभिर्गुणमयैर्भावैरेभिः सर्वमिदं जगत् ।
मोहितं नाभिजानाति मामेभ्यः परमव्ययम् ॥ १३ ॥ १३ ॥
दैवीह्येषा गुणमयी मम माया दुरत्यया ।
मामेव ये प्रपद्यन्ते मायामेतां तरन्ति ते ॥ १३ ॥ १४ ॥

**અર્થઃ**-એ ત્રણ ગુણવાળા ભાવોએ આ સર્વ જગત્ મોહ પામેલુ છે, તેથી એમનાથી પર, અને અવ્યય એવા મને ઓળખતુ નથી મારી, આ ત્રણ ગુણોવાળી, દૈવી માય દુસ્તર છે, જેઓ મને જ શરણે આવે છે, તેઓ એ માયાને તરી જાય છે

ભગવાનનું ખરૂ સ્વરૂપ તો ધ્યાનમાં આવી શકે જ નહિ, કેમકે વેદ નેતિનેતિ કહે છે એ સર્વ ભ્રમ છે, તેનો ખરો અર્થ એ જ છે કે પ્રકૃતિ-માયા તથા તેના ગુણોથી પ્રભુ પર છે પ્રભુ પ્રવચનથી, બુદ્ધિથી, બહુ શ્રુત થવાથી, લભ્ય નથી, કેમકે મન, બુદ્ધિ વગેરે સર્વ પ્રકૃતિ-જન્ય છે, માટે પ્રભુ જેને વરે છે-પસદ કરે છે તેનાથી જ પ્રભુ લભ્ય છે પ્રભુકૃપા સિવાય કોઈ પણ સાધન પ્રભુપ્રાપ્તિને યોગ્ય નથી જેને પ્રભુ વરે છે તેના શરીરને પોતાના શરીર તરીકે પસદ કરે છે જયદેવપર પ્રભુની કૃપા હતી પ્રભુભક્તિ, પ્રભુપર દૃઢ આસક્તિને લીધે પ્રભુમા મનનો નિરોધ જેમ જેમ થતો જાય છે, તેમ તેમ ઇંદ્રિયોની બહિર્મુખતા મટતી જાય છે, ઇંદ્રિયો અતર્મુખ થઈ પ્રભુ તરફ વળે છે, પ્રપચમા સર્વ સ્થલે પ્રભુમયતા સ્ફુરવા લાગે છે, **वासुदेवम् सर्वमिदम्** એમ ભાન થાય છે, સપૂર્ણ રીતે નિરુદ્ધમન સૌદર્યમય-આનંદ-મય પ્રભુના અને તેમની લીલાના દર્શન કરે છે જયદેવનુ મન પ્રભુમય હતુ, પ્રભુ સિવાય બીજુ કાઈ કર્તવ્ય, દૃષ્ટવ્ય, પ્રાપ્તવ્ય એને ન હતુ, પ્રભુએ કૃપા કરી પોતાની પવિત્ર, આનદમય, સ્વરૂપમય લીલાના દર્શન એને કરાવ્યા, તેના કાઇક અશના દર્શન એ આપણને ગીતગોવિંદદ્વારા કરાવે છે એમા પ્રકૃતિમય વિષયની ભાવના કરવી એ મનની અધોગતિ સૂચવે છે

**નીતિસેન**-જયદેવ વિષયી ન હતો પણ રસિક તો હતો જ રસશાસ્ત્ર અને સારી રીતે ખબર હતુ પણ રસ અને વૈરાગ્ય એકએકના વિરોધી છે. સામાન્ય વિષયનિમગ્ન મનુષ્યોને રસની સમજ હોતી નથી, અને વિષયવાસનાની યથાતથા તૃપ્તિ કરવી એટલુ જ સમજે છે, કોઈક રસિક રસ અને શૃગાર સમજે છે, અને તદ્વારા ઘણો ઉચા પ્રકારનો આનદ ભોગવે છે, દયારામ "જે કોઈ પ્રેમ અશ અવતરે" વગેરે ગરબીઓમા, કાલીદાસ પોતાના સુદર નાટકો તથા મેઘદૂતમા, અમરૂ પોતાના શતકમા, એ રસ ખીલવે છે, અને રસમા મ્હાલે છે, પણ એ રસમાં, શૃગારમા, વિષય-વાસનાનુ બીજ તો છે જ, અને તેને લીધે જ શૃગાર તે શૃગાર અથવા રસ છે, બ્રહ્મને, પ્રભુને, એવા શૃગાર સાથે શુ સબધ?

**ગોવિંદભટ્ટ**-વિષયવાસનાનુ સામ્રાજ્ય મનપરથી ખસતુ જાય છે, તેમ પ્રેમ, રસ, શૃગાર, કોઈક વિરલ, રસિક મનુષ્યના મનમા સ્ફુરતો જાય છે દરેક મનુષ્યને રસ સ્ફુરતો નથી જ રસ આંતર, સ્વતત્ર, નિત્ય છે, વિષય બાહ્ય, પરતત્ર, ક્ષણિક છે **रसोवैस** શ્રુતિ કહેછે કે રસ પરબ્રહ્મ, પરમાત્મા છે વિષયવાસના તો હૃદયનો રોગ છે રસરૂપ પરમાત્માના આનદમય સ્વરૂપમાથી જે જીવો વિછૂર્યા છે, તે જ રસિક હોઈ શકે છે. માટે રસ શૃગારમા વિષયનુ બીજ છે એ સમજ ખોટી છે, ઉલટુ વિષય રસના ઉદ્ઘાટનનો અને દર્શનનો વિરોધી છે પ્રબલ ઇંદ્રિયો જીવને બાહ્ય વિષયોમા ખેચી

આનંદમય, રસમય પરમાત્માથી વિખુટો પાડે છે અને સંસારચક્રમાં ભ્રમણ કરાવેછે, પણ ઇંદ્રીઓનો સંપૂર્ણ સંયમ થયો હોય તો હૃદયગુહામાં બિરાજમાન રસમય પ્રભુનું સામ્રાજ્ય જીવના શરીરપર પણ થાય છે, અને તેને દેદીપ્યમાન કરે છે

**પુરુષોત્તમ-ભાઈ નીતિસેન,** સામળનો શૃંગાર કલુષિત છે, ત્યારે દયારામનો ભક્તિથી ઉભરાતો પવિત્ર છે, આ દુનીઆના વિષયપાસમાં બંધાયલા મનુષ્યોની દૃષ્ટિ ઘણુંખરું અંધ થઈ ગયલી હોય છે, અને પ્રભુની લીલાનું તેજ ખમી શકતી નથી **ગીતગોવિંદ વિચિત્ર** વીર્ય નહિ વાંચી શક્યો, તેનું કારણ પણ એ જ દયારામને—એના રસને—શૃંગારને, વિદ્વાન ગણાતા સજ્જનો પણ સમજી શક્યા નહિ, તેનું કારણ પણ એ જ સદ્ગત સાક્ષર રા રા ગોવર્ધનરામભાઈ દયારામની કવિત્વશક્તિ વખાણતા, પણ પ્રથમ તો એના રસમાં એ પણ વિષય જ જોતા ગુજરાતના કવિઓ વિષેના પોતાના વિદ્વત્તા ભરેલા ભાષણમાં એઓ કહે છે કે "So far as poetical powers are concerned, he is undoubtedly the greatest genius since the days of Premanand His poems on Krishna and the maids of Gokul are a stream of burning lava of realistic **passion** and love, and if **lewdness** of writings do not take away from the merits of a poet, he is a very great poet indeed .. . He, too, no doubt, philosophises, and rises to the beautiful and sublime of the Bhakti márga with equal power, but he is also an open advocate of Vallabh at times, and even the greatest master of advocacy needs must fail in a **hopeless cause**"

**ભાવાર્થ**—કવિત્વ શક્તિમાં તો એ પ્રેમાનંદના સમય પછી સૌથી વિચક્ષણ હતો કૃષ્ણ અને ગોકુળની ગોપીઓ વિષેની એની ગરબીઓ **ઉઘાડા શૃંગાર** અને પ્રેમરૂપી ઝળહળતા અગ્નિના ઉભરાતા ઝરા જેવી છે, અને જો લખાણોમાં સ્ફુરતી **વિષયવાસનાથી (લંપટપણાથી)** કવિના ગુણોને આંચ આવતી નથી એમ ગણીએ તો એ ખરેખર ઘણોજ ઉત્તમ કવિ કહેવાય ..વળી એ પણ ધર્મના તત્ત્વોની શોધમાં ઉંડો ઉતરે છે, અને ભક્તિમાર્ગના સૌંદર્ય અને પ્રેમના શિખર સુધી તેટલીજ શક્તિથી ચઢી શકે છે, પણ વળી એ કોઈ કોઈ વખત વલ્લભના પુષ્ટિમાર્ગનો ખુલ્લે ખુલ્લો પક્ષ કરે છે, અને એ છેકજ **નકામા, નઠારા, પુષ્ટિમાર્ગનો** પક્ષ ખેંચતા ઉત્તમોત્તમ વકીલને પણ અપયશ જ મળે તે છતાં એ સૌંદર્ય ભક્તિ, શૃંગારભક્તિની ઉત્તમતા અને પવિત્રતાથી અજ્ઞાત ન હતો નિર્મલ સુંદર હૃદયના ભક્તના મુખથી શૃંગારભક્તિથી ઉભરાતી ગરબી એ ગવડાવે છે અને તેમાં સૌંદર્ય, રસની ઝાંખી

થતા જોલી ... ear—I swear—there is no lascivious note, ...ભાગ પામેલું સમગ્ર ... good friend Dayaram in spite of, ... સ્થિત જોયું ... r over them which is meant

ભાઈ, આ અને આવા ભગવાનના સ્વરૂપ પ્રકૃ...flame the unlearned worldly

ગીતાના સાતમા અધ્યાયમાં પ્રભુ કહે છે કે આઠ પ્રકારન may rise therefrom like the

મારાથી **પર** બીજું કાંઈ નથી **मत्त परतरं नान्यत्किंचि**...otion Is then this a lewd

religion as they say ? Is this mere worship of the fetish as they say ? Most certainly not As I understand and realize the depth of this sweet girl's heart, she is not more distant from the highest purity and the abstractest devotion than Cowper was when he loved and worshipped the Eternal Fair in his Olney hymn. The girl's vision is at this moment stretched over the vistas of Infinity and Beauty and Love far beyond this man manufactured Idol, far beyond this Temple of clay and stone, exactly like the vision of Byron's Dying Gladiator looking at his distant Dacian dame and children as if they were present before his eyes in the midst of the Roman audience against whom he had closed them Her ideal is sweet and harmless, and has all the pleasure and sport which they in the West, get from their balls and dances ! If there be no vice in the latter, surely there is none in this—the former And have my countrymen a right to object to all this as being a wrong side of religion ? No-no-not until the generation that frowns at this can boast of the birth of a new poet of God whose fervour of soul shall be able to soar as high as does the spirit of this song in this child ! And the Christian missionaries—? I think I realize what must always make them fail in a country so rich in the light of the Heart Their only chance lies in waiting until our people become colour-blind on this their light-some land Are they destined to be so blind ? No—this sweet girl says—No ! Keshab Chunder's last stage, too, says—No ! Evil will be that day for India when these temples of divine raptures will have been turned into the soulless laboratories and work-shops of materialistic ideals ! Science I love !—but not at the cost of this—the sweet living heaven of the poverty-stricken angels of my country. Can't give them up for the highest blessings of the Western civilization ! Poor sweet angels ! You shall live through the din and the turmoil that the world wakes with !"

**ભાવાર્થ:**—હું સોગન ખાઈને કહુંછું કે આપણા જના મિત્ર દયારામની આ કડીઓમા વિષયવાસના સ્ફુરતી નથી જ અજ્ઞાન, કામપાશમા બદ્ધ આત્માને આડે નાખી, પોતાના ભડકામા ઓગી લઈ, ભક્તિરસના સુન્દર સ્વર્ગમા ફીનીક્સની માફક ઉંચે ચઢાવવાને માટે જ તેના પર વિષયનિરાગનું આવરણ ઢાંકેલું છે ત્યારે ચેકિના કહેવા પ્રમાણે આ વિષયગ્રન્

માર્ગ-ધર્મછે? લોકોના કહેવા પ્રમાણે આ માત્ર પ્રકૃતિની પૂજા છે? નહીં જ, નહીં જ. આ સુંદર છોકરીનું હૃદય હુ સમજું છુ, તેના મર્મભાગના અનુભવને કળી શકુ છુ, અને કહુ છુ કે જેમ **કાઉપર કવિ** પોતાના "ઑલને" ભજનમા "નિત્ય સૌંદર્ય-નિત્ય લીલા," ને પ્રેમપૂર્ણ હૃદયથી ચાહે છે ને પૂજે છે, તે વખતે તેના હૃદયમા જે પવિત્રતા અને પૂજ્ય ભાવ છે, તેનાથી આ છોકરીનો ભાવ કોઇપણ રીતે ઉતરતો નથી બાયરનનો મૃત્યુને વશ થતો મલ્લ પોતાના બધ થતા ચક્ષુ આગળ જેમ રોમન પ્રેક્ષક વર્ગને જોતો નથી, પણ પોતાની ઘણે દૂર આવેલી ડેશીઅન સ્ત્રી છોકરાને જુએ છે, તેમજ આ છોકરીનુ હૃદયચક્ષુ પ્રભુના સૌંદર્ય, પ્રેમ, અને નિત્યતા-સર્વમયતાના દર્શન કરે છે, અને આ માટી અને પથરાના દેવાલય અને તેમાં રહેલી મનુષ્યકૃત મૂર્તિ સાથે એને કશો સબધ નથી એ સુદર છોકરીનો ભાવ સુંદર અને નિર્મલ છે, અને પશ્ચિમના ગોરાઓ પોતાના બૉલમા અને નાચ પાર્ટીમા જે આનદ અને ગમ્મત મેળવે છે, તે સર્વ આનદ આ ભાવમા રહેલો છે જો બૉલમા અને નાચપાર્ટીમા કાઇ દુર્ગુણ ન કહેવાય, તો આ સૌન્દર્યભરપૂર ભાવમા પણ નથી જ અને આર્યો? મારા દેશભાઇઓ? તમે આ ભાવને ધર્મની પતિત અવસ્થા કહેશો? ના, ના આ ગીતનો ધ્વનિ આ છોકરીના હૃદયમા-આત્મામાં જેટલો ઉંચે ચઢી શકે છે, તેટલો જ ઉંચો હૃદયનો ભાવ દર્શાવનાર બીજો કોઇ કવિ જન્મે નહીં, આ જમાનો બીજા એવા કોઇ ભક્ત કવિને જન્મ આપી શકે નહીં, ત્યા સુધી આ જમાનાને એ ભાવદર્શક કવિતા અને કવિ તરફ ગુસ્સો દર્શાવવાનો કાંઈ હક નથી અને જ્યા સુધી હૃદયના આવા દિવ્ય ભાવવાળા મનુષ્યો આ દેશમા છે ત્યા સુધી ખ્રિસ્તી ધર્મગુરુઓનો પરાજય નક્કી જ છે એમા શુ આશ્ચર્ય! તેઓએ તો જ્યા સુધી આપણા હૃદયો અધ થઈ જાય ત્યા સુધી થોભવુ જ પડશે પણ મારા દેશભ્રાતાઓના હૃદય અધ થઈ જ જશે? ના, ના આ સુદર છોકરીનુ હૃદય દર્શાવે છે કે, નહીં જ થાય કેશવચદ્રસેનની અવસાન સમયની સ્થિતિપરથી જણાય છે કે એમ નહીં જ થાય જ્યારે દૈવી પ્રેમના ઉભરાથી છલકાતાં આ દેવાલયો બધ થઈ જશે અને તેમને સ્થાને જડ પ્રયોગશાળાઓ અને દ્રવ્યાસક્ત ભાવોથી ચાલતાં કારખાના થશે ત્યારે મારા દેશનુ કમનશીબ જ સમજવુ પદાર્થવિજ્ઞાનને હુ ચાહુછુ-પણ તેથી મારા દેશના ગરીબ પણ સુદર ફિરસ્તાઓના આ ભાવપૂરિત, નિત્યસ્વર્ગનો નાશ તો કદીપણ સહી શકીશ નહીં જ. પશ્ચિમના સુધારાના ગમે તેટલા ફાયદા હોય પણ આ સુદર ભાવમય સ્વર્ગ હુ તજી શકુ નહિ મારા ગરીબ સુદર પવિત્ર, આર્ય ભાઇઓ! આ ભૌતિક દુનીઆના ખળભળાટ અને અધકારમા પણ તમે જાગ્રત, જીવત રહેશો જ

આ ઝાંખી થવાનો પ્રતાપ એમના પિતાની શુદ્ધ ભક્તિ તેઓ શુદ્ધ પુષ્ટિમાર્ગીય વૈષ્ણવ હતા, અને પુષ્ટિમાર્ગની રીતે પ્રભુને સર્વ સમર્પણ કર્યું હતુ, અને વ્યાપારમા પણ "શ્રીકૃષ્ણ વાસુદેવની પેઢી" એ નામ રાખ્યુ હતુ "એમના હૃદયની ઉંડામા ઉંડી ઇચ્છા જૂઓ તો ઠાકોરજીની સેવા કરવી, ભજન ગાવા અને ભક્તિમા જ આખુ જીવન ગાળવુ સસારની ખટપટમા એમનુ ચિત્ત પેસતુ નહિ. સ્વભાવે બહુ નરમ, દિલના બહુ ભોળા, અને 'મરતાને પણ મેર કહે નહિ એવા ભલા' હતા. સર્વ કોઇને માટે એમના વિશાળ હૃદયમા દયા અને માયા જ હતાં ... રગે રગ **વિરાગીભક્ત** [1]હતા" એ **વિરાગીભક્ત** "પોતે ગીતગોવિંદ ઘણુ સારૂ તથા ઘણા ભક્તિભાવથી ગાતા તેમ બ્રાહ્મણોને મ્હોંએથી સામગાન સાંભળતા, કે દેવની પૂજા કરતા નિર્ઝર રસથી દેવ સમુખ જાતે સામગાન કરતા, ત્યારે એમનું હૃદય તેમા લીન થતુ [2]હતુ" "હરિના

---

૧ શ્રીયુત ગોવર્ધનરામ પા ૭
૨ ,, પા. ૧૭૦.

સ્વપ્ન જોતા તથા હરિનું નામ જપતા આ ભક્ત, આ અશાશ્વત સંસાર છોડી, છેવટે હરિપદમાં લીન થયા. મૃત્યુને સમયે માધવરામને કશી ચિંતા હતી નહિ, કારણ કે ભક્તિરસથી ભીનું એમનું હૃદય સંસારના વિષયોમાંથી તો ક્યારનું એ ઉડી ગયું [1]હતું." ભાઈ નીતિસેન, આવા આરૂઢ ભક્ત પિતાના કીર્તિમાન પુત્રની બુદ્ધિ વિશાળ હતી, પણ તે આંતર્મુખ થઈ ન હતી, તેણે હૃદયગુહામાં રહેલા પ્રભુને ઓળખ્યા ન હતા, અને એ બુદ્ધિએ સંન્યાસનો પણ વિચિત્ર, નવીન અર્થ યોજ્યો હતો "આ દુનીઆના બધા સ્વાર્થો, પોતાને જ ખાતરની બધી સંસારી ચીજો, ત્યજી દેવી, અને પ્રાણીમાત્રના—આખા વિશ્વના કલ્યાણ અર્થે પોતાની જીંદગીનું સમર્પણ [2]કરવું" એ એમને મન સંન્યાસ હતો. વિશ્વનું કલ્યાણ કરવાની ઝનુનવાળા ઘણા સજ્જનો ભલું શું અને ભુંડું શું તેનો વિચાર બરોબર કરતા નથી, શાસ્ત્રદૃષ્ટિએ જોતાં જ્યાં સુધી મનુષ્ય બ્રાહ્મી સ્થિતિ પામ્યો નથી, પોતાનું સત્યસ્વરૂપ સમજ્યો નથી, ત્યાં સુધી અંધારામાં જ છે,' પ્રભુની માયાને તરી ગયો નથી. મનુષ્યોને સત્યસ્વરૂપ સમજાવવું, અને મિથ્યા માયામોહમાંથી છોડવવા એ જ તેમનું કલ્યાણ છે. સાંખ્ય, યોગ, જ્ઞાન, ભક્તિ, સર્વનો સંદોહ એજ છે કે મુક્તિ-પરમ કલ્યાણ-એટલે સ્વરૂપસ્થિતિ **मुक्तिर्हित्वाऽन्यथारूपं स्वरूपेण व्यवस्थितिः ॥** જ્યાં સુધી સ્વરૂપસ્થિતિ પ્રાપ્ત થઈ નથી, ત્યાં સુધી ઉપરઉપરનું કલ્યાણ, દેહનું કલ્યાણ કરવું, એ સુખને માટે ધુમાડાના બાચકા ભરવા જેવું છે. પોતાનું કલ્યાણ જેણે કર્યું નથી, તે પારકાનું શું કલ્યાણ કરશે? માયાગ્રસ્ત, મોહબદ્ધ, બીજાને સીધે, કલ્યાણ માર્ગે કેમ લઇ જઈ શકશે?

**ગોવિંદભટ્ટ**—હવે જે ભોળા, સરલ, અંતર્મુખ દૃષ્ટિવાળા, ભગવાનની ભક્તિમાં લીન, ભગવાનની લીલાના દર્શન કરનાર, પ્રપંચની વિસ્મૃતિવાળા માધવરામને પ્રભુની લીલાનો સાક્ષાત્કાર થયો હતો, અને ગોવર્ધનરામનું ચિત્ત તો જીંદગીને અવસાન સમયે યોગાભ્યાસમાં ગયું! અને દયારામભાઈની રસમય કવિતામાં એમણે માત્ર યોગના છાના કુચ્કા જોયા! ભક્તિ તો રસ છે, યોગ તો ભક્તિનું માત્ર બાહ્ય શરીર છે, અને રસિક દયારામને તે ન જ ગમે એ સ્વાભાવિક છે, એ રહસ્ય એ ન જ સમજ્યા.

*દયારામની સ્વતંત્ર રસથી રેલાતી ગરબીઓમાંથી યોગ સમજાવનારને દયારામ પોતે જ શું કહેશે? સાંભળ*

જોગ તો તેને જોઇએ રે, જેનું મન જગતમાં ભમે,
તે તો અચળ કુમારૂં રે, ચિત્ત રસિયામાં રમે.
જેનું મન માને રે, જોગ સુખેથી ગ્રહો,
અમો તો એહ માગું રે, પ્રીતમજી શું પ્રીત રહો
વળી, જ્ઞાનીની ગતિ નવ પહોંચે રે, પ્રેમ રસ પ્રેમીને જરે,
જેમ દુધ સિંહણ કેરૂં રે, સિંહણ સુતને ઠરે
એ પ્રેમ પરમ આનંદ રસ રે, રખે વિખ્યચર (વિષય) સમ આણે,
એમાં શુક મુની ને શિવ છાક્યા રે, તે શું કામી જન જાણે.

---

[1] શ્રીયુત ગોવર્ધનરામ પા ૮૩
[2] ,, પા ૫૮.

જેણે કામને મોહ પમાડયો રે, તે પ્રભુ કામવશ કયમ થાયે?
એ કૃષ્ણ ક્રીડા રસ ગાતાં રે, કામ રોગ ઉરથી જાયે.
વળી, અજીઠા સરખા જોગને, શું પાથરીએ કે ઓઢીયે?
પ્રત્યક્ષ પાવક પરહરી, શીદ પત્થરમાં શિર ફોડીયે?

તાત્પર્ય એ કે પુષ્ટિમાર્ગના સિદ્ધાંતોથી અજ્ઞાત આ કીર્તિમાન સાક્ષરને પ્રભુના સૌંદર્યની શૃંગારભક્તિની ઉત્તમતાની માત્ર અલપ ઝલપ ઝાખી થઈ હતી, દયારામ, જયદેવ, અન્ય અનેક અનન્ય ભક્તો અને વૈષ્ણવ આચાર્યોની માફક પ્રભુના પ્રેમરસથી ભીના એ થઈ શકયા ન હોતા આખીજીંદગી સુધી માયાવાદના પ્રચંડ અંધકાર તળે ઉછરેલાને અવસાન સમયે **શુદ્ધાદ્વૈતસિદ્ધાંત-પ્રદીપ** પુષ્ટિમાર્ગીય રસમય પ્રભુના દર્શન કરાવી શકે એ અશક્ય જ હતુ જે મનુષ્ય બ્રહ્મને, પ્રભુને, સર્વધર્મરહિત અલક્ષ્ય, અગમ્ય, અકર્તા, અભોક્તા માને તે અલૌકિક પ્રેમના, રસના, શૃંગારના સતત ઝરાનુ પાન કેમ કરી શકે?

**નીતિસેન**–એ બધુ ખરુ, પણ **ગીત**ગોવિંદમા જો પ્રભુની લીલા જ હોય તો એમા ઉઘાડો સ્ત્રી પુરુષનો શૃંગાર વર્ણવેલો છે તેનું કેમ? રાધાકૃષ્ણના નામ આપવાથી કાંઈ શૃંગાર મટી તે ભક્તિની કોટીમા આવી શકતો નથી

**ગોવિંદભટ્ટ** ભાઈ નીતિસેન, તારા પ્રશ્નપરથી સ્પષ્ટ માલમ પડે છે કે હજી તારુ મન કલુષિત છે, વિષયપાસમા છે, જ્યા સુધી તારા મનપર આ પ્રપંચની વસ્તુઓનુ આકર્ષણ છે, ત્યાં સુધી ભગવાનનુ શુદ્ધ સ્વરૂપ સમજવા યોગ્ય તુ થયો નથી પણ એક ક્ષણ તું એ આકર્ષણ દૂર કરવા પ્રયત્ન કર હૃદયમા ઉંડો ઉતર અને અંતદૃષ્ટિથી હૃદયમા બિરાજતા પ્રભુના દર્શન કર એ પ્રભુપર પ્રીતિ કર બીજી મિથ્યા ભાજગડ મુકી દે પ્રભુને સર્વભાવથી શરણ જા પ્રેમ પ્રેમને ખેંચશે પ્રભુના દર્શન થશે, પછી પ્રભુની લીલાના દર્શન થશે, ત્યારે શુદ્ધ થયલો તારો જીવ પ્રભુ, પરમાત્મા સાથે ખેલશે તારુ લૌકિક, પ્રકૃતિમય, ગુણમય શરીર ખરી પડશે, અને તને દિવ્ય શરીર પ્રાપ્ત થશે **ગીત**ગોવિંદમા એવા દિવ્ય જીવોની પ્રભુ સાથેની લીલાનું વર્ણન છે પ્રકૃતિબદ્ધ જીવ પ્રભુને પ્રાપ્ત કરી શકતો નથી ગીતામા પ્રભુએ કહ્યુ છે કે–

नान्यं गुणेभ्यः कर्तारं यदा द्रष्टाऽनुपश्यति ।
गुणेभ्यश्च परं वेत्ति मद्भावं सोऽधिगच्छति ॥ १४ ॥ १९ ॥
गुणानेतानतीत्य त्रीन्देही देहसमुद्भवान् ।
जन्ममृत्युजरादुःखैर्विमुक्तोऽमृतमश्नुते ॥ १४ ॥ २० ॥
मां च योऽव्यभिचारेण भक्तियोगेन सेवते ।
स गुणान्समतीत्यैतान् ब्रह्मभूयाय कल्पते ॥ १४ ॥ २६ ॥
ब्रह्मणो हि प्रतिष्ठाहममृतस्याव्ययस्यच ।
शाश्वतस्य च धर्मस्य सुखस्यैकान्तिकस्यच ॥ १४ ॥ २७ ॥

**અર્થ.**—જ્યારે દૃષ્ટા જીવ ગુણો સિવાય બીજા કોઇને કર્તારૂપે જોતો નથી, અને આત્માને, પ્રભુને ગુણોથી પર જાણે છે, ત્યારે તે મારા ભાવને પામે છે

દેહના ઉદ્ભવના કારણરૂપ આ ત્રણ ગુણોને ઓળંગી જઇને દેહી જન્મ, મૃત્યુ, જરા, દુ:ખોથી વિમુક્ત થઇને અમૃતને–આનંદને ભોગવે છે.

જે અનન્ય ભક્તિયોગથી મારી સેવા કરે છે, તે ગુણોને ઓળંગી જઇને બ્રહ્મરૂપ થવાને યોગ્ય થાય છે

કારણ કે અમૃત અવ્યય બ્રહ્મનું, અને શાશ્વત ધર્મનું, અને અત્યંત સુખનું સ્થાન, આશ્રય હું છું

**નીતિસેન**–આપનું કહેવું હું સમજ્યો પ્રભુ અને પ્રભુની લીલાને પ્રકૃતિ તથા તેના ગુણો સાથે કાંઈ સંબંધ નથી, અને તે આનંદમય, પવિત્ર અને નિત્ય છે જ્યારે પ્રભુકૃપાથી જીવ પ્રકૃતિને જીતી પ્રભુની ભક્તિમાં લીન થાય, ત્યારે જ એ પ્રભુ તથા તેની પવિત્ર લીલાના દર્શન થાય

**ગોવિંદભટ્ટજી**–હા

**નીતિસેન**–પણ લીલામાં વૃંદાવન, ઝાડો, પશુ, પક્ષિ વગેરે પ્રકૃતિમય વસ્તુઓ છે તેનું કેમ? સ્ત્રીપુરુષના હાવભાવ, ક્રીડા વગેરે છે તેનું કેમ? અપૂર્ણ.



# ગોસ્વામી [1]શ્રીનૃસિંહલાલજી મહારાજે આપેલી શિક્ષા।

**સામાન્ય પ્રસ્તાવના.**–આજના સમયમા વૈષ્ણવો સ્વસિદ્ધાંતના સ્વરૂપના જ્ઞાનથી ઘણે ભાગે અજાણ્યા છે, તેનુ કારણ સાપ્રદાયિક ગ્રથની અપ્રસિદ્ધિ છે, તેથી વૈષ્ણવોને સંપ્રદાયનુ જ્ઞાન થવા માટે મહારાજશ્રીએ આશરે ૨૮–૨૫ વર્ષ થયા શ્રીસુબોધિની સભા સ્થાપેલી હતી. તેનાથી વૈષ્ણવોને સિદ્ધાતનુ જ્ઞાન થવા માટે બનતી તજવીજ ચાલતી હતી, તોપણ સાપ્રદાયિક ગ્રથો ઘણા હોવાથી અનુક્રમે તમામ ગ્રથોની પ્રસિદ્ધિ થવી જોઈએ, તેમાં દ્રવ્યના મહોટા વ્યયની જરુર છે, તેને માટે ફડ કરી સભાનો હેતુ પૂર્ણ રીતે સાચવવાની આવશ્યક્તા જણાતા તે વિષે ઘણા સુજ્ઞ વૈષ્ણવોની સૂચના ઉપરથી તે બાબતનો પરિશ્રમ લઈને જુદે જુદે સ્થલે વૈષ્ણવોની સભા ભરીને તે વિષે અસરકારક શિક્ષા આપીને સભાનો હેતુ પાર પાડવા માટે પોતે પૂર્ણ યત્ન કરેલો હતો. મુબાઇ ઉપરાત આ સભાની શાખાઓ પણ વડોદરા ડભોઈ અને ભરુચમાં સ્થાપીને ફડ ઉભુ કરવામા આવ્યું હતુ આ ફડ શાહુકાર મારફત જુદે જુદે સ્થલે રાખવાનો ઠરાવ કરેલો હતો, માટે મુબઈ તેમ જ બહારગામના વૈષ્ણવો પણ સપ્રદાયના ઉત્તેજન માટે આ સભાના સભાસદો થયા હતા ઉક્ત સભાની વ્યવસ્થા અને નિયમો વડોદરાની શાખા તરફથી છપાયલા સ્વકીય માસિકના[1] અંકની સાથે મોકલેલા પ્રોસ્પેક્ટસ ઉપરથી સમજાશે

મહારાજશ્રીની શિક્ષા તથા સભાની હકીકત નીચે આપીએ છીએ

---

**उपक्रम**–મહારાજશ્રીનુ વડોદરે પધારવુ થતા ત્યા હમેશા ચાલતી નિત્યકથામાં સ્વમાર્ગીય ગ્રથો પ્રસિદ્ધ કરવા વગેરે બાબત વૈષ્ણવોને સ્વસિદ્ધાંતનુ જ્ઞાન થવાના ઉપાયો લેવા વિષે મહારાજશ્રીએ કથામા આવેલા સર્વ વૈષ્ણવોને કેટલીક સમજુત આપતાં. ત્યા સભા ભરીને તે હકીકત સર્વ વૈષ્ણવોને સમજાવવાનો નિશ્ચય થયો આ ઉપરથી સવત્ ૧૯૫૩ના વૈશાખ શુદ ૧૧ ને ગુરુવારને દિવસે રાત્રિના ૮ વાગે શ્રીદાઉજીના મદિરમાં એક મહોટી સભા ભરવામા આવી હતી, જેની અદર સ્ત્રીપુરુષ મલીને લગભગ ૮૦૦–૧૦૦૦ વૈષ્ણવો એકઠા થયા હતા આ સભામા નગરશેઠો, મુનશીજી, બક્ષીજી આદિ સભાવિત સદ્ગૃહસ્થો પણ હતા મહારાજશ્રી શયનના દર્શન કરીને ૭–૪૫ મિનિટે સભામા બિરાજ્યા ત્યા વૈષ્ણવોનો મહોટો ભાગ આવવાનો બાકી હોવાથી નિત્યના નિયમ પ્રમાણે શ્રીઆચાર્યજીમહાપ્રભુજીકૃત **सिद्धांतरहस्य**નામના ગ્રથની વ્યાખ્યાની શરુઆત કરી તે નિત્યકથા સપૂર્ણ થતામા સભાનુ સ્થલ વૈષ્ણવોથી ભરપૂર થઈ ગયું, કેમકે આવી રીતે **આચાર્યવર્ગ** સ્વમાર્ગીય ગ્રથોનુ વ્યાખ્યાન આપે અને વૈષ્ણવો તેમના ઉપદેશનો લાભ લે એવો બનાવ વડોદરામા તો આ પ્રથમ જ હતો.

સભા ભરાઈ રહ્યા પછી મહારાજશ્રીએ નીચે પ્રમાણે શિક્ષાનો આરભ કર્યો.—

**श्रवणादिक** 'આવે પ્રસગે એકઠા થયલો વૈષ્ણવોનો સમૂહ જોઈને મને અત્યત સતોષ ઉપજે છે, ધર્મકાર્યમા આવો ઉત્સાહ રાખવો એ ઉન્નતિનુ ચિહ્ન છે, અને તેથી જ વૈષ્ણવોને આપણા સિદ્ધાતનું સ્વરૂપજ્ઞાન થાય તેવા ઉપાયો લેવાના જે વિચારો ઘણા દિવસ થયા મારા મનમા આવ્યા કરે છે તે સફલ થશે એમ આશા બધાય છે આજે ઉત્સાહ રાખીને જેવી રીતે અહિ

---

૧ શ્રીનૃસિંહલાલજીમહારાજ તરફથી પ્રતિમાસ પ્રસિદ્ધ થતા અને તેમના આસુરવ્યામોહ પછી તરત જ વિરત થયલા **પુષ્ટિમાર્ગપ્રકાશ** નામના માસિકના

સર્વે એકઠા મળ્યા છે તેવી જ રીતે આપણા ધર્મનુ સ્વરૂપ જાણવા માટે ખરો યત્ન કરીને ઐકમત્ય કરો. લૌકિક બાબતમાં લોકો જેવા તત્પર રહે છે તેના કરતા ધર્મની બાબતમા વિશેષ તત્પર રહેવુ જોઇએ, એ જ આપણા મનુષ્યજન્મનું સાર્થક્ય છે હુ નથી ધારતો કે આટલા વૈષ્ણવો એકઠા થયા છે તેમાથી સેકડે પાચ ટકા પણ ધર્મના જ્ઞાનવાલા નિકલશે, એ કાંઇ થોડી ખેદકારક બાબત નથી જુઓ કે આજકાલ ધર્મના નામથી કેટલાક નવીન માર્ગો ચાલેલા છે, તેના અનુયાયીમાથી હરકોઈને પણ તે ધર્મસંબંધી બાબત પૂછશો તો ભીતર તેવુ તત્ત્વ કાઇ પણ નહિ હોય તોપણ ઉપરની બનાવટની એવી તો વાતો તે કરશે કે સાધારણ માણસને એક વખત તેની કાંઈ ને થોડીઘણી અસર થયા વિના રહેશે નહિ પરંતુ વેદ, ગીતાજી, વ્યાસસૂત્ર અને શ્રીભાગવતાદિક **પ્રમાણોથી સિદ્ધ આ સંપ્રદાયના** વૈષ્ણવોને સ્વધર્મસંબંધી કાઇ હકીકત કોઇ પૂછશે તો તે એમ જ ઉત્તર આપશે કે 'અમારા બાપદાદાની રીત પ્રમાણે અમે પણ વૈષ્ણવ થયા છીએ,' બીજું કાઇ સમજતા નથી' આ કેવી ખેદની વાત છે! તેમ જ કેટલાક સ્થલોમા ભગવદ્વાર્તા થાય છે, તથાપિ ત્યાની વ્યવસ્થા જોતા પણ અસતોષ જ રહે છે સાંપ્રદાયિક ગ્રંથો અજ્ઞાનીના લખેલા હોવાથી કેવલ અશુદ્ધ હોય છે, અને તે એટલે સુધી કે પૂર્વાપર તેનો સબંધ પણ મલે નહિ, તથાપિ વાચનારને તે જ્ઞાન નહિ હોવાથી કેવલ અક્ષરમાત્ર વાચી જાય અને સાભલનાર કાંઈ ભીંત વગેરેનો આધાર લઇને બેઠેલા હોવાથી નિદ્રા લીધા કરે, એટલે શુ વચાયુ તેનુ તેમને કાઇ ભાન હોય નહિ, ત્યારે તેમાથી શુ જ્ઞાન મેલવવાનુ છે તે તો ક્યાથી જ સમજી શકે? શ્રવણ કરવુ તે વિષે પણ આજકાલના લોકો એમ જ માની લે છે કે 'અમને કાઇ તેમા સમજ પડતી નથી, પણ કાન તો પવિત્ર થાય છે'! આ વાત ઠીક છે પણ એટલુ જ ફલ નથી, એથી વિશેષ ઘણું છે **નિબંધમા** શ્રીમહાપ્રભુજીએ એવી આજ્ઞા કરી છે કે **शक्तितात्पर्यनिर्धारं श्रवण पदवाक्ययो** અર્થાત્ વક્તાના મુખમાથી જે પદ કે વાક્યના ઉચ્ચાર થાય તેનો અર્થ શુ છે અને શા અભિપ્રાયથી તે કહ્યુ છે એ નિશ્ચય કરીને સાભલવુ તે જ શ્રવણ કહેવાય છે, અને તેવી જ રીતે શ્રવણ કરવાનુ શાસ્ત્રમા વિધાન છે, જેમકે વેદમા **आत्मा वारे द्रष्टव्य श्रोतव्यो मतव्यो निदिध्यासितव्य** અર્થાત્ સર્વેના આત્મસ્વરૂપ ભગવાન્ દર્શનકરવાયોગ્ય, શ્રવણકરવાયોગ્ય, મનનકરવાયોગ્ય, અને નિદિધ્યાસનકરવાયોગ્ય છે, અર્થાત્ તેમનું શ્રવણાદિક અવશ્ય કર્તવ્ય છે એમ કહેલુ છે ત્યા પ્રથમ દર્શન કરવાનું કહેલુ છે તેનો એવો અભિપ્રાય છે કે શાસ્ત્રથી પ્રભુના સ્વરૂપનો પ્રથમ અનુભવ લેવો, અને તેને અનુસરીને શ્રવણાદિક કરવા, કે તેથી અન્યથા જ્ઞાન, અસંભાવના કે વિપરીત ભાવના થાય નહિ તેવી જ રીતે શ્રવણાદિક કરવાનુ *શ્રીશુકદેવજીએ દ્વિતીય સ્કધના પ્રથમાધ્યાયમા પરીક્ષિત્ પ્રતિ કહેલુ છે* **तस्माद्भारत सर्वात्मा भगवान् हरिरीश्वर श्रोतव्यः कीर्तितव्यश्च स्मर्तव्यश्चेच्छताऽभयम्** અર્થાત્ હે ભરતવશમા ઉત્પન્ન થયલા રાજા પરીક્ષિત્! અભય ઇચ્છનારા પુરુષે સર્વેના આત્મસ્વરૂપ ઈશ્વર હરિ ભગવાનનું શ્રવણ, કીર્તન, અને સ્મરણ અવશ્ય કરવુ જોઇએ એ ભગવાન્ સર્વેના આત્મા છે, ષડ્ગુણૈશ્વર્યસંપન્ન છે, ભક્તનુ દુ:ખ હરનાર, અને સર્વેને નિયમમા રાખનાર છે, એમ સ્વરૂપ સમજીને શ્રવણાદિક થાય, ત્યારે જ તેનાથી અભય થવાનુ ફલ લખેલુ છે તે સિદ્ધ થાય, માટે શ્રવણ કરવુ તે તેમા ચિત્ત રાખીને કરવુ જોઇએ, અને ત્યારે જ તે 'શ્રોતા' કહેવાય છે, નહિ તો 'સંગીતા' અર્થાત્ પોતાની બુદ્ધિને કુંઠિત કરનાર કહેવાય છે તેમ જ પુસ્તક શુદ્ધ વાચવા અમારી સભા તરફથી મ્હોટો ખરચ કરી શુદ્ધ છપેલા **શિક્ષાપત્રો** વગેરે ગ્રંથો, તેમ જ માસિકમા છપાતા **શ્રીસુબોધિનીજી** તથા બીજા પરચુરણ ગ્રંથો ધ્યાન આપીને વાચવા જોઇએ, કે જેનાથી સિદ્ધાંતનુ ખરું જ્ઞાન મલે.



**सत्संग अने दुस्संगनो विवेक** સત્સંગ કરવાનું સર્વ શાસ્ત્રોમાં લખેલું છે, તેથી રીતે આપણા સંપ્રદાયમાં પણ તે બાબતમાં પૂર્ણ આગ્રહ છે, પણ જેવા સત્પુરુષોનો સંગ કરવાનું નિબંધાદિકમાં લખેલું છે તેવા આજકાલ મળવા દુર્લભ છે, તેથી પુસ્તકોનો જ સંગ કરવો જોઈએ. અમારા તરફથી પ્રસિદ્ધ થતા માસિક ચોપાનિયામાં **दुःसंगविज्ञानप्रकार**નામનો ગ્રંથ શ્રીહરિરાયજીકૃત પ્રસિદ્ધ થયો છે, તેમાં લખ્યા પ્રમાણે આપણને મળેલા ભગવદ્ભાવરૂપ નિધિને ચોરનાર વંચક એની તરેહનો હોય છે કે તે ઠગનું બહારનું તમામ સ્વરૂપ ઉત્તમ ધર્મવાનના જેવું જ દેખાતું હોય છે. આથી ઘણા લોકો તેની મોહજાળમાં ફસાઈ જઈ ભગવદ્ભાવરૂપ નિધિને ખોઈ બેસે છે, અને ઉલટા લૌકિક વિષયમાં આસક્ત થઈ જાય છે. આ માર્ગ **રસરૂપ** છે એમ ગ્રંથોમાં લખેલું હોવાથી તેનો અભિપ્રાય નહિ સમજીને, ઘણાખરા લોકો લૌકિક વિષયમાં લંપટ થયેલા હોવાથી, બીજા લોકો જેઓ શાસ્ત્રને જાણતા નથી પરંતુ ધર્મમાં શ્રદ્ધાવાળા છે તેવાઓને વિષયાસક્તિમાં લગાડે છે. પણ વિષયાસક્તિમાનને માટે શ્રીઆચાર્યજી મહાપ્રભુજીએ **संन्यासनिर्णय**નામના ગ્રંથમાં લખેલું છે કે **विषयाक्रांतदेहानां नावेशः सर्वथा हरेः** અર્થાત્ ઇંદ્રિયોના જેમનો દેહ વિષયો વડે દબાઈ ગયો છે, વિષયોને અધીન થયો છે, તેઓને હરિનો આવેશ સર્વથા થતો નથી. તેથી જ શ્રીહરિરાયજીએ **कामाख्यदोषनिवरण**નામનો ગ્રંથ કરેલો છે, તેમાં પણ 'જેનામાં તે દોષ ઉત્પન્ન થાય છે તેનો તે સર્વથા નાશ કરે છે' એમ સ્પષ્ટ લખેલું છે, માટે તેવાઓના ઉપરથી કોઈએ પણ ઠગાઈ જઈને વિષયાસક્તિમાં દોરાવું નહિ. **રસમય** આ માર્ગ છે તેનો અભિપ્રાય એવો છે કે પ્રભુનું સ્વરૂપ આનંદમય હોવાથી સર્વ ઇંદ્રિયે તેમનામાં લગાડીને તે અપ્રાકૃત અલૌકિક આનંદનો અનુભવ કરવો. તે જ બાબત શ્રીભાગવત દશમ સ્કંધના વેણુગીતના અધ્યાયમાં **अक्षण्वतां फलमिदं न परं विदाम** 'ઇંદ્રિયવાને અથવા નેત્રવાને આ ઇંદ્રિયોથી અથવા નેત્રોથી પ્રભુના સ્વરૂપનો આનંદ લેવો એજ ફલ છે, બીજું ફલ નથી, એમ અમે (શ્રીગોપીજન) જાણીએ છીએ,' એમ કહેલું છે, અને તેમ કરવાથી નેત્રોની આસક્તિ તેમનું દર્શન કરવામાં જ થશે, અને શ્રોત્રેંદ્રિયની આસક્તિ તેમના ગુણગાનનું શ્રવણ કરવામાં જ થશે. એવી રીતે સર્વ ઇંદ્રિયોના ધર્મ કેવલ પ્રભુમાં જ લાગવાથી, તેમનામાંથી લૌકિક વિષયાસક્તિ છૂટી જશે, અર્થાત્ લૌકિકવિષયાસક્તિ છોડાવવાને માટે જ સર્વ ઇંદ્રિયોને પ્રભુના જ રસમાં જોડવાને **રસમય** શબ્દનો પ્રયોગ કર્યો છે. તે અભિપ્રાયને નહિ જાણીને, વિષયાસક્ત થયેલા લોકો લૌકિક વિષયનો અભિપ્રાય સમજાવે, તેથી ભોળા લોકોને ભમાઈ જવાનો સંભવ રહે છે, તે સારુ તમને હું ભલામણ કરું છું કે તેવાઓનું સ્વરૂપ જાણવા માટે **પુષ્ટિમાર્ગપ્રકાશ**માના 'વિવિધ વિષય'માં સારી રીતે કરેલું વિવેચન લક્ષ દઈને વાંચીને તેવા વંચક (ઠગ) લોકોની જાળમાં તમારે આવવું નહિ. એટલું જ નહિ પણ બીજા લોકો ફસાઈ જતા હોય તો તેમને પણ અટકાવવા. આ બાબતમાં મારા તરફથી પણ યોગ્ય સહાયતા મળશે.

**सांप्रदायिक ग्रंथोनुं शुद्ध मुद्रण** ઉપરની શિક્ષાથી સર્વની સમજવામાં આવ્યું હશે કે માર્ગની કેવી દુર્દશા થઈ છે! અને લોકો અર્થનો અનર્થ કેવી રીતે કરે છે! જે આવી રીતે જેમ ચાલે છે તેમ, ચાલ્યા કરે તો પછી ધર્મનું સ્વરૂપ સમજવાની આશા જ શાની રહે! માટે ધર્મનું ખરું જ્ઞાન થાય તેવા ઉપાયો કરવામાં આપણે કોઈ રીતે પણ પછાત રહેવું યોગ્ય નથી, અને તેનો પ્રથમ ઉપાય તો એ છે કે આપણા સંપ્રદાયના નહાનામોટા સર્વ ગ્રંથો અનુક્રમે પ્રસિદ્ધ કરવા જોઈએ. પણ તે કાર્યમાં દ્રવ્યની અપેક્ષા હોવાથી, એકનાથી તે બની શકે તેમ નથી, તેથી તમામ સમુદાય [illegible] હોય તો તેવા [illegible] [illegible] હાલના જમાનાના પ્રમાણે જેમ કે વ્યાપારના અર્થે ઇતર લોકો પણ આપણા સંપ્રદાયના પુસ્તકો છપાવવા લાગ્યા છે, પ

તુ તેઓને પ્રમાણીય જ્ઞાન નહિ હોવાથી અસંખ્યભૂલોવાલા અશુદ્ધ પુસ્તકો જોવામા આવે છે, તેમા કેટલેક સ્થલે તો અર્થનો અનર્થ થાય તેવી ભૂલો પ્રથશોધનારના અજ્ઞાનથી જ થયલી હોય એમ પણ અનુમાનથી સમજી શકાય છે, ત્યારે તેવીભૂલોવાલાં અશુદ્ધ પુસ્તકો વાચવાથી શું ફલ ? આમ ન થાય માટે શ્રીસુબોધિનીસભાની શાખા અહીં સ્થાપવા હુ તમને ભલામણ કરુ છું. આ કાર્ય નમ્રતાપ્રેરિતજનક હોવાથી તેની અંદર કોઇનો પણ મતભેદ નહિ થવા માટે ચારપાચ ગોસ્વામિબાલકોની અધ્યક્ષના નીચે આ સભા સ્થાપિત થવી જોઇએ, અને તે અધ્યક્ષતા સ્વીકારવા માટે હુ મારા તરફથી તેમને પત્ર લખીશ, તેમ તમારા તરફથી શેઠ ચિમનલાલ મોતીલાલ શામલ બેચરવાલા, જેઓ સભાના મંત્રી નિમાયા છે, તેઓએ પણ વિજ્ઞપ્તિપત્રો લખવા

**મહારાજની નિજ ઉદારતા આ સભાની સહાયતા માટે દરેક પધરામણીએ સેંકડે પાંચ ટકા પ્રમાણે સેવકી તરીકે હું લેતો જઇશ, અને જ્યાં તેમ આપવામાં કોઇના તરફથી વાંધો આવશે ત્યાં અને આવેલી ભેટમાંથી હું તે પ્રમાણે આપીશ. એમ કહીને સભાની સ્થાપના કરી મહારાજશ્રીએ શિક્ષા સમાપ્ત કરી.**

ઉપસંહાર ઉપરનુ ભાષણ સાભળીને સર્વ વૈષ્ણવોના ચિત્તમા જે આનન્દ અને આ કાર્ય કરવા માટે ઉત્સાહ થયો તે તે જ વખતે ભરાયલી રૂપીઆની રકમ અને કાર્યમા જોડાયેલી પ્રતિષ્ઠિત ગૃહસ્થોની હકીકત ઉપરથી સર્વના સમજવામા આવશે ભાષણ શ્રવણ કર્યા પછી સવ સભાસદોએ વિનંતિ કરી કે આપ જાતે મ્હોટો પરિશ્રમ લઇને આવા કાર્યમા તત્પર થયા છો તો આપની પાસેથી રકમ લેવાનુ અમે દુરસ્ત ધારતા નથી, માટે બનતા સુધી સેવકી તરીકે આપે કરેલા નિયમ પ્રમાણે અથવા તેથી ઓછીવત્તી જે રકમ મળે તે લેવી, પણ આપશ્રીની ભેટમાથી કાંઇ પણ રકમ લેવા અમે ખુશી નથી સભાના આગ્રહથી આ વિનંતિ મહારાજશ્રીએ સ્વીકારી હતી. ત્યારબાદ મહુધાવાલા વડનગરા નાગરગૃહસ્થ વૈષ્ણવ જેઠાલાલ શાન્તવિજયે સભાના પ્રસગને અનુસરતી અને રસિક ગીત કવિતા તે જ વખતે ગાઈ સભળાવી હતી, જે સાભલી સર્વના ચિત્ત અત્યન્ત આનન્દિત થયા હતા બાદ મહારાજશ્રી તરફથી તેમને યોગ્ય આશીર્વાદ અપાયા પછી, ભરુચવાલા શાસ્ત્રી મગનલાલ ગણપતરામ, જેઓ આ કાર્યમા તન, મન અને ધનથી ઘણી મ્હેનત લે છે, તેઓએ મહારાજશ્રીને વિજ્ઞપ્તિપત્ર કર્યું, અને પછી સભાનુ વિસર્જન થયુ હતુ.



## विद्वन्मण्डन.

ઉત્પન્ન થાય છે ત્યાર પછી વેદના શ્રવણ, મનન અને નિદિધ્યાસન કરવાથી બ્રહ્મ, સ્વર્ગ, જગત, વગેરે મિથ્યા છે એમ જ્ઞાન થાય છે. આ ઉભય પ્રકારના જ્ઞાન વેદમાંથી જ ઉત્પન્ન થાય છે તેથી ઉભયનું કારણ શબ્દપ્રમાણ છે ઉભય જ્ઞાન શબ્દપ્રમાણથી થાય છે તેથી જગત્ મિથ્યા છે, એવું પછીનું જ્ઞાન પૂર્વના જ્ઞાનનો બાધ કરી શકતું નથી, તેથી સર્વ મિથ્યા છે એ જ્ઞાન કદાપિ થઈ શકે જ નહિ.

પૂર્વપક્ષી—ભેદજ્ઞાન એ જ અનર્થ છે. દ્વૈત જોઈએ છીએ તે જ મહાન્ અનર્થ છે. આ દ્વૈતની પ્રતીતિ માત્ર બ્રહ્મજ્ઞાનથી જ દૂર થાય, તેથી બ્રહ્મજ્ઞાન માટે પ્રવૃત્તિ થાય છે.

સિદ્ધાન્તી—દ્વૈતની પ્રતીતિ અનર્થ છે, અને બ્રહ્મજ્ઞાનથી તે દૂર થાય છે એવું તમે કેમ જાણ્યું?

પૂર્વપક્ષી—શ્રુતિમાંથી જ, વેદ જ એમ કહે છે.

સિદ્ધાન્તી 'આનો નિશ્વાસ વેદો છે,' 'જે બ્રહ્માને પ્રથમ મોકલે છે,' 'સર્વ વેદથી વેદાન્ત કરનાર વેદ જાણનાર હું જ' (અપૂર્ણ)

**અધિપતિની નોંધ**—રા. રા. **નાનાલાલ નારાયણદાસ ગાંધી**, એમ. એ. એલ્. એલ્. બી. તરફથી 'વિદ્વન્મંડન' નો અનુવાદ આટલે સુધી જ અમને મળ્યો છે. રા. ગાંધી હાલમાં મોરબી રાજ્યના ઉપપ્રધાનના પદ ઉપર નિમાયા છે, તેવી જોડલના દિવાન રા. **પટવારીસાહેબની** માફક તેમણે પણ વ્યવસાયગ્રસ્તતાને કરીને પોતાના સાંપ્રદાયિક જ્ઞાનનો વૈષ્ણવોને લાભ આપવાનું મોકૂફ રાખ્યું હોય એમ બનવા યોગ્ય છે, પરંતુ રા. ગાંધીના લેખથી પરિચિત 'પુષ્ટિભક્તિસુધા'ના ગ્રાહકો તેમના જ્ઞાનનો લાભ લેવાને ઉત્કંઠા ધરાવે એ પણ સ્વાભાવિક છે. રા. ગાંધી આ અનુવાદ ઉપરાંત પ્રથમ વર્ષના અંકોમાં 'શ્રીયમુનાષ્ટક' અને 'પુષ્ટિભક્તિ' એ બે વિષયો લખતા હતા. પૂર્વ વિષય તો એમણે પૂરો કર્યો છે, પરંતુ 'પુષ્ટિભક્તિ' વિષય હજુ અપૂર્ણ અવસ્થામાં જ છે જો કે રા. ગાંધી કહેતા હતા, કે એ વિષયની સંકલના (Plan) મેં કરી રાખી છે. આશા છે કે રા. **ગાંધી** આ વિષય પણ પૂર્ણ કરવા પરિશ્રમ લેશે.

રા. **પટવારીસાહેબ** પણ કહેતા હતા કે 'મહારાજ લાયબલ કેસ' પરત્વે તેની મતમતાન્તરોની સમાલોચનારૂપે હું કાંઈ લખીશ.' આશા છે કે તેઓ પણ પોતાના અમૂલ્ય સમયનો ભોગ આપીને સ્વાનુભવનો લાભ આપવા તત્પર બનશે.

# પ્રશંસનીય સાહાય્યદાન.

મુંબઈના તાંબાકાંટાના જાબુના વેપારી ભગવદ્ધર્મપરાયણ ગો૦ રા. રા. **વેણીલાલ વ્રજભૂખણદાસ** તરફથી શ્રીમદ્વૈષ્ણવપરિષદ્‌ને પ્રતિવર્ષ વર્ષના આરંભમાં **સો રૂપીઆ** જે **સાહાય્યદાન** તરીકે આપવાનું કબુલ કરવામાં આવ્યું હતું, તે મુજબ એઓ તરફથી સં–૧૯૬૮–૬૯ એમ બે વર્ષના રૂ. ૨૦૦ અંકે **બસો રૂપીઆ** પરિષદ્‌ને આપવામાં આવ્યા છે, માટે તેમનો પરિષદ્‌મા **ઉપકાર** માનવામાં આવે છે. **વૈષ્ણવપરિષદ્** શું કાર્ય કરે છે, એ વૈષ્ણવો **રિપોર્ટથી** સમજી શકશે અને આટલા વર્ષોમાં એ સંસ્થાએ શું સાંપ્રદાયિક કાર્ય કર્યું તે પણ આવતા **અંકમાં** સમજવામાં આવશે. આશા છે કે વૈષ્ણવો સર્વાંગે સંપ્રદાયના હિતાર્થ પ્રવૃત્તિ કરનારી આ એક જ સંસ્થાના શુભ ઉદ્દેશોને સાહાય્યદાન કરી ઉત્તરોત્તર સફલ કરશે.

---

श्रीकृष्णाय नमः।

# श्रीमद्वैष्णवपरिषद्नो सामान्य हिसाबी रिपोर्ट.

અ. તૃતીય વૈષ્ણવ પરિષદ્ નન્દદ્વાર મુકામે સંવત ૧૯૬૫ના ચૈત્ર કૃષ્ણ ૮-૯-૧૦ના દિવસોએ મળી તે પછી પરિષદ્નો [1]હિસાબ અમારી પાસે આવ્યો ત્યારથી તે સુરત પરિષદ્ ભરાઈ ત્યાં સુધીનો [2]હિસાબ

| | | ઉ | |
|---|---|---|---|
| ૨૧૮૭– ૦–૦ | નાણુ ફંડ ખાતે પુરાંત | ૭૬–૧૨–૯ | સ્વ. ગ. બ. લલ્લુભાઈ માજીમની હસ્તક ખરચ |
| ૫૦૭–૧૨–૯ | ચાલુ ફંડ ખાતે પુરાંત | ૬૨–૧૪–૩ | નન્દદ્વાર પરિષદ્ ભરાઈ તે વખતે થયેલા ખરચ |
| ૩૩– ૧–૬ | સંવત ૧૯૬૪ના આસો વદ ૦))સુધી વ્યાજ | ૮–૧૪–૦ | કારકુનનો દિન ૨૪નો પગાર |
| | | ૬– ૦–૬ | હેન્ડબિલ વગેરે ખરચ |
| | | ૭૭–૧૨–૯ | |
| ૪૩– ૩–૬ | સંવત ૧૯૬૫ના આસો વદ ૦))સુધી વ્યાજ | ૯૨– ૮–૦ | પરિષદ્ની ઑફિસનું ભાડું સંવત ૧૯૬૫ના જે. વદ ૧થી સંવત ૧૯૬૬ના ચૈત્ર વદ ૦)) સુધી (અધિક માસ સાથે) માસ ૧૧ાનુ ૮) ૩ ૮ લેખે |
| ૨– ૦–૦ | શેઠ વૈષ્ણવ તરફથી | ૨૪– ૦–૦ | કબાટ નગ ૧ નવું લીધું તેના |
| ૩૨૮–૪–૯ | વિદ્યાવિભાગ ખાતે જમે | ૬– ૧–૦ | પરિષદ્ના નામનું પાટિયું કરાવ્યું તેના |
| ૮૫૨– ૦–૦ | નન્દદ્વાર પરિષદ્માં ભરાયેલા પૈકી વસુલ આવ્યા | ૯–૧૨–૦ | ખુરશીઓ નગ ત્રણ |
| | | ૯– ૦–૦ | પરિષદ્ તરફથી જાહેર વ્યાખ્યાન અપાવ્યાં તેના હેન્ડબિલના |
| ૧૦૦– ૦–૦ | કીર્તનીઆજી વ્યાસ બલદેવદાસ કૃષ્ણદાસ તરફથી | ૭– ૮–૨ | પરચુરણ ખરચ, પાર્સલ, ભાડું, પોસ્ટેજ, હેલ મજુરી વગેરે |
| | | ૨૨૬– ૭–૦[3] | |
| ૨૦– ૦–૦ | જુના કબાટના ઉપજ્યા | ૨૮૨– ૩–૬ | વિદ્યાવિભાગના સેક્રેટરિ રા. ગ. વાડીલાલ[4] હસ્તક ખરચ |
| ૨૯૮૭– ૬–૬ | | ૫૦૮– ૫–૬ | કુલ્લે ખરચ |

૧ નન્દદ્વાર પરિષદ્ ભરાઈ તે પહેલાનો હિસાબ સ્વ. ગ. બ. લલ્લુભાઈ પાસે હતો અને તે નન્દદ્વાર પરિષદ્માં રજુ થઈ રિપોર્ટમાં છપાઈ ગયો છે

૨ આ હિસાબ સુરત પરિષદ્માં રજુ અને પસાર કરવામાં આવ્યો હતો

૩ અહિં સુધીનું ખરચ ચાલુ ફંડ ખાતે છે.

૪ આ ખરચની તપસિલ ગત અંકમાં પ્રસિદ્ધ થઈ ગઈ છે

| જ | | ઉ | |
|---|---|---|---|
| | | ૨૪૭૯– ૧–૦ | બાકી પુરાંત |
| | | ૪૨૮– ૯–૩ | વિદ્યાવિભાગના સેક્રેટરિ પાસે |
| | | ૪૦૦–૦–૦ | પ્રદીપની પ્રસિદ્ધિના. |
| | | ૨૮–૯–૩ | વિદ્યાવિભાગના ખર્ચ સારુ |
| | | ૪૨૮–૯–૩ | |
| | | ૧૨૦૦– ૦–૦ | અમદાવાદના શા. મોતીલાલ કેવલદાસ પાસે |
| | | ૧૯૩– ૦–૦ | શેઠ ચતુર્ભુજ મોગરજીને ખાતે |
| | | ૬૫૭– ૭–૯ | જનરલ સેક્રેટરિ ગ રા છગનલાલ વાલજીભાઈ પાસે |
| | | ૨૪૭૯– ૧–૦ | |
| | | ૨૯૮૭– ૬–૬ | |

આ, સુરત મુકામે ચતુર્થ પરિષદ્ ભરાઈ તેમાં રિપોર્ટ રજુ થઈ ઉપર પ્રમાણે હિસાબ પસાર થયો ત્યારથી તે સંવત ૧૯૬૮ના ચૈત્ર કૃષ્ણ ૧૦ સુધીનો હિસાબ

| જ | | ઉ | |
|---|---|---|---|
| ૨૪૭૯– ૧–૦ | બાકી પુરાંત સર્વ ખાતાની | ૧૯૨– ૦–૦ | સંવત્ ૧૯૬૬ના વૈશાખ સુદ ૧ થી સંવત્ ૧૯૬૮ના ચૈત્ર કૃષ્ણ ૦)) સુધી માસ ૨૪નુ પરિષદ્‌ની ઓફિસનુ ભાડુ દર ૩ ૮ લેખે |
| ૨૦–૧૨–૦ | સંવત્ ૧૯૬૬ના ચૈત્ર કૃષ્ણ નોમ સુધીના વ્યાજના | ૪૭– ૮–૦ | પરિષદ્ તરફથી વ્યાખ્યાન કરાવ્યા તેના હેન્ડબિલના |
| | | ૧૨–૧૨–૦ | જાહેર વ્યાખ્યાનો વખતે ગ્યાસબત્તીનુ ખરચ |
| ૭– ૮–૦ | નાબાકાટાના વૈષ્ણવો તરફથી જાહેર વ્યાખ્યાનના ખરચના | ૨૧–૧૪–૩ | સુરત પરિષદ્‌મા આમંત્રણપત્રિકા છપાવીને મોકલી તેનો ખરચ |
| | | ૮૧– ૦–૦ | નન્દુરબાર પરિષદ્‌નો રિપોર્ટ છપાવી બહાર પાડ્યો તેનો ખરચ |
| ૨૫– ૦–૦ | ભરુચવાલા શેઠ લલ્લુભાઈ પ્રાણવલ્લભદાસ તરફથી | ૨– ૦–૦ | તાલુ લોખંડનુ |
| | | ૧૧–૧૪–૦ | સુરત પરિષદ્‌મા થયલા ઠરાવો છપાવીને ગોસ્વામિબાલકો ઉપર મોકલ્યા તેના |
| ૩– ૦–૦ | એક વૈષ્ણવ તરફથી | ૨૫– ૦–૦ | ગોસ્વામિશ્રીગોપાલલાલજી તથા શ્રીરમણલાલજી મહારાજને અભિનંદનપત્ર આપ્યુ તેના ખરચના |
| ૭૨– ૧–૩ | સંવત્ ૧૯૬૬ના આસો વદ ૦)) સુધી વ્યાજના | ૧૦૦–૦–૦ | શાસ્ત્રી વસંતરામ હરિકૃષ્ણને સંવત ૧૯૬૭ના આષાઢ શુક્લ ૧ થી ૧૯૬૮ના ચૈત્ર કૃષ્ણ ૦)) સુધી માસ ૧૦ની શિષ્યવૃત્તિના, દર ૩૧ ૧૦ લેખે. |

જ

૧૦૦– ૦–૦ શેઠ હરિભાઈ પરમાનંદ તરફથી

૭૫– ૨–૯ સંવત્ ૧૯૬૭ના આશો વદ ૦))સુધી વ્યાજના

૧૬૫૦– ૪–૬ સુરતપરિષદ્‌મા ભરાયેલા પૈકી આવ્યા.

૧૫૦– ૦–૦ રા બ લલ્લુભાઈ પ્રાણવલ્લભદાસે ભરેલા તે

૭૬– ૧–૬ રા બ લલ્લુભાઈએ ડાકોર પાઠશાલા માટે કાશીથી પુસ્તકો મગાવ્યા તેમાથી પુસ્તકોના વેચાણના આવ્યા

૧૦૦– ૦–૦ પુસ્તકોની છપામણી માટે કીર્તનીઆજી વ્યાસ બલદેવદાસ કૃષ્ણદાસ તરફથી

૪૭૫૮–૧૫–૦

ઉ

૧૨–૧૨–૦ શાસ્ત્રી વસંતરામને અભ્યાસ કરવા સારુ પુસ્તકો આપ્યા તેના

૧૧– ૭–૦ પરચુરણ ખરચ, કાર્ડ છપામણી પોસ્ટેજ વગેરે

૫૧૮– ૩–૩[1]

૧૩૩– ૫–૬ રા બ લલ્લુભાઈએ ડાકોર પાઠશાલા માટે ખરચ કરેલો તે

- ૧૦૩–૧૨–૬ કાશીથી પુસ્તકો મગાવ્યા
- ૨૯– ૯–૦ પરચુરણ ખરચ
- ૧૩૩–૫–૬

૧૪૦– ૮–૦ પ્રદીપની પ્રસિદ્ધિનો ખરચ

- ૨–૮–૦ અણુભાષ્ય, મિ ગાંધી પાસેથી વેચાતુ લીધુ તેના
- ૧૩૩–૦–૦ પ્રદીપના ફૉર્મ ૭ની છપામણી તથા એક ફૉર્મના ડિપોઝિટ દર રૂ ૧૯ લેખે
- ૫–૦ ૦ અશત પ્રદીપની પ્રેસકોપિ ઉતરામણી માટે
- ૧૪૦–૮–૦

૩૬૫–૧૦–૯ વિદ્યાવિભાગમા સેક્રેટરિ મારફત થયેલો[2] ખરચ

૬૩૯– ૮–૩

૧૧૫૭–૧૧–૬ કુલ્લે ખરચ

૩૬૦૧– ૩–૬ બાકી પુરાત

- ૧૯૩– ૦–૦ શેઠ ચતુર્ભુજ મોરારજી ખાતે
- ૧૦૦– ૦–૦ ભારતમાર્તણ્ડ પંડિત ગટ્ટુલાલજીના પુસ્તકાલય ખાતે, પુસ્તકોના ડિપોઝિટ તરીકે
- ૧૬–૧૦–૬ રા બ લલ્લુભાઈ પ્રાણવલ્લભદાસને ખાતે
- ૦–૧૪–૬ વિદ્યાવિભાગના સેક્રેટરિ ખાતે
- ૨૦૦૦– ૦–૦ શા અમૃતલાલ કાશીનાથને ખાતે
- ૧૦૦૦– ૦–૦ ધિ બર્મા બેંકને ખાતે
- ૨૯૦–૧૦–૬ સેક્રેટરિ રા રા છગનલાલ વાલજીભાઈ પાસે
- ૩૬૦૧– ૩–૬

૪૭૫૮–૧૫–૦

છગનલાલ વાલજીભાઈ સેક્રેટરી શ્રીમદ્વૈષ્ણવપરિષદ્)

૧ અહિં સુધી ચાલુ કડ ખાતે ખરચ છે

૨ આ ખરચની તપસીલ ગત અંકમા પ્રસિદ્ધ થઈ ગઈ છે

BRAHMAN IS KARTRI.

The next question which now confronts us is whether Brahman the Nirguna Supreme is a kartri doer or akartri non doer? The point has been fruitful of much discussion Except S'ankara almost all the Indian Theistic philosophers have declared Brahman to be sole and only doer and mover The greatest opposition to this view, is to be met in the writings of S'ankara and his followers, and numerous other scholars Oriental and Occidental who have been inspired by his writings The greatest difficulty which perplexed S'ankara is that if Brahman Nirguna were accepted as sole and only doer, the existence of evil with the perfect knowledge and wisdom of God would become quite inexplicable, and so to avoid this difficulty S'ankara advocates the non-existence of any sort of activity in the Supreme Nirguna Brahman But as in that Vedic age Veda was omnipotent, and its sentences directly taught the opposite of it in numerous places, he thought of the ingenious plan of transforming Brahman into two, one real called Nirguna Brahman and other its shadow S'abala Brahman And as the shadow was unreal-non-existing, its attributes, activity, etc, were equally illusive and non-existent As the activity was illusive and non-existent its result action ( pleasure and pain ) was also illusive and non-existent So teaches S'ankara The source of S'ankara was of course the Buddhistic doctrine of void which also aimed at an exactly similar purpose This is the greatest and most important objection to the view that Nirguna Brahman alone is independent cause-doer There are other minor objections of rather a technical order which we shall consider presently The first and greatest objection resolves itself into so-called fault of partiality and cruelty accruing to Brahman Nirguna from its being a kartri, and it shall be treated as such further on in some details For the present we shall mention the opinion of Vallabha

Brahman the Nirguna Supreme is all-doer sarva-kartri Vallabhacharya does not accept the view of S'ankara that S'abala Brahman is all-doer, while Nirguna Brahman is devoid of activity, or that Brahman's being a kartri is an exoteric teaching, while denial of any activity in Brahman an esoteric one. It is not through nescience or innate ignorance that the all-embracing activity sarva-kartri-tva, has been superimposed on the Supreme Nirguna Brahman Brahman alone without any sort of nescience-maya is the sole doer This is what is taught by the Upanishads, Geeta and Vyasa 'The[1] Lord is the creator of the Universe and the protector of the Universe,' and 'Hari Lord is Karta and Karayita[2],' sing the glory of the Highest Nirguna Brahman, and not that of a S'abala Brahman which only claims to exist through

१ विश्वस्य कर्ता भुवनस्य गोप्ता । २ कर्ता कारयिता हरिः, अहं सर्वस्य जगतः प्रभवः प्रलयस्तथा ।

# ॥ લીલાવૈચિત્ર્ય ॥

૧. વૈષ્ણવો જાણીને આનન્દ પામશે કે સુરતવાલા લાલબાવા ચિ૦ શ્રી વ્રજરત્નલાલજીએ રા તેલીવાલાને સ્વપુસ્તકાલયનુ, કોઇ પણ પ્રકારના પ્રતિબંધ વિના, નિરીક્ષણ કરવાની સગવડ ગત ક્રિસ્ટમસમા કરી આપી હતી. અને તદનુસાર તે નિરીક્ષણ પ્રારંભાયુ હતું, પરન્તુ તેને બીજે દિવસે લાલબાવાને વડોદરે પધારવાનું થવાથી અવશિષ્ટ અનુકૂલ વખતે કરવાની તેઓએ સૂચના કરી છે સ્વપુસ્તકાલયનુ પુસ્તકોનું લિસ્ટ પણ તેમને આપ્યુ છે. એટલું જ નહિ પણ કેટલાક દુષ્પ્રાપ્ય અમૂલ્ય ગ્રન્થો વૈષ્ણવપરિષદ્મા જે ઉતરાવી લેવાયા છે તે પણ ઉક્ત લાલબાવાની કૃપાનું જ પરિણામ છે આ લાલબાવાના વર્તનને અનુસરીને જો અન્ય ગોસ્વામીઓ વર્તે તો ગુરૂ અને શિષ્ય ઉભયને અત્યન્ત લાભ થાય એમ છે તેથી પૂર્વાચાર્યોના અગાધ પરિશ્રમથી લખાયલા ગ્રન્થો પણ સમયાનુસાર પ્રકાશ પામશે. પુસ્તકાલયના નિરીક્ષણસંબંધમા એક પત્ર શ્રી બાલકૃષ્ણલાલજી મહારાજ ઉપર પણ લખ્યુ હતુ, અને તેના પ્રત્યુત્તરમાં મહારાજશ્રીએ કૃપા કરીને કાકરોલીના સરસ્વતીભંડારનુ યથેષ્ટ નિરીક્ષણ કરવાનુ આમન્ત્રણ પણ કર્યું હતું, અને તેને વાસ્તે સર્વ પ્રકારની સગવડ પણ કરી આપવાનુ મહારાજશ્રીએ દર્શાવ્યુ હતુ, પરન્તુ મહારાજશ્રીનું પ્રત્યુત્તર બહુ મોડું મલવાથી આ ક્રિસ્ટમસમા ઉક્ત પુસ્તકાલયના નિરીક્ષણનો લાભ લેવાયો નથી ભવિષ્યમા અનુકૂલ સમયે તેમ કરવામાં વૈષ્ણવપરિષદ્ તરફથી શિથિલતા નહિ થાય. કદાચિત્ જો મહારાજશ્રીને અનુકૂલ હશે તો આવતી ઉષ્ણકાલની રજામા પણ તે કાર્ય વૈષ્ણવપરિષદ્ તરફથી કરવામા આવશે, અને તેનુ પરિણામ વૈષ્ણવોને આ જ પત્રિકાદ્વારા નિવેદન કરવામાં આવશે. આ બે પુસ્તકાલય ઉપરાન્ત આ ક્રિસ્ટમસમા વડોદરાના સયાજીરાવ સેંટ્રલ લાયબ્રરીમા સાંપ્રદાયિક ગ્રન્થોનુ નિરીક્ષણ કરવાનો લાભ રા. શાસ્ત્રીજીને તથા તેલીવાલાને મલ્યો હતો તેનુ લિસ્ટ પણ કરી લીધુ છે, એમા પ્રાય ષોડશ ગ્રન્થોની પ્રાચીન બાલકોની કરેલી ટીકાઓ છે હાલ એ સંસ્કૃત પુસ્તકો મહારાજા ગાયકવાડની સેન્ટ્રલ લાયબ્રેરીમા એક મદ્રાસી શાસ્ત્રીના હાથમા છે. એમાથી યોગ્ય પુસ્તકોને લખી લેવાની યોજના પણ યોજવામા આવશે.

૨. વડોદરામા સુરતવાલા શ્રીવ્રજરત્નલાલજીએ બકરાવાડીમા બિરાજતા શ્રીનાથજીને શહેરમા પધરાવ્યા હતા. ઉક્ત શ્રીઠાકોરજીની પ્રતિષ્ઠા ગત માસમા શ્રીમદ્વિઠ્ઠલેશપ્રભુચરણના પ્રાકટ્યોત્સવને દિવસે કરવાનુ મુહૂર્ત હતુ, આ પ્રતિષ્ઠા વેદોક્ત વિધિથી કરવી કે શ્રીમદ્વિઠ્ઠલેશપ્રોક્ત 'પુરુષોત્તમપ્રતિષ્ઠાપ્રકાર' ગ્રન્થાનુસાર કરવી એ વિષે સહજ ચર્ચા ત્યા ચાલી હતી સાધારણ બ્રાહ્મણો વેદોક્ત વિધિનો આગ્રહ કરતા હતા, પરન્તુ મન્ત્રવિધિથી જો પ્રભુની પ્રતિષ્ઠા કરવામા આવે તો એ સર્વ પ્રકાર ઉપાસનામાર્ગીય થઇ જાય અને તેથી નિરુપધિ ભક્તિમાર્ગીય સેવામા બાધ આવે એમ હોવાથી, આપણી પ્રાચીન પ્રણાલિકા પ્રમાણે જ પ્રભુની પ્રતિષ્ઠા શ્રીમદ્વિઠ્ઠલેશ્વરપ્રોક્ત ગ્રન્થથી જ થઇ. પુષ્ટિમાર્ગમા મહારાજો અને વૈષ્ણવો જે પ્રભુની સેવા કરે છે તે મન્ત્રાધીન વિભૂતિની નથી, પરન્તુ લોકવેદાતીત સાક્ષાદ્ભાવૈકગમ્ય પ્રભુની જ છે, તેથી ભાવાત્મક પ્રકારથી ભાવાત્મક પ્રભુની પ્રતિષ્ઠા થાય એ જ યોગ્ય છે બ્રાહ્મણો ઉપાસનામાર્ગીય પ્રતિષ્ઠાર્થે દુરાગ્રહ કરે એ સ્વાભાવિક છે, કારણ કે એમાં સ્વાર્થહાનિ ઉપરાન્ત નિરુપાધિ ભક્તિમાર્ગની અનભિજ્ઞતા કારણભૂત છે. બ્રાહ્મણોને ખુશી રાખવાને

માટે આપણે ત્યા પ્રભુની પ્રતિષ્ઠા થતી નથી, પરન્તુ સાક્ષાત્ કોટિકન્દર્પલાવણ્ય પ્રભુની સેવા કરવાને માટે થાય છે, તેથી એ પ્રભુની પ્રતિષ્ઠામા ગોપવધૂના ભાવ સિવાય અન્યની કાઇપણ અપેક્ષા હોય એમ અમને તો લાગતુ નથી આશા છે કે પુષ્ટિમાર્ગીય વૈષ્ણવોને જ્યારે જ્યારે આવો પ્રતિષ્ઠાનો પ્રસંગ પ્રાપ્ત થાય ત્યારે બ્રાહ્મણોથી મોહ ન પામીને સ્વમાર્ગીય પુરુષોત્તમ પ્રતિષ્ઠા પ્રકારને અનુસરીને જ પ્રતિષ્ઠા કરાવવાનુ લક્ષમા રાખશે આ સાંપ્રદાયિક પ્રતિષ્ઠાપ્રકારમા યજ્ઞયાગાદિ પણ કાંઇપણ અંશે અગભૂત નથી

૩ વારવાર આ પત્રિકામા જણાવવામા આવ્યુ છે તે પ્રમાણે શ્રીનૃસિંહલાલજીના તિરોધાન પછી વિરાજના ગોસ્વામીમા માત્ર પોરબંદરવાળા શ્રીજીવનલાલજી તનમનધનથી શ્રીમહાપ્રભુજીની નામસેવા કરવાને સર્વદા યથાશક્તિ તત્પર થાય છે. ઉક્ત ગોસ્વામીશ્રીના આશ્રયથી હાલમા મગનલાલ શાસ્ત્રીએ દશદિગન્તવિજયી શ્રીપુરુષોત્તમજીનો ' પ્રસ્થાન રત્નાકર ' નામનો ગ્રન્થ પ્રસિદ્ધ કર્યો છે. તેમા શ્રીમત્પુરુષોત્તમજીનુ પ્રાચીન ચિત્ર પણ આપવામા આવ્યુ છે. પુસ્તકનું મૂલ્ય પણ અતીવ અલ્પ છે, અને કોઇપણ વિદ્વાનને તેનો લાભ લેવાની જો ઇચ્છા હોય તો લઇ શકે એમ છે મહારાજશ્રીની ઉદારતા આટલેથી અટકી નથી પરન્તુ જ્યારે અમે મહારાજશ્રીને પ્રાર્થના કરી કે આ ગ્રન્થ સમસ્ત ભૂમડલના સસ્કૃતજ્ઞ પડિતોને વિના મૂલ્ય મોકલી આપવો જોઇએ, ત્યારે જ મહારાજશ્રીએ ઉક્ત ગ્રન્થની ૧૨૫) નકલ પડિતોને દાન કરવાને અમને આપી છે, અને વિશેષમા જણાવ્યુ છે કે આથી પણ બીજી વિશેષ નકલો જો આપવાને જોઇશે તો પ્રસન્નતાથી આપવામા આવશે. ભારતમડલના તેમ અન્ય દેશોના પડિતોને મોકલવાનુ એ કાર્ય પ્રારભાયુ છે, અને આમ કરવાથી સંપ્રદાયને જે લાભ થશે તે મહારાજશ્રીની ઉદારતાનુ જ પરિણામ સમજવુ. જે પડિતોને આ પુસ્તક મોકલવામા આવશે અને તેના જે પ્રત્યુત્તર આવશે તે પણ આ પત્રિકાદ્વારા યથાકાલ પ્રસિદ્ધ થશે.

વળી જ્યારે આ ગ્રન્થ પૂર્ણ થયો ત્યારે માહારાજશ્રીને પ્રાર્થના કરવામા આવી હતી કે હવે કયો ગ્રન્થ આપ મુદ્રણ કરાવવા ઇચ્છો છો ત્યારે જણાવેલા સમસ્ત ગ્રન્થમાથી મહારાજશ્રીએ ષોડશગ્રન્થનું સંપૂર્ણ સાહિત્ય ઉત્તમરૂપે છપાવવાની પ્રસન્નતા દર્શાવી તેને વાસ્તે મહારાજશ્રીએ પૂર્વવત્ તનમનધનથી સાહાય્યદાન કરવાનુ સ્વીકાર્યું અન્ય ગોસ્વામીઓ આ મહારાજશ્રીના આ વર્તનને અનુસરે તો સપ્રદાયને કેટલો બધો લાભ થાય ! ષોડશગ્રન્થનુ સટીક મુદ્રણ સ્વલ્પ સમયમાં આરભાશે.

૪ ઉત્સવાદિના નિર્ણયમા પ્રતિવર્ષે સપ્રદાયમા અનિષ્ટ મતભેદ થાય છે, તે દૂર કરવાનું સૌથી ઉત્તમ સાધન પ્રાચીન ઉત્સવાદિ નિર્ણય ગ્રન્થોનુ મુદ્રણ જ હોવાથી, તેનું મુદ્રણ કરવાનું કાર્ય શ્રીનૃસિંહલાલજીના લાલજી શ્રીગોવર્ધનલાલજીએ પોતાને ત્યા પુત્રપ્રાકટ્ય થયું તેની ખુશાલીમાં અમારી પ્રાર્થનાથી સ્વીકાર્યું છે. ઉક્ત ગોસ્વામીના આશ્રિત શાસ્ત્રી કલ્યાણજીએ આ કાર્ય હાથ ધર્યું છે, અને સ્વલ્પ સમયમા સર્વ પ્રાપ્ય નિર્ણયગ્રન્થોનું શુદ્ધ મુદ્રણ થશે એમ આશા રાખવામા આવે છે મહારાજશ્રીની આ સેવા પણ પ્રભુપ્રીત્યર્થ થવાની છે. અન્ય ગોસ્વામીઓ પણ પુત્રપ્રાકટ્યના અથવા કોઇપણ શુભપ્રસગના નિમિત્તે જો એકેક ગ્રન્થનું આ પ્રકારે મુદ્રણ કરાવે તો કેવુ સુંદર પરિણામ આવે !

## ॥ वादपरिचय ॥

પ. પુ ભ. સુ. ના આ અંકમા સર્વવિદ્ શ્રીમદ્યોગિગોપેશ્વરજીનો ' आत्मवाद ' ગ્રન્થ પ્રસિદ્ધ થાય છે. अणुभाष्यના प्रकाश ઉપરિ સવાલાખ શ્લોકની रश्मि નામની ટીકા યોજનાર, યજુર્વેદ ઉપરિ नवार्थ ભાષ્ય રચનાર અને અપૂર્વ भक्तिमार्तण्डના કર્તા આ જ ગોસ્વામીશ્રી છે. આજથી આશરે ૧૫૦ વર્ષ ઉપર આ મહારાજશ્રીએ શ્રીનાથદ્વારમા દ્વિતીયગૃહને અલંકૃત કર્યું છે. દશ દિગન્તવિજયી શ્રીપુરુષોત્તમજી પછી કેવલ આ જ ધુરંધર વિદ્વાન્ થયલા છે. ઉક્ત ગ્રન્થમા સવિસ્તર ઊહાપોહથી એમ સિદ્ધ કરવામાં આવ્યું છે કે ઇશ્વરસિદ્ધિમાં વેદ વિના પ્રત્યક્ષાદિ કોઇપણ પ્રમાણયુક્ત નથી. નૈયાયિકનું અનુમાન તો સર્વથા અયુક્ત છે. આ જગત્ કાર્ય છે અને કાર્ય હોવાથી જેમ ઘટ કુંભકારનું અસ્તિત્વ સિદ્ધ કરે છે તેમ, આ જગત્કાર્ય તત્કર્તા ઇશ્વરનું અસ્તિત્વ સિદ્ધ કરે એવુ અનુમાન જે નૈયાયિકો ઇશ્વરસિદ્ધિને માટે અવલંબે છે, અને જે અનુમાનનો ઉપયોગ સદ્ગત પંડિત ગટ્ટૂલાલ વેદાન્તચિન્તામણિ અને ઇશ્વરસિદ્ધિ નામના ગ્રન્થોમા ઇશ્વરના અસ્તિત્વ સિદ્ધ કરવાને કરે છે, તેનુ સમર્થ નિરાકરણ આ ગ્રન્થમાં છે અત્યન્ત અદૃષ્ટ પદાર્થ એવું બ્રહ્મ તેમા નૈયાયિકોનું કેવલ યૌક્તિક અનુમાન અયુક્ત હોય એ સ્વાભાવિક જ છે. ' जन्माद्यस्य यत शास्त्रयोनित्वात् ' એ સૂત્રમા સર્વ વેદાન્તાચાર્યોએ અને વિશેષે કરીને શ્રીમદાચાર્યચરણે નૈયાયિકના યૌક્તિક અનુમાનનો સ્પષ્ટ નિષેધ કર્યો છે, અને તદનુસાર શ્રીગોપેશ્વરજીએ પણ એનો સંપૂર્ણ નિષેધ કરીને ઇશ્વરસિદ્ધિમાં બ્રહ્મપ્રતીતિજનનને વાસ્તે કેવલ વેદ જ સમર્થ છે, કેવલ સ્વતંત્ર યુક્તિ અસમર્થ છે, એમ સિદ્ધ કર્યું છે ' कार्यायोजन ' ઇત્યાદિ ઉદયનાચાર્યની કારિકાનું સમર્થ ખંડન આ ગ્રન્થમાં કરેલુ છે. શ્રી ગોપેશ્વરજીની પહેલા પણ શ્રીપુરુષોત્તમજીએ પ્રસ્થાનરત્નાકર આદિ ગ્રંથમા ઇશ્વરસિદ્ધિ શાસ્ત્રોક્ત પ્રમાણથી જ કરી છે વસ્તુસ્થિતિ આમ હોવાથી પંડિત ગટ્ટૂલાલે ઉક્ત પૂર્વાચાર્યોથી ખંડિત કારિકાનો ઇશ્વરનું અસ્તિત્વ સિદ્ધ કરવાને કેમ ઉપયોગ કર્યો તે સમજાતુ નથી. કદાચિત્ આ ગ્રન્થો પંડિતજીને દૃષ્ટિગોચર નહિ થયા હોય અથવા તો શ્રી ગોપેશ્વરજીના જ શબ્દમાં કહીએ તો " नैयायिकमतादरस्तु नास्तिकादिदूषकत्वेन शिष्टाना भूषणधारणार्थं लाक्षाधारणवत् " વેદાદિ સચ્છાસ્ત્રનો અનાદર કરનાર નાસ્તિકના વિગ્રહને માટે જ કર્યો હોય તો પ્રભુ જાણે તથાપિ તેમ કરવામા પણ અતિપ્રસંગ જણાય છે। ગમે તેમ હો પણ આટલુ તો સિદ્ધ જ છે કે નૈયાયિકોની કેવલ યુક્તિ બ્રહ્મવાદમાં લેશમાત્ર પણ ગ્રાહ્ય નથી.

માત્ર એક જ પુસ્તકના આધારથી આ ગ્રન્થનું મુદ્રણ કરેલુ હોવાથી પુસ્તકનુ શોધન સંપૂર્ણરીતે સંતોષજનક ન થાય એ સ્વાભાવિક છે. પં. ગટ્ટૂલાલના પુસ્તકાલયમાં આ ગ્રન્થની નકલ છે, તથાપિ ત્યાના કાર્યવાહકોની તે પુસ્તકાલયનો લાભ અમને આપવાની પ્રબલ અનિચ્છાને લીધે, અત્ર તેનો ઉપયોગ થયો નથી. પ્રાચીન પ્રત ઉપરથી જો કોઇ વિદ્વાન્ આ ગ્રન્થમાં રહી ગયલી અશુદ્ધિ લખી જણાવશે તો હવે પછી તેનો સોપકાર સ્વીકાર કરીને શુદ્ધિપત્ર રૂપે આગામી અંકમા પ્રકટ કરવામા આવશે. અશુદ્ધિ દર્શાવ્યા વિના 'અશુદ્ધ' એટલુ માત્ર ઉચ્ચાર કરનારે સજ્જનો અમારી વિનતિ લક્ષમા લેશે.

બીજુ પુ. ભ. સુ. માં પ્રાપ્ય સર્વ છોટા વાદગ્રન્થોનુ મુદ્રણ કરવાનો અમારો નિશ્ચય થયો છે, તેથી અમે સર્વ ગોસ્વામી બાલકોને તથા સર્વ સામ્પ્રદાયિક અને અન્ય પંડિતોને

વિનંતિ કરીએ છીએ તેઓ પોતે કૃપા કરીને પોતાની કને જે જે વાદ ગ્રન્થો હોય તે તે અમને મોકલી આપો એમ કરવાથી વાદગ્રન્થોની અનેક પ્રત મળવાથી વાદગ્રન્થનુ અતીવ શુદ્ધ મુદ્રણ થશે, અને અન્ય વાદગ્રન્થો જે અમારા તથા અન્ય વૈષ્ણવ વિદ્વાનોના જાણમા નહિ હોય તે પણ પ્રકાશ પામશે જે ગોસ્વામી તરફથી અથવા તો વિદ્વાન્ તરફથી જે વાદગ્રન્થની પ્રાપ્તિ અમને થશે તેનો પ્રસિદ્ધ રીતે આ માસિકમા સ્વીકાર કરીશુ, અને કાર્ય સંપૂર્ણ થયેથી તે ગ્રન્થ તેઓને યથાસ્થિત પાછા મોકલી દઇશુ. આશા છે કે આ અમારી નમ્ર પ્રાર્થના વીદ્વાન્ ગોસ્વામી મહારાજને તથા વૈષ્ણવો લક્ષમા લેશે, કારણ કે વિદ્યાની વૃદ્ધિમા જ તેઓને ભૂષણ છે કદાચિત્ પ્રાચીન પ્રતિ મોકલવાની અનીચ્છા હોય તો તેના ઉપરથી બીજી શુદ્ધ પ્રતિ પણ જો મોકલવામા આવશે તો પણ મહાન્ ઉપકાર વૈષ્ણવસૃષ્ટિ ઉપર સહજ થશે.

---

# કવિવર દયારામભાઈનાં કાવ્ય.

કવિવર ભક્ત દયારામભાઇએ ગુર્જર સાહિત્યને પોષવાને અનેક કાવ્ય ગ્રંથો લખ્યા છે, અને તેમ કરીને તેમણે શુષ્ક-લુખા જણાતા ગુર્જર વાઙ્મયને રસિક અને હૃદયગમ કર્યું છે, એમા કઇ સંશય નથી. ભક્ત કવિવરે લખેલા કાવ્યોમા ભાગ્યે જ કોઇ કાવ્ય એવુ હશે કે જેમાં આ સમ્પ્રદાયની છટા છવાયલી ન હોય; પરંતુ શોકની વાત છે કે, તે કવિવર પછી થયલા આધુનિક વાતાવરણથી આહત હૃદયવાલા ઉપરઉપરથી જોઇને જ અમુક પ્રકારના નિશ્ચય ઉપર આવી જનારા મુગ્ધજનોએ કવિનુ લક્ષ્યબિંદુ સમજ્યા વિના, તેમની કવિતાનું મર્મ નિર્ધાર્યા વિના, અનેક રીતે કવિને દૂષણ આપીને તેમની કવિતાનો ખેદમદ દુરર્થ કરવામાં કર્તવ્ય માન્યુ છે, અને કવિકૃતિને અજ્ઞાનપણામા ગમેતેમ આલેખી છે

કવિવરના ઘણા કાવ્યો પ્રસિદ્ધ થયલા છે, અને તે ઉપરાત પણ હજુ ઘણાં કાવ્યો અપ્રસિદ્ધ અવસ્થામા જ છે, એમ શ્રવણપથને પ્રાપ્ત થયુ છે આ અપ્રસિદ્ધ કાવ્યોમાનાં પ્રત્યેક પદ 'પુષ્ટિભક્તિસુધા'ના ગત વર્ષના છેલ્લા અંકોમા પ્રસિદ્ધ થયલા છે પછી પણ તે કાવ્ય જેમના તરફથી મળ્યા હતા, તેમના તરફથી જ બીજાં મલવાની આશા હતી, પણ સાંકડા વિચારના વશ્યત્વના પરિણામે એ તિરોહિત થઈ છે. આ અંકથી જે કાવ્યો (ઉક્ત-વિરચિત) પ્રકટ કરવામા આવશે તે પણ અપ્રસિદ્ધ અને દુષ્પ્રાપ્ય છે. વળી અશુદ્ધ અવસ્થામાં રહેવાને શુદ્ધ કરીને ન સમજી શકાય એવા કાવ્યોનો સરલ અર્થ પણ આપીને મુદ્રિત કરવામા આવશે. આશા છે કે વૈષ્ણવો કવિવરની રસિક અને સચોટ, ચમત્કૃતિવાલી અને હેતુગર્ભિત વાણીનું મનન કરીને શ્રીવલ્લભાધીશ્વરના પુષ્ટિમાર્ગનુ મર્મ સમજીને કૃતાર્થતા સંપાદન કરશે.

---

# બ્રાહ્મણભક્તસંવાદ.[1]

છંદ–દુધૈયા.

પ્રથમ નમન ગુરુ ગોવિંદને કરી, ટાળુ સહુની ભ્રાંત જી;
નાટક **બ્રાહ્મણભક્તવિવાદે**, પ્રતિપાદન સિદ્ધાંત જી. ૧
શ્રીહરિગુણ ગાઓ, સહુ સુખ સહેજે મલે જી,
મન નિર્મલ થાય, સંદેહ સર્વ ટલે જી. ટેક. ૨
હરિહરનામે દ્વિજ એક હતો, કાંચીપુરનો વાસી જી,
તે બ્રાહ્મણને સુત બે હતા, ઉભય શાસ્ત્ર અભ્યાસી,
હરિગુણ ગાઇએ જી. ૩
શિવશંકર નામે એક સુત દૃઢ, સ્માર્તધર્મી કહાવે જી,
વિષ્ણુદત્ત બીજો સુત તેને, ભક્તિ હરિની ભાવે જી. ૪
એક સમય [2]વૈષ્ણવાચાર્યજી, પધાર્યા તે પુરી માહે જી;
વિષ્ણુદત્ત વૈષ્ણવી દીક્ષા, લેવાને ચાલ્યો ત્યાહે. ૫
તે સમયે શિવશંકર બંધુ, બોલ્યો ગર્વવચન જી;
આપણ બ્રાહ્મણ શ્રેષ્ઠ સર્વથી, શિદ થઇએ હરિજન જી ?
સુણીએ વૈષ્ણવ જી. ૬
વિષ્ણુદત્ત કહે વિપ્ર વડા થઈ, એ કુલ જગ પૂજાય જી;
ભક્તિવિના ભગવાન્ મલે નહિ, વેદ શાસ્ત્ર સૌ ગાય,
સુણીએ બ્રાહ્મણ જી વૈષ્ણવજન થઇએ જી. ૭
શિ—બ્રાહ્મણ તે જ રૂપ ઈશ્વરનું, ઈશ્વર મલવા કેવા જી ?
વિષ્ણુવદનથી ઉત્પત્તિ જેની, ભવ[3] સેવે ભૂદેવા. ૮

---

૧. આ સવાદ સ્માર્ત અને વૈષ્ણવ વચ્ચેનો છે વિષ્ણુદત્ત અને શિવશંકર નામના બે પાત્રોને કલ્પીને ઉત્તર પ્રત્યુત્તર રૂપે સ્માર્ત મતનુ વ્યર્થત્વ અને પુષ્ટિમાર્ગનુ જ શ્રેષ્ઠત્વ પ્રતિપાદન કર્યું છે આ સવાદને જો કે કવિ 'નાટક' સજ્ઞા પહેલી અને છેલ્લી ટૂકમા અર્પે છે, પરતુ એમા ભરતપ્રણીત નાટ્યશાસ્ત્રમાના નાટકલક્ષણોક્ત અગોના અભાવ હોવાથી અત્ર તેને 'સવાદ' સંજ્ઞા આપવી ઉચિત ધારી છે

૨. શ્રીમહાપ્રભુજી.

૩ ભવ એટલે શકર તેને બ્રાહ્મણો સેવે છે, ભવ શબ્દનો સસાર અર્થ કરીને આખો સસાર ભૂદેવોને સેવે છે, એવો અર્થ એક સાક્ષરે કર્યો છે, તે નીચેની ટૂકને બધ બેસતો નથી અને ઉટપટાંગ છે.

વિ—પિતા ભજે તે પુત્ર સ્વધર્મી, શ્રુતિ કહે કરીને સોર જી;
હરિથી ઉપન્યા ન ભજો હરિને થયા હરિના ચોર. ૯

શિ—કર્મકાંડ યજ્ઞાદિ વિપ્રને વેદે એમ બતાવ્યું જી;
નિત્ય કર્મ દ્વાદશ દ્વિજ તેમાં, હરિભજન શું ન આવ્યું? ૧૦

વિ—વિપ્ર વિમુખ હરિ દ્વાદશ[1] ગુણયુત, તરે ન સ્વય આભમાની જી;
તેથી વર[2] હરિભક્ત શ્વપચ[3] પણ, સકુલ તરે ગુણગાની. ૧૧

ધિક્ [4]વિધિ જન્મ વ્રત બહુસુતા, કુલ ક્રિયાદિ ધિક્કાર જી;
ધિક્ દક્ષતા વિમુખ અમો હરિ, મુનિ કહ્યું ધન્ય નિજનાર. ૧૨

શિ—યજ્ઞપુરુષનું પૂજન યજ્ઞે, તે બ્રાહ્મણનું કર્મ જી,
વેદવચન એમ કહે છે કે નહિ? તમે શું જાણો મર્મ?
સ્માર્ત રહીએ જી. ૧૩

વિ—પશુ મારી મખ કરી કદા કોઇ, સ્વર્ગવિષય સુખ પામે જી,
ક્ષય [5]પુણ્યે સુર પૃથ્વી પટકે, નિર્ભય પદ ન વિરામે. ૧૪

---

૧ ધર્મ, સત્ય, દમ, તપ, અમાત્સર્ય, લજ્જા, તિતિક્ષા, અનસૂયા, યજ્ઞ, દાન, ધૃતિ અને શ્રુતત્વ. આ બાર ગુણો બ્રાહ્મણના છે આ ટૂંક ઉપરની નોટમા હરગોવનદાસ કાંટાવાલા જે બાર ગુણો ગણાવે છે, તે કેવલ મન કલ્પિત છે જ્યારે આ દ્વાદશ ગુણો શ્રીમદ્ભાગવતોક્ત છે.

૨. શ્રેષ્ઠ.

૩. ચાણ્ડાલ બારગુણોથી યુક્ત બ્રાહ્મણથી પણ હરિભક્ત ચાણ્ડાલ શ્રેષ્ઠ છે. આ જ ભાવ શ્રીમદ્ભાગવતના સપ્તમસ્કંધમા નિર્દિષ્ટ છે. विप्राद्द्विषड्गुणयुतादरविन्दनाभपादारविन्दविमुखाच्छ्वपच वरिष्ठम् । मन्ये तदर्पितमनोवचनेहितार्थप्राण पुनाति सकुल न तु भूरिमान । આ શ્લોકનો સંપૂર્ણ ભાવાર્થ કવિ સ્વોક્તિમા મુકે છે

૪. धिग्जन्म नस्त्रिवृद्विद्या धिग्व्रत धिग्बहुज्ञताम् । धिक्कुल धिक् क्रियादाक्ष्य विमुखा ये त्वधोक्षजे । भा द स्क अ २३-३९ શ્રીમદ્ભાગવતના આ શ્લોકનુ ઉપરની ટૂકમા અક્ષરશ ભાષાન્તર છે જ્યારે ભગવાને યજ્ઞપત્નીનો ઉદ્ધાર કર્યો, ત્યારે સ્વકીય સ્ત્રીઓની પ્રભુમા અત્યાસક્તિને જોઇને પોતાની બહિર્મુખતાને અવધારનાર યજ્ઞદીક્ષિતોની આ પ્રાયશ્ચિત્તોક્તિ છે. કવિવર સ્વકથનના પ્રમાણમા આ શ્લોક યોજે છે

૫ પશુહત્યાને આદરીને મખ—યજ્ઞ કરે અને તેના પુણ્યબલથી સ્વર્ગ ગયો પણ તેથી શુ? क्षीणे पुण्ये मर्त्यलोक विशन्ति—પુણ્યનો ખજાનો ખૂટતા મૃત્યુલોકમા પ્રવેશે છે, એ ભગવદ્વાક્યને આધારે સ્વર્ગ જેવા અધ્રુવપદનુ આલંબન કરવા કરતા यत्प्राप्य न निवर्तन्ते तद्धाम परम मम—જેને પામીને પાછુ આવવાનુ રહેતુ નથી, એ મારું શ્રેષ્ઠ ધામ છે, તો એવા નિશ્ચિત પદને પામવા પ્રયત્ન કેમ ન કરવો?

શિ—પશુઘાતનું પાપ ન લાગે વેદવિહિત[1] તે સારુ જી;
પુનરાવૃત્તિ ફરી મખ કરીએ, વલી સ્વર્ગે સુખ સારું. ૧૫

વિ—વ્યસન વિસરવા મદ્યમાંસ, શ્રુતિયુક્તિ ન સમજે [2]ખૂંધીજી;
વેદરહસ્ય હરિ મળવા, કર્મજડ ન લહે મતિ ઊંધી. ૧૬

શિ—વેદવચન તે વિષ્ણુ બોલ્યા, તે પ્રમાણ કેમ ઘેલું જી?
વેદવિહીન કરે કૃત્ય જે કોઇ, તે જ માનવું મેલું. ૧૭

વિ—વેદવચન કોણ વ્યર્થ કહે છે? ઉંધુ બોલો સવળું જી,
[3]શ્રુતિહાર્દ છે તે નવ સમજ્યા, ગ્રહ્યું ઉપલું અવળું. ૧૮

શિ—નિર્ણય નિગમતણો તમે સુધો, સમજો છો તો બોલો જી,
તેને પ્રતિઉત્તર અમો આપુ ડહાપણમા શીદ ડોલો? ૧૯

વિ—ત્રિગુણવિષય [4]શ્રુતિ તથા ત્રિગુણપર, હરિ-અર્જુનપદ દાખ્યો જી,
પશુયજ્ઞ પ્રભુ પ્રસન્ન હતા તો, શિદ [5]જપમખ ગીતા ભાખ્યો? ૨૦

શિ—કર્મભ્રષ્ટ જો વિપ્ર થાય તો, ભ્રષ્ટ જાણવો તેને જી;
સુકર્મ કરીને કુકર્મ ટાલે, મોક્ષ પામવો જેને. ૨૧

વિ—ઢોર વેદીઆ તે એમ બોલે, કર્મે [6]કર્મ સુકાય જી,
પંકે લેપ્યું અંગ હોય જડ, પંકે કેમ ધોવાય? ૨૨

શિ—ધર્મ પારકો [7]ભયદાતા છે, સ્વધર્મથી કલ્યાણ જી,
સંધ્યાતર્પણ બ્રહ્મયજ્ઞાદિક વિપ્રકૃતિ પ્રમાણ. ૨૩.

વિ—સંધ્યા [8]ગાયત્રી બ્રાહ્મણને, ઋણ શિર છે શ્રુતિ ઉક્તિ જી;
કર્યે ન પુણ્ય દોષ છોડેથી, ભદ્ર થવા હરિ ભક્તિ. ૨૪.

---

૧. अग्निषोमीयं पशुमालभेत એ શ્રુતિ-વેદ યજ્ઞીય પશુહનનને સમતિ આપે છે, માટે પાપ નથી. ફરીતે મૃત્યુલોકમા આવીએ તો ફરી સ્વર્ગ વાસ્તે યજ્ઞ આચરીએ

૨. મૂર્ખ. ૩. શ્રુતિનું તાત્પર્ય. ૪ त्रैगुण्यविषया वेदा निस्त्रैगुण्यो भवार्जुन વેદો સત્વ, રજસ્ અને તમસનુ પ્રતિપાદન કરે છે, પણ હે અર્જુન તુ ત્રિગુણરહિત થા. આ ભગવદ્વાક્યનું તાત્પર્ય ઉપરનું ટૂંકમા સુકયુ છે ૫ જપમખ-જપયજ્ઞ जपयज्ञोऽस्मि यज्ञानाम् । ૬. કર્મ કર્યાથી કર્મનો સંન્યાસ-ત્યાગ થાય એમ વેદનું તાત્પર્ય સમજવામા અધુરા લોકો બોલે છે. કાદવથી ખરડાયલું શરીર તે કાદવથી કેમ ધોવાય? कर्मणा कर्मनिर्हारो न ह्यात्यन्तिक इष्यते કર્મવડે કર્મનો નાશ સદાને માટે થતો નથી એ ભાગવતવાક્ય અત્ર પ્રમાણ છે.

૭. स्वधर्मे निधनं श्रेयः परधर्मो भयावहः । ગીતા.

૮ સંધ્યા ગાયત્રી એ તો નિત્ય કર્મ બ્રાહ્મણને માથે દેવા સરખા છે. દેવુ પતાવવુ જ જોઇએ માટે સંધ્યા વગેરે બ્રાહ્મણે કરવા પણ તે કર્યાથી પુણ્ય નથી, ન કર્યાથી પ્રત્યવાય છે. તો કલ્યાણની ઇચ્છા રાખનારે તેમા અત્યાસક્તિ ન રાખતા પ્રભુભજનપરાયણ થવુ.

શિ—ભદ્ર ન હોય તો બ્રાહ્મણ મોટા, શીદ કરે આચરણ જી ?
સ્વધર્મ તો સહુને પાલવો, જે જન્મ્યુ જે વર્ણ. ૨૫.

વિ—[1]આત્મધર્મ તે પરમધર્મ છે, સદાસર્વ હરિભક્તિ જી,
વર્ણધર્મ તો દેહ લગી તેથી શી અતિ આસક્તિ ? ૨૬.

શિ—આહ્નીક વિધિ વિપ્રને કહી છે, તેજ પ્રમાણે કરવી જી,
અવર વાત આપણને કહે ભાઇ, શીદ પડે સાંભલવી ? ૨૭.

વિ—સ્વધર્મનિષ્ઠ શત જન્મ લગી રે, વિરચિ[2] લોકે જાય જી,
વૈષ્ણવ તે જ દેહને અતે હરિપદ ભોગી થાય જી. ૨૮.

શિ—ભક્ત હરિના સર્વે બરાબર, કો મોટા કો નાના જી,
આપણ બ્રાહ્મણ સર્વશિરોમણિ, શ્રેષ્ઠ રહ્યા પછી શાના ? ૨૯.

વિ—ક્યારના બ્રાહ્મણપદ લઇ ફૂલો ? સહજ થયા કેમ બ્રાહ્મણ જી ?
વેદશાસ્ત્ર પ્રત્યુત્તર દો, શુ આવડુ અકલામણ. ૩૦.

શિ—જન્મ [3]શુદ્ર દ્વિજસસ્કારથી, વેદાભ્યાસથી વિપ્ર જી;
બ્રહ્મ જાણ્યાથી બ્રાહ્મણ કહાવે, સ્મૃતિવાક્ય લો ક્ષિપ્ર. ૩૧.

વિ—જાણે બ્રહ્મ તે સર્વે બ્રાહ્મણ, તમો અધિકા કેમ જી ?
ઉત્તર બધ થશે બહુ સુથે, નથી સમજતા મર્મ. ૩૨.
જો કહેશો બ્રાહ્મણ[4] આત્મા તો, નાશ કદા નથી થાતો જી,
અપર તનુ પેસે છે ત્યા કેમ, બ્રાહ્મણ નથી કહેવાતો ? ૩૩

---

૧ વર્ણાશ્રમ ધર્મો દેહને લઇને છે દેહ ન હોય તો તે કઈ પ્રાપ્ત થતા નથી પરંતુ હરિભજન તો આત્મધર્મ છે. જીવ ભગવાનનો અશ છે, ચિદંશ છે, તેણે પોતે આનન્દાનુભવાર્થ ભગવત્સેવા કરવી જ જોઇએ, એ ધર્મ જીવ, જીવ થયો છે ત્યારનો એમાં રહેલો છે માટે ભગવત્પરિચર્યા એ આત્મધર્મ છે, વર્ણાશ્રમધર્મ દેહ ધર્મ છે માટે એમા આસક્તિ રાખવાની દ્વિવિર મુક્ત હો મના કરે છે પ્રભુચરણ અણુભાષ્યમા આ જ ભાવાર્થનુ ઉદ્ઘાટન કરે છે. भगवद्धर्माणामात्मधर्मत्वेनान्तरङ्गत्वाद्वाश्रमकर्मणां देहधर्मत्वेन बहिरङ्गत्वात्तदविरोधेन तत् कर्तव्यमितिस्थितम्–ભગવદ્ધર્મો એ આત્મધર્મ છે, માટે અતરગ છે, આશ્રમકર્મ દેહધર્મ છે, માટે બહિરગ છે, તેથી ભગવદ્ધર્મને અડચણ ન આવતા હોતા વર્ણાશ્રમધર્મો આચરવા.

૨ બ્રહ્મલોકમા ૩. जन्मना जायते शूद्र संस्काराद्द्विज उच्यते । वेदाभ्यासाद्भवेद्विप्रो ब्रह्म जानाति ब्राह्मण । એ સ્મૃતિવાક્ય ક્ષિપ્ર–તુરત લઈ લો ૪ અહિંથી વજ્રસૂચિ ઉપનિષદ્‌ના વાક્યનુ ભાષાન્તર જ છે तत्र चोद्यमस्ति को वा ब्राह्मणो नाम , प्रथमो जीवो ब्राह्मण इति चेत्तन, अतीतानागतानेकदेहाना जीवस्यैकरूपत्वात्. तस्मात्न जीवो ब्राह्मण, तर्हि देहो ब्राह्मण इति चेत्तन, ..पित्रादिशरीरदहने पुत्रादीना ब्रह्महत्यादिदोषसम्भवात् ।

કહેશો બ્રાહ્મણ દેહ કદાપિ, તો પણ સંકટ જાગે જી;
દગ્ધ કરે છે પુત્ર તેને કેમ, બ્રહ્મહત્યા નવ લાગે. ૩૪.

આત્મા દેહ મળે બ્રાહ્મણ કહેશો, તો પણ નહિ ફાવો જી;
આત્મા દેહસંબંધ આખલને, બ્રાહ્મણ સર્વ ઠરાવો. ૩૫.

વજ્રસૂચિ ગ્રંથે બહુ વાક્ય, શંકર એવાં ભણ્યા જી,
બ્રાહ્મણપદનો ગર્વ ગાળવા, કાંઈ તમને કહી દાખ્યા. ૩૬.

દેવ[1] પિતૃ નર ઋણ ઋષિઋણ ચારે, કૃષ્ણ શરણથી છૂટે જી;
હરિજન વેઠ ત્રીશ ત્રણ કોટિ ઋષિ, તે કર્મ શિર કૂટે. ૩૭.

સુણીએ બ્રાહ્મણજી, ભગવદ્જન થઈએ જી,
સહેજે ભવ તરીએ વૈકુંઠપદ લઈએ. ૩૮.

શિ.--દેહ જ્યાં લગી કર્મ ત્યાં લગી, વળગ્યાં નવ છોડાય જી,
દેહાધ્યાસ છૂટે જ્ઞાને ત્યારે, આપો આપ રહી જાય. ૩૯.

સુણીએ વૈષ્ણવ જી, બ્રાહ્મણપદ રુડું જી,
જેથી મોક્ષ મળે કોણ કહે કુડું જી? ૪૦.

વિ.--કર્મ આવશ્યક[2] ત્યાં લગી સહુને શ્રીમુખ હરિ જ બતાવે જી;
જ્યાં લગી મુજ કથા શ્રવણ આદિકમાં શ્રદ્ધા ન આવે. ૪૧.

શિ.--કર્મ આચરીએ ભક્તિ કરીએ, બન્ને વસ્તુ ગ્રહીએ જી,
છેક કર્મને ત્યાગ કરે તો અકલ્યાણ તો લઈએ. ૪૨.

વિ.--કર્મ ત્યાગ કરી હરિપદ ભજતાં, પડે કદા રહી કાચો જી;
તદપિ અભદ્ર થાય ન તેનું નારદવાક્ય[3] વાચો. ૪૩.

શિ.--બ્રાહ્મણ ભક્ત થયો માટે શું બ્રહ્મકર્મથી નાસે જી;
સંધ્યા ગાયત્રીરહિત દ્વિજ શૂદ્ર સરીખો ભાસે. ૪૪.

વિ.--કુશજલ મંત્રે સંધ્યા થાય ન, અથર્વ ઉપનિષદ્ વાણીજી,
કૃષ્ણથી મન શોધિ તે સંધ્યા, સજ્જન સત્ય પ્રમાણી. ૪૫.

---

૧. દેવઋણ, પિતૃઋણ, ઋષિઋણ, મનુષ્યઋણ એ ચાર દેવાં દરેક મનુષ્યને શિર હોય છે. પરંતુ શ્રીકૃષ્ણશરણથી તે ઋણમાંથી બચી જવાય છે. હરિજનના કર્મની વેઠ તેત્રીશ કરોડ ઋષિઓ કર્યા કરે છે.

૨. तावत्कर्माणि कुर्वीत न निर्विद्येत यावता । मत्कथाश्रवणादौ वा श्रद्धा यावन्न जायते । एकादशस्कन्ध.

૩. त्यक्त्वा स्वधर्मं चरणाम्बुजं हरेर्भजन्नपक्वोऽथ पतेत्ततो यदि, यत्र क्व वा भद्रमभूदमुष्य किं कोऽर्थ आप्तो भजतां स्वधर्मतः प्र. स्क. अ. ५.

ગાયત્રી દૈવત બ્રાહ્મણનું તે જ બ્રાહ્મણે શાપીજી,'
ભક્ત ભક્તિને શાપ ન લાગે, જુઓ સર્વ અદ્યાપિ. ૪૬.

પરમ ભાગવત વસિષ્ઠ માટે, શાપ ગાયત્રી લાગ્યો જી,
દુર્વાસાનો અંબરીષને અડયો ન ઉલટો ભાગ્યો. ૪૭.

ત્રિવર્ણ ગુરૂ દ્વિજ ગાયત્રી બલ, તે સંન્યાસી પૂજે જી;
પ્રણવ જપે તે પ્રણવની પહેલા, હરિઃ પંડિત બૂજે. ૪૮.

વિપ્ર સપ્તઋષિને સહુ પૂજે, ને કરે ધ્રુવ પરિક્રમા જી,
પ્રકટ જુઓ ધ્રુવ ક્ષત્રિયનો સુત, તે સાતે કુલ બ્રહ્મા. ૪૯.

શબરીચરણે ગંગા પવિત્ર થઈ, તેમા મુનિ સહુ નાહ્યા જી,
ભિલ્લડી ભક્ત ભગવાને માની, ઋષિ અભિમાની દબાયા. ૫૦.

પાડવે કોટયવધિ મુનિ પોષ્યા, **પાંચજન્ય** નવ બોલ્યોજી,
**શ્વપચ** વાલ્મિક મુખકણ પડતા, બોલ્યો મહિમા ખોલ્યો. ૫૧.

વ્યાસ સરીખા ભક્તિ મુખ્ય, માન્યા વિના અંતર દાઝ્યા જી,
નારદ શિક્ષા રચ્યું ભાગવત, ત્યારે આનંદ લાધ્યા ૫૨.

શૌનકાદિ શ્રોતા થઈ વક્તા, સૂત પુરાણી સ્થાપ્યા જી;
ક્યાં મુનિ ક્યાં સૂત હૃદય વિચારો, ભક્ત શ્રેષ્ઠ આલાપ્યા. ૫૩

ધર્મકર્મથી કોણ તર્યું છે? જુઓ ત્રિકાલ વિચારીજી,
ભાગ્યહીન હરિ ભક્તિ ન મલે, ભક્તાધીન ગિરિધારી. ૫૪

કોટિજન્મ તપયજ્ઞ સમાધિ, સાધે ધરી આસક્તિ,
કરે એમ નિષ્પાપ થાય નર, તદા ઉદય હરિભક્તિ. ૫૫

ભક્તિ અંગ હરિનામ રુચિ જાણો, પૂર્વ તપાદિક કરીઆંજી;
અથવા સુસંગબલ કીર્તન રતિ, કર્યા કાર્ય વિના હરીઆ. ૫૬

ચિંતામણિ શ્રીકૃષ્ણભક્તિમા, સહુ ધન સાધન આવ્યું,
પૂર્ણ પુણ્યવાલાને પ્રતીત, મહાજન રહસ્ય બતાવ્યું. ૫૭

સ્માર્તને રુચિ અધિક કર્મમાં, કર્મતણું ફલ જ્ઞાન જી,
જ્ઞાને મુક્તિ પણ ભક્તિ વિના વશ ન થાય ભગવાન. ૫૮

અનન્ય સુરમા ભક્તિપ્રિય પુરુષોત્તમ અન્યાશ્રય નવ લાવે જી,
સહુ સુરમા હરિસમાન બુદ્ધિ, નારકીશ તે કહાવે. ૫૯

સુર નિજ મુખ બોલ્યા હરિ મુકીને, અમને ભજે તે અંધજી,
શ્વાનપુચ્છ ગ્રહી સિંધુ તરાય ન, ભાખ્યું[1] ષષ્ઠ સ્કંધ. ૬૦

અતિશય [2]દુરાચારી હોય તદપિ, અનન્ય થઇ મુને ગાય જી,
તેજ સાધુ માનજે તું અર્જુન ગીતાવચ વ્રજરાય. ૬૧

અવર દેવની ત્યજે ઇર્ષ્યા, ભજે એક ભગવાનજી;
સિંચે મૂલ વૃક્ષનું પોષણ, શાસ્ત્ર કરે સહુ ગાન. ૬૨

હરિનું આપ્યું કદા નાશ નહિ, આપ્યું શિવાદિક જાય જી;
સહુમા હરિ પણ અવિધિપૂર્વક, ભજે અન્યાશ્રય થાય. ૬૩

સર્વ ધર્મ પરિત્યાગી [3]અર્જુન, ગ્રહે એક મુજ શરણ જી,
સર્વ પાપથી મુકાવીશ હું, બોલ્યા શ્રીગિરિધરણ. ૬૪

ઉભય વિવાદ સુણીને પિતુ હરિહર, બોલ્યો એવી વાણી જી;
સાધન ફલ સમાન કેમ આવે ? વૃથા મરે શીદ તાણી. ૬૫

ચાલ વિષ્ણુદત્ત હું પણ આવું, વૈષ્ણવી દિક્ષા લેવા જી,
તક સરીખો શ્વેત કર્મપથ, નવનીત છે હરિસેવા. ૬૬

જનક બધુ મત એક જોઇને, શિવશંકરે વાત વિચારી જી,
પંડિત પિતા વૃથા ન બોલે, છે મૂર્ખતા મારી. ૬૭

**શ્રીવલ્લભાચાર્યને** શરણે, સહકુટુંબ ત્રણે આવ્યા જી,
નામ નિવેદન ધરી મર્યાદા, શ્રીજી શિર પધરાવ્યા. ૬૮

ભક્તિ પ્રેમ આસક્તિ પામ્યા, સેવ્યા શ્રીગિરિધારીજી,
લીલા પ્રાપ્ત થઇ તનુ છટે, પુષ્ટિપથ શુભકારી. ૬૯

**દયારામ** દ્વિજ **વલ્લભ** વૈષ્ણવ, તેણે આ નાટક રચીયુંજી,
વેદશાસ્ત્ર વચઃ પ્રમાણ સઘળે, સુબુદ્ધિ પંડિત સંચિયું. ૭૦

---

एकादशस्क विनोपसर्पत्यपर हि यालिश श्वलाङ्गुल्नातितितर्ति सिन्धुम।

3. त्यर्वा चेत्सुदुराचारो भजते मामनन्यभाक्, साधुरेव स मन्तव्य सम्यग्व्यवसितो हि स
कौंतेय आमो मर्जम्परित्यज्य मामेक शरण व्रज, अह त्वा सर्वपापेभ्यो मोक्षयिष्यामि मा शुच ।

# ચર્ચાપત્ર.

( ગોસ્વામી શ્રી ગોકુલનાથજી મહારાજના આશ્રિત શાસ્ત્રી રમાનાથજીના આ લેખને યોગ્ય ન્યાય મળે માટે અત્ર કોઇપણ જાતના ફેરફાર વિના સ્થાન આપવામા આવે છે આ લેખની તરફેણમા કે વિરૂદ્ધમાં જતા કોઇ પણ પ્રામાણિક લેખને સ્થાન આપવામા આવશે. છેવટે સાંપ્રદાયિક ગ્રંથોને અનુસરીને શુ સત્ય છે, એ વિષયે બે શબ્દ લખીને આ ચર્ચા પૂર્ણ કરવામા આવશે અધિપતિ. )

---

॥ श्री हरिः शरणम् ॥

## ‘साधन[1] वा उपाय.’

પુષ્ટિ, પ્રવાહ અને મર્યાદાના એકએકના અનેક ભેદોને લઇને જો સાધન લખવા બેસીએ તો ઘણો વિસ્તાર થઇ જાય છે, માટે સાધનના વિષયમા ત્રણ અધિકાર માનવા જોઇએ. આ ત્રણે અધિકારમા બધા ઉત્તમફલના અધિકારીઓનો સમાવેશ થાય છે

તેમા પ્રથમ કક્ષામા જ્ઞાનીઓ છે. યદ્યપિ કર્મ અને જ્ઞાનમા પણ ભક્તિની અપેક્ષા છે, તથાપિ प्रधानव्यपदेशन्याये આ વાત કહી છે. જ્ઞાનીઓનુ ફલ અક્ષરૈક્ય અથવા તો ભિન્નરુચિના અનુસારે તત્તદ્દેવોનુ ઐક્ય ફલ છે તેની પ્રાપ્તિ માટે સાધન પણ ત્રયી, (નિષ્કામ-કર્માનુષ્ઠાન ), સાખ્ય, ( આત્મજ્ઞાન ), યોગ, ( વૃત્તિનિરોધ), શૈવ, શાક્ત સૌર અને तपसा ब्रह्मचर्येण ઇત્યાદિ વાક્યોક્ત तपस् આદિ અનેક સાધન છે. કિન્તુ ‘न तथा ह्यघवान् राजन्’ ‘प्रायश्चितानि चीर्णानि’ ‘येन्येऽरविन्दाक्ष’ ‘केचित्केवलया भक्त्या’ ઇત્યાદિ વાક્યથી માલુમ થાય છે તે અધિકારથી ઉત્તમ અને મધ્યમ કક્ષાના જીવો માટે ભક્તિ સિવાય બીજુ સાધન નથી અને તેનુ ફલ માનસી ભક્તિ અર્થાત્ ‘अमुष्मिन् मन कल्पन’ ‘मनोगतिरविच्छिन्ना’ ઇત્યાદિ વાક્યોક્ત ભક્તિ છે તે સાધન ભક્તિના નવ ભેદ છે ‘श्रवण कीर्तनं विष्णो’ ઇત્યાદિ. તેજ નવ ભક્તિઓનુ કોઇ ભાવુક વિદ્વાને નિરૂપણ કર્યું છે —

श्रीविष्णो श्रवणे परीक्षिदभवद्वैयासकि कीर्तने
प्रल्हाद स्मरणे तदङ्घ्रिभजने लक्ष्मी पृथु पूजने ॥
अक्रूरस्त्वभिवन्दने कपिपतिर्दास्येऽथ सख्येऽर्जुन
सर्वस्वात्मनिवेदने बलिरभूत्कृष्णाप्तिरेषां परम् ॥ १ ॥

---

[1] આ વિષયનું વ્યાખ્યાન ગો. શ્રી ગોકુલનાથજી મહારાજના અધ્યક્ષપણા નીચે સ્વ ધર્મવિવર્ધિની સભામા થયુ હતુ તેના વિષયમા પોતાની ભિન્ન રુચિના અનુસારે કેટલાકનુ એમ કહેવાનુ છે કે ‘ તમે એ વ્યાખ્યાન શ્રીમદ્વલ્લભાચાર્યના મત પ્રમાણે કર્યું નથી અને વિદ્વાન લોકો તમને દયાનંદનો ખિતાબ આપે છે’ ઇત્યાદિ अस्तु જે વિદ્વાન્ શ્રીમદ્વલ્લભાચાર્યના મતથી અપરિચિત છતા મને એવો ખિતાબ આપે છે, તો તેના વિષયમા મારે કંઈ કહેવાનું નથી, તેમ જ જે લોકો તેનો અનુવાદ કરે છે તેના પણ કહેવાથી મારા હૃદયમાં ઉદ્વેગ થતો નથી, કારણ તેમા કેટલાક મારા સ્નેહીબન્ધુ છે અને કેટલાક ગૌરવભાજન છે કિન્તુ आपरितोषाद्विदुषा આ ન્યાયથી જે વ્યાખ્યાન મે કર્યું છે તે શ્રીમદ્વલ્લભાચાર્યના મત પ્રમાણે છે કે નહિ તેનો નિર્ણય લોકસંમતિથી કરાવવા માટે તેનો અવિકલ અનુવાદ કરુ છુ

— લેખક

અર્થાત્—શ્રીકૃષ્ણના ગુણશ્રવણના વિષયમા પરીક્ષિત રાજા, કીર્તન વિષયમા શુક, સ્મરણમા પ્રહ્લાદ, પાદસેવનમા શ્રી લક્ષ્મી, પૂજામા પૃથુરાજા, અભિવંદનમાં અક્રૂર, દાસ્યમા હનુમાન, સખ્યમા અર્જુન અને આત્મનિવેદનમા બલિરાજા શ્રેષ્ઠ થયા છે

આ શ્લોકમા સાધ્ય અને સાધનનુ નિરૂપણ કરવાનો ઉદ્દેશ નથી, કિન્તુ સાધનભક્તિનું ઉદાહરણ માત્ર કહેવાનો ઉદ્દેશ છે. જો નવધા ભક્તિ સાધન છે અને ભગવત્પ્રાપ્તિ સાધ્ય છે એમ કહેવાનું હોત તો શ્લોકમા વિષયસપ્તમી ન લાવતા તૃતીયાનો જ પ્રયોગ કરત; પરતુ એમ નથી અહિ તો પરીક્ષિત્ આદિને ઉદાહરણ માત્ર કહેવાનો ઉદ્દેશ છે **તેથી એમ સમજવાનું છે કે નવધા ભક્તિથી ભગવત્પ્રાપ્તિ થતી નથી, ભગવત્પ્રાપ્તિનું સાધન નવધા ભક્તિ નથી અથવા તો ભગવત્પ્રાપ્તિ નવધા ભક્તિ આદિ સાધન-શક્ય નથી, કિંતુ ભગવત્પ્રાપ્તિ માટે તો એક માત્ર અનુગ્રહ જ સાધન છે. પ્રભુનો અનુગ્રહ હોય તો જ પ્રભુપ્રાપ્તિ થાય છે, અન્યથા નહિ.** નવધા ભક્તિ તો માનસ-ભક્તિનુ સાધન છે માનસભક્તિ નવધા ભક્તિથી પ્રાપ્ય છે, નહિ કે ભગવત્પ્રાપ્તિ પરીક્ષિત, અર્જુનાદિને જે ભગવત્પ્રાપ્તિ થઇ છે તે તો અનુગ્રહથી જ થઇ છે, સાધનથી નથી થઇ. નવધા ભક્તિ અને માનસભક્તિ એ બન્ને જીવના ધર્મરૂપ છે. તે વિશેષ ફલ ન છતા કર્તવ્ય જ છે, જેમ સધ્યાવંદનાદિ નિત્યકર્મ બ્રાહ્મણના ધર્મ છે, તે વિશેષ ફલ ન છતા કર્તવ્ય જ છે, તેમ જ સાધન ભક્તિ પણ જીવનો ધર્મ છે માટે પરમ ફલ ન છતા પણ અનુષ્ઠેય જ છે. સાધનભક્તિનુ ફલ માનસી ભક્તિ છે, ભગવત્પ્રાપ્તિ નહિ આ વાત નિશ્ચિત જ છે તેથીજ, એકાદશમા 'एवं धर्मैर्मनुष्याणामुद्धवात्मनिवेदिनाम्। मयि सञ्जायते भक्तिः कोऽन्योऽर्थोऽस्यावशिष्यते' ઇત્યાદિ વાક્યોથી શ્રી ભગવાને ઉદ્ધવને માનસી ભક્તિ માટે સાધન ભક્તિનો ઉપદેશ કર્યો છે હરિપ્રાપ્તિ તો અનુગ્રહૈકલભ્ય છે અને તે દ્વિવિધ ભક્તિ ભક્ત માત્ર જીવનો ધર્મ છે, માટે ફલાનુસધાન ન રાખતા પણ અનુષ્ઠેય જ છે તેથી જ શ્રીમદ્વલ્લભાચાર્યજીએ 'सर्वदा सर्वभावेन' ઇત્યાદિ શ્લોકથી ભક્ત માત્રને પોતાના ધર્માનુષ્ઠાનની આજ્ઞા કરી છે

નવધા ભક્તિ પણ મધ્યમ કક્ષાના અધિકારીઓ માટે છે, કિંતુ ઉત્તમ કક્ષામા સ્થિત પુષ્ટિભક્તો માટે તો અનુગ્રહ જ સાધન છે 'अनुग्रहः पुष्टिमार्गे नियामक इति स्थितिः' તેથી ઉત્તમકક્ષામા અનુગ્રહ સિવાય બીજાં સાધનો અથવા તો સાધનરૂપ નવધા ભક્તિ સાધન નથી, કિંતુ એક પ્રભુનો અનુગ્રહ માત્ર સાધન છે. અનુગ્રહ બલવડે અસાધન પણ સાધન થઇ પડે છે અનુગ્રહ લૌકિક વૈદિક નિષ્ઠાભાવથી અનુમેય છે. અર્થાત પુષ્ટિ અથવા તો અનુગ્રહ ઉપરથી ન જણાતા છતા પણ જ્યારે લૌકિક અને વૈદિક વિષયોમા આસક્તિ નથી રહેતી ત્યારે જાણવામા આવે છે તે વાત 'यदा यस्यानुगृह्णाति' 'त्रैवर्गिकायासविघातमस्मत्पतिर्विधत्ते' 'अनुग्रहो लौकिकवैदिकनिष्ठाभावानिरूपितः' ઇત્યાદિ શતશ પ્રમાણોથી સિદ્ધ છે,

ભગવાનનો અનુગ્રહ જ્યારે થાય છે ત્યારે અસાધન પણ સાધન થઇ જાય છે **કામ, ક્રોધ, દ્વેષ** આદિ સાધન નહિ છતા પણ **અનુગ્રહ વડે તે સાધન થાય છે. એમજ અનાચાર, અનાદર, વિસ્મરણ, ધર્મત્યાગ આદિ પણ સાધન થાય છે.** પણ એટલો ભેદ છે કે અનાદર આદિ બધા સાધન શ્રી ગોપીજનો માટે જ છે, અન્ય માટે નથી કારણ કે તેમના ઉપર પ્રભુનો અત્યનુગ્રહ છે દ્વેષાદિથી પ્રભુપ્રાપ્તિનો ચૈદ્યાદિને પણ સ્પષ્ટ કહેલ છે તેથી તૃતીયકક્ષામા અનુગ્રહ જ સાધન છે, અન્ય નહિ યદ્યપિ તે અવસ્થામા પણ ભગવાનમા નિરુપધિ પ્રેમ અથવા ભજન તો કર્તવ્ય ધર્મ છે જ, તથાપિ તેથી તે ભગવત્પ્રાપ્તિનુ

સાધન નથી તેનો માત્ર જીવના ધર્મ માનીને જ કરવાનું છે પ્રભુપ્રાપ્તિ તો એક અનુગ્રહથી જ છે. તેથી ઉત્તમ કક્ષામાં શ્રવણાદિ નહિ, કિંતુ અનુગ્રહ જ સાધન છે. તે અનુગ્રહ પણ સાધનથી સાધ્ય નથી, કિંતુ વરણથી પ્રાપ્ત છે. પ્રભુ જેનું વરણ કરે છે તેને તે અનુગ્રહ પ્રાપ્ત થાય છે અને જેના ઉપર અનુગ્રહ છે તેને પ્રભુ મલે છે, એ સિદ્ધાંત છે. તેથી જે લોકો અનુગ્રહને સાધનસાધ્ય માને છે તે ભ્રાંત છે. અનુગ્રહ પણ સાધનથી પ્રાપ્ત અથવા તો સાધ્ય નથી; કિંતુ વરણૈકલભ્ય છે. આ વાત 'यमेवैष वृणुते' ઇત્યાદિ શ્રુતિમાં સ્પષ્ટ છે અનુગ્રહ ભગવાનનો ધર્મ છે તેથી તે જીવકૃતિલભ્ય નથી જીવકૃતિલભ્ય તો ફલરૂપી ભક્તિ છે. પુષ્ટિ અને મર્યાદાનો આવી રીતે સ્પષ્ટ ભેદ છતાં જે લોકો એનું ઐક્ય કરીને વિપ્લવ કરવાનું ધારે છે, તેમાં કારણ માલુમ પડતું નથી. અનુગ્રહ અથવા તો પુષ્ટિ એ શબ્દો રૂઢ છે. તેથી તેનો અર્થ 'નિઃસાધનનો અંગીકાર' એવો થાય છે જે અમે નિરૂપણ કર્યું છે, તેના વિષયમાં કેટલાક પ્રમાણો ભાષ્ય, પ્રકાશ આદિમાંથી આપીએ છીએ,

'मुक्तिप्रतिबन्धकत्वेन हेयत्वेनोक्तानां कामादीनामपि भगवत्सम्बन्धान्मुक्तिसाधकत्वमुच्यते', 'स्नेहाभावेप्यविहितत्वभगवद्विषयकत्वयोरविशेषात् द्वेषादिरपि सङ्गृह्यते' 'तत्र साधनसाध्यत्वे प्रमाणमाह—नायमात्मा प्रवचनेन इत्यादि' 'नायमात्मेतिश्रुतिरितरसाधननिषेधपूर्वकं वरणस्य साधनत्वमुक्त्वा कृतलभ्यत्वे हेतुत्वे वदन् वरणस्य विषयमप्याह' 'भक्तिमार्गे यद्वरणं स्वीयत्वेनाङ्गीकाररूपं तदेव' 'चकारेण पुष्ट्यङ्गीकृतस्य मर्यानपेक्षेति सा समुच्चीयते' अनुग्रहस्तु धर्मान्तरं कृपापरपर्याय' 'पुष्टौ तु नान्यापेक्षेति न विरोधगन्धोपि' 'तथा च वरणस्य भगवदिच्छामात्राधीनत्वात् तस्याश्च पूर्वं ज्ञातुमशक्यत्वात् भगवता सूत्रकृता एवम्भूतेत्यादि' अत्रैवं सति कृतिसाध्यं साधनज्ञानभक्तिरूपं शास्त्रेण बोध्यते, ताभ्यां विहिताभ्यां मुक्तिः मर्यादा तद्रहितानामपि स्वस्वरूपबलेन स्वप्रापणं पुष्टिरित्युच्यते' इत्यादि

યદ્યપિ આવી રીતે સાંપ્રતમાં અનુષ્ઠાન કરવા લાયક નથી કારણ કે અધિકાર નથી, તથાપિ વસ્તુસ્થિતિ માત્રનું નિરૂપણ કરેલ છે. અનુષ્ઠાન પોતપોતાના અધિકાર પ્રમાણે કરવું જોઇએ તે કોઇ વખતે લખવામાં આવશે.

भट्ट श्रीरमानाथ शास्त्री.
श्रीमद्बालकृष्णपाठशालाध्यापक.

---

# ग्रंथावलोकन.

૧ પુ. ભ સુ મા સ્વગ્રન્થોનું અવલોકન થાય તો સારું એમ લેખકો વારંવાર અમને સૂચવે છે, એ સૂચનાનુસાર હવેથી અમે ગ્રન્થાવલોકનનું કાર્ય સ્વીકારીએ છીએ, અને વિનતિ કરીએ છીએ કે સંપ્રદાય સંબંધમાં જે કાંઇ પણ પ્રવૃત્તિ થાય તો તે અમને જણાવવી અને તેના ઉપરી અમે અમારો અભિપ્રાય શુદ્ધ અન્તઃકરણથી પ્રકટ કરવાની પ્રતિજ્ઞા કરીએ છીએ તેથી જેમને અવલોકનની અભિલાષા હોય તેઓએ પોતાની સર્વ કૃતિ આ પત્રિકાના કાર્યાલયમાં મોકલી આપવા પરિશ્રમ લેવો. એમ કરવાથી યથાવકાશ સર્વ ગ્રન્થનું નિરીક્ષણ કર્યા પછી તેનો અભિપ્રાય પ્રકટ કરવામાં આવશે કોઇપણ ગ્રન્થનો અભિપ્રાય સંપૂર્ણ ગ્રન્થ મળેથી જ કરવામાં આવશે અપૂર્ણ ગ્રન્થનું અવલોકન ગ્રન્થ પૂર્ણ મળતાં સુધી વિલંબ માગે

અર્થાત્—શ્રીકૃષ્ણના ગુણશ્રવણના વિષયમા પરીક્ષિત રાજા, કીર્તન વિષયમા શુક, સ્મરણમા પ્રહ્લાદ, પાદસેવનમા શ્રી લક્ષ્મી, પૂજામા પૃથુરાજ, અભિવંદનમા અક્રૂર, દાસ્યમા હનુમાન, સખ્યમા અર્જુન અને આત્મનિવેદનમા બલિરાજા શ્રેષ્ઠ થયા છે

આ શ્લોકમા સાધ્ય અને સાધનનુ નિરૂપણ કરવાનો ઉદ્દેશ નથી, કિન્તુ સાધનભક્તિનું ઉદાહરણ માત્ર કહેવાનો ઉદ્દેશ છે. જો નવધા ભક્તિ સાધન છે અને ભગવત્પ્રાપ્તિ સાધ્ય છે એમ કહેવાનું હોત તો શ્લોકમા વિષયસપ્તમી ન લાવતા તૃતીયાનો જ નિવેશ કરત; 'પરતુ એમ નથી અહિ તો પરીક્ષિત્ આદિને ઉદાહરણ માત્ર કહેવાનો ઉદ્દેશ છે. **તેથી એમ સમજવાનુ છે કે નવધા ભક્તિથી ભગવત્પ્રાપ્તિ થતી નથી, ભગવત્પ્રાપ્તિનુ સાધન નવધા ભક્તિ નથી અથવા તો ભગવત્પ્રાપ્તિ નવધા ભક્તિ આદિ સાધન-શક્ય નથી, કિતુ ભગવત્પ્રાપ્તિ માટે તો એક માત્ર અનુગ્રહ જ સાધન છે. પ્રભુનો અનુગ્રહ હોય તો જ પ્રભુપ્રાપ્તિ થાય છે, અન્યથા નહિ.** નવધા ભક્તિ તો માનસ-ભક્તિનુ સાધન છે માનસભક્તિ નવધા ભક્તિથી પ્રાપ્ય છે, નહિ કે ભગવત્પ્રાપ્તિ. પરીક્ષિત, અર્જુનાદિને જે ભગવત્પ્રાપ્તિ થઇ છે તે તો અનુગ્રહથી જ થઇ છે, સાધનથી નથી થઇ.' નવધા ભક્તિ અને માનસભક્તિ એ બન્ને જીવના ધર્મરૂપ છે તે વિશેષ ફલ ન છતા કર્તવ્ય જ છે, જેમ સધ્યાવદનાદિ નિત્યકર્મ બ્રાહ્મણના ધર્મ છે, તે વિશેષ ફલ ન છતા કર્તવ્ય જ છે, તેમ જ સાધન ભક્તિ પણ જીવનો ધર્મ છે માટે પરમ ફલ ન છતા પણ અનુષ્ઠેય જ છે. સાધનભક્તિનુ ફલ માનસી ભક્તિ છે, ભગવત્પ્રાપ્તિ નહિ આ વાત નિશ્ચિત જ છે તેથીજ એકાદશમા 'एवं धर्मैर्मनुष्याणामुद्धवात्मनिवेदिना मयि सञ्जायते भक्ति कोऽन्योऽर्थोऽस्यावशिष्यते' ઇત્યાદિ વાક્યોથી શ્રી ભગવાને ઉદ્ધવને માનસી ભક્તિ માટે સાધન ભક્તિનો ઉપદેશ કર્યો છે. હરિપ્રાપ્તિ તો અનુગ્રહૈકલભ્ય છે અને તે દ્વિવિધ ભક્તિ ભક્ત માત્ર જીવનો ધર્મ છે, માટે ફલાનુસધાન ન રાખતા પણ અનુષ્ઠેય જ છે તેથી જ શ્રીમદ્વલ્લભાચાર્યજીએ 'सर्वदा सर्वभावेन' ઇત્યાદિ શ્લોકથી ભક્ત માત્રને પોતાના ધર્માનુષ્ઠાનની આજ્ઞા કરી છે

નવધા ભક્તિ પણ મધ્યમ કક્ષાના અધિકારીઓ માટે છે, કિંતુ ઉત્તમ કક્ષામા સ્થિત પુષ્ટિભક્તો માટે તો અનુગ્રહ જ સાધન છે 'अनुग्रह पुष्टिमार्गे नियामक इति स्थिति' તેથી ઉત્તમકક્ષામા અનુગ્રહ સિવાય બીજા સાધનો અથવા તો સાધનરૂપ નવધા ભક્તિ સાધન નથી, કિતુ એક પ્રભુનો અનુગ્રહ માત્ર સાધન છે, અનુગ્રહ બલવડે અસાધન પણ સાધન થઇ પડે છે અનુગ્રહ લૌકિક વૈદિક નિષ્ઠાભાવથી અનુમેય છે અર્થાત પુષ્ટિ અથવા તો અનુ-ગ્રહ ઉપરથી ન જણાતા છતા પણ જ્યારે લૌકિક અને વૈદિક વિષયોમા આસક્તિ નથી રહેતી ત્યારે જાણવામા આવે છે તે વાત 'यदा यस्यानुगृह्णाति' त्रवर्गिकायासविघातमस्मत्पतिर्विधत्ते 'अनुग्रहो लोकासिद्धो गद्मावान्निरूपित' ઇત્યાદિ શતશ પ્રમાણોથી સિદ્ધ છે,

ભગવાનનો અનુગ્રહ જ્યારે થાય છે ત્યારે અસાધન પણ સાધન થઇ જાય છે **કામ, ક્રોધ, દ્વેષ આદિ સાધન નહિ છતા પણ અનુગ્રહ વડે તે સાધન થાય છે.** એમ જ **અનાચાર, અનાદર, વિસ્મરણ, ધર્મત્યાગ આદિ પણ સાધન થાય છે.** પણ એટલો ભેદ છે કે અનાદર આદિ બધા સાધન શ્રી ગોપીજનો માટે જ છે, અન્ય માટે નથી કારણ કે તેમના ઉપર પ્રભુનો અત્યનુગ્રહ છે દૂષાદિથી પ્રભુપ્રાપ્તિનો ચૈદ્યાદિને પણ સ્પષ્ટ કહેલ છે તેથી તૃતીયકક્ષામા અનુગ્રહ જ સાધન છે, અન્ય નહિ યદ્યપિ તે અવસ્થામા પણ ભગ-વાનમા નિરુપધિ પ્રેમ અથવા ભજન તો કર્તવ્ય ધર્મ છે જ, તથાપિ તેથી તે ભગવત્પ્રાપ્તિનું

સાધન નથી તેનો માત્ર જીવના ધર્મ માનીને જ કરવાનુ છે પ્રભુપ્રાપ્તિ તો એક અનુગ્રહથી જ છે. તેથી ઉત્તમ કક્ષામાં શ્રવણાદિ નહિ, કિંતુ અનુગ્રહ જ સાધન છે તે અનુગ્રહ પણ સાધનથી સાધ્ય નથી, કિંતુ વરણથી પ્રાપ્ત છે. પ્રભુ જેનું વરણ કરે છે તેને તે અનુગ્રહ પ્રાપ્ત થાય છે અને જેના ઉપર અનુગ્રહ છે તેને પ્રભુ મળે છે, એ સિદ્ધાંત છે. તેથી જે લોકો અનુગ્રહને સાધનસાધ્ય માને છે તે ભ્રાંત છે. અનુગ્રહ પણ સાધનથી પ્રાપ્ત અથવા તો સાધ્ય નથી, કિંતુ વરણૈકલભ્ય છે આ વાત 'यमेवैष वृणुते' ઇત્યાદિ શ્રુતિમા સ્પષ્ટ છે અનુગ્રહ ભગવાનનો ધર્મ છે તેથી તે જીવકૃતિલભ્ય નથી જીવકૃતિલભ્ય તો ફલરૂપી ભક્તિ છે પુષ્ટિ અને મર્યાદાનો આવી રીતે સ્પષ્ટ ભેદ છતા જે લોકો એનુ ઐક્ય કરીને વિપ્લવ કરવાનું ધારે છે, તેમા કારણ માલુમ પડતું નથી. અનુગ્રહ અથવા તો પુષ્ટિ એ શબ્દો રૂઢ છે. તેથી તેનો અર્થ 'નિસાધનનો અંગીકાર' એવો થાય છે જે અમે નિરૂપણ કર્યું છે, તેના વિષયમા કેટલાક પ્રમાણો ભાષ્ય, પ્રકાશ આદિમાથી આપીએ છીએ,

'मुक्तिप्रतिबन्धकत्वेन हेयत्वेनोक्तानां कामादीनामपि भगवत्सम्बन्धान्मुक्तिसाधकत्वमुच्यते', 'स्नेहाभावेप्यविहितत्वभगवद्विषयकत्वयोरविशेषात् द्वेषादेरपि सङ्गृह्यते' 'तत्र साधनसाध्यत्वे प्रमाणमाह–नायमात्मा प्रवचनेन इत्यादि' 'नायमात्मेतिश्रुतिरितरसाधननिषेधपूर्वकं वरणस्य साधनत्वमुक्त्वा वृतलभ्यत्वे हेतुत्वे वदन् वरणस्य विषयमप्याह' 'भक्तिमार्गे यद्वरणं स्वीयत्वेनाङ्गीकाररूपं तदेव' 'चकारेण पुष्टावङ्गीकृतस्य सर्वानपेक्षेति सा समुच्चीयते' अनुग्रहस्तु धर्मान्तरं कृपापरपर्याय' 'पुष्टौ तु नान्यापेक्षेति न विरोधगन्धोपि' 'तथा च वरणस्य भगवदिच्छामात्राधीनत्वात् तस्याश्च पूर्वं ज्ञातुमशक्यत्वात् भगवता सूत्रकृता एवम्भूतेत्यादि' अत्रेवं सति कृतिसाध्यं साधनं ज्ञानभक्तिरूपं शास्त्रेण बोध्यते, ताभ्यां विहिताभ्यां मुक्तिः मर्यादा तद्रहितानामपि स्वस्वरूपबलेन स्वप्रापणं पुष्टिरित्युच्यते' इत्यादि

યદ્યપિ આવી રીતે સાધનમા અનુષ્ઠાન કરવા લાયક નથી, કારણ કે અધિકાર નથી, તથાપિ વસ્તુસ્થિતિ માત્રનુ નિરૂપણ કરેલ છે. અનુષ્ઠાન પોતપોતાના અધિકાર પ્રમાણે કરવું જોઇએ તે કોઇ વખતે લખવામા આવશે,

भट्ट श्रीरमानाथ शास्त्री.
श्रीमद्बालकृष्णपाठशालाध्यापक.

---

# ग्रंथावलोकन.

**૧ અષ્ટાક્ષર મંત્ર;** વ્યાખ્યાનકાર તથા છપાવી પ્રસિદ્ધ કરનાર દેસાઇ કરસનદાસ જેસંગભાઈ સભાજજ જણાવ્યા મુજબ, ઉક્તવ્યાખ્યાન ગ્રન્થાકારમાં પ્રકટ કરીને ઉક્ત સદ્‌ગૃહસ્થ તરફથી અવલોકનાર્થે અમને મળ્યું છે અષ્ટાક્ષર મંત્રનું ગૌરવ દર્શાવીને લોકોની તેમા રૂચિ ઉત્પન્ન કરવાનો પ્રયાસ વ્યાખ્યાનકારે (આદ્યન્ત ગ્રન્થ અવલોકતા) કર્યો હોય એમ લાગે છે; તથાપિ અમે નથી ધારતા કે એથી એમનો પ્રયાસ બહુ સફળ થયો હોય. વ્યાખ્યાનકારે શ્રીમદ્‌ગોસ્વામિકૃત અષ્ટાક્ષરનીરૂપણ ગ્રન્થને આધારે સ્વવ્યાખ્યાન યોજ્યું હોત તો એમા વૈષ્ણવતાની ગંધ વિશેષ આવત અને તેથી વૈષ્ણવોને વિશેષ રૂચિકર થાત. વલી લક્ષ્યાર્થ પ્રકટ કરવાના ઉત્સાહમા વ્યાખ્યાનકારે શ્રીમદાચાર્યજીને ઇષ્ટ મુખ્યાર્થને ગૌણ ગણ્યો છે, અષ્ટાક્ષર મંત્રનુ ગમે તેમ પણ જો કોઇ વૈષ્ણવ રટણ કરે ઉચ્ચાર કરે, તો, અમારો તો નિશ્ચય છે કે પ્રભુ સ્વનામ મહાત્મ્યનુ દર્શન તે જીવને સ્વકૃપાથી અવશ્ય કરાવે. આશા છે કે વ્યાખ્યાનકાર ભવિષ્યમા આવા જ વૈષ્ણવોપયોગી વ્યાખ્યાન શ્રીમદાચાર્યજીના તથા અન્ય ગોસ્વામી બાલકો તથા વૈષ્ણવોના ગ્રન્થોનું અનુસધાન કરીને આપશે. જો તેઓ એમ કરશે તો એમની સેવા સપ્રદાયમા અસ્થાને નહીં ગણાય એટલુ જ નહિ પરન્તુ વૈષ્ણવોને લાભજનક થઇ પડશે

## એક કર્તવ્ય.

આ અક સાથે પુ ભ સુ ના પ્રાકટ્ય વિષેની માહીતી આપનારા હેન્ડબીલો દરેક ગ્રાહકો ઉપર મોકલવામા આવ્યા છે. પુ ભ સુના ગ્રાહકો પોતાના એકએક મીત્રને આ હેન્ડબીલ બતાવીને આ ધાર્મિક કાર્યમા સહાયભૂત થવા શું નહિ પ્રેરે ?

## નોછાવર વિષે નિવેદન.

પુષ્ટિ ભક્તિ સુધાનું વાર્ષિક નોછાવર રૂ. ૨-૦-૦ છે. ફક્ત અમુક સમય સુધી જ રૂ ૧-૮-૦ લેવામા આવે છે, તે પણ કાયમ રહેનાર ગ્રાહકોના લાભ માટે જ જ્યારે વારંવાર નિવેદન કર્યા છતા, પત્રદ્વારા ખબર આપ્યા છતા જે ગ્રાહકો તરફથી નોછાવર નથી મળતુ. તેમને છેલ્ના ૯-૧૦ અંકોમાથી એક અક રૂ. ૨-૧-૦ થી વી પી. મારફત મોકલવામા આવે છે

પુષ્ટિભક્તિસુધા કેવીરીતે ચાલે છે તેની આર્થિક સ્થિતિ કેવી છે એ અમે વાચકોને જણાવીને ખેદમા નાખવા માગતા નથી, પણ જણાવવાને રજા લઈએ છીએ કે આટલી બધી વલ્લભ સૃષ્ટિ વિદ્યમાન છતા ગયે વર્ષે પુ ભ સુ ને ખોટ જ ગઇ છે! જો કે, તેના નોછાવરમાથી એક પાઈ પણ અમારા ખાનગી લાભાર્થે વાપરવાની અમને મુદ્દલે ઇચ્છા નથી. એમાથી પણ જે કઇ બચશે તે શ્રીમહાપ્રભુજીના પ્રાચીન ગ્રથો જ પ્રકટ થશે એ અમે ટાઇટલ પેઇજ ઉપર પ્રત્યેક અકે જણાવીએ છીએ

વસ્તુસ્થિતિ આમ હોવા છતા ઘણા ગ્રાહકો વી પી નહિ સ્વીકારીને આ ધાર્મિક મા[illegible] નુકશાન પોચાડે છે, એ શોકની વાત છે. ૧લેથી બધા અંકો રાખીને છેવટ [illegible] વાળવું અને ધાર્મીક કાર્યને હાનિ પોચાડવી એ શુ ઉચિત છે ? આશા છે કે [illegible] ચાલનાર ગ્રાહકો જેટલા અકો પોતાને મલ્યા હોય તેનુ નોછાવર અમને મોક[illegible] [illegible] હાનિ પોચાડવામા સાધનભૂત નહિ બને જેઓએ વી પી સ્વીકાર્યું છે, [illegible] ધાર્મિક કાર્યના સહાયક માનીએ છીએ.

# સ્વધર્મના મુખ્ય સિદ્ધાન્તો.

૧. જગત્ સત્ય છે

૨. જગત, જીવ, અંતર્યામી, અક્ષર ઇત્યાદિના નિમિત્ત અને ઉપાદાન કારણ શુદ્ધ નિર્ગુણ બ્રહ્મ કૃષ્ણ પરમાત્મા જ છે.

૩ જીવે અવિદ્યાથી કલ્પેલો અહંતામમતાત્મક સંસાર મિથ્યા છે.

૪ જીવ અણુ છે, શુદ્ધ નિર્ગુણ બ્રહ્મનો અંશ છે, વ્યાપક નથી

૫. પરબ્રહ્મ પુરુષોત્તમ કૃષ્ણનું ધામ અક્ષરબ્રહ્મ ગણિતાનંદ છે.

૬ સર્વોપરિ વેદાદિ શાસ્ત્રે પ્રતિપાદિત પરમફલરૂપ વસ્તુ શ્રીકૃષ્ણ જ છે

૭ કૃષ્ણની સેવા એ જ અંશ જીવનો ધર્મ છે, એટલે વસ્તુત સ્વધર્મ કૃષ્ણસેવા જ છે.

૮ આત્મનિવેદન અને પ્રભુપ્રપત્તિ વિના અન્ય નિજધર્મ હોઇ શકે જ નહિ

---




વર્ષ ૩ જું ] શ્રીકૃષ્ણાબ્દ ૫૧૩૯, મા.

# पुष्टिभक्तिसुधा.

ફાગણ ૧૧ શ્રીવલ્લભાબ્દ ૪૩૫ અંક ૧૧ ]

नायमात्मा प्रवचनेन लभ्यो न मेधया न बहुना श्रुतेन
यमेवैष वृणुते तेन लभ्यस्तस्यैष आत्मा वृणुते तनुं स्वाम् ॥१॥
नाहं वेदैर्न तपसा न दानेन न चेज्यया
शक्य एवंविधो द्रष्टुं दृष्टवानसि मां यथा ॥ २ ॥
भक्त्या त्वनन्यया शक्य अहमेवंविधोऽर्जुन ।
ज्ञातुं द्रष्टुं च तत्त्वेन प्रवेष्टुं च परंतप ॥ ३ ॥

તંત્રી તથા પ્રકાશક
વાડીલાલ નગીનદાસ શાહ,
બી.એ., એલ્એલ્.બી., વકીલ, હાઈકોર્ટ.
મુંબાઈ

ન્યોછાવર રૂ. ૨-૦-૦ છૂટક અંકના રૂ. ૦-૪-૦

Printed by Somalal Mangaldas Shah at the Gujarat Printing Press—AHMEDABAD, and published by Vadilal N. Shah B.A., LL.B., Princess Street,—BOMBAY

# आवश्यक निवेदन.

---

૧. આ માસિક સંબંધી સઘળો પત્રવ્યવહાર પ્રકાશકને નામે કરવો.

૨ આ માસિક દરેક માસની કૃષ્ણ એકાદશીએ પ્રકટ થાય છે.

૩. આ માસિકમા છપાવવાને આવેલા લેખો લેવા ન લેવા તેમ જ તેમાં સુધારોવધારો કરવો પ્રકાશકની ઇચ્છાધીન છે.

૪ શ્રીમદ્વલ્લભાચાર્યજીના સિદ્ધાન્તાનુસાર જ લેખ લેવામાં આવશે.

૫. વર્ષનું નોછાવર પ્રથમથી લેવામા આવે છે

૬ આ માસિકના પરિવર્તનમા જેમના તરફથી માસિક વા પત્ર મલશે તેમને નોછાવરે આ માસિક મોકલવામા આવશે.

૭. કોઇ પણ બાબતની ખબર મગાવવી હોય તો જવાબ સારૂ ટિકિટ બીડ્યા સિવાય જવાબ આપવામા આવશે નહિ.

૮ આ માસિકમા જાહેર ખબર છપાવવી હોય કે હેન્ડબિલ વહેંચાવવા હોય તો પ્રકાશકને લખવું અથવા મલવું

પુષ્ટિભક્તિસુધાકાર્યાલય,
પ્રિન્સેસ સ્ટ્રીટ,
મુંબાઇ.



પ્રકાશક.

---

# અનુક્રમણિકા.



गोस्वामिश्रीपुरुषोत्तमजीकृतो

# भेदाभेदस्वरूपनिर्णयः

॥ श्रीगोपीजनवल्लभाय नमः ॥

ब्रह्माभेदोपासनाज्ज्ञानतो वा ब्रह्मात्मैक्येप्यंशतामत्यजन्तः ॥
यस्यैश्वर्यादासते यन्नियम्यास्तं श्रीकृष्णं देवदेवं नमामि ॥१॥

ननु ब्रह्मात्मैक्यस्य भेदात्यन्ताभावरूपत्वादंशत्वात्यागो भगवन्नियम्यत्वं च यदुक्तं तत्कथमितिचेत्,

उच्यते,

ब्रह्मात्मैक्येप्यभेदोस्य किं भेदसहनक्षमः किं वा तदक्षमः श्रुत्या सिद्ध्यत्येतद्विचार्यताम्,

अत्राह तदक्षम इति, कुतः ? अद्वैतश्रुत्या शुद्धस्याभेदस्यैव बोधनात्, 'मृत्योः स मृत्युमाप्नोति य इह नानेव पश्यती'तिनानात्वदर्शनेऽनिष्टश्रवणाच्च, सिद्धे ब्रह्मणोऽद्वितीयत्वे भेदस्याशक्यवचनत्वात्, न च नानात्वं न भेदः किन्तु सृष्ट्येति शङ्क्यं, 'बहुस्या'मितिश्रुत्या तस्या उपादेयतया भगवदिच्छागोचरत्वेन निन्दानर्हत्वात्, 'स्या'मितिक्रिययैकत्वविशिष्टस्याहंपदबोधितस्य कर्तृत्वश्रवणेन तस्या एकत्वाविरुद्धत्वनिश्चयात्, न चैवमेकत्वबहुत्वयोरविरोधे एकत्वेनैव बहुत्वकार्यसंभवाद्वैयर्थ्यमितिशङ्क्यं, अनयैव श्रुत्यैकत्वेन बहुत्वकार्यासम्भवस्य निश्चयात्, अन्यथा तद्वैयर्थ्यापत्तेः, न च भेदं विना नानात्वासम्भवात्तस्यापीच्छागोचरत्वमितिशङ्क्यं, 'यदा ह्येवैष एतस्मिन्नुदरमन्तरं कुरुते अथ तस्य भयं भवती'तिश्रुत्या ईषदपि भेददर्शने निन्दाश्रवणेन तस्येच्छाविरुद्धत्वनिश्चयात्, अन्यथा भेदनिन्दाश्रुतिवैयर्थ्यापत्तेः, तस्माद्भेदस्य सर्वथाऽभेदविरुद्धत्वात् सृष्टिदशायामेवाभेदस्य भेदसहिष्णुत्वमिति न मुक्तिदशायां तथात्वमतस्तदानीं जीवब्रह्मणोर्भेदाभावरूप एवाभेदः, स चोभयोर्विरुद्धधर्मसद्भावे सर्वथा न सम्भवतीति भागत्यागलक्षणया जीवब्रह्मणोर्धर्मान्निरस्य केवलं स्वरूपेणैव सिद्ध्यतीत्येकः पक्षः, यद्वा 'एकमेवाद्वितीय'मित्यादिश्रुतौ द्वितीयनिषेधेन प्रतिपाद्यमानमेकत्वमभेद एव पर्यवस्यति, स च सृष्टिपूर्वदशायामेव, सृष्टिदशायां तु 'आत्मा वारे श्रोतव्य' इत्यादौ

जीवब्रह्मणोः श्रवणादिकर्तृकर्मत्वबोधनाद्भेद एव, अत एव 'अधिकं तु भेद-निर्देशा'दित्यत्र व्यासचरणैर्भेदः प्रतिपादितः, एवं जगतोपि भेद एव, 'बहु स्या'-मितिश्रुतौ 'इद ऽसर्वमसृजते'त्यनेन सृज्यस्रष्टृभावश्रवणात्,स च यावत्सृष्टिः सत्यः यत्ताव'त्तत्वमसि' 'अयमात्मा ब्रह्मे'त्यादौ जगतो ब्रह्मत्वश्रवणं तत्तु 'तद्गुणसा-रत्वात्तद्व्यपदेश' इतिसूत्रात् 'तज्जलानि'तिश्रुत्युक्तयुक्तेश्चौपकारिकः, भोगादिव्य-वस्थया कार्याणां परस्परवैलक्षण्यप्रमया च भेदस्यैव निश्चायनात्, अन्यथा 'श्रोतव्य' इत्यादिसाधनबोधकश्रुतिविरोधेन मुक्त्युच्छेदप्रसंगात्, एवं जगतोपि कार्यत्वबाध-प्रसङ्गाच्च तस्मात्सृष्टिदशायामभेद औपचारिक एव।

एवमनुच्छित्तिधर्मा इत्यनेन श्रावितं धर्माणां नित्यत्वमपि देवामरन्यायेन यावत्सृष्टिः स्वरतीच्छायां प्रलये जीवानां सर्वेषां लीनत्वेन श्रोतृणामभावे श्रोत-व्यत्वस्येव जगल्लये जगत्कर्तृत्वस्यापि तिरोधानात्, एवमन्येषामपि बोध्यं, एवं रम-णादिलीलानामपि तथात्वं, 'स वै नैव रेमे' इतिश्रुत्या सृष्ट्यारम्भकाले रमणाभाव-श्रावणात्, एवमनित्यत्वे सर्वेषां सिद्धे प्रलयदशायां केवलं ब्रह्मैवाद्वितीयमितिसि-द्ध्यति, तथा जीवस्य मुक्तिदशायां ब्रह्मभावाद् ब्रह्मैव केवलं सिद्ध्यति, तथाचा-भेदप्रतियोगिना जीवानां जगतश्च लयात्प्रलयदशायां च निवृत्ते भेदे केवल एवा-भेदः पर्यवस्यतीतिभासे उच्यते, भेदसहनक्षम इति, कुतः? सत्कार्यवादस्यैव श्रोतत्वेन सृष्टिपूर्वदशायामपि सर्वसत्त्वात्, तथाहि, 'सदेव सौम्येदमग्र आसी-' दितिश्रुत्या इदमा पुरोवर्तिनं प्रपञ्चं निर्दिश्य पूर्वकाले तस्य सद्रूपतामुक्त्वा सतो ब्रह्मरूपत्वं जगत्कारणत्वं च बोधयित्वा तस्याद्वितीयत्वं वक्ति ततस्तद्धैक आहुरि-त्यादिना, असत्कार्यवादमाशङ्क्य कुतस्तु खलु सौम्येवं स्यादित्यादिना तन्निषेधति, एवं सति आकारकार्यत्वप्रभृतयो धर्मा यदि ब्रह्मणि पूर्वं न स्युस्तदाऽसत्कार्य-निरासिका सत्कार्यबोधिका च श्रुतिः पीड्येत, यदि कार्याणां भिन्नतया स्थितिः स्यात्तदाऽद्वैतश्रुतिः पीड्येत, अत उभयसामञ्जस्यार्थं तत्तद्धर्मादिविशिष्टमेकमेव ब्रह्म कारणमितिमन्तव्यं, तथासति यथेदानीं कार्याणां तत्तद्धर्माणां तदाकाराणां च परस्परंभेदः कारणेन सह चाभेदः कार्यत्वादिरूपेण भेदश्च लोके कटककुण्ड-लसुवर्णप्रभृतीनां दृश्यते तथा ब्रह्मजगतोरपि मन्तव्यः।

एवमंशांशिनोर्जीवब्रह्मणोरपि सुवर्णशकलसुवर्णयोरिव सृष्टिप्राकाले मन्तव्यः। नचैवं सति सर्वस्य सत्त्वात् बहुभवनव्युच्चरणश्रुत्योर्विरोधः शङ्क्यः, प्राकट्यतिरोहि-र्भावाभ्यामेव तदुपपत्तेः, अन्यथाऽ——तिश्रुतिविरोधापत्तेः, पुरुषविधब्राह्मणे हि

सृष्टिमुक्त्वाग्रे तद्धेदं तर्ह्यव्याकृतमासीत्तन्नामरूपाभ्यामेव व्याक्रियतेऽसौ नामाय-मिदंरूप इति, अत्र हि नामरूपव्याकरणे लौकिकमेवोदाहरणं, तत्साधनायाह लोके हि सिद्धमेव वस्तुनामरूपाभ्यां व्याक्रियते इति, सृष्टिपूर्वदशायामपि तस्य सिद्धत्वमेव व्यक्तीभवतीति नासत्कार्यवादः प्रामाणिकः, तृतीयस्कन्धे च विश्वं वै ब्रह्मतन्मात्रं संस्थितं विष्णुमायया यथेदानीं तथाचाग्रे पश्चादप्येतदीदृशमिति कालत्रये एकरूपामेव सर्वस्य स्थितिमाह, इदमेवाविरोधाध्याये असद्व्यपदेशाधिकरणे व्यासपादैरपि व्युत्पादितं, 'असद्वा इदमग्र आसी'दितिश्रुतौ सृष्टिपूर्वदशायां यः जगतः असत्त्वेन व्यपदेशः सोऽव्याकृतत्वेन धर्मांतरेण विद्यमानत्वेपि व्याकृतत्वेनाविद्यमानत्वात् तदात्मानं स्वयमकुरुतेतिवाक्यशेषेण तथावगमात्, इदमिति पदप्रयोगादासीदितिप्रयोगाच्च, अन्यथा तद्विरोधापत्तेः, नित्यस्य समवायस्य सम्बन्धस्य द्विनिष्ठत्वेन कार्याभावे तदभावापत्तेस्तन्नित्यताहानेश्च, असम्बद्धोत्पत्तौ जगद्दृष्टान्तेन घटादीनामपि कार्याणां नियतावधिकत्वहानेश्च, नच यत्र यत्प्रागभावस्तदेव कार्यं ततः कारणादुत्पद्यत इतिनियमान्न नियतावधिकत्वभङ्ग इतिवाच्यं, कारणावस्थातिरिक्तस्य प्रागभावस्यैव वक्तुमशक्यत्वात्, कपालावस्थां पश्यत एव इह कपाले घटो भविष्यतीतिप्रत्ययेन तथानिश्चयात्, तदवस्थान्यङ्गचरय तदतिरिक्तस्य प्रागभावस्याङ्गीकारे गौरवाच्च, नचोत्पत्तेः पूर्वं कार्यस्य सत्त्वे कर्तृव्यापारबाधप्रसक्तिरितिशङ्क्यं, कार्याभिव्यञ्जनार्थतया सार्थक्यात् सवेष्टितपटप्रसारणादौ तथानिश्चयात्, नचैवमनुद्भूतसत्त्वाङ्गीकारे अदृश्यभेतादिजनितदुःखवत् ततः काचिदर्थक्रियापत्तिरितिशङ्क्यं, अनुद्भूतगन्धरूपादौ व्यभिचारात्, योगेन प्राणादिनियमने जीवनमात्रस्य नियमनत्यागे आकुञ्चनादिरूपकार्यस्य च दर्शनेनानुद्भूतदशायामर्थक्रियाकारित्वाभावस्योद्भूतदशायां चार्थक्रियाकारित्वस्य दर्शनेन तथानिश्चयादिति, एवंस्थिते सत्कार्यवादे सृष्टिदशायामपि जगज्जीवयोः सत्त्वादेकमेवाद्वितीयं ब्रह्मेत्याद्युक्तोऽभेदस्तदुभिन्नतया जगज्जीवप्रतीत्यभावे पर्यवस्यन् भेदसहनक्षममेवाभेदं साधयतीति सृष्टिदशायां जगद्ब्रह्मणोः कार्यकारणभावाज्जगज्जीवयोरंशांशिभावाच्चौपचारिको भवन्नपि न वास्तवाभेदं निहन्ति, तेनेदानीमपि भेदसहिष्णुरेवाभेदः।

एवंसति नानात्वभेददर्शनयोर्भेदनिंदाश्रवणमप्यभेदविरुद्धभेददर्शन एव पर्यवस्यतीतिबोध्यं, य एष एतस्मिन्नुदरमन्तरं कुरुते इतिश्रुतौ कुरुतइतिपदेन क्रियारब्धस्यैव निन्दनात्, आरम्भस्य च सतः सत्तायामेव पर्यवसानात्, अभेदविरुद्ध

# ॥ प्रपञ्चसंसारभेदः ॥

ननु प्रपंचसंसारयोः सत्यत्वासत्यत्वाभ्यां भेदो नांगीकर्तव्यो मानाभावात्, नाशोत्पत्तियुक्तप्रपंचवदाविर्भावतिरोभावावेव, तथाच श्रुतिः 'सत्यं चानृतं च सत्यमभव'दिति, एतदर्थस्तु सत्यं घटपटादिरूपं जगत्, अनृतं संसाररूपं सत्यं ब्रह्मैवाभवदिति, एवंमाप्ते उच्यते, संसारस्य सत्यत्वाभाव एव, भगवत्कार्यत्वाभावात्, 'प्रपंचो भगवत्कार्यस्तद्रूपो माययाभवत् तच्छक्त्या विद्यया त्वस्य जीवसंसार उच्यते' इतिनिबंधे उक्तं, 'बन्धोस्याविद्ययानादि'रितिवचनाच्च मायाशक्त्यविद्याकार्यत्वमेव तस्य तत्राप्युच्यते, न तु जन्यते कथनमात्रेणैव सत्त्वं, न वस्तुतः, जीवाभिमानात्मकत्वात्, 'अहङ्कारविमूढात्मा कर्ताहमितिमन्यते' इतिश्रीगीतावाक्यात्, एवंसत्याविर्भावतिरोभावावप्यसङ्गतौ, सत्यत्वे एव तयोरंगीकारात्, न त्वलीकत्वे तौ सम्भवतः, किञ्च, अहंममाभिमानस्य जीव एव संसारपदवाच्यत्वमविद्याकार्यत्वात्, नहि देहो जीवो 'वासांसि जीर्णानि यथे'ति 'देही नित्यमवध्योयं' 'न जायते वा कदाचि'दितिवाक्यैर्भेदनिरूपणात्, तत्र चेदहम्बुद्धिः साली(अली)कैव, पदार्थेप्वापि ममताबुद्धिः सापि तथैव, नहि सर्वे पदार्था एतदीयाः, भगवत्क्रीडार्थकत्वात्, 'क्रीडार्थमात्मन इदं त्रिजगत् कृतं ते स्वाम्यं तु तत्र कुधियो पर ईश कुर्युः, क्रीडाभाण्डं विश्वमिदं यस्य भूम्न' इतिश्रीभागवतोक्तेः, परवस्तुनि स्वाम्यमलीकमेव, संसरति ज्ञाने सति गच्छति इति संसारः, स जीवाधिकरणक एव, अन्यथा 'अहं सर्वस्य प्रभवः' 'अहमात्मा गुडाकेश' 'अहं भक्तपराधीनः' 'न मे भक्तः प्रणश्यति' 'मम योनिर्महद्ब्रह्म' 'ममैवांशो जीवलोक' इत्यादिवाक्यैरहंताममतयोः श्रवणाद्भगवत्यविद्यासम्बन्धः स्यात्, न त्वेव, स आत्मानमेवावेत् 'अहं ब्रह्मास्मी'ति अहन्ताशब्दो भगवद्धर्मज्ञानरूप एव, सर्वं भगवत एवेतिममता तथैव, न तत्र संसारप्रयोगो वास्तवत्वात्, जीवस्यापि भगवान् मम प्रभुरहं दास इति ममताहन्ताशुद्धज्ञानरूपैव, भगवत्सम्बन्धित्वात्, तथा च सत्यं चानृतं चेतिश्रुत्यर्थस्तु सत्यं घटपटादिरूपं, अनृतं तस्मिन्नेव विषयताग्राह्यनाशोत्पत्तिमत्तीतिविषयं मायिकं जगदनृतशब्देनोच्यते, नटवदन्यथारूपमदर्शनादित्यर्थः, स्वस्मिन्मायया अन्यथाभावं दर्शितवान्, अतएवोक्तं निबन्धे 'तद्रूपो माययाभव'दिति, तथा च श्रुतिः 'सर्वस्य वशी सर्वस्येशान' इति, 'जीवा ब्रह्मदासा ब्रह्मकितवा' इति 'अंशो नानाव्यपदेशादन्यथा चापि दाशकित-

वादित्वमधीयत' इतिव्यासस्त्रं, 'धर्मः प्रोज्झितकैतवोत्र परम' इतिभागवतं च, तेन भगवद्भजनमेव मुख्यो धर्मो नेतरः, देहान्तरे धर्मे वा तत्त्यागात्, न हि नित्यः कदापि त्यागमर्हति, 'देवो सुरो मनुष्यो वे'ति वाक्यात्, ननु पश्वादिदेहे कथं भजनमितिचेतत्राह, 'धन्यास्त्वित्यत्र' 'पूजां दधुर्विरचिताप्रणयावलोकै' रिति, 'गावस्तु कृष्णमुखनिर्गत'मित्यत्र 'गोविन्दमात्मनि दृशाश्रुकलाः स्पृशन्त्य' इति, 'प्रायो बताङ्गविहगा' इति, 'तत्र शृण्वन्त्यमीलितदृशो विगतान्यवाच' इति, 'प्रणतभारविटपा मधुधाराः प्रेमहृष्टतनवः ससृजुःस्मे'त्याद्यनेकप्रमाणेर्भगवद्भजनमेव नित्यो धर्मः सर्वयोनिषु, तस्मात्प्रपञ्चसंसारयोर्भेद एव ब्रह्मवादाभिमत इतिसिद्धम् ॥

॥ इति श्रीविठ्ठलरायात्मजश्रीवल्लभकृतोयं लेखः सम्पूर्णः ॥

---

# होरीके पद.

( धमार, राग गोडी )

छेल छबीलो ढोटा मन हर्यो ॥ ढोटा चीतवत भौंह मरोरे हो ॥ १ ॥
बन बन आवे सुधर बजावे गावे चटक मटक दे गार ॥
हो हो बोले गलीयन डोले हसत सखा कीलकार ॥ २ ॥
हो ठाडी अपुने द्वारेलो थोरीसों घुंघ- मारि ॥
अखीयनमें जु गुलाल मुठीभर दीयोहे अचानक डारि ॥ ३ ॥
अरी वाके बडे नेना मधुरे बेना कहत कछु मुसकाय ॥
श्रीविठ्ठल गिरिधरन चले मेरे हीयरे चटक लगाय ॥ ४ ॥

( राग, नायकी )

भली भई दीन होरी आई घर आये घनश्याम ॥
धन तेरो भाग्य सोहाग लाडली ओर न दुजी वाम ॥ १ ॥
लोक कहे टीनवा पदि डार्यो ए राधेके काम ॥
कृष्णजीवन लछीरामके प्रभु प्यारे मोहन पुरन काम ॥ २ ॥
व्रजकी तोहे लाज मुकटवारे ॥
चंद सूरज तेरो ध्यान धरत हें ध्यान धरत नव लख तारे ॥ १ ॥
ईंद्रने कोप कीयो व्रज उपर तब गिरिवर करपर धारे ॥
पुरुषोत्तम प्रभुकी छबी निरखत गाय गोपके रखवारे ॥ २ ॥

डफ बाजे नंदववा घरके डफ बाजे ॥
चलरी सखी मील देखन जैये छेल छीकनीया नागरके ॥ १ ॥
पुरुषोत्तमप्रभुसों मील खेलो कहा करेंगे घरवारे ? ॥ २ ॥

( राग, वसंत, चर्चरी. )

थेईताथेई करत नचत नटवरलाल गावत हींडोल रस रंग रह्यो भारी ॥
मुरलिका अधर धरी बजावत संगीतसों नाद सुनि बिवस व्हे चली व्रजनागरी॥१॥
आय ठाडी भईलालके दींग सब पढके गुलाल कछु मोहनपें डारी ॥
काछनी खुल गई चांद्रिका लटकके मदनमोहन झुकी लेत बलिहारी ॥ २ ॥
नृतत गावत बजावत मधुर मधुर मृदंग सप्तसुरन राग हींडोल ॥
पंचम सुरले अलाय उघटतहें सप्तमान थेईत थेईता थेई थेई कहेत बोल ॥ १ ॥
कनक बरन टीपारो कमल बरन काछनी छीरकत राधा करत कलोल ॥
कृष्णदास वृंदावन नटवर गिरिधर पीय सुरवनिता वारत हार अमोल ॥२॥

वनहन खेलत आयेरी वसंत ॥
वृंदावन निजधाम अदूभुत कोकिला कील्कंत ॥ १ ॥
सेहरो सिर स्याम के सोभित दुलहनी हु लसंत ॥
मृगमदमलय कपुर कुमकुमा छीरकत राधा कंत ॥ २ ॥
मालती जाती नीवारी पवन वहेत हेमंत ॥
मंद सुगंध सीतल जमुना लतावेली लपटंत ॥ ३ ॥
राधा गीरधर वीहरत दोउ भये रस मेमंत ॥
कामकला विलास भरे एसे एसेही विलसंत ॥ ४ ॥

( राग, बीहाग )

दरसन दे नीकस अटामें ते ॥
तुहे श्री वृषभाननंदनी यह नीकस्यो चंद घटामें ते ॥ १ ॥
कोटि रमा सावित्री भवानी सो नीकसी तेरी अंग छटामें ते ॥
पुरुषोत्तम प्रभु यह रस चाख्यो जेसे माखन नीकस्यो मठामें ते ॥२॥
बन आयो छेला होरीको बन आयो ॥
मलकाछ सिंगार धर्यो हें याके फेंटा सीस मरोरीको ॥ १ ॥
सोंधे भीनो उपरना सोहे याके माथे चंदा रोरीको ॥
पुरुषोत्तमप्रभुकुंवर लाडीलो यहतो रसीया याही गोरीको ॥ २ ॥

# બ્રહ્મસંબંધનું સ્વરૂપ.[1]

પરમભાગ્યવાન્ વૈષ્ણવો,

ગયા વ્યાખ્યાનમા શુદ્ધાદ્વૈત બ્રહ્મવાદનું સ્વરૂપ પ્રતિપાદન કરી આપ્યુ. શુદ્ધાદ્વૈત શબ્દનો અર્થ કરતા સાખ્ય, ન્યાય, વૈશેષિક આદિ દ્વૈત મતનુ તાત્પર્ય સૂચન કર્યું હતુ જ્ઞાનાવતાર બાદરાયણ કૃષ્ણદ્વૈપાયનાચાર્યે દ્વૈતમત નિવારીને, શુદ્ધ અખડ અદ્વૈત સિદ્ધાતનુ સ્થાપન કરીને, નામ–રૂપ, કાર્ય–કારણ, જીવ–ઈશ્વર ઇત્યાદિ દ્વૈતભાવના નિવૃત્ત કરીને, નિવૃત્તિ કરાવીને એક જ અદ્વિતીય અવિકૃત બ્રહ્મ નામ–રૂપે ક્રીડા કરે છે એમ વૈદિક ઉપપત્તિથી યુક્તિપ્રયુક્તિપૂર્વક પ્રતિપાદન કર્યું એ શુદ્ધ અખડ અદ્વૈત સિદ્ધાન્તને અર્વાક્તન આધુનિક કલ્પનાકારોએ કેવી રીતે કલુષિત, મલિન, દુષ્ટ કરી નાખ્યો હતો અને શ્રીમદ્ગ્નિસ્વરૂપ શ્રીવૈશ્વાનરાચાર્ય શ્રી વલ્લભાધીશે તે દુષ્ટ કલ્પનાનો નિરાસ કરીને નિર્દોષ અખડ અદ્વૈત શુદ્ધ બ્રહ્મવાદનુ કેવી રીતે સ્થાપન કર્યું એ પણ ગયા વ્યાખ્યાનમા સ્પષ્ટ કર્યું હતુ. શુદ્ધાદ્વૈત બ્રહ્મવાદમા મનાતા ચાર પ્રસ્થાનની વિસ્મૃતિ થવી જોઇએ નહિ પ્રથમ વેદ, ગીતા, અને સૂત્ર એમ ત્રણ જ પ્રસ્થાન મનાતા હતા, પણ શ્રીમદ્વલ્લભાચાર્યજીએ શ્રીમદ્ભાગવતને સર્વનિર્ણાયક સિદ્ધ કરી ચતુર્થ-પ્રસ્થાનપદ આપ્યુ અર્થાત્ વેદ–ગીતા–સૂત્રમાં જે સદેહ હોય તેનુ અતિમ નિવારણ શ્રી ભાગવત શાસ્ત્રથી કરવું, અને વેદ–ગીતા–સૂત્ર અને શ્રીમદ્ભાગવત ચારે પ્રસ્થાનની એકવાક્યતા કરતા જે સિદ્ધાન્ત સ્વાભાવિક રીતિથી ફલિત થાય તે સિદ્ધાતનો સમાશ્રય વૈદિક પુરુષોએ કરવો યોગ્ય છે, એમ ઉદ્‌ઘોષ કરનાર શ્રીમદાચાર્યચરણ હતા કેટલાક પ્રાકૃત પુરુષો આ અખડ શુદ્ધ અદ્વૈત સિદ્ધાન્તને અર્વાચીન માને તો તેમની શકા નિવારણ કરવાને નવી પરપરા ઉપજાવી કાઢવાની આવશ્યકતા નથી, પરતુ પ્રકાશકાર દશદિગન્તવિજયી શ્રીમદ્ગોસ્વામી શ્રી પુરુષોત્તમજીમહારાજે પ્રકાશના પ્રારભમા જ જે પરપરા આપી છે તે પરપરાનો આદર કરવો એ પ્રમાણિકતા છે અર્થાત્ બ્રહ્મવાદ અર્વાચીન નથી, પણ પ્રથમ વ્યાપિવૈકુઠસ્થ પુરુષોત્તમે બ્રહ્માજીને એ શુદ્ધાદ્વૈત બ્રહ્મવાદનો ઉપદેશ કર્યો હતો અવતારી શ્રીકૃષ્ણચદ્રે અર્જુન અને ઉદ્ધવસમક્ષ એજ અખડ શુદ્ધ અદ્વૈત બ્રહ્મવાદનુ ગાન કર્યું હતું વેદવ્યાસ શ્રીકૃષ્ણ-દ્વૈપાયને એજ સિદ્ધાન્તનું સુનિપુણતાથી સમર્થન કરીને સદેહનિવારક સૂત્ર પ્રકટ કર્યાં, અને અંતમાં અખડભૂમંડલાચાર્યવર્ય વાગીશ્વર શ્રીમદ્વલ્લભાચાર્યવર્યે એ જ સૂત્રનુ ભાષ્ય કરીને દિવ્ય અલૌકિક શુદ્ધાદ્વૈત બ્રહ્મવાદને પ્રકાશ કર્યો પ્રારભમા, મધ્યમા અને અતમા શ્રીકૃષ્ણ વિના ઇતર આચાર્ય છેજ નહિ, માટે સર્વાવસ્થામા શ્રીકૃષ્ણને જ આ સિદ્ધાન્તના આચાર્ય માનવા સુયોગ્ય છે શુદ્ધાદ્વૈત સિદ્ધાન્તનુ સ્વરૂપ સ્પષ્ટ કરતા બ્રહ્મ નિર્ગુણ છે કે સગુણ છે ઇત્યાદિ પ્રશ્નનું સમાધાન પણ આપ્યુ હતું બ્રહ્મ સર્વ અલૌકિક ધર્મવિશિષ્ટ છે, પ્રાકૃત ધમનો લેશ માત્ર પણ બ્રહ્મમા નથી સગુણતા અને નિર્ગુણતા ઉભયે વિરુદ્ધ ધર્મ પણ બ્રહ્મનો આશ્રય કરી શકે છે એવુ અદ્ભુત માહાત્મ્ય બ્રહ્મનુ છે શુદ્ધાદ્વૈતસિદ્ધાન્તનુ બીજુ નામ અવિકૃતપરિણામવાદ કહેવાય છે તેનો પણ સ્પષ્ટ અર્થ પ્રતિપાદન કરી આપ્યો હતો પ્રારભમાં, મધ્યમા અને અતમા બ્રહ્મ વિના કોઇ પણ પદાર્થ આપણે અંગીકાર કરતા નથી,

---

૧ જ્યારે શ્રીઅનિરૂદ્ધલાલજી મુબાપુરીમા વિરાજતા હતા ત્યારે આ ભાષણ તેમને સમર્પવાને મિ૰ શાસ્ત્રીએ સિદ્ધ કર્યું હતુ.

માટે આપણો સિદ્ધાન્ત બ્રહ્મવાદ કહેવાય છે એ પણ નિરૂપણ કરી આપ્યુ હતુ. વૈદિક મર્યાદા માર્ગસ્થ જીવ નિષ્કામ કર્મ કરે તો શુદ્ધાદ્વૈત બ્રહ્મવાદમાં ક્રમશ તેનો પ્રવેશ થાય છે અને અક્ષરબ્રહ્મસાયુજ્ય ફલ તેને પ્રાપ્ત થાય છે. શ્રીપુરુષોત્તમ તે વૈદિક શુદ્ધાદ્વૈતીય જ્ઞાની ઉપર કૃપા કરે, તો બ્રહ્મસાયુજ્યમાથી તેનો ઉદ્ધાર કરીને, વ્યાપિવૈકુઠસ્થ બ્રહ્મલોકસ્થ પુરુષોત્તમની સેવાના અધિકારનુ દાન કરે છે વૈદિક મર્યાદામાર્ગમા વ્યાપિવૈકુઠસ્થ પુરૂષોત્તમ પર્યંત ગતિ પણ કોઈક વિરલ જીવની જ થાય છે. સામાન્ય વૈદિક જ્ઞાની તે શુદ્ધાદ્વૈત બ્રહ્મવાદનો ક્રમશ આશ્રય કરીને બ્રહ્મમા, અક્ષર સ્વરૂપમાજ પ્રાય લય પામે છે. વૈદિક જ્ઞાની ભક્ત જ બ્રહ્મ વિષે, અક્ષર બ્રહ્મ વિષે, બ્રહ્મલોકનુ દર્શન કરે છે, અને એ બ્રહ્મધામમા–વ્યાપિવૈકુઠમા શ્રીપુરષોત્તમની ભક્તિ કરે છે લોકાતીત વેદાતીત સ્વતત્ર પુષ્ટિમાર્ગમા જે જીવનો પ્રથમથી જ અગીકાર થઇ ચુકયો છે તે ભાગ્યવાન્ ભક્તને બ્રહ્મસબધ થયા પછી તનુજા વિત્તજા સેવા કરવાનો અધિકાર પ્રાપ્ત થાય છે અને શ્રીમત્પ્રભુચરણની તનુજા વિત્તજા સેવામા સર્વસ્વ વિનિયોગ થતા થતા તેને માનસી સેવાનો અધિકાર સિદ્ધ થાય છે તનુજા વિત્તજા સેવા કર્યા પછી અને માનસીસેવાત્મક પરમ ફલ પ્રાપ્ત કર્યા પહેલા મધ્યમા તે ભક્તને પ્રભુ શુદ્ધાદ્વૈત બ્રહ્મવાદનુ પણ જ્ઞાન કરાવી દે છે, એટલે પુષ્ટિસ્થ ભક્ત તો રૂપસેવા અને નામસેવા એમ બને સેવા જ કરીને, મધ્ય અવસ્થામા સેવાથી જ શુદ્ધાદ્વૈત બ્રહ્મવાદનુ જ્ઞાન પ્રાપ્ત કરીને, સમાપ્તિમા માનસીસેવારૂપ વ્યસન અવસ્થા પ્રમેયબલવડે જ પ્રાપ્ત કરે છે

વૈષ્ણવો, આપે જોયુ કે પુષ્ટિસ્થ ભક્તને શુદ્ધાદ્વૈત બ્રહ્મવાદ સિદ્ધાન્તના જ્ઞાનાર્થ પણ લૌકિક વૈદિક સાધનની અપેક્ષા નથી, આવશ્યકતા નથી, રૂપસેવા અને નામસેવાના પ્રભાવથી તેને સર્વ સિદ્ધ થઇ જાય છે, શુદ્ધાદ્વૈતજ્ઞાન તો શુ પણ નિરોધરૂપ પરમ ફલ પણ તેને તે સેવાથી જ સિદ્ધ થઇ જાય છે પરતુ રૂપસેવા અને નામસેવા કરવાનો અધિકાર બ્રહ્મસબંધ વિના થતો નથી માટે આજના વ્યાખ્યાનમા અમે બ્રહ્મસબંધનુ સ્વરૂપ આપ સર્વસમક્ષ પ્રતિપાદન કરી આપીશુ, તેથી સર્વસદેહ નિવૃત્ત થઇને, આપ સર્વને નામસેવા અને રૂપસેવાનો અધિકાર સુદૃઢ થશે

પરમભાગ્યશાલી વૈષ્ણવો, બ્રહ્મસબધમત્રનુ વ્યાખ્યાન અસ્પર્શમા જ થઇ શકે છે એટલે આજના વ્યાખ્યાનમા બ્રહ્મસબંધના મત્રનો ઉચ્ચાર અમે કરીશુ નહિ, પરતુ બ્રહ્મસબંધનુ સ્વરૂપ, તેનુ માહાત્મ્ય અને તેનુ ફલ એટલુ જ માત્ર આપ સર્વને શ્રવણ કરાવીશુ. પ્રભુકૃપા હશે તો, કોઇ વિશાલ એકાન્ત નિરુપાધિ સ્થલમા આપ સર્વને અસ્પર્શમા બ્રહ્મસબધના મત્રનો મુખપાઠ કરાવીને, બ્રહ્મસબધ ઉપર જેટલી ટીકા પ્રાપ્ત થાય છે, ગદ્ય મત્ર ઉપર જેટલા લેખ પ્રાપ્ત થાય છે, તે સર્વ ટીકાનુ તે સર્વ લેખનુ વ્યાખ્યાન પણ કરીશુ. અસ્પર્શમા સમસ્ત ટીકાન વ્યાખ્યાન કરતા ઓછામા ઓછા ત્રણ અને વધારેમા વધારે પાચ દિવસ જોઇએ એટલા દિવસ આપ સર્વ પ્રવૃત્તિમાથી જ્યારે અવકાશ લઇ શકો અને યોગ્ય સ્થલ અને સમયનો નિશ્ચય કરીને અમને જણાવશો ત્યારે તે સ્થલે અને તે સમયે આપ સર્વની સમક્ષ અસ્પર્શમા ગદ્યમત્ર ઉપર જેટલા લેખ વિદ્યમાન છે તે સર્વ લેખનુ તાત્પર્ય પ્રતિપાદન કરવામા અમે મહા આનંદ માનીશુ. ગુપ્ત માર્મિક રહસ્ય સિદ્ધાન્તની આપ સર્વને વિસ્મૃતિ થઇ હોય તો તેનુ પુન સ્મરણ ાવ ે અમારો પ્રથમ ધર્મ છે, અમારુ પ્રથમ કર્તવ્ય છે. અમારુ કર્તવ્ય નિરતર કરતા રહીએ એવી સુમત બુદ્ધિપ્રેરક શ્રીકૃષ્ણ અમને

સદા સર્વદા દાન કરો એમ પરમ પ્રશ્રયપૂર્વક શ્રીપ્રભુચરણને વંદન કરીને હવે આજના વ્યાખ્યાનનો વિષય આરંભ કરીએ છીએ

વૈષ્ણવો, બ્રહ્મસંબંધનો શબ્દાર્થ શું એ પ્રથમ જાણવાની આવશ્યકતા છે. ब्रह्मसंबंध એટલે બ્રહ્મનો (વા બ્રહ્મ સાથે) સંબંધ ब्रह्मण: ब्रह्मणा वा सम्यक् बंधः ब्रह्मसंबंधः । ब्रह्मसंबंधनो શબ્દાર્થ બ્રહ્મનો કિંવા બ્રહ્મ સાથે સંબંધ એ પ્રકારે થાય છે પણ ત્યારે બ્રહ્મ એટલે શું? વેદમાં કહ્યું છે કે सत्यं ज्ञानं अनन्तं ब्रह्म । सत्यं विज्ञानं आनन्दं ब्रह्म । यतो वा इमानि भूतानि जायन्ते येन जीवन्ति यत्प्रयन्ति अभिसंविशन्ति तद्ब्रह्म । શ્રુતિ કહે છે કે સદ્રૂપ, જ્ઞાનરૂપ અનન્તરૂપ બ્રહ્મ છે, બ્રહ્મ સદ્રૂપ છે, વિજ્ઞાનરૂપ છે, આનંદૈકસ્વરૂપ છે જેમાંથી સર્વ પદાર્થ પ્રકટ થાય છે, જેવડે સર્વ પદાર્થ જીવે છે, સર્વ પદાર્થ જેમાં પ્રયાણ કરે છે, પ્રવેશ કરે છે તે બ્રહ્મ. શ્રીમદ્ભગવદ્ગીતામાં કહ્યું છે કે निर्दोषं हि समं ब्रह्म બ્રહ્મ દોષરહિત છે, નિર્દોષ છે, સમ છે, સર્વની તુલ્ય છે, બ્રહ્મ વસ્તુત સર્વથી અધિકાધિક છે, છતાં પોતાની સ્વેચ્છામાત્રથી બ્રહ્મ સર્વસમ થઈને રહે છે બ્રહ્મ નિર્દોષ છે, બ્રહ્મમાં વૈષમ્ય-વિષમતા નથી, અર્થાત્ શ્રુતિ અને ગીતાવાક્યની એકવાક્યતા કરતાં આપને પ્રતીત થશે કે બ્રહ્મ સદ્રૂપ છે, ચિદ્રૂપ છે, અનંતરૂપ છે, આનંદરૂપ છે, સર્વનું પરમ કારણ છે, છતાં દોષથી રહિત છે, વૈષમ્યરહિત છે બ્રહ્મશબ્દનો યૌગિક અર્થ વ્યુત્પત્તિથી કરતાં પણ એવા જ સુંદર અર્થનો પ્રકાશ થાય છે बृह् (बृंह्) ધાતુમાંથી બ્રહ્મ શબ્દ સિદ્ધ થાય છે 'बृह्' એટલે 'વૃદ્ધિ પામવું' અર્થાત્ બ્રહ્મ બૃહત્ છે, મહત્ છે, બ્રહ્મના માહાત્મ્યનો મહિમાનો પારાવાર નથી બ્રહ્મ નિરંતર વૃદ્ધિ પામે છે, બ્રહ્મમાંથી જગત્–જીવાદિ આવિર્ભાવ પામે છે, છતાં બ્રહ્મમાં વિકાર થતો નથી એવું અવિક્રિય વિકૃતિરહિત બ્રહ્મ છે. અનેકરૂપે અનેકનામે બ્રહ્મ પરિણામ પામે છે, વૃદ્ધિ પામે છે છતાં બ્રહ્મમાં વિકાર પ્રાપ્ત થતો નથી, એવો અચિંત્ય મહિમા બ્રહ્મનો છે. એવું અચિંત્ય અનવગાહ્યમાહાત્મ્ય બ્રહ્મનું છે, માટે જ શ્રુતિ કહે છે કે पूर्णमदः पूर्णमिदं पूर्णात्पूर्णमुदच्यते पूर्णस्य पूर्णमादाय पूर्णमेवावशिष्यते । બ્રહ્મ એવું તો પૂર્ણ છે કે તેમાંથી પ્રતિક્ષણ અનેકાનેક જગત્ પ્રકટ થાય તો પણ બ્રહ્મની પૂર્ણતાની લેશમાત્ર હાનિ આવતી નથી. પૂર્ણમાંથી પૂર્ણ લઈ લેતાં અવશિષ્ટ પણ પૂર્ણ જ રહે છે, અર્થાત્ બ્રહ્મ સદ્રૂપ છે, ચિદ્રૂપ છે, અનંતરૂપ છે, દેશ, કાલ, વસ્તુ અને સ્વભાવથી બ્રહ્મ પરિચ્છેદ પામતું નથી બ્રહ્મ આનંદરૂપ છે, બ્રહ્મમાંથી જ (માયામાંથી પ્રકૃતિમાંથી અવિદ્યામાંથી નહિ પણ બ્રહ્મમાંથી જ) સર્વ પદાર્થ પ્રકટ થાય છે, સર્વ પદાર્થ બ્રહ્મને લીધે જ સ્થિતિ કરી શકે છે, ટકી શકે છે, બ્રહ્મમાં જ સર્વનો લય થાય છે, પ્રવેશ થાય છે, બ્રહ્મ નિર્દોષ છે, વિષમતારહિત છે બ્રહ્મનું માહાત્મ્ય અનવગાહ્ય છે, અચિંત્ય છે, અતર્ક્ય છે, બ્રહ્મ પૂર્ણ છે, આનંદનિધાન છે, એવા બ્રહ્મનો સંબંધ તે જ બ્રહ્મસંબંધ, અર્થાત્ નિર્દોષ પૂર્ણગુણ બ્રહ્મનો સંબંધ, સમ્યક્, સુદૃઢ, સર્વતોઽધિક બંધ એ જ બ્રહ્મસંબંધ પૂર્વોક્ત સકલ અપ્રાકૃતગુણનિકરવિભૂષિત બ્રહ્મ સાથે સુદૃઢ કદાપિ ત્રુટે નહિ એવો બંધ એવી ગ્રંથિકા, એની ગાંઠ, તે જ બ્રહ્મસંબંધ આપણા સંપ્રદાયની પરિભાષામાં બ્રહ્મશબ્દ સાધનવાચક છે અને કૃષ્ણશબ્દ ફલવાચક છે વસ્તુત બ્રહ્મસંબંધથી શ્રીકૃષ્ણનો જ સંબંધ થાય છે, પરંતુ નિઃસાધન જીવનો ઉદ્ધાર કરવાને, સાધનરહિત જીવનું પરમ કલ્યાણ કરવાને, શ્રીકૃષ્ણ સ્વતઃ સાધનસ્વરૂપ થઈ ગયા છે જે શ્રીકૃષ્ણ સર્વોપરિ પરમ ફલ છે તે જ શ્રીકૃષ્ણ જીવોદ્ધારાર્થ સ્વતઃ

પ્રિયવદ–મધુરભાષિન્, મારા વિરહાગ્નિથી જ્વલતા હૃદયમા પુન. સમાલિંગનદ્વારા તાપને દૂર કરીને શાંતિસુધા પ્રસરાવો. આર્તજનોને સુખ આપનાર છો, તો આપના યથાર્થ કરો. હા નાથ, મૂર્ચ્છાવિહ્વલ દાસીને સ્વાધરામૃત સિંચીને સજીવન કરો. આવી પત્ર લખતા ભાવની વૃદ્ધિ થતા હૃદય અને નેત્ર ભરાઇ આવે છે આ પ્રકાર પત્ર છે, અને બીજો પ્રકાર પ્રિયસ્વરૂપને આલેખવાનો છે. પ્રિયતમા કોઇક સમયે સ્વીય નૈપુણ્યથી રસાલ કમલપત્રમા કોટિક દર્પલાવણ્ય; ઇંદ્ર નીલમણિવત્ સ્વચ્છ શ્યામ, ઘૂર્ણાયમાન નયનદ્વયની સુષમાથી મુક્ત સ્વહૃદયંગમ સ્વરૂપ ચિત્રે છે. ચિત્રદ્વારા અનુભવે પૂર્વોક્ત ચિત્રપટમા સ્વપ્રિયતમના વારવાર દર્શન કરીને ભાવાનદમા ઘડીવાર મગ્ન રહી સ્હવસ્થાને સમાવે છે. વસ્તુત સૂક્ષ્મદષ્ટિથી આલોચન કરતાં અત્ર નૂતન અર્થ પ્રતીત થાય છે. કમલપત્રને 'રસાલ' એવું વિશેષણ યોજ્યુ છે, તો હવે કમલપત્રને બદલે હૃ કમલ લઇએ તો કઇ ઓર જ આનંદ થાય છે. અર્થાત્ શુષ્ક નહિ પણ રસ નિરુપધિ પ્રેમરૂપ રસથી રસાલ એવા આર્દ્ર–કોમલ સર્વાત્મભાવયુક્ત હૃદયકમ સ્વપ્રાણેશને પધરાવે છે, અને વિરહાવસ્થામા અપૂર્વ સ્નેહથી પ્રિયનો અનુભ કરે છે. શુદ્ધ પુષ્ટિમાર્ગની દિવ્ય પ્રેમરસની સરિતાનો અખંડ પ્રવાહ એકવાર દૃષ્ટિપથ કર્યો છે, અને એકવાર જેણે તેમા ઝંપલાવ્યુ છે, તે ભગવદંગે શુષ્ક અને નીરસ શું તે સમજતા જ નથી. સ્વામિનીજી નયનમા નીર ભરાઈ આવવાથી આકુલહૃદય અને વ્યાકુલનયન થઈ જાય છે. અર્થાત્ સાશ્રુવદના પ્રિયાજી તીવ્ર વિરહાવસ્થામાં જ્યારે પૂર્વ અનુભૂત પ્રિયતમ સગને સ્મરે છે, ત્યારે તે સર્વ સંગમલીલા એમનાં નયનસમક્ષ પ્રા થાય છે, અને તેને જોતાં જ વિકલ થઇ જાય છે અને કહે છે કે—અરે, નવનિકુંજ ક્યાં છે? તેના નાયક ક્યાં લોપ થઇ ગયા? હૃદયમાં સુધા રેડનાર વેણુનાદ ક્યા? હા, રસના ચારુભાષિન્, આપની અનત લીલાના આધાર રમણીય દ્રુમો ક્યા છે? વનવેલી કે જે પ્રિ યતમ સહરત્યનુભવ કરતા રસપોષક થયા હતાં, તે ક્યાં છે? આ પ્રકારે વિવિધ વિલાપ કરી શોકાશ્રુવ્યાકુલ હૃદયનેત્રા સ્વામિનીજીથી ચરણ રજમાં ક્યારે જન્મું? અત્ર શુદ્ધાભિસંધિ રાસસ્ત્રીગૂઢભાવપૂરિત શ્રીમદાચાર્યચરણરજના પુંજમા પણ જન્મ થવાની પ્રાર્થના છે.

પ્રાણેશના પથને નિહાળે છે. પૂર્વોક્ત સર્વલીલાવિશિષ્ટ સ્વામિનીજીના પદરજ પ્રદેશમા કયારે હુ જન્મુ ? કોઇ વખત નવનિકુજમા પ્રિયતમા સુરતનાથના સગમાર્થ રચિર વિવિધ પુષ્પની રચના કરીને વિવિધ મનોરથ કરે છે. પુનપુન ગ્રીવા ઉચી કરીને પ્રિયપથને અવલોકીને વિરહથી નિશ્વાસયુક્ત બની જાય છે અમદાનદનો અનુભવ કરાવનાર રાસાદિવિહારનુ સ્મરણ કરીને સ્વકીય કપોલ ઉપર હસ્તકમલ ધરીને અપાર ચિતા પારાવારમા નિમગ્ન થઇ જાય છે સિદ્ધ કરેલા શય્યા વગેરે વિહારોપયોગી પદાર્થપુજને જોઇને વિકલ બની જાય છે. હા નાથ, હા સ્વામિન્, એમ વારવાર વદીને પ્રતિક્ષણ પ્રિયપ્રતીક્ષા કરે છે

**गुणैर्युताया स्ववपु समाश्रितैर्बोद्धुं व्रजाधीश्वरमात्मवश्यम् ।**
**स्या राधिकाया सकलाधिकाया कदा तवाहं पदपांशुजन्मा ॥ ४ ॥**

શ્લોકાર્થ—સ્વવશ વ્રજાધિપને બોધ કરવા માટે સ્વશરીરનો સમાશ્રય કરીને રહેલા ગુણોથી યુક્ત અને સકલાધિકા એવા શ્રી રાધિકાજીના ચરણરજમા હુ કયારે જન્મુ ?

ભાવાર્થ.—આ શુદ્ધ પુષ્ટિમાર્ગમા લીલાતપાતી જીવોને મોદ, મદ, કાંતિ, સ્વપ્ન વગેરે દશ અવસ્થાનો પ્રભુ અનુભવ કરાવે છે. એજ પ્રસગને અનુસરીને વેદાન્ત સૂત્ર ભાષ્યમા આચાર્ય ચરણે પૂર્વોક્ત લીલા પ્રકટ લખી છે. તદનુકૂલ પ્રભુ કયારે સ્વભક્તને મદનુ દાન કરે છે. અર્થાત્ સૌભાગ્ય મદ કરાવે છે. જે સૌભાગ્ય મદ પ્રાપ્ત થતા લીલાતપાતી ભક્તો સ્વવપુ સમાશ્રિત સકલગુણોવડે સ્વેતર સકલને હીન માને છે. પ્રભુ પણ મનેજ વશ્ય છે અન્યને નહિ અને મારાથી અન્ય સર્વ આ બ્રહ્માસ્તબ તુચ્છ છે એમ અભિમાન ધરાવે છે આ સૌભાગ્યમદનુ સ્વરૂપ આપે આ શ્લોકમા આબેહૂબ બતાવ્યુ છે. આપ આજ્ઞા કરે છે કે, કોઇ વખત પ્રિયાજી વ્રજાધીશ્વર મનેજ વશ છે એમ માનીને, વિશ્વમાં ખ્યાતિ થવા માટે નિજવપુને સકલગુણગણાલકૃત માને છે અર્થાત્ વાસ્તવિક વિચારતા સૌશીલ્ય, માધુર્ય, સુકુમારતા, રસશાસ્ત્રીય સમગ્ર ભાવ, અનુભાવ, વિભાવ વગેરે શૃગારરસ પોષક સર્વ ગુણોનુ મૂલ કારણ આપજ છે આ સકલ ગુણોના આધાર રૂપ સ્વતનુને માનીને મારા પ્રાણનાથ મને જ વશ છે, એમ માનીને સ્વસૌભાગ્યમદનો આવિષ્કાર કરે છે એ મદ ફલરૂપ છે એ મદ થવાથી પ્રભુવ્યતિરિક્ત અન્યની સ્ફૂર્તિ નિવૃત્તિ પામે છે તેનું સ્વરૂપ આ છે प्रभुर्नन्दकुमारो मे स्वामिनी वृषभानुजा । को वा ब्रह्ममहेशो वा महेन्द्रो वा परोऽपि वा ॥ अहमेव कृतार्थोऽस्मि हीना ब्रह्मादय सुरा ॥ અર્થ—મારા સ્વામી શ્રીનદકુમાર, સ્વામિની શ્રીરાધિકાજી છે તો હવે બ્રહ્મા, મહેશ વગેરે દેવો અકિચિત્કર જ છે હુ જ કૃતાર્થ છુ બ્રહ્માદિ દેવો હીન છે.



# કવિવર દયારામભાઇનાં કાવ્યો.

## વસંતઋતુવર્ણન.[1]

જો વયસ્યે વદે રાધિકા ઋતુ આવી વસંત,
સંયોગી સુખસાગરી વિરહી દુઃખદા અનંત. ૧
ફુલ જાસૂલનું અલિ તજ્યું ભજ્યું તે મધુ પેખી;
રસિક પ્રિયતમને ન સાંભરે સ્નેહ તે ઋતુ દેખી. ૨

કુસુમિત વન ઉપવન થયાં ગુંજે ભૃંગ મદમાતા;
મદન રતિ જાણે લગ્ન લહી મગ્ન મંગલ ગાતાં. ૩

કિંશુક ફુલ પીત રક્તતા લાગે એ જ પ્રમાણે,
વિતનુ વ્યાઘ્ર વિરહિ હૃદય વિદાર્યું નખ જાણે. ૪

ત્રિવિધ સમીર વૃન્દાટવી પરભૃત કલ બોલે;
લલિત સુમન મધુ કણ સ્રવે હરિ વિન ઉર છોલે. ૫

---

૧. ભક્ત કવીશ્વર દયારામભાઇએ કરેલા ષડ્ઋતુવર્ણનમાંથી પ્રસંગાનુસાર વસંતઋતુવર્ણન અત્ર આપવામાં આવે છે. એવી રીતે તત્તત્સમયે તત્તદૃતુવર્ણન આપવામાં આવશે. આ કાવ્ય ગહન હોવાથી તેનો સરલ ભાષામાં અર્થ પણ આપ્યો છે. તે દરેક ટૂકની સંખ્યા પ્રમાણે મેળવી લેવો.

૧. શ્રીસ્વામિનીજી વદે છે કે, હે સખિ, સંયોગીને તો સુખના સમુદ્ર સરખી, અતિ વિપ્રયોગરસમગ્નને અતિશય દુઃખ દેનારી એવી વસંત ઋતુ આવી.

૨ જાસુદીનું પુષ્પ અલિએ-ભ્રમરે તજ્યું, કેમ કે બીજા પુષ્પમાં મધુ-મકરંદ જોયો. તેમ જ રસિક પ્રિયતમને તે ઋતુને અવલોકીને સ્નેહસ્મરણ થતું નથી. અર્થાત્ ભ્રમર મકરંદરસ લોલુપ થઇને જાસુદીનું પુષ્પ ત્યજી દે છે, તેમ રસિક પ્રાણેશ બીજીમાં આસક્ત થઇ મને, મારા સ્નેહને વિસારી દીધો.

૩. વન, ઉપવન-ઉદ્યાન, સંજાતપુષ્પ થયાં. મદમત્ત થઈ ભ્રમરો ઝણકાર કરવા લાગ્યા. આ વખતે એવું લાગે છે કે, જાણે મન્મથ અને રતિ મગ્ન બનીને લગ્ન લહીને મંગલ ગાતાં હોયને શું! ઉત્પ્રેક્ષા, અલિરવ ઉપર મંગલગાનની.

૪. કેસુડાનાં ફુલ પીનતા પરિહરીને રક્ત વર્ણ ધારે છે. એમ લાગે છે કે વિતનુ-અનંગ-કામદેવે વાઘનું રૂપ ધરીને જાણે વિરહતપ્તજનના સ્વાંતને ચીરી નાંખ્યું હોયને શું! ઉત્પ્રેક્ષા, કિંશુકરક્તતા ઉપર; વિદીર્ણશોણિતરક્તહૃદયની

૫. મંદ, સુગંધ, શીતલ પવન પ્રસરી રહ્યો છે, પરપુષ્ટ કોકિલગણ અવ્યક્ત મધુર શબ્દ કરી રહ્યો છે, એવી વૃન્દાટવી-વૃન્દાવનની પરિસ્થિતિ, ત્યાં લલિત-સુન્દર પુષ્પ મધુકણને ઝરે છે, ખરેજ તેવા સમયમાં હરિ વિના મારું હૃદય વિશીર્ણ થાય છે.

પ્રફુલ્લિત દ્રુમ સહકારનાં દ્વિજ પ્રમુદિત ઝૂમે;
અનુપમ મોરી એલચી લચી ગોસ્તની લૂમે. ૬
હા હા હિત ઋતુરાજમાં ન મલ્યા શ્રીવ્રજરાજ;
સાજ સુખદ સુરભિ તણો મારે આજ અકાજ. ૭
ચુઆ ચંદન પીચકારીઓ ચારૂ કેસર રંગ,
અબીલ ગુલાલ વિલોકતાં દાઝે ઉલટું અંગ. ૮
ઝાલ મૃદંગ ડફ ઝાંઝનો રવ કાલજુ કાપે;
કૃષ્ણ કંથ હોય સંગ તો સહુ આનંદ આપે. ૯
આજ બંસીબટ ચોકમાં હોય ધમારોની ધૂમ,
યુગલ યૂથ ચાચર મલે થાય રૂમાઝૂમ. ૧૦
ગાલ ગાયેરે ગોપાલજી મીઠી અમૃત સમી,
ક્યાં તે રસિક છબિ રંગ ભરી રીઝતી જેને નિરખી. ૧૧
હૈયે પ્રકટી હુતાશની કુસુમાકરે ઝાઝી,
અનંગ અનિલ ધમે તે થકી નખશિખ દેહ દાઝી. ૧૨

* * * *

---

૬. સહકાર–આમ્રવૃક્ષ પ્રફુલ્લિત થયા છે તે ઉપર ખુશખુશ થઇને કોકિલાઓ ઝુમી રહી છે અનુપમ એલચી ફાલી રહી છે અને ગોસ્ત–દ્રાક્ષની લૂમો ઉપર લચી રહી છે.

૭. આ પ્રમાણે વસંત ઋતુની મદનોદ્દીપક લીલા જોઇને સ્વામિનીજી સંતાપોદ્‌ગાર કહે છે હિતકારક ઋતુરાજ–ઋતુઓના રાજા વસંત–ઋતુમાં વ્રજરાજ ન મળ્યા તે ન જ મલ્યા. તેથી સુખ આપનાર એવો સુરભિનો–પુષ્પમય–વસંત ઋતુનો સજેલો સાજ તે આજે મને અકાજ–વ્યર્થ થઇ પડ્યો છે સુરભિ એટલે વસંત એક ટીકાકારે સુરભિનો અર્થ 'ગાય' એવો કર્યો છે. તેવો અર્થ જો કે સુરભિ શબ્દનો થાય છે, પણ તેને અને ચાલુ પ્રસંગને સંબંધ શો છે, તે તો લેખકનું રસિક હૃદય (!) જ જાણતું હશે। वसन्ते पुष्पममय. सुरभि એ અમરકોષનું વાક્ય જુઓ.

૮. વસંતઋતુની આવી આવી સામગ્રીઓ, ચુઆ, ચંદન, પીચકારીઓ, સુંદર કેસરનો રંગ, અબીલ, ગુલાલ વગેરે વિલોકતાં પ્રભુવિના મારું હૃદય ઉલટું દગ્ધ થાય છે

૯. ઝાલ, મૃદંગ, ડફ, ઝાંઝનો ધ્વનિ કાળજાને કાપે છે. તે મધુ કૃષ્ણ પ્રભુ હૃદયરમણ સંગમાં હોય તો આનંદ આપે બાકી અત્યારે તે અકારા જ થઈ રહ્યા છે.

૧૦. આજે બંસીબટના ચોકમાં ધમારોની–ધમારતાલના કીર્તનોની ધૂમ જામી રહે છે. તે વખતે જુગલજોડીના ટોળા ચોકમાં મલે છે અને રૂમાઝૂમ થાય છે. ધમાર રાગ નથી, પણ તાલ છે

૧૧. ગોપાલ–કૃષ્ણ અમૃતસરખું મધુર ગાલિપ્રદાન કરે છે પરંતુ તે રસિક રંગભરી છબિ જેને નીરખીને હું આનંદ પામતી તે ક્યાં છે?

૧૨. એક તો હૈયામાં હોળી સલગી રહી છે, તેમાં વલી કુસુમાકરે ઘૃત હોમી ઝાઝી સલગાવી છે. તેને વલી અનંગ, શરીર વગરનો છતાં કામદેવ પવનથી ધમે છે, તેથી મારી નખશિખ દેહ દાઝી ગઇ છે.

નટવર નંદકુમાર મારમનહર કોટિ લલિતાકૃતિ;
મોરમુકુટ પટ કેસરી ગ્રીઅ ગે રંગે ભર્યા રસ છક્યા,
કર પીચકારી ગુલાલ મુષ્ટિ મુક્તા વાંકી કટાક્ષે લખી,
તાકી મુજ મુખ ડશી ઓષ્ઠ છાટી છબિ તે ખસતી
હૃદેથી નથી. ૧૩
કેમ કરું ક્યાં જાઉં સેલી ક્યા કથ થાઉં,
હવે ન અલિ જીવાશે તરફડી જીવ જાશે,
પતિ વસત વિહારી ભોગવે શોક ભારી;
પિયુ પણ ન વિચારે આ સમો આજ મારે. ૧૪

# જગત્સ્વરૂપ.



वस्तुतस्त्वखिलं ब्रह्म त्रिकालेषु तथास्मृतिः ॥
वासुदेव सर्वमिति स महात्मा सुदुर्लभ ॥ १ ॥
त्वय्यग्र आसीत्त्वयि मध्य आसीत्त्वय्यन्त आसीदिदमात्मतन्त्रे ॥
त्वमादिरन्तो जगतोऽस्य मध्यं घटस्य मृत्स्नेव परः परस्मात् ॥ २ ॥
भगवत्समवायित्वात्ताद्रूप्यात्सत्य एव हि ॥
प्रपञ्चो यादृशं स्वर्णं तादृक् स्यादेव कुण्डलम् ॥ ३ ॥
'एतदात्म्यमिदं सर्वं तत्सत्य' मितिपठ्यते ॥
'यदिदं किञ्च तत्सत्य' मित्याचक्षत इत्यपि ॥ ४ ॥
सर्वशब्देन निर्दिश्य दृष्टं श्रुतमदोखिलम् ॥
एतस्य ब्रह्मरूपत्वं सत्यत्वं च निरूप्यते ॥ ५ ॥
कालत्रयेऽप्यबाध्यं यत्सत्यमित्युच्यते बुधैः ॥

त्वय्यग्र आसीत्पश्चेपि सदा सत्ताभिधीयते ॥ ६ ॥
तस्मात्सनातनमिदमखण्डं वर्तते सदा ॥
मध्ये कार्यात्मना पूर्वोत्तरयोः कारणात्मना ॥ ७ ॥
विश्वं हि ब्रह्म तन्मात्र संस्थितं विष्णुमायया ॥
यथेदानीं तथा चाग्रे पश्चादप्येतदीदृशम् ॥ ८ ॥
उक्तं तृतीयस्कन्धेऽथ सूत्रकर्त्रा श्रुतेर्बलात् ॥
कारणानन्यतामस्योक्त्वा सत्यत्वं प्रपञ्चितम् ॥ ९ ॥

આ જગત્ ઈશ્વરમાથી જ થયલુ છે, ઈશ્વરમા જ રહે છે અને લીન તેમા જ થાય છે, માટે જગત્ ઈશ્વરરૂપ છે. જેમ કોડીઆ, કુડા, દાયરી, ઘડા વગેરે જ્યારે કાર્યાવસ્થામા આવ્યા ન હતા, ત્યારે તે મૃત્તિકા જ હતી. જ્યારે ઘટ વગેરે અવસ્થા થઇ ત્યારે પણ તેનુ મૃત્તિકાપણુ છુટયુ જ નથી, અર્થાત્ તેવે તેવે આકારે મૃત્તિકા જ છે. જ્યારે તે અવસ્થાનુ તિરોધાન થાય ,છે ત્યારે પણ મૃત્તિકામા મળી જાય છે, માટે ત્રણે કાલમા તે મૃત્તિકારૂપ જ છે જેમ મૃત્તિકા તેમ બ્રહ્મ, જેમ ઘડા વગેરે કાર્યો તેમ જગત એ બ્રહ્મરૂપ છે માટે જ સત્ય છે.

જો જગતને અસત્ કહીએ તો તે બ્રહ્મરૂપ જ ન કહી શકાય શુ બ્રહ્મ અસત્ય છે ? વેદ, ગીતા, વ્યાસસૂત્ર એ ત્રણે પ્રસ્થાનોમા વારવાર જગતને બ્રહ્મરૂપ કહ્યુ છે. બ્રહ્મની સાથે જગતનો અભેદ એટલે એકતા કહી છે કેટલાક લોકો 'અભેદ' એટલે 'ભેદનો અભાવ' આમ કહે છે. અર્થાત જગત્ છે જ નહિ એટલે બ્રહ્મનો અને તેનો ભેદ કયાથી આવે ? પણ તેમ નથી વેદ વગેરે પ્રમાણોમા તો જગતને બ્રહ્મરૂપ જ કહ્યુ છે જો ભેદનો અભાવ જ કહેવો હોત તો તેમ ન કહેત માત્ર 'જગત્ નથી' આમ જ કહેત વેદમા પુરૂષસૂક્તમાં '[1]પુરૂષ (બ્રહ્મ) જ આ સર્વ જે થયુ ને જે થશે,' આમ કહ્યુ છે એટલે ભૂત અને ભાવી સર્વ જગત્ બ્રહ્મરૂપ છે છાંદોગ્યોપનિષદ્‌ની ભૂમવિદ્યામા કહ્યુ છે કે '[2]આત્મા જ આ સર્વ ' તે જ ઉપનિષદ્‌ની શાંડિલ્યવિદ્યામા કહ્યુ છે કે 'સર્વ [3]નક્કી આ બ્રહ્મ ' 'તે જ એમે જન્મ, લય,'સ્થિતિવાળુ ' બૃહદારણ્યકોપનિષદ્‌માં કહ્યુ છે કે, 'આત્મ જ આ સર્વ આગળ હતુ ' ઐતરેયોપનિષદ્‌મા કહ્યુ છે કે' આત્મા નિશ્ચય આ ( જગત ) એક જ આગલ હતો, નહિ બીજુ કોઇ ચેષ્ટા કરનારૂ ' આવા અનેક વાક્યો છે તે સર્વ લખતા ઘણો વિસ્તાર થાય. એમ જ ગીતા, વ્યાસસૂત્રમા પણ વાક્યો છે જેમ કે શ્રીમદ્ ભગવદ્‌ગીતામા કહ્યુ છે કે–वासुदेवः सर्वमिति જ્યારે સર્વ શબ્દનો કંઈ અર્થ જ નથી, ત્યારે વારવાર 'સર્વ'ને બ્રહ્મરૂપ શુ કામ કહેવું જોઇએ ? જો જગત્ વસ્તુ જ ન હોય તો પછી 'સર્વ' શબ્દનો અર્થ જ શો સમજવો ? જો જગત્ ન હોય તો 'સર્વ નથી જ ' એટલુ જ કહેવુ જોઇએ વ્યાસસૂત્રમા આ વાતનો ખુલાસો બીજા અધ્યાયના પ્રથમપાદમાં ૧૪મા સૂત્રથી આરભીને ૭ સૂત્રોમા વ્યાસાચાર્યે કરેલો છે 'તદનન્યપણુ આનો અર્થ બ્રહ્મની સાથે ઐક્તા એ જ થાય છે જગતનો અભાવ અભિપ્રેત હોય તો તન્માત્ર આમ જ કહેવુ જોઈએ. અથવા 'जगदभाव' આમ જ સ્પષ્ટ કહેવુ જોઇએ તેમ ન કહ્યા છતાં પણ વાચસ્પતિ વગેરે કોઈ ટીકાકારો આ ઠેકાણે 'ભેદનો અભાવ' એમ

१. पुरुष एवेदं सर्वं यद् भूतं यच्च भव्यम्। २. आत्मैवेदं सर्वम्। ३. सर्वं खल्विदं ब्रह्म तज्जलान्।

વ્યાખ્યાન કરે છે, તેને યથાર્થ માનનારાઓને અમે જણાવીએ છીએ કે વ્યાસાચાર્યે તો તે સૂત્રની આગળ તરત ૧૫મા સૂત્રમા 'જગતનો ભાવ છે, માટે જ તે ઉપલબ્ધ થાય છે,' એમ કહ્યુ છે હવે જગતનો ભાવ સિદ્ધ થશે કે અભાવ? જો અભાવ હોય તો સૂત્રકારના 'ભાવ'શબ્દનો શો અર્થ? સંસ્કૃતમાં પ્રચલિત 'यदि[1]न स्यान्नोपलभ्येत' 'यदि स्यादुपलभ्येत' આ લૌકિક ન્યાય પણ એ સૂત્રને દઢતા આપનારા છે. વળી ૧૭મા સૂત્રમા કહ્યુ છે કે 'અવરનુ (જગતનુ) સત્ત્વ જ છે' સત્ત્વ એટલે વિદ્યમાનતા બ્રહ્મરૂપતા. જો જગત સત્ છે તો તેનો અભાવ ક્યાથી આવે? શ્રીમદ્ભગવદ્ગીતાના બીજા અધ્યાયના ૧૬માં શ્લોકમા કહ્યુ છે કે, 'नासतो विद्यते भावो नाभावो विद्यते सत असतनो ભાવ નથી સતનો નથી. જો જગત છે અને તેનો અભાવ પણ છે, એમ માને તો ઉક્ત ગીતાવાક્ય વગેરેનો વિરોધ શુ ન આવે? એ ૧૬મા સૂત્રમા 'અવર' શબ્દનો અર્થ બ્રહ્મ થાય છે? અને કોઇ પણ ભાષ્યકારે કર્યો છે? ૧૬મા સૂત્રમા પ્રથમ આવી શકા કરી છે જે બ્રહ્મવલ્લી ઉપનિષદ્મા કહ્યુ છે કે 'અસત અપ્રસિદ્ધ આ આગળ હતુ, ત્યાર પછી પ્રસિદ્ધ સત થયુ.' આમ 'અસત' કહ્યુ છે ત્યારે પૂર્વોક્ત સર્વ ન ઘટે એ શકાનો ઉત્તર આપ્યો છે કે, એ ઠેકાણે અસત શબ્દનો અર્થ મિથ્યા નથી, પણ અવ્યાકૃત છે બૃહદારણ્યકોપનિષદ્મા કહ્યુ છે કે 'તે સ્પષ્ટ આ તે વખતે (સૃષ્ટિથી પૂર્વકાલમા) અવ્યાકૃત હતુ' તે નામરૂપથી વ્યાકૃત થયુ. જુદા જુદા નામ અને રૂપના વિભાગવાલુ તે વ્યાકૃત નામરૂપવિભાગથી રહિત તે અવ્યાકૃત માટે અવ્યાકૃતત્વરૂપ ધર્માન્તરને લઇને અસત કહ્યુ છે જો પૂર્વકાલમા અસત એટલે મિથ્યા હોય તો 'ત્યારપછી તે સત થયુ' આમ ન જ કહેવાય, કારણ કે પૂર્વોક્ત ગીતાવાક્યથી અસત હોય તે સત્ય થાય જ નહિ વળી તે જ બ્રહ્મવલ્લીવાક્યના ઉત્તરાર્ધમા કહ્યુ છે કે 'પરમાત્માએ પોતાનુ સ્વરૂપ જ જગતરૂપ કર્યુ છે, એટલે પોતે જ પોતાની ઇચ્છાથી જગદ્રૂપ થયા છે જો જગત મિથ્યા હોય તો આ વાક્યકોપ વિરૂદ્ધ પડે.

વળી ૧૮મા સૂત્રમા કહ્યુ છે કે નિર્વિવાદ યુક્તિથી અને સ્પષ્ટ વાક્યાતરોથી જગતનુ સત્યત્વ જ સિદ્ધ થાય છે, મિથ્યાત્વ નહિ. વાક્યાતર તો તે જ બ્રહ્મવલ્લી ઉપનિષદ્મા કહ્યુ છે કે 'આ જે કઇ છે તે સત્ય કહ્યુ છે' છાંદોગ્યશ્વેતકેતુવિદ્યામા શિષ્યને સમજાવવા માટે જુદા જુદા દૃષ્ટાંતો અને અનેક યુક્તિઓ કહીને નવ વાર કહ્યુ છે કે, 'ઐતદાત્મક (બ્રહ્મરૂપ જ) આ સર્વ તેથી સત્ય' આવા સ્પષ્ટ અનેક વેદવાક્યો જગતને સત્ય જ કહે છે. જગત મિથ્યા છે એમ સ્પષ્ટ કહેનારૂ એક પણ વેદવાક્ય પ્રચલિત શાખામા નથી જ. તેમ જ ગીતાના અઢારે અધ્યાયમા અને વ્યાસસૂત્રના ચારે અધ્યાયમા કોઇપણ ઠેકાણે જગત મિથ્યા છે એમ કહ્યુ જ નથી ત્યારે વેદાનુયાયીથી જગતને મિથ્યા કેમ મનાય?

સ્ત્રી, પુત્ર, દ્રવ્યાદિમાં વૈરાગ્ય સિદ્ધ કરવા માટે કોઇ પુરાણભાગોમા તેવા વચનો છે, પરતુ જગતને મિથ્યા કહેનારા કેવલાદ્વૈત વેદાંતિઓ પુરાણોને પ્રસ્થાનમા ગણતા નથી વળી વેદથી જરાપણ વિરુદ્ધ ન પડે તેવા જ સ્મૃતિપુરાણોનો અર્થ મનાય, એમ જૈમિનિમુનિએ 'પૂર્વમીમાસા' પ્રથમાધ્યાયના ત્રીજા પાદમાં સિદ્ધાંત કર્યો છે. અને વેદમા તો સ્પષ્ટ સત્ય જ કહ્યુ છે. માટે સર્વસમત પ્રસ્થાનત્રયથી જગતનું મિથ્યાત્વ સિદ્ધ થતુ નથી. છાંદોગ્યમાં વાચારભણવાક્યમાં સદેહ પડે છે તેનો ખરો અર્થ વ્યાસાચાર્યે પૂર્વોક્ત (અ. ૨. પા. ૧, સૂ. ૧૪) તદનન્યત્વસૂત્રમા સિદ્ધ કર્યો છે. તે સક્ષેપથી આગલ લખીશુ. ૧૮મા કહેલી યુક્તિનો વિસ્તાર સાખ્ય ગ્રથોમા પણ છે.

---

૧. જો ન હોય તો ન જ મળી આવે, જો હોય તો મળી આવે

# ગ્રંથાવલોકન.

**પુષ્ટિસુધાકર,** રચનાર શાસ્ત્રી ચિમનલાલ હરિશંકર ભટ્ટ, બોરસદ. મૂ. ૦–૧૪–૦.

લગભગ અર્ધ શતક સુધી અનેક પ્રહારો, અનેક અતથ્ય આક્ષેપો, સમૂલોન્મૂલન કરવા માટેના અનેક પ્રયત્નો થયા પછી, ભગવત્કૃપા કહો કે ભગવત્પ્રેરણાથી છેલ્લા દશ વર્ષ થયા આ માર્ગનો સુષુપ્તિયુગ વ્યતીત થઇને કંઈ જાગૃત દશામા આ માર્ગ આવ્યો છે, એ નિ-સંશય છે આજથી દશ બાર વર્ષ ઉપરની જ સ્થિતિ તરફ નિહાળીએ છીએ ત્યારે જણાય છે કે પુષ્ટિમાર્ગની ૪૦ લાખ સંખ્યાની વૈષ્ણવસૃષ્ટિમાંથી કોઇ વિરલ જ આ માર્ગનુ જ્ઞાન ધરાવનાર મળી શકતા આવી અવસ્થામાં શુદ્ધાદ્વૈતસિદ્ધાંતપ્રદીપનુ પ્રાકટ્ય ઘણુ જ ઉપ-યુક્ત થઇ પડ્યુ આ સંપ્રદાય ઉપર અંધપરંપરાન્યાયે દોષારોપણ કરનારા અને તેના ભોગ થતા જનોના હૃદયનો અંધકાર દૂર કરવામા આ પ્રભાશાલી પ્રદીપે પોતાનું સામર્થ્ય વિ-સ્તારીને ખચિત જ અંધકાર યુગને પાછળ હટાવ્યો છે. ત્યાર પછી આ સંપ્રદાયના અનેક પ્રાચીન ગ્રંથો અને ગુર્જરભાષામા પણ સાંપ્રદાયિક સિદ્ધાંતોને સરલતાથી સમજાવનારા પુસ્તકો પ્રકટ કરવાનું આંદોલન શરૂ થયુ છે જોતજોતામા અત્યારે તો એટલા બધા પુસ્તકો અસ્તિત્વ ધરાવતા થયા છે કે, તેનો અભ્યાસ કરતા ઘણા લાંબા સમયનો ભોગ આપવો પડે. આ પ્રમાણે પ્રગતિ દિનપ્રતિદિન વૃદ્ધિગત થતી જાય છે, એ એકંદરે સંતોષપ્રદ જ છે

આ પ્રમાણે પ્રદીપની પ્રભા પ્રસર્યા પછી શુદ્ધાદ્વૈત અને પુષ્ટિમાર્ગને સમજાવવા માટે સદ્ગત રા. બ. લલ્લુભાઇએ ભાષાંતરરૂપે, સ્વતંત્ર સંગ્રહરૂપે અનેક ગ્રંથો પ્રકટ કરવાનો આરંભ કર્યો. ત્યારપછી હાલમા ગોંડલ સ્ટેટના દિવાન રા. પટવારી સાહેબે પણ લોકપ્રિય ભાષામાં આ જ સંપ્રદાયના સિદ્ધાંતોને સમજાવવાને ગ્રંથો બાહાર પાડવા પ્રયત્ન કર્યો છે

આ જ દિશામા આ જ દૃષ્ટિબિંદુને અનુસરીને શુદ્ધાદ્વૈત અને પુષ્ટિમાર્ગનુ તાત્પર્ય સમજાવવા માટે બોરસદના શાસ્ત્રી ચિમનલાલ હરિશંકરે પ્રયાસ કર્યો છે તેમણે કરેલા આ સંગ્રહનું નામ 'પુષ્ટિસુધાકર' રાખ્યુ છે. ગ્રંથ જો કે શુદ્ધાદ્વૈત અને પુષ્ટિમાર્ગને સમજાવે છે, પરંતુ તેથી તેને 'સેવામા રાખી મનન કરવા લાયક' કહેવો એ અતિશયોક્તિભરેલુ છે

ગ્રંથના આરંભમા શ્રીમદાચાર્યચરણનુ ચરિત્રામૃત સંક્ષેપથી વર્ણવવામા આવ્યું છે ચરિત્ર ઘણુ જ સ્વલ્પ છે, અને તે રા બ. લલ્લુભાઇના દૃષ્ટિબિંદુથી લખાયુ છે.

ગ્રંથકારે આ ગ્રંથ પાંચ પ્રકરણોમા વિભક્ત કર્યો છે પ્રથમ પ્રકરણમા બ્રહ્મ, જગત્, સંસારનુ વિવેચન છે, અને જીવવિષયક વિચાર છે યોજના અને સંકલના 'પ્રદીપા'નુગામિની જણાય છે. દ્વિતીય પ્રકરણમા ભગવત્પ્રપત્તિ, આત્મનિવેદન, અષ્ટાક્ષર, ગદ્ય, વગેરેનું તાત્પર્ય દૃષ્ટિપથ થાય છે, અને પુષ્ટિ, પ્રવાહ અને મર્યાદાદિભેદોનુ દિગ્દર્શન છે વલી સેવાપરત્વે પણ કંઇ લખાયલુ છે. તૃતીય પ્રકરણમાં તુલસીમાલાની આવશ્યકતાનો વિચાર સપ્રમાણ છે. ચતુર્થ પ્રકરણમા ઉર્ધ્વપુંડ્રનો નિર્ણય છે આ બે પ્રકરણો વેદાન્તચિંતામણિને આધારે છે. પંચમ પ્રકરણ વૈષ્ણવોને નિત્ય કર્તવ્ય ગાયત્રીરૂપ શ્રીસર્વોત્તમસ્તોત્રથી પૂરિત છે, જેથી ગ્રંથની સાર્થકતામા વધારો થાય છે

પ્રથમ પ્રકરણના આરંભમા મંગલાચરણના શ્લોકદ્વયમા પ્રથમ શ્લોકના ઉત્તરાર્ધનો શો અર્થ ગ્રંથકાર કહેવા માગે છે અને તેનો પૂર્વાપર સંબંધ શી રીતે બંધ બેસતો થઇ પડે

છે એ વિષયપરત્વે વિચાર કરતા કશો નિશ્ચય થતો નથી શ્રીમતા યદુનાથા શ્રીહરિનન્દન. સ્વયમ્ એ ઉત્તરાર્ધનો સમન્વય કેમ થાય છે, એ ગ્રંથકાર લખી જણાવશે તો અમે સંતુષ્ટ થઇશું. બ્રહ્મવિષયક વિચાર ગ્રંથકાર સાદી ભાષામા સર્વ સમજી શકે તેમ સારી પેઠે કરે છે. બ્રહ્મનુ સર્વધર્મત્વ, કર્તૃત્વ, જગદનન્યત્વ વગેરે શ્રુતિ અને યુક્તિના આધારે સક્ષેપમા સારી રીતે પ્રતિપાદન કર્યું છે. પુષ્ટિ, મર્યાદા, પ્રવાહ વગેરેનો 'મુકાબલો' પણ ગ્રંથકારે પુષ્ટિમાર્ગના પ્રકરણમા ઠીકઠીક કરી બતાવ્યો છે. નિર્ગુણ પુષ્ટિભક્તિ, શ્રીકૃષ્ણસ્વરૂપવિચાર, સેવા વગેરે વિભાગો જીજ્ઞાસુઓને જાણવાને મદદગાર થઇ પડે તેવા છે. સમાપ્તિમા વૈષ્ણવોને અત્યાવશ્યક ઉર્ધ્વપુણ્ડ્ર અને તુલસીકાષ્ઠમાલાના સમર્થનમા પ્રમાણ પુરઃસર ઠીક યોજના થયલી છે કેટલાક માણસો પ્રલપે છે કે, કુંકુમનુ તિલક અવિહિત છે અને શાક્તત્વસૂચક છે માટે તે ન કરતા બાવા જેવુ સુખડનુ અથવા ગોપીચંદનનુ તિલક જ શ્રેષ્ઠ ગણવુ ગ્રંથકાર પોતે તો આ વાતને સ્વીકારતા નથી, એ તો છેવટે દર્શાવે છે કે, 'ઉર્ધ્વપુણ્ડ્ર ભગવાનના પ્રસાદીભૂત કુંકુમથી જ કરવું' વાસ્તવિક નિષ્કામ, ભગવદાસક્તિસૂચક તિલક કુંકુમ ગુલાલાદિ ભગવદ્દ્રવ્યથી જ કરવું એ જ શ્રેયસ્કર છે.

આ પ્રમાણે સર્વાંશે શુદ્ધાદ્વૈત અને પુષ્ટિમાર્ગની અનેક બાબતો ઉપર સંક્ષિપ્ત પણ ઉપયુક્ત વિષયો દર્શાવનાર ગ્રંથ રચવામા ગ્રંથકારે જે શુભ પ્રયાસ કર્યો છે, તે સ્તુત્ય છે આવા સંક્ષિપ્ત ગ્રંથો આ માર્ગના સિદ્ધાંતોને ગુજરાતીમા જાણવાને ઇચ્છનાર જનસમૂહોને ઉપયુક્ત થઇ પડે એમા બે મત હોઇ શકે નહિ છેવટે વૈષ્ણવોએ એકદર આ ગ્રંથ સંગ્રહ કરવા યોગ્ય છે એમ અમારૂ માનવુ છે

ગ્રંથકર્તાએ ગ્રંથશોધનમા ઘણી જ ઉપેક્ષા કરી હોય એમ લાગે છે. આવા ગ્રંથોમાં એવી ઉપેક્ષા ગ્રંથની મહત્તાને હાનિ પહોચાડે છે, એ ગ્રંથકારની ધ્યાન બાહાર નહિ હોય. હવે પુનરાવૃત્તિમા આટલી ઉપેક્ષા ગ્રંથકારે ન રાખવી જોઇએ એમ અમે ગ્રંથકારને સૂચવીએ છીએ

ગ્રંથકારે પુષ્ટિભક્તિસુધાના ગ્રાહકો માટે આ ગ્રંથનું મૂલ નોછાવર ઘટાડી ફક્ત રૂ. ૦–૬–૦ છ આના રાખેલા છે.

**શુદ્ધાદ્વૈતસિદ્ધાંત અથવા પુષ્ટિમાર્ગ**, પ્રકાશક, શાસ્ત્રી મગનલાલ જગન્નાથ સીનોરવાલા, નોછાવર વર્ષના રૂ. ૩–૦–૦.

સામ્પ્રદાયિક માસિકોના ઇતિહાસ તરફ અવલોકન કરતા જણાય છે કે, સંપ્રદાયના વિષયો ચર્ચવાનો ઉપક્રમ માસિકદ્વારા કરવાનો શુભ પ્રયાસ મહારાજ લાયબલ કેસવાલા શ્રી યદુનાથજી તરફથી થયો હતો તે કેટલોક વખત ચાલ્યા પછી શ્રીનૃસિંહલાલજી મહારાજ અને તેમના પ્રતિસ્પર્ધી પંડિત ગટુલાલજી તરફથી થયો હતો. ત્યારબાદ રાજકોટના વૈષ્ણવે 'વૈષ્ણવ' નામનુ માસિક ચલાવવાનુ સાહસ કેટલાક વખત સુધી ખેડયુ હતું. આ સર્વ અમુક સમય સુધી પ્રચલિત રહીને ક્રમશઃ તિરોહિત થઇ ગયા ત્યાર પછી રૂપાલના મુખ્યકારભારી શા દામોદરદાસ રેવાદાસ તરફથી 'વૈષ્ણવધર્મપ્રકાશ' નામનુ માસિક પ્રકટ થવા લાગ્યુ છે, જે અદ્યાપિ પ્રકટ થયે જાય છે આ માસિકમા સામ્પ્રદાયિક વિષયો ગૌણ છે તેવી જ રીતે પાટણવાલા ગ. જ્યેષ્ઠારામ તરફથી શ્રીદેવકીનન્દનલાલજીની આજ્ઞાથી 'વૈષ્ણવમાર્તણ્ડ' પ્રકટ થવા લાગ્યુ હતું જે કેટલાક વખત પહેલા લીન થયુ છે.

આ પ્રમાણે સંપ્રદાયમા સર્વાશે માર્ગની જ સેવા કરનાર માસિકની ઘણી જ ખોટ હતી, તે ધ્યાનમા લઇને વૈષ્ણવપરિષદ્ તરફથી એક માસિક કાઢવાનો ઠરાવ થયો હતો,

તેને અનુસરીને 'પુષ્ટિભક્તિસુધા' નામનું માસિક પ્રકટ થયુ છે, જે અદ્યાપિ સર્વાંશે પુષ્ટિમાર્ગની જ—પ્રભુનામની જ સેવા કરતુ રહ્યુ છે સુબોધિનીનામક માસિક પણ પહેલા આ માસિકના પ્રકાશક જ પ્રકટ કરતા હતા, પરતુ કારણાતરોથી તે બીજાના હાથમા ગયુ છે અને શેઠ ખીમજીભાઈના ઉદાર આશ્રયથી ચાલુ છે

આ પરિસ્થિતિમા એક નવીન માસિકનુ પ્રાકટય થાય છે, તે 'શુદ્ધાદ્વૈતસિદ્ધાત અથવા પુષ્ટિમાર્ગ'સજ્ઞા ધરાવે છે, તેનો પ્રથમ અક માર્ગશીર્ષ શુક્લ ૧૧ એ પ્રકટ થયો છે, જેની એક પ્રતિ અમને તેના પ્રકાશક તરફથી મળી છે. પ્રથમ અકમા ૧૬ વિષયો નજરે પડે છે પ્રથમ મગલાચરણ કરવામા આવ્યુ છે, તે પ્રસિદ્ધ શ્લોક चिन्तासन्तानहन्तारो એ છે. सन्तान શબ્દનો અર્થ સમૂહ અથવા પરપરા એવો થવો જોઈએ, પરતુ વિવેચનકાર 'કારણ' એવો અર્થ કરે છે, એ આશ્ચર્ય છે શ્લોકનું વિવેચન ઠીકઠીક કર્યું છે અને શ્રીમદ્વલ્લભાધીશ્વરના માહાત્મ્યને સારી રીતે પ્રકટ કર્યું છે એ મગલાચરણ શ્લોક કોણે રચ્યો એ ગ્રથકાર જાણતા હોય એમ લાગતું નથી, કેમકે પોતે જ જણાવે છે કે,-' પરમ દયાળુ પુરુષે આ મગલાચરણ કરેલુ હોવુ જોઈએ અમે જણાવીએ છીએ કે મગલાચરણના કર્તા કોઈ અન્ય દયાળુ પુરુષ નથી, પરતુ સાક્ષાત્ શ્રીમદ્વિઠ્ઠલાધીશ્વર જ છે દ્વિતીય વિષય 'પ્રયોજન' છે. અર્થાત્ જ્યારે માસિકપ્રકટકર્તા પોતાના માસિકનો પ્રથમ અક બહાર પાડે છે, ત્યારે માસિકનુ શુ પ્રયોજન છે, તેનો શો ઉદ્દેશ છે વગેરે ઢંઢેરારૂપે જણાવે છે, તે પ્રમાણે આ પ્રકાશક પણ પોતાનુ માસિક શા પ્રયોજનથી પ્રગટ થાય છે, એ વિષયપરત્વે બે શબ્દો લખે છે. તેમાં જણાવે છે કે,-'વૈષ્ણવસમૂહને વૈષ્ણવતા સમજાવવા માટે જોઈતાં માસિકો નથી, છે છતા મદ છે કારણ તેના કાર્યવાહકો વ્યવસાયથી ઘેરાયલા હોય છે છતાં પોતાના સ્વધર્મની સેવા બજાવવા તરફ લક્ષ આપે છે, એ તેમનુ ભાગ્ય છે અને તેટલા માસિક આવડી અથાગ સૃષ્ટિમા પૂર્ણ નથી કારણ જે વલ્લભવંશને શરણે આજ લાખો જીવ છે, તો તેમને સ્વધર્મ તરફ દોરવાને બરોબર પ્રયાસવાળુ માસિક જોઈએ એવો વિચાર કરી આ માસિક શરૂ કર્યું છે જેમા વૈષ્ણવોની સેવા, ગુરુસેવા, ભગવત્સેવા, ભગવદ્ બુદ્ધિ પ્રમાણે કરવામા આવશે.' માસિકનું આ પ્રમાણે પ્રયોજન બતાવીને શુદ્ધાદ્વૈતસિદ્ધાત અથવા પુષ્ટિમાર્ગ એ વિષય શરૂ કરવામા આવ્યો છે પ્રકાશક શુદ્ધાદ્વૈત અને પુષ્ટિમાર્ગને એક જ અર્થમા માની બેઠા હોય એમ આ ઉપરથી પ્રતીત થાય છે પરતુ તે બેમા એટલો બધો ફેર છે કે તે તુરત જ સમજી શકાય આ લેખની ફક્ત ભૂમિકા જ બાધી છે, એટલે વિશેષ વક્તવ્ય નથી .પછી ઈશ્વરની સત્યતા બતાવી છે, તે પણ એક ખીચડીઆ શ્લોકથી. કદાચ લેખકને શ્રીમદ્ભાગવત અથવા શ્રુતિનું પ્રમાણ નહિ જડયુ હોય ઈશ્વરને સત્ય ઠરાવવાનો પ્રયત્ન પિષ્ટપેષણમાત્ર જ છે પછીથી ઈશ્વરનુ અનેકપણુ નિર્ધાર્યું છે તેમા એક વિચિત્ર જ અર્થ જણાય છે કૃષ્ણ શબ્દનો અર્થ ઉપનિષદ્મા આ પ્રમાણે વર્ણવ્યો છે. कृषिर्भूवाचकः शब्दो णश्च निर्वृतिवाचकः । तयोरैक्यं परब्रह्म कृष्ण इत्यभिधीयते ॥

અર્થ—'કૃષ્' એ સત્તાવાચક છે 'ણ' સુખવાચક છે તેનું ઐક્ય અર્થાત્ સદાનદ પરબ્રહ્મ શ્રીકૃષ્ણ કહેવાય છે ' આ વાસ્તવિક અર્થ છે આ લેખક એનો અર્થ આવો કરે છે— 'સત્તાપૂર્વક ઇંદ્રિયોનો નિગ્રહ કરવો આ બે શબ્દોનું ઐક્યતાપણુ એ પરબ્રહ્મ શ્રીકૃષ્ણ કહેવાય છે ' વાહ ધન્ય છે આ બોધકશક્તિને! સત્તાપૂર્વક ઇંદ્રિયોનો નિગ્રહ કોણ કરે છે ?

ભગવાન્ કરે છે કે જીવ ? જીવ કરતો હોય તો જીવ જ શ્રીકૃષ્ણ કહેવાય ! પ્રભુ કરતા હોય એમ કહેશો તો સામાન્ય મનુષ્યમા અને તેમનામા ભેદ શો ? લેખક 'કૃષ્'નો અર્થ સત્તા અને નિવૃત્તિઓનો ઇંદ્રિયોનો નિગ્રહ કરવો એવા અર્થ સમજતા હોય એમ લાગે છે પરંતુ તે અર્થ ઉપર જણાવ્યા પ્રમાણે અસંગત અને શાસ્ત્રવિરુદ્ધ છે વલી ' આ બે શબ્દોનું ઐક્યતાપણુ ' અત્ર શાસ્ત્રીત્વની સીમા લંબાઇ ગઇ છે ઐક્ય એટલે જ એકતા તેને 'તા' અને 'પણુ' એમ અધિક પ્રત્યયપરંપરા લગાડવામા શો મુદ્દો હશે એ સમજવાને અશક્ત છીએ પછીથી લેખક એક કલ્પિત વાર્તા 'લક્ષ્મીનો લોભી અને પૈસાનો દામ' એ નામે લખે છે તે લોક રુચિને તૃપ્ત કરવા માટે જ છે. આત્મનિવેદનનો વિષય ઠીક છે. શ્રીવિઠ્ઠલનાથ જન્મોત્સવવાલો લેખ યોગ્ય સમયે ઠીક ઉપયુક્ત છે. પછીથી માર્ગશીર્ષની બન્ને એકાદશીનુ માહાત્મ્ય પુરાણોમાથી ભાષાંતરરૂપે ઉતાર્યું છે. એ કાર્ય ભાવુકોને ગમશે. સત્સંગના વિષયમા સાધારણ માણસોની ઉક્તિનો સારો સંગ્રહ છે. પરમ પવિત્ર દયારામભાઇના પદનો ભાવ ઠીકઠીક આલેખ્યો છે. છેવટે 'અમારા ઉદ્‌ગારો'મા આ અંક પૂર્ણ થાય છે.

'પુષ્ટિભક્તિસુધા'ના અભિપ્રાયનો ઉદ્દેશ કોઇને ઉતારી પાડવાનો નથી, પરંતુ ફક્ત તેના કાર્યવાહકો આ જ વ્યવસાયમા ઘેરાયલા છતા પણ ગમેતેમ લખવા ઉદ્યુક્ત બને એ ઓછુ ખેદપ્રદ ન હોવાથી આ વિવેચન કરવાની આવશ્યકતા ઉભી થઈ છે એક જ વ્યવસાય હાથમા લઇને કાર્ય ચલાવતા આ માસિકના કાર્યવાહકોને અમારી નમ્ર સૂચના છે કે, બીજા લોકરુચિને જ તૃપ્ત કરનારા વિષયો ગૌણ રાખીને 'શુદ્ધાદ્વૈતસિદ્ધાંત'ના નામ પ્રમાણે તેમાં ઉચ્ચાં સાંપ્રદાયિક વિષયો આવવા જોઇએ જો કે અમે પુરાણોના ભાષાંતરથી વિરુદ્ધ નથી, પરંતુ તેના કરતા શ્રીમદાચાર્યચરણ, શ્રીવિઠ્ઠલાધીશ્વરના ગ્રંથોનું તાત્પર્ય સમજાવવામા આવશે તો અનેક ગ્રહસ્થોના ઉત્તેજનથી નિકલતુ આ માસિક ખચિત જ સંપ્રદાયનુ હિત કરવામા સફલ નિવડશે

---

# શ્રી નૃસિંહલાલજી મહારાજે આપેલી

# શિક્ષા.

## ( ૨ )

મહારાજશ્રીનુ પધારવુ ડભોઈ થતા, શ્રીમદાચાર્યજીમહાપ્રભુજીકૃત નવરત્ન ગ્રંથની કથા, પ્રકાશ વગેરે તે ગ્રંથના સાહિત્ય સાથે, રાત્રિએ નિત્ય કરતા, ઘણા વૈષ્ણવો તેનો લાભ લેવા આવતા હતા. તથાપિ સર્વ વૈષ્ણવો નિયત ન આવી શકવાથી તેઓની વિજ્ઞપ્તિ ઉપરથી તે સર્વને સામાન્યરીતે સરખો લાભ મલવામાટે, તેમ જ ત્યા શ્રીસુબોધિની સભાની શાખા સ્થાપવા માટે જ્યેષ્ઠ શુક્લ ૬ રવિવાર તા. ૬-૬-૯૭ની રાત્રિએ નવ વાગે શ્રીદ્વારકાનાથજીના મંદિરમા સમગ્ર વૈષ્ણવોને બોલાવી મહારાજશ્રીએ નીચે પ્રમાણે અસરકારક શિક્ષા આપી હતી

### મહારાજશ્રીની શિક્ષાનો સાર.

**અભિનંદન**—વૈષ્ણવો, આવા સમૂહમા પોતાના ગુરુ પાસે ઉપદેશ શ્રવણ કરે એવો

દેખાવ તમારા ગામમા આ પ્રથમ જ છે આ સમયમા તમે સર્વ આવુ ઐક્ય રાખી રહ્યા છો તે સર્વથા આનદજનક છે. તમારી વૃત્તિઓ ધર્મ પ્રતિ વિશેષ દોરાય એમ જોઈને મને તેથી પણ વધારે આનદ થશે મારા સર્વ વિચારો પરિપૂર્ણ થશે એમ માનવાને હવે મને સબલ કારણો મલતા જાય છે

**અન્યાશ્રય અને અસમર્પિત વસ્તુનો ત્યાગ**—પ્રથમ મ રે તમારા આગલ આપણા ધર્મના બે મુખ્ય સિદ્ધાતસબધી વાત કરવાની છે વૈષ્ણવોને પ્રથમ આવશ્યકતા અન્યાશ્રય અને અસમર્પિત વસ્તુ એ ઉભયનો પરિત્યાગ કરવાની છે સર્વકલાસપન્ન પૂર્ણાનદ શ્રીપુરુષોત્તમથી અન્ય ગણુતાનદ પ્રાકૃત દેવોનો આશ્રય વૈષ્ણવોએ કદી પણ કરવો ન જોઇએ જીવમાત્રના સ્વામી શ્રીકૃષ્ણચદ્ર વિના બીજા ઉપર મન દોરાય એ એક જાતનો વ્યભિચાર છે. શ્રીકૃષ્ણના આશ્રયનુ સ્વરૂપ સમજાય કે અસમર્પિત વસ્તુનો પરિત્યાગ સ્વત.સિદ્ધ છે શાસ્ત્રોમાં પણ આ બન્ને વાત બહુ આગ્રહથી વિસ્તારી છે તમે સર્વ શ્રીહરિરાયજીનુ શિક્ષાપત્ર ધ્યાન દઇ વાચતા રહેશો તો તમારૂ મન સ્વમાર્ગરીતિ અનુસાર દોડશે માટે વૈષ્ણવો! તમે સર્વ રીતે આ સિદ્ધાતનુ અનુસરણ કરશો એમ સપૂર્ણ આશા છે

**કેટલાક વૈષ્ણવોની વંચકતા**—આજકાલ આપણા માર્ગમા વચક વૈષ્ણવો ઘણા થયા છે માટે તેમના સબધી પણ મારે તમને બે શબ્દ કહેવાના છે આપણા વૈષ્ણવોને ગૃહસ્થાશ્રમ કેવલ સન્યાસજેવો છે, કારણ કે જલમા કમલ રહે છે તેજ પ્રમાણે સસારમા વૈષ્ણવોને રહેવાનુ છે સસારમા રહીને ભગવદ્ભજન આપણા માર્ગમા થઈ શકે છે કેટલાક વિરક્ત વૈષ્ણવો સસારનો ત્યાગ પણ કરે છે પ્રથમ તો આવા ત્યાગી વૈષ્ણવો ગૃહસ્થ વૈષ્ણવોના ગેહાદિક પવિત્ર કરી તેમને સત્સગ આપતા એમ ચરિત્રગ્રન્થોનુ અવલોકન કરવાથી જણાય છે આજકાલ તો કેવલ નામના જ વેષધારી વિરક્ત વૈષ્ણવો જોવામા આવે છે. આવા વેષધારી અને પાખડી વિરક્તોનો અટકાવ કરવા તેમની સ્થિતિનુ નિરૂપણ કરવુ પડે છે તેમનો વેષ વિરક્તનો હોવાથી ભાવવાલા લોકો ભાવને લીધે તેમને ઘરમા આવતા અટકાવતા નથી, અને પરિણામે પછી તેઓ ઠગાય છે બાદશાહના વખતમા કેદીઓને આશ્રય મલતા જેમ તેઓ વધી ગયા, ત્યારે છેવટે તેમને રાખવાનુ સ્થાન સલગાવ્યાથી ખરા કેદી જણાઇ આવ્યા, તેવી રીતે હાલમા વિરક્ત વૈષ્ણવોને આશ્રય મલવાથી જે તેમની સખ્યા વધી ગઇ છે તે જ્યારે તેમનુ સ્વરૂપ દુર્ગમવિજ્ઞાનનિર્ણય ગ્રથમા કહ્યા પ્રમાણે દ્રવ્યાદિકમા આસક્તિવાલુ સમજીને તેમને આશ્રય મલતો બધ કરવામા આવશે ત્યારે ઘડી જઇને ભગવચ્ચરણારવિન્દમા આસક્તિવાન્ સિદ્ધાન્તના સ્વરૂપને જાણનાર ખરા વિરક્ત વૈષ્ણવો ઓલખાઇ આવશે કેટલાક સદ્ગુણી વિરક્તોને આથી નુકસાન થવા સભવ છે, તો પણ આખરે સદ્ગુણીનો વિજય જ થશે ચેતવણી માત્ર એટલી જ આપવાની છે કે આવા પાખડી અને નામના જ વિરક્તોનો સત્સગ કદી પણ કરશો નહિ, સત્સગ કરતા દુસ્સગ પ્રાપ્ત થશે એમ મારી નિશ્ચિત મતિ છે આવા લોકો પ્રેમ, રસ, ભાવ, વિભાવ, અનુભાવ વગેરે કાઇ પણ સમજતા નથી કેવલ વિષયી અને વખતે તસ્કર પણ હોય છે.

**સ્ત્રી પુરુષોને જુદાજુદાં દર્શનની વ્યવસ્થા**—એક જ વિષય ઉપર ભાષણ કરવામા જે આનન્દ થાય છે તે એક જ ભાષણમા અનેક વાતો કહેવામા થતો નથી મારે એક જ

ભગવાન્ કરે છે કે જીવ ? જીવ કરતો હોય તો જીવ જ શ્રીકૃષ્ણ કહેવાય ! પ્રભુ કરતા હોય એમ કહેશો તો સામાન્ય મનુષ્યમા અને તેમનામા ભેદ શો ? લેખક 'કૃપ્'નો અર્થ સત્તા અને નિવૃત્તિઓનો ઇંદ્રિયોનો નિગ્રહ કરવો એવા અર્થ સમજતા હોય એમ લાગે છે પરતુ તે અર્થ ઉપર જણાવ્યા પ્રમાણે અસગત અને શાસ્ત્રવિરુદ્ધ છે વલી ' આ બે શબ્દોનું ઐક્યતાપણું ' અત્ર શાસ્ત્રીત્વની સીમા લબાઇ ગઇ છે ઐક્ય એટલે જ એકતા તેને 'તા' અને 'પણુ' એમ અધિક પ્રત્યયપરપરા લગાડવામા શો મુદ્દો હશે એ સમજવાને અશક્ત છીએ. પછીથી લેખક એક કલ્પિત વાર્તા 'લક્ષ્મીનો લોભી અને પૈસાનો ડામ' એ નામે લખે છે. તે લોક રુચિને તૃપ્ત કરવા માટે જ છે. આત્મનિવેદનનો વિષય ઠીક છે. શ્રીવિઠ્ઠલનાથ જન્મોત્સવવાલો લેખ યોગ્ય સમયે ઠીક ઉપયુક્ત છે. પછીથી માર્ગશીર્ષની બન્ને એકાદશીનુ માહાત્મ્ય પુરાણોમાથી ભાષાતરરૂપે ઉતાર્યુ છે. એ કાર્ય ભાવુકોને ગમશે. સત્સગના વિષયમા સાધારણ માણસોની ઉક્તિનો સારો સગ્રહ છે. પરમ પવિત્ર દયારામભાઇના પદનો ભાવ ઠીકઠીક આલેખ્યો છે છેવટે 'અમારા ઉદ્ગારો'મા આ અંક પૂર્ણ થાય છે

'પુષ્ટિભક્તિસુધા'ના અભિપ્રાયનો ઉદ્દેશ કોઇને ઉતારી પાડવાનો નથી, પરતુ ફક્ત તેના કાર્યવાહકો આ જ વ્યવસાયમા ઘેરાયલા છતા પણ ગમેતેમ લખવા ઉદ્યુક્ત બને એ ઓછુ ખેદપ્રદ ન હોવાથી આ વિવેચન કરવાની આવશ્યકતા ઉભી થઈ છે. એક જ વ્યવસાય હાથમા લઇને કાર્ય ચલાવતા આ માસિકના કાર્યવાહકોને અમારી નમ્ર સૂચના છે કે, બીજા લોકરુચિને જ તૃપ્ત કરનારા વિષયો ગૌણ રાખીને 'શુદ્ધાદ્વૈતસિદ્ધાત'ના નામ પ્રમાણે તેમા ઉચ્ચા સાપ્રદાયિક વિષયો આવવા જોઇએ જો કે અમે પુરાણોના ભાષાતરથી વિરુદ્ધ નથી, પરતુ તેના કરતા શ્રીમદાચાર્યચરણ, શ્રીવિઠ્ઠલાધીશ્વરના ગ્રથોનુ તાત્પર્ય સમજાવવામા આવશે તો અનેક ગ્રહસ્થોના ઉત્તેજનથી નિકલતુ આ માસિક ખચિત જ સપ્રદાયનું હિત કરવામા સફલ નિવડશે

---

# श्री नृसिंहलालजी महाराजे आपेली

# शिक्षा.

## ( २ )

મહારાજશ્રીનુ પધારવુ ડભોઈ થતા, શ્રીમદાચાર્યજીમહાપ્રભુજીકૃત નવરત્ન ગ્રથની કથા, પ્રકાશ વગેરે તે ગ્રથના સાહિત્ય સાથે, રાત્રિએ નિત્ય કરતા, ઘણા વૈષ્ણવો તેનો લાભ લેવા આવતા હતા તથાપિ સર્વ વૈષ્ણવો નિયત ન આવી શકવાથી તેઓની વિજ્ઞપ્તિ ઉપરથી તે સર્વને સામાન્યરીતે સરખો લાભ મલવામાટે, તેમ જ ત્યા શ્રીસુબોધિની સભાની શાખા સ્થાપવા માટે જ્યેષ્ઠ શુક્લ ૬ રવિવાર તા૦ ૬-૬-૯૭ની રાત્રિએ નવ વાગે શ્રીદ્વારકાનાથજીના મદિરમા સમસ્ત વૈષ્ણવોને બોલાવી મહારાજશ્રીએ નીચે પ્રમાણે અસરકારક શિક્ષા આપી હતી.

## महाराजश्रीनी शिक्षानो सार.

अभिनंदन—વૈષ્ણવો, આવા સમુહમાં પોતાના ગુરુ પાસે ઉપદેશ શ્રવણ કરે એવો

શક્તિ પ્રમાણે સભાને ઉત્તેજન આપ્યુ. સભામા સ્ત્રીપુરૂષ મળીને આશરે ૭૦૦ વૈષ્ણવો હાજર હતા. રીતિપ્રમાણે સ્ત્રીવર્ગ મંદિરના ઉપરના ભાગમા ચક નાખી શ્રીવહુજીમહારાજની સનિધિમા બેઠો હતો ખરેખર ! મહારાજની નીતિ અનુકરણીય છે ફડ ઉભુ કરવામા ભરુચથી આવેલા દલાલ દામોદરદાસ દારકાદાસે ઠીક ભાગ લીધો હતો શેઠ પ્રેમાનદ છોટાલાલ દેસાઈ, વકીલ છોટાલાલ, શેઠ હિંમતલાલ હીરાલાલ અધિકારી, શ્રીગોવર્ધનનાથજીના મુખીયાજી પ્રલ્હાદજીભાઈ આદિ આગ્રહી વૈષ્ણવો હજી પણ સભાનુ કામ ઉત્સાહપૂર્વક કર્યા જાય છે સભાનુ કામ થઇ રહ્યા બાદ શાસ્ત્રી મગનલાલે વિજયતિલક કરી માલા ધરાવી હતી. સભાના કામ તરફ મહારાજશ્રીએ પ્રસન્નતાપૂર્વક સંતોષ બતાવ્યો એટલે તરત જ સભા વિસર્જન થઇ બીજે દિવસે ગામના નિશાલીઆઓને ભેગા કરીને તેમને યોગ્ય શિક્ષા આપી તેમના ઉપર કૃપા કરીને "શિક્ષાસુધાકર" નામનુ લઘુ પુસ્તક દરેકને ઇનામ તરીકે આપ્યુ. ડભોઈમા આચાર્યે છોકરાઓને ઇનામ આપવાનો પ્રસંગ આ પ્રથમ જ છે

(૭)

**ઉપક્રમ.** મુબાઇમા ચાલતી તાવની બિમારીને લીધે લોકોની નાસભાગ થતા મહારાજશ્રીના મંદિરના માણસોના ચિત્ત પણ સ્થિર ન રહેવાથી, તેઓની વિનતિ ઉપરથી પોતાને માથે બિરાજતા શ્રીઠાકોરજીને પધરાવી મહારાજશ્રીએ ભરુચમા મુકામ રાખતા, રા રા દેસાઇજી વિષ્ણુપ્રસાદ કલ્યાણરાયજી, રા. રા મજમુદાર હીરાલાલ છગ્ગાલાલ રા રા મોતીલાલ તુલજારામ, રા. રા છગનલાલ નરસીદાસ, રા. રા શેઠ લલ્લુભાઇ ધર્મદાસ વગેરે શહેરના સંભાવિત સદ્ગૃહસ્થોએ વડોદરાની માફક, અહિં પણ વૈષ્ણવોની જાહેર સભા ભરીને શ્રીસુબોધિની સભાની શાખા સ્થાપવા માટે વિનતિ કરતા, મહારાજશ્રીએ તેનો સ્વીકાર કરીને સર્વની સંમતિથી દશા લાડની વાડીમા જ્યેષ્ઠ કૃષ્ણ ૫. શનિવાર તા ૧૯-૬-૯૭ ને રોજ જાહેર સભા ભરીને શિક્ષા આપવાનુ નક્કી કર્યું હતુ, તે મુજબ ઉપરના સદ્ગૃહસ્થોએ ધ્વજાપતાકા વગેરેથી શણગારેલી વાડીમા મહારાજશ્રી દિવસના ૪ા વાગતે વાજતેગાજતે પધાર્યા હતા. સભામા આશરે ૧૦૦૦ માણસની સંખ્યા શિક્ષાનો લાભ લેવામાટે હાજર થઇ હતી. પાચમા દશ મિનિટ ઓછીએ મહારાજશ્રીએ શિક્ષા શરૂ કરીને ૬-૧૦ મિનિટે સમાપ્ત કરી હતી. તે ઘણી વિસ્તારવાળી હોવાથી તેનો મુખ્ય સાર અત્રે આપીએ છીએ

## મહારાજશ્રીની શિક્ષાનો સાર.

### પુષ્ટિમાર્ગ

**સંપ્રદાયની અર્વાચીન સ્થિતિ—**"આગલના લોકોમા ધર્મના સ્વરૂપનુ જેવુ જ્ઞાન હતું તેવુ આજના સમયમા જોવામા આવતુ નથી તેનુ કારણ તપાસતા હાલના સમયમા વ્યવસાય વધી જવાથી તમામ વૈષ્ણવો એકઠા થઇ ઉપદેશ ગ્રહણ કરે તેનો નિયત સમય તમામને મળી શકતો નથી, તેમ ખરેખર સિદ્ધાતનુ સ્વરૂપ સમજાવનાર પણ આગલની માફક હાલ સર્વત્ર મળતા નથી, અને કોઇ સ્થળમાં મળે તો પણ તેમા લક્ષ રાખીને કોઇ સાભળતા નથી. એથી ક્રમેક્રમે માર્ગમાથી શ્રદ્ધા ઓછી થતી જાય છે એમ પ્રત્યક્ષ જોવામા આવે છે તે શ્રદ્ધા વધારવાનો ઉપાય ગ્રંથોની પ્રસિદ્ધિ જ છે તેમ થયાથી કેલવણી પામેલો વર્ગ પણ ઘરમા બેઠા પુસ્તકો વાચીને સુગમતાથી સિદ્ધાતનુ સ્વરૂપ સમજી શકશે આ સંપ્રદાય આધુનિક અને વિષયાત્મક જ છે એમ, સિદ્ધાતનુ સ્વરૂપ ન જાણવાથી, ઘણા લોકોને ભ્રમ

થઇ ગયો છે, તે નિવૃત્ત કરવા માટે પુષ્ટિમાર્ગનું સ્વરૂપ, તેમા કર્તવ્ય, અને તેના સાધક-બાધક વિષે હું થોડુ વિવેચન તમારી આગલ કરું છુ.

**પુષ્ટિમાર્ગ**—પુષ્ટિમાર્ગ એટલે પોષણનો માર્ગ, અર્થાત્ શ્રીમદ્‌ભાગવતદ્વિતીયસ્કધમા 'पोषण तदनुग्रह' (ભગવાનના અનુગ્રહનુ નામ પોષણ છે) કહ્યુ છે તે પ્રમાણે ભગવાનનો અનુગ્રહ જેમા શોધાય છે તે પુષ્ટિમાર્ગ કહેવાય છે જીવો ભગવાનમાથી ઉત્પન્ન થયા, ત્યારે ભગવાનમા રહેલા સત્, ચિત્ અને આનદરૂપ ધર્મો હતા અવિદ્યાના સબધથી અહંતામમતાત્મક સસારમા આસક્તિ થતા, તેમાથી આનદાશનો તિરોભાવ થવાથી, જીવ અશુદ્ધ થયલો છે તેને શુદ્ધ કરવા માટે અને પ્રથમથીજ હુ ભગવાનના સબધવાલો છુ એમ સ્મરણ કરાવવા માટે આ સપ્રદાયમા જીવોનો ભગવાન્ સાથે સબધ કરવામા આવે છે, તેને **બ્રહ્મસંબંધ** કહે છે જેનુ જે ઉત્પત્તિસ્થાન હોય ત્યા જવાથી તેની શુદ્ધિ થાય છે. તામ્રનુ પાત્ર હોય તે અત્યત અશુદ્ધ થાય, ત્યારે કસારાનુ મકાન જે તેનુ ઉત્પત્તિસ્થાન છે ત્યા મોકલવાથી તે શુદ્ધ થાય છે, તેવી રીતે ભગવાન્માથી જીવો ઉત્પન્ન થયલા હોવાથી, તેઓનુ ઉત્પત્તિસ્થાન ભગવાન્ છે, તેમની સાથે સબધ કરાવવાથી તેઓ શુદ્ધ થાય છે ભગવાન્ તમામ જીવોના સ્વામી હોવાથી જીવો તેમના ગર્ભદાસ છે, અને ગર્ભદાસનો એવો સહજ ધર્મ છે કે સ્વામિની સેવા કરીને તેમનો અનુગ્રહ મેલવવો. જીવને નિરતર સ્મરણમા રહેવા માટે બ્રહ્મસબધના મત્રમા ' હુ આપનો દાસ છુ ' એમ અભિપ્રાય દર્શાવ્યો છે અને તેવી રીતના અનુસધાનવાલા ભક્તોની સાથે તે મત્રનુ નિરતર સ્મરણ કરવાનુ નવરત્ન મા શ્રીમદાચાર્યજીએ લખેલુ છે તેનો પણ તેજ અભિપ્રાય છે વેદમા यतो वा इमानि भूतानि जायतें ઇત્યાદિક શ્રુતિઓમા ભગવાનથી જ સર્વ ભૂમિ પ્રાણિમાત્ર ઉત્પન્ન થયાનુ લખેલું છે, તેમ જ ममैवाशो जीवलोके जीवभूत सनातन (જીવલોકમા સનાતન જીવ મારો જ અશ છે) એમ ભગવદ્‌ગીતામા કહેલુ છે તેથી જીવ ભગવાનનો અશ છે એમ સિદ્ધ થાય છે અને यो यदश स त भजेत् (જે જેનો અશ હોય તે તેને ભજે) એ એક જ વાક્યથી ભગવાનના અશને તો ભગવાનનુ જ ભજન કર્તવ્ય છે. તે કરે નહિ તો પ્રત્યવાયી થાય, તેથીજ દ્વિતીયસ્કધમા કહેલા [1]ભગવાનની કથાનુ શ્રવણ ન કરનારનો ખેદ બતાવવા માટે મૂલમાં યત અવ્યય લખેલો છે. જે કાન ભગવાનના પરાક્રમનુ શ્રવણ કરતા નથી તે (ભમરીના) દરની માફક વ્યર્થ છે શૌનક સૂત પૌરાણિકને કહે છે કે હે સૂત! ઘણા લોકો જેમનુ ગાન કરે છે એવા ભગવાનની કથાનુ ગાન જે જિહ્વા કરતી નથી તે દેડકાની માફક મિથ્યા છે, એટલે કાઈ ઉપયોગની નથી, તેમજ [2] જે નેત્ર ભગવાનના ચિહ્નોનુ દર્શન કરતા નથી તે મયૂરના પિચ્છમા રહેલ ચાદાની માફક નિરર્થક છે, અને જે પગ ભગવત્ક્ષેત્ર તરફ જતા નથી તે તે વૃક્ષના જન્મને ભોગવનારા છે, એટલે જેમ વૃક્ષ ચાલતુ નથી તેમ તે પગ બીજે સ્થળે ચાલવા છતા નહિ ચાલતા જેવા વ્યર્થ છે ઇત્યાદિક વાક્યોથી સર્વ ઇદ્રિઓ ભગવાનમા જ

---

१ बिले बतोरुक्रमविक्रमान्ये न शृण्वतः कर्णपुटे नरस्य ॥
जिह्वाऽसती दार्दुरिकेव सूत! न चोपगायत्युरुगायगाथाः ॥ २० ॥

२ बर्हायिते ते नयने नराणां लिंगानि विष्णोर्न निरीक्षितो ये ॥
पादौ नृणां तौ द्रुमजन्मभाजौ क्षेत्राणि नानुव्रजतो हरेर्यौ ॥ २२ ॥

યોજવાથી સાર્થકતા થાય છે તે વિના નિરર્થક છે એમ સિદ્ધ કરેલુ છે એ શ્લોકોમા ભગવાનની ભક્તિ કરવાનો પ્રકાર બતાવ્યો છે. ભગવાનનુ મહાત્મ્ય જાણીને તેમનામા સર્વથી અધિક દૃઢ સ્નેહ થવો તે ભક્તિ કહેવાય છે यतो वा इमानि भूतानि जायते ઇત્યાદિક શ્રુતિઓમા ઉત્પત્તિ, સ્થિતિ અને લયનુ કારણુ ભગવાન જ છે એમ લખેલુ છે તે તેમનુ માહાત્મ્ય સિદ્ધ કરે છે, અને બૃહદારણ્યક ઉપનિષદ્‌મા યાજ્ઞવલ્કય ઋષિએ મૈત્રેયી પ્રતિ કહેલું છે કે, न वारे सर्वस्य कामाय सर्वं प्रियं भवत्यात्मनस्तु कामाय सर्वं प्रियं भवति ( પતિ પુત્ર વગેરે સર્વ પ્રિય થાય છે તે સર્વની કામનાને માટે પ્રિય થતા નથી, પણુ આત્માની કામનાને માટે સર્વ પ્રિય છે ) અને તે સ્થલમા પ્રિયપણુ આત્મામાટે જ છે એમ સિદ્ધ કર્યું છે. તે સર્વ ઉપદેશ આત્મરૂપ ભગવાનમા સુદૃઢ સ્નેહ રાખવા માટે છે તેથી સ્નેહાત્મક ભક્તિનો અનુવાદ વેદાદિકમા સર્વ સ્થલોથી કરેલો છે એવી ભક્તિ કેવલ અનુગ્રહથી જ સિદ્ધ થાય છે, જીવના પ્રયત્નથી માત્ર થતી નથી, તેથી જ नायमात्मा प्रवचनेन लभ्यो न मेधया न बहुना श्रुतेन यमेवैष वृणुते तेन लभ्य तस्यैष आत्मा वृणुते तनू स्वाम् (વ્યાખ્યાન આપવાની કુશલતાથી, ધારણાશક્તિથી, કે ઘણા ગ્રથો જાણવાથી, આ આત્મરૂપ ભગવાન્ પ્રાપ્ત કરી શકાતા નથી, પણ જે જીવને આ મારો છે એમ પોતાના દાસપણાથી સ્વીકારે છે તેનાથી જ તે ભગવાન્ મેલવી શકાય છે, અને તે જીવને જ ભગવાન્ પોતાનું સ્વરૂપ પ્રકાશિત કરે છે, ) એમ વેદમા કહ્યુ છે ત્યા અનુગ્રહથી જ તેમનુ સ્વરૂપ જાણવામા આવ છે એમ પ્રસિદ્ધ છે. તે અનુગ્રહ મેલવવાનો માર્ગ તે જ **પુષ્ટિમાર્ગ** કહેવાય છે, અને તે માર્ગ વેદાદિકમા સિદ્ધ છે, આધુનિક નથી, એમ ઉપરની શ્રુતિઓ વગેરેથી સર્વના સમજવામાં આવ્યું હશે, તો પણ શ્રીઆચાર્યજીમહાપ્રભુજીએ પ્રકટ કરેલો હોવાથી તે પ્રાચીન કેમ કહેવાય ? એમ કોઇને ભ્રમ થાય તેની નિવૃત્તિ માટે હું તમને ઉદાહરણ આપુ છુ વિલાયતમા હીરાની ખાણુ હાલ થોડા વખત થયા તેના કોઇ પરીક્ષકે શોધેલી છે, તેથી કદાચિત્ તે ખાણુ નવી કહેવાય તો પણ તેમાથી નિકળેના હીરાને પથ્થર તો શુ પણ પુખરાજ પણુ કહી શકાશે નહિ, હીરા જ કહેવાશે તે હીરા પૃથ્વીમા પ્રાચીન હતા જ, માત્ર તે તેના પરીક્ષકે હમણા શોધી કાઢયા છે, એવી રીતે આ સપ્રદાય વદાદિકમા અનાદિસિદ્ધ જ છે, તે તેના પરીક્ષક શ્રીઆચાર્યજી મહાપ્રભુજી પ્રકટ થયા, તેમણે તેમાથી શોધી કાઢયો તેથી તે આધુનિક કહેવાય નહિ, વેદાદિકમા જે બાબત હોય તેને આધુનિક કહેવાથી વેદાદિકને પણુ આધુનિકપણુ પ્રાપ્ત થાય.

**निजमार्ग कर्तव्य**—પુષ્ટિમાર્ગમા કર્તવ્ય ભગવત્સેવા છે શ્રીઆચાર્યજીમહાપ્રભુજીએ સિદ્ધાતમુક્તાવલીમા કહ્યુ છે કે ભગવાનમા[1] ચિત્ત પરોવવુ તેનુ નામ સેવા છે, તે સેવા માનસી કહેવાય છે, તે સિદ્ધ થવા માટે પ્રથમ શરીરથી અને ધનથી બનેથી સેવા કરવાની છે तनुवित्तजा એમ એક સમસ્ત પદ આપેલુ છે તેનો અભિપ્રાય એવો છે કે ભાવ વિના કેવલ દ્રવ્યના લોભથી શરીરવડે સેવા કરે અથવા શરીરના આલસ્યથી પોતે સેવામા પ્રવૃત્ત નહિ થતા કોઇને દ્રવ્ય આપી તેની પાસે સેવા કરાવે તો તેની બન્ને પ્રકારની સેવાથી માનસી સેવા સિદ્ધ થતી નથી. શરીરથી પોતે સેવામા પ્રવૃત્ત થઇને શ્રીઠાકોરજીને સુખદ ઉપચારોમા વિલંબ ન થવા માટે દ્રવ્ય ખરચીને મનુષ્યો રાખી સેવાના ઉપયોગમા લે તેની तनुजावित्तजा સેવા માનસીને સિદ્ધ કર-

---

૧. चेतस्तत्प्रवणं सेवा तत्सिद्धयै तनुवित्तजा ॥

નારી થાય છે. જીવને અવિદ્યાનો સંબંધ થવાથી પોતે ભગવાનનો અંશ છે તે પોતાના સ્વરૂપને ભૂલી જઈ દેહાધ્યાસ, ઈંદ્રિયાધ્યાસ, પ્રાણાધ્યાસ અને અંતઃકરણાધ્યાસ થવાથી તે જીવ અશુદ્ધ થયેલો છે તેને ભગવત્સેવાનો અધિકાર સિદ્ધ કરવા માટે આત્મનિવેદન કરવાનુ વિધાન છે. બ્રાહ્મણ, ક્ષત્રિય કે વૈશ્ય જાતિમા ઉત્પન્ન થયલો હોય તેને ગાયત્રીનો ઉપદેશ થાય ત્યારે વૈદિક કર્મ કરવાનો અધિકાર થાય છે એટલે પ્રથમ અશુદ્ધ હોય છે તે ઉપનયનસંસ્કારથી શુદ્ધ થાય છે, અર્થાત્ તેનું બીજુ જન્મ થાય છે તેથી જ તેમની દ્વિજ એવી સંજ્ઞા છે, (પ્રથમ માતાના ઉદરમાથી જન્મ થાય છે અને બીજી વખત ઉપનયનસંસ્કારરૂપ જન્મ થાય છે,) તેવી જ રીતે આત્મનિવેદન કરવાથી જીવ પ્રથમ અશુદ્ધ હતો તે શુદ્ધ થઇને ભગવત્સેવા કરવાનો અધિકારી થાય છે તો તેનો નવો જન્મ કહેવાય છે, માટે ભક્તિ કરવાની ઇચ્છાવાળાએ આત્મનિવેદન અવશ્ય કરવુ જોઇએ, કેમ કે એકાદશસ્કંધના ૧૯ મા અધ્યાયમા શ્રીકૃષ્ણ ભગવાને ઉદ્ધવજી પ્રતિ महद्भिर्मृग्य (મોટાઓને શોધવા યોગ્ય) ભક્તિયોગ કહ્યો છે ત્યા श्रद्धाऽमृतकथाया मे (અમૃતરૂપ મારી કથામા શ્રદ્ધા રાખવી) ઇત્યાદિક ચાર શ્લોકવડે ભક્તિના કારણો બતાવીને કહ્યુ છે કે–[1] હે ઉદ્ધવજી! આત્મનિવેદન કરનારા પુરુષોને ઉપર બતાવેલા ધર્મોવડે મારામા સારી રીતે ભક્તિ ઉત્પન્ન થાય છે, પછી તેનો બીજો કયો અર્થ મેળવવો બાકી રહે છે? કોઇ નહિ. અત્ર આત્મનિવેદન કરનારને ભક્તિ પ્રાપ્ત થવાનુ લખેલુ છે, તેથી ભક્તિનો અધિકાર સિદ્ધ કરનાર આત્મનિવેદન છે, એટલે વૈદિક કર્મનો અધિકાર સિદ્ધ કરનાર જેમ ઉપનયનસંસ્કાર છે, તે કર્યા સિવાય વૈદિક કર્મ કરે તો તેનું ફલ પ્રાપ્ત થાય નહિ, પણ ઉલટો પ્રત્યવાયી થાય, તેવી રીતે આત્મનિવેદન કર્યા સિવાય ભક્તિ કરે તો તેને ફલની પ્રાપ્તિ નહિ એમ સિદ્ધ થાય છે વૈદિક કર્મમા અધિકાર સિવાય તે કરવાથી જેમ પ્રત્યવાયી થવાય છે, તેમ ભગવદ્ભક્તિમા અધિકાર સિવાય તે કરવાથી પ્રત્યવાયી થવાતુ નથી એટલી તેની મોટાઇ છે, પરંતુ ભગવાનને પ્રિય થવારૂપ ભક્તિનુ ફલ તેને સિદ્ધ થતુ નથી, તે સારૂ આત્મનિવેદન કરવાની જરૂર છે. તેથી જ આપણા માર્ગમાં આત્મનિવેદન (બ્રહ્મસંબંધ) કરવાની આવશ્યક્તા બતાવેલી છે, અને પ્રાચીન વાર્તાઓ વગેરે ગ્રંથો વાચતા બ્રહ્મસંબંધ કર્યા પછી હવે મારે શુ કર્તવ્ય છે? એમ પૂછવાથી ભગવત્સેવા કરવાનો "ઉપદેશ કરેલો વાચવામા આવે છે. બ્રહ્મસંબંધ કરતી વખત દેહ, પ્રાણ, ઇંદ્રિયો, અંતઃકરણ તેમના ધર્મો, સ્ત્રી, પુત્ર, ધન, ઘર વગેરે જેટલાં પોતાના અહંતામમતાના સ્થાન છે તે તમામ ભગવાનને અર્પણ કરવામા આવે છે તેથી પોતાની અહંતામમતા નિવૃત્ત થઇને આ સર્વ ભગવાનનુ છે એવી બુદ્ધિ કરવાનો એ મુખ્ય ઉપાય છે. ધન વગેરે તમામ ભગવાનનું થવાથી પુત્રના વિવાહાદિક કાર્યમા તેનો વિનિયોગ કેમ થાય અને ભગવાનને અર્પણ કરેલા પદાર્થમાથી સામગ્રી કરી ભગવાનને ધરીએ છીએ તે આપણાથી શી રીતે લઇ શકાય? ઇત્યાદિક સંદેહોની નિવૃત્તિને માટે મોટો શાસ્ત્રાર્થ છે, તોપણ હું તમને સંક્ષેપમા સમજાવુ છું કે જેમ ધન ભગવાનને અર્પણ કરેલુ છે તેમ પુત્રાદિક પણ અર્પણ કરેલા છે એટલે અર્પણ કરેલા પદાર્થ, વસ્ત્ર, આભરણ વગેરે રાખવાના ઉપયોગમા જેમ ઘર અને તેની અંદરના કપાટ, પેટી વગેરે આવે છે, તેવી રીતે ભગવાનને અર્પણ કરેલ પુત્રના વિવાહાદિ કાર્યમા

---

१. एवं धर्मैर्मनुष्याणामुद्धवात्मनिवेदिनाम् ।
मयि संजायते भक्तिः कोऽन्योऽर्थोऽस्यावशिष्यते ॥

ભગવાનને અર્પણ કરેલુ ધન ભગવદાજ્ઞાપૂર્વક ઉપયોગમા લેવામા કાંઇ બાધ નથી. ભગવાનની આજ્ઞા માગીને તેવા ખરચ માટે દ્રવ્ય વાપરવાનો સદાચાર આપણામા છે અને ભગવાનને ધર્યા સિવાય કાઇ પણ લેવાનો ભક્તને નિષેધ છે, તેથી ભગવાનને ધરીને તેમણે આપેલા પ્રસાદ તરીકે વ્યવહાર કરવો જોઇએ. એકાદશસ્કધમા ઉદ્ધવજીએ શ્રીકૃષ્ણ પ્રતિ કહેલુ છે કે —[1] 'આપે ભોગવેલી માલા ચંદન વસ્ત્ર અલકારથી શણગારેલા અને આપનું ઉચ્છિષ્ટ ખાનાર અમે દાસ આપની માયાને નિશ્ચય જીતીએ.' ત્યા ભગવત્પ્રસાદથી માયાને જીતવારૂપ ફલ લખેલુ હોવાથી આત્માને શુદ્ધ કરનાર ભગવત્પ્રસાદ છે એમ સિદ્ધ થાય છે વળી દાન, નિવેદન અને અર્પણ એવા ત્રણ ભેદ છે, તેમા तुभ्यमहं सम्प्रदद्रे न मम ઇત્યાદિક ઉચ્ચાર કરીને પોતાની સત્તાનો ત્યાગ કરીને પારકી સત્તાનુ જેમા પ્રતિપાદન થાય છે તે **દાન** કહેવાય છે. તે પાછુ પોતાથી લઇ શકાતુ નથી પદાર્થો બતાવી દેવા તે **નિવેદન** કહેવાય છે, તેમ જ પોતાના ઘરમાથી પોતાનો દાસ સામગ્રી લઇને સિદ્ધ કરી સ્વામિને આપે તે અર્પણ કહેવાય છે તે અર્પિત પદાર્થમાથી સ્વામી જમ્યા પછી અવશિષ્ટ રહે તે દાસ પણ લઇ શકે છે, તેવી રીતે પ્રભુને અર્પણ કરીને તેમના પ્રસાદ તરીકે તે લેવામા બાધ નથી, માટે ભગવત્સેવા કરીને ભગવત્પ્રસાદથી નિર્વાહ કરવો એ જ પુષ્ટિમાર્ગીય જીવનું કર્તવ્ય છે

**દુઃસગની બાધકતા.**—ઉપર જે ફલરૂપ માનસી સેવા હું કહી ગયો તે શુદ્ધભાવથી ભગવત્સેવા કરે, સત્સંગ કરી સ્વમાર્ગીય ગ્રંથોનુ અવગાહન કરે ત્યારે સિદ્ધ થાય તેમ છે તેમા દુઃસગ મોટો બાધક છે, જેનુ વિવેચન શ્રી હરિરાયજીએ **दुःसंगविज्ञाननिर्णयप्रकार** નામના ગ્રંથમા કરેલુ છે કેટલાએક કામી પુરુષોના આચરણ ઉપરથી લોકોને દુઃસગ થઇ આ માર્ગ કામાત્મક છે એવો ભ્રમ થાય છે, પણ તેવા આચરણવાળા લોકોને જોઇને તેના આરોપનો ભ્રમ માર્ગ ઉપર કરવાનો નથી જેમ સરકારે કાયદા બાંધેલા છે તે મનુસ્મૃતિ વગેરે આ ગ્રંથો અને બીજા ગ્રંથોની એકવાક્યતા કરીને બાંધેલા છે, તે પ્રમાણે પ્રજામા તે કાયદા ચલાવવા માટે અધિકારીઓ પણ નિમેલા છે તેમાથી કોઇ વિરુદ્ધ ચાલે તેથી કાઇ કાયદાને દૂષણ લાગતુ નથી, પણ વિરુદ્ધ ચાલનાર 'દોષવાળો' ગણાય છે, તેવી જ રીતે આ સપ્રદાયમા આવેલો કોઇ વિરુદ્ધ ચાલે તો તેના દોષનો આરોપ સપ્રદાય ઉપર કરવો એ કેવલ અયોગ્ય છે સપ્રદાયમા તો શ્રીહરિરાયજીએ **कामाख्यदोषविवरण** નામનો ગ્રંથ કરેલો છે તેના થોડા શ્લોક સભળાવીને અભિપ્રાય સમજાવુ છુ કે —[2] કામ, ક્રોધ, લોભ, મોહ, મદ અને માત્સર્ય એ ૭ દોષોમા કામ પ્રથમ છે તે સાર વિવેચન કરીને તેનુ નિરૂપણ કરીએ છીએ જેનામા તે ઉત્પન્ન થાય છે તેનો જ તે સર્વથા નાશ કરે છે વિષયનો આવેશ થવામા તે કારણરૂપ હોવાથી ચિત્તમા તે વિક્ષેપ કરે છે. તે રજોગુણથી ઉત્પન્ન થયેલો

---

१. त्वयोपभुक्तस्रग्गंधवासोऽलंकारचर्चिताः ।
उच्छिष्टभोजिनो दासास्तव मायां जयेम हि ॥

२ दोषेषु प्रथमः कामो विविच्य विनिरूप्यते ।
यस्मिन्नुत्पद्यते तस्य नाशकः सर्वथा मतः ॥
विषयावेशहेतुत्वाद्विक्षेपोत्पत्तिकारणम् ।
रजोगुणसमुत्पन्नो रजःप्रक्षेपको मुखे ॥
ब्रह्मावेशविरोधी च सद्बुद्धेर्बाधको मतः ॥

છે તેથી જેનામા ઉત્પન્ન થાય છે તેના મુખમાં રજ નાખે છે, અર્થાત્ કામીના મુખમાં ધૂળ પડે છે વિષયમા આવેશ હોવાથી ભગવાનનો આવેશ થવામા તે વિરોધી છે. તે શ્રીઆચાર્યજીએ **संन्यासनिर्णय**મા કહેલુ છે કે —[1]જેમનો દેહ વિષયવડે આક્રાંત થયલો છે, તેમને સર્વથા હરિનો આવેશ થતો નથી, તેથી વિષયનો આવેશ થવાથી તેને સદ્બુદ્ધિનો નાશ કરનાર માનેલો છે. **कामाख्यदोष** થી શ્રીહરિરાયજીએ લખીને તેનથી ઘણાની બુદ્ધિનો નાશ થયાના ઉદાહરણો પણ આપેલા છે કામી પુરુષોને ભગવાનની લીલામા પણ દોષબુદ્ધિ થાય છે તેથી જ શુકદેવજીએ **पंचाध्यायी**મા કામને **હૃદયનો રોગ** કહેલો છે એવી રીતે દરેક સ્થળે કામને વિસ્તાર-વિવેચન આપ્યા છતા ગ્રંથનો અભ્યાસ ન હોવાને લીધે કેટલાક લોકો આ માર્ગ **રસમય** છે એટલી જ હકીકત સાંભળીને અથવા વાચીને કામાત્મકતાકલ્પના કરે છે, પણ **રસમય** શબ્દનો અર્થ નીચે પ્રકારે થાય છે. **रसो वै सः** ઇત્યાદિક શ્રુતિઓમા અને વ્યાસસૂત્રના આનંદમયાદિક અધિકરણોમા પ્રતિપાદન કર્યા પ્રમાણે પ્રભુનુ સ્વરૂપ આનંદમય છે એમ સમજીને તેમના જ આનંદના એક અંશમા સર્વ જગતનો આનંદ રહેલો છે તેવા પ્રભુ સિવાય બીજુ સર્વ આનંદરહિત છે એમ નિશ્ચય કરીને પ્રભુમા આસક્તિ કરવી, અર્થાત્ લૌકિક વિષયો તુચ્છ છે તેમા ચિત્ત ન લગાડતાં સર્વ ઇંદ્રિયોનો વિનિયોગ ભગવાનમા કરવો એમ હુ પ્રથમ કહી ગયો છુ. આ રીતે અર્થ ન જાણવાથી લોકોની, અને તેને લીધે માર્ગની પણ દુર્વ્યવસ્થા થાય છે તે નહી થવા માટે ગ્રંથો પ્રસિદ્ધ કરવાની જરૂર છે તેમા જનસમૂહનો તેમ જ સંપ્રદાયનો મોટો લાભ સમાયેલો છે. તે સારુ આશરે ૧૨-૧૩ વર્ષ થયાં મે સુબોધિનીસભા સ્થાપેલી છે તેમા અનુક્રમે ગ્રંથો પ્રસિદ્ધ કરવામા આવે છે **શ્રીપુષ્ટિમાર્ગપ્રકાશ** નામનુ માસિક પણ ચાર વર્ષ થયા સભા તરફથી પ્રસિદ્ધ થાય છે, પરંતુ સાંપ્રદાયિક ગ્રંથો ઘણા રહ્યા, તે સર્વની પ્રસિદ્ધિરૂપ કાર્ય મોટુ હોવાથી તેને માટે ફંડ થવાની જરૂર છે, એમ મારા અનુભવથી અને વૈષ્ણવોના અભિપ્રાયથી નિશ્ચય થતા, એ જ સુબોધિની સભાની શાખા વડોદરા તેમ જ ડભોઈ ખાતે સ્થાપવામા આવી છે. તેવી જ રીતે અહીં પણ રા રા દેસાઇજી વિષ્ણુપ્રસાદ કલ્યાણરાયજીના પ્રમુખપણા નીચે તે સભાની શાખા સ્થાપુ છુ એમ કહી શિક્ષા સમાપ્ત કરી."

**ઉપસંહાર**—મહારાજશ્રીની શિક્ષા પરિપૂર્ણ થઇ રહ્યા બાદ રા. રા. વકીલ પ્રાણલાલ શંભુલાલે મહારાજના ભાષણનો સાર સમજાવી વૈષ્ણવ ધર્મનો ઉપદેશ મનમા ઠસાવી, પુસ્તક પ્રસિદ્ધ કરવાનુ ઉત્તમ કાર્ય ઉપાડી લેવા સૂચના કરી. મહારાજશ્રીની આજ્ઞાથી શ્રીસુબોધિની સભાના નિયમો શાસ્ત્રી મગનલાલ ગણપતરામે વાચી સંભલાવ્યા હતા સભાના ફંડમા આશરે રૂ ૧૦૦૦ ભરાઇ ગયા છે, અને હજી પણ વિશેષ રકમ ભરાવાનો સંભવ છે સભાનું કામ થઈ રહ્યા બાદ રા રા દેસાઇજી વિષ્ણુપ્રસાદ કલ્યાણરાયજીએ, શેઠ છગનલાલ નરસીદાસે, શેઠ વ્રજમોહનદાસ અમૃતલાલે તેમ જ શાસ્ત્રી મગનલાલ ગણપતરામે મહારાજશ્રીને વિજયતિલક કરી માલા ધરાવી હતી બાદ મહારાજશ્રીએ સભાના કાર્ય તરફ સંતોષ બતાવતા સભા વિસર્જન કરવામા આવી હતી.

---

1 विषयाक्रांतदेहानां नावेशः सर्वथा हरेः ॥

# સ્વધર્મના મુખ્ય સિદ્ધાન્તો.

---

૧. જગત્ સત્ય છે

૨. જગત્, જીવ, અંતર્યામી, અક્ષર ઇત્યાદિના નિમિત્ત અને ઉપાદાન કારણ શુદ્ધ નિર્ગુણ બ્રહ્મ કૃષ્ણ પરમાત્મા જ છે.

૩ જીવે અવિદ્યાથી કલ્પેલો અહન્તામમતાત્મક સંસાર મિથ્યા છે.

૪. જીવ અણુ છે, શુદ્ધ નિર્ગુણ બ્રહ્મનો અંશ છે, વ્યાપક નથી.

૫ પરબ્રહ્મ પુરુષોત્તમ કૃષ્ણનું ધામ અક્ષરબ્રહ્મ સચ્ચિદાનંદ છે.

૬. સર્વોપરિ વેદાદિ શાસ્ત્રે પ્રતિપાદિત પરમફલરૂપ વસ્તુ શ્રીકૃષ્ણ જ છે

૭. કૃષ્ણની સેવા એ જ અસલ જીવનો ધર્મ છે, એટલે વસ્તુતઃ સ્વધર્મ કૃષ્ણસેવા જ છે.

૮. આત્મનિવેદન અને પ્રભુપ્રપત્તિ વિના અન્ય વિષયમાં હોય શો જ નહિ

---

Reg. No. B. 896.

# પુષ્ટિમાર્ગ ઉપર થતા ગંભીર આક્ષેપો.

# જવાબદાર કોણ?

## આક્ષેપ કરનારાઓ પોતેજ શું થોડા જવાબદાર છે?

કહેવામાં આવે છે કે પુષ્ટિમાર્ગમા બસો બાવન, ચોરાશી વૈષ્ણવ, ઘોળ વગેરે સાધારણ ગ્રથો સિવાય બીજા સમાધાન કરનારા ગ્રથો ક્યા છે? હશે તો છપાયલા નહિ હોય છપાયલા હશે તો કમાવવા ખાતર ન ખરચાય એટલી નોછાવરના હશે

આ બધો વાગ્વિલાસ અધકારમા રહેલાઓનોજ છે એમ અમે ખચિત જ જણાવતાં અચકાઇશુ નહિ તેની સત્યતાનો નિશ્ચય કરવો હોય તો ફક્ત રૂ ૪—૦—૦ એકે ચારજ રૂપિઆ નીચેને સરનામે મોકલો

નિયમ પ્રમાણે ૧૯ ગ્રથો કે જેમા શ્રીમદ્વલ્લભાધીશ્વરના ષોડશ ગ્રથોનુ તાત્પર્ય વિસ્તારવાલી સરલ ગુજરાતી ભાષામા આપવામા આવ્યુ છે તે ઉપરાત રકમ બચશે તો બીજા પણ સુદર ગ્રથો વિના મૂલ્યે આપવામા આવશે છુટક ગ્રથો લેનારને પણ નોછાવર વધારે ન થઈ પડે માટે છાપવાના ખર્ચના પ્રમાણમા જ ન્યોછાવર રાખ્યુ છે.

આ સિવાય આજ સુધીમા છપાયલા સપ્રદાયના દરેક પુસ્તકો સસ્તે ભાવે પુરાં પાડીશુ

આ સંપ્રદાય ઉપર કોઇ પણ જાતના આક્ષેપ કરવા પહેલાં અમારા પુસ્તકાલયનાં પુસ્તકોનું મનન કરો અમે નિશ્ચયપૂર્વક જણાવીએ છીએ કે તેથી તમારી ભ્રાન્તિ મોં સંતાડી દૂર નાસશે

ત્રિભુવનદાસ પીતાંબરદાસ શાહ,
ઠે. શ્રી પુષ્ટિમાર્ગીય પુસ્તકાલય.
નડીઆદ.

વર્ષ ૩ જુ ] શ્રીકૃષ્ણાબ્દ [illegible] ફાલ્ગુન

# પુષ્ટિભક્તિસુધા.

ખંડ ૧૧ શ્રીવલ્લભાબ્દ ૪૩૫ અંક ૧૨ ]

नायमात्मा प्रवचनेन लभ्यो न मेधया न बहुना श्रुतेन
यमेवैष वृणुते तेन लभ्यस्तस्यैष आत्मा वृणुते तनुं स्वाम् ॥१॥
नाहं वेदैर्न तपसा न दानेन न चेज्यया
शक्य एवंविधो द्रष्टुं दृष्टवानसि मां यथा ॥ २ ॥
भक्त्या त्वनन्यया शक्यः अहमेवंविधोऽर्जुन ।
ज्ञातुं द्रष्टुं च तत्त्वेन प्रवेष्टुं च परंतप ॥ ३ ॥

તંત્રી તથા પ્રકાશક

વાડીલાલ નગીનદાસ શાહ,

બી. એ., એલ્એલ્. બી., વકીલ, હાઇકોર્ટ

મુંબાઇ

લવાજમ રૂ. ૨-૦-૦ છુટક અંકના રૂ. ૦-૪-૦

Printed by Somalal Mangaldas Shah at the Gujarat Printing Press, Ahmedabad and published by Vadilal N. Shah B.A., LL.B., Princess Street, Bombay.

# आवश्यक निवेदन.

1. આ માસિક સબધી સઘલો પત્રવ્યવહાર પ્રકાશકને નામે કરવો.
2. આ માસિક દરેક માસની કૃષ્ણ એકાદશીએ પ્રકટ થાય છે.
3. આ માસિકમા છપાવવાને આવેલા લેખો લેવા ન લેવા તેમ જ તેમા યોગ્ય સુધારોવધારો કરવો પ્રકાશકની ઇચ્છાધીન છે.
4. શ્રીમદ્વલ્લભાચાર્યજીના સિદ્ધાન્તાનુસાર જ લેખ લેવામા આવશે.
5. વર્ષનું નોછાવર પ્રથમથી લેવામા આવે છે
6. આ માસિકના પરિવર્તનમા જેમના તરફથી માસિક વા પત્ર મલશે તેમને વગર નોછાવરે આ માસિક મોકલવામા આવશે
7. કોઇ પણ બાબતની ખબર મંગાવવી હોય તો જવાબ સારૂ ટિકિટ બિડવી, તે સિવાય જવાબ આપવામા આવશે નહિ
8. આ માસિકમા જાહેર ખબર છપાવવી હોય કે હેન્ડબિલ વહેચાવવા હોય તેમણે પ્રકાશકને લખવુ અથવા મલવુ

પુષ્ટિભક્તિસુધાકાર્યાલય,
પ્રિન્સેસ સ્ટ્રીટ,
મુંબાઇ.
} પ્રકાશક.

# અનુક્રમણિકા.




# ॥ मुक्तितारतम्यनिर्णयः ॥

ननु मुक्तौ तारतम्यं नास्ति, प्रमाणाभावात्, 'परमं साम्यमुपैती'ति तारतम्याभावश्रुतेश्च, मुक्तौ तारतम्ये दूषणं चास्ति, तत्किमिति चेदुच्यते, स्वर्गसंसारसाम्यं स्यान्मुक्तेः इत्येकं दूषणं, द्वितीयं कथ्यते, मुक्तस्याधिकदर्शने दुःखद्वेषेर्ष्यादिकं स्यादितिपूर्वपक्षे प्राप्ते, सिद्धान्त उच्यते, प्रमाणाभावादित्यसिद्धं, बहुप्रमाणसत्त्वात्, 'सैषानन्दस्य मीमांसा भवति ते ये शतं मानुषा आनन्दा स एको मनुष्यगन्धर्वाणामानन्दः श्रोत्रियस्य चाकामहतस्ये'त्यादितैत्तिरीयश्रुत्या 'अथ ये शतं कर्मदेवानामानन्दाः स एक आजानजानामानन्दः यश्च श्रोत्रियोऽवृजिनोऽकामहत' इत्यादिवाजसनेयश्रुत्या 'अक्षण्वन्तः कर्णवन्तः सखायो मनोजवेष्वसमा बभूवुः' इत्यादितैत्तिरीयश्रुत्या 'नृपाद्याः शतधृत्यन्ता मुक्तिगा उत्तरोत्तरं सर्वैर्गुणैः शतगुणा मोदन्ता इति हि श्रुताः', 'मुक्तानामपि सिद्धानां नारायणपरायणः सुदुर्लभः प्रशान्तात्मा कोटिष्वपि महामुने' इत्यादिस्मृतिभिः, 'यस्त आशिष आशास्ते न स भृत्यः स वै वणिक् स वै भृत्यः स वै स्वामी गुणलुब्धौ न कामुकौ मुमुक्षोरमुमुक्षुस्तु परो ह्येकान्तभक्तिमान्' इत्यादिसाधनतारतम्येन फलतारतम्यप्रतिपादकस्मृत्या भक्तिसाध्यमुक्तितोधिकभक्तिसाध्यमुक्तेराधिक्यस्य प्रतिपादकतया 'अन्ये त्वेवमजानंत श्रुत्वान्येभ्य उपासते तेपि चातितरंत्येव मृत्युं श्रुतिपरायणाः' इत्यादिशब्देन 'स्त्रियो वैश्यास्तथा शूद्रास्तेपि यान्ति परां गतिं किं पुनर्ब्राह्मणाः पुण्या भक्ता राजर्षयस्तथा' इत्यादिसाधनतारतम्येन फलतारतम्यप्रतिपादकतया स्मृत्या साधनस्योत्तमत्वेन साध्यं चोत्तममाप्नुयुः, 'ब्रह्मादयः क्रमेणैव यथानन्दश्रुतौ श्रुताः' इतिस्मृत्या'अधिकं तस्य विज्ञानमधिका च गतिस्तथे'तिभारतवचनात्, 'युक्तं वै साधनाधिक्यात्साध्याधिक्यं सुरादिषु नाधिक्यं यदि साध्ये स्यात्प्रयत्नः साधने कुतः' इतियुक्तिगर्ततार्थवचनात् 'त्रिविधा भवति श्रद्धा देहिनां सा स्वभावजा सात्त्विकी राजसी चैव तामसी चेति तां शृणु श्रद्धामयोयं पुरुषो यो यच्छ्रद्धः स एव स'इत्यादिस्मृत्या स्वभावजेतिस्वरूपभूतभक्तितारतम्येन चतुर्मुखादय इतरेभ्य उत्कृष्ट इतिवत्स्फुटत्वप्रतिपादकतया अस्मदादिमुक्तभोगः मुक्तचतुर्मुखभोगान्निकृष्टः अस्मदादिभोगत्वात् संसारस्थास्मदादिभोगवदित्यादियुक्तिभिश्च मोक्षतारतम्यस्य सिद्धेः, 'श्रोत्रियस्य अकामहतस्ये'तितैत्तिरीयश्रुतिगतस्य'यश्च श्रोत्रियो

ऽवृजिनोऽकामहत'इतिवाक्यद्वयस्याप्यमर्थः, अकामहतत्वं कामाकृतोपद्रवः न त्वकामत्वं हतशब्दवैयर्थ्यात्, स च 'सत्यकामस्य यत्राप्ताः कामास्तत्र मामृतं कृधी'-त्यादिश्रुतेः 'स हि मुक्तोकामहत'इतिब्रह्माण्डोक्तेश्च, अवृजिनत्वमप्यपापदुःखयोः सत्त्वात्, श्रोत्रियत्वं च मुक्तस्यैव मुख्यं, 'प्राप्तश्रुतिफलत्वात्तु श्रोत्रियाः आप्तमोक्षिणः त एव चाप्तकामत्वात्तथाऽकामहता मता' इतिभारतोक्तेः, 'परमं साम्यमुपैती'ति-मुक्तसाम्यश्रुतेः कथं मुक्ततारतम्यमितिचेत्, तस्याः सावकाशत्वात्, दुःखाभाव-सत्यकामत्वादिना सरःसागरयोरिव स्वयोग्यानन्दपूर्त्या च साम्यात्, 'लिङ्गभेदः परानन्दो दुःखाभावः समा मता' इतिस्मृतेः, अन्यथा मुक्तस्येश्वरवज्जगत्स्रष्टृत्वादिकं स्यात्तच्च 'जगद्व्यापारवर्ज'मितिसूत्रे त्वयापि निषिद्धं, 'भोगमात्रसाम्यलिंगाच्चे'तिसूत्रस्थमात्रशब्दस्य मन्मते भोगसामान्य एव साम्यं, न भोगविशेष इत्यर्थः, त्वन्मतेपि भोगसामान्ये मुक्तस्य ब्रह्मसाम्यात्, अन्यथापसिद्धान्तत्वात्, वाराहे च 'स्वाधिकानन्दसम्प्राप्तौ सृष्ट्यादिककृतिष्वपि मुक्तानां नैव कामः स्यादन्यान् कामांश्च भुञ्जत' इति, न च हर्षेर्ष्यादिभसङ्गः, निःशेषगतदोषाणां बहुभिर्जन्मभिः पुनः । स्यादापरोक्ष्यं हि हरेर्द्वेषेर्ष्यादि ततः कुतः॥ भवेयुर्यदि सेर्ष्येद्या सत्स्वपि कुतो न ते। तप्यमानाः समान् दृष्ट्वा द्वेषेर्ष्यादियुता अपि ॥ दृश्यंते बहवो लोके दोषा एवात्र कारणं। हतः सौगन्धिकवने मणिमांश्च पुनः कलौ॥ जातो मिथ्यामतिः सम्यग्विस्तीर्यापि तमोधिकं। इन्द्रजालधियां सृष्टिं मन्यन्ते ज्ञानदुर्बलाः॥ नित्यानिरस्तेन्द्रजाले स्वत एव कथं भवेत्। अशक्ताः सत्यसृष्टौ हि मायासृष्टौ वितन्वते। अचिन्त्यानन्तविभवः कथं तामीहते हरिः ॥ अणुमात्रोप्ययं जीवः स्वदेहं व्याप्य तिष्ठति। यथा चाप्यशरीरेषु हरिचन्दनविप्लुतः ॥ ब्रह्मविष्ण्वीशरूपाणि त्रीणि विष्णोर्महात्मनः। ब्रह्मणि ब्रह्मरूपीशः शिवरूपी शिवे स्थितः॥ पृथगेव स्थितो देवो विष्णुरूपी जनार्दनः ॥ ब्रह्मण्यप्रतिपन्नोपाध्यभावेपि पारमार्थिकत्वरूपधर्माभावस्य परिच्छिन्नसद्रूपत्वाविरोधितद्वद्घटादेः प्रतिपन्नोपाधिसद्भावेऽपि पारमार्थिकाभाववत्त्वस्य घटादौ परिच्छिन्नसद्रूपत्वाविरोधोपपत्तेश्च, एवं च ब्रह्म कालत्रयेपि सत्, वियदादिरूप्यपि च कदाचिदेवेति नित्यत्वात्, नत्वाभ्यामेव वैषम्यं, न तु सत्यत्वमिथ्यात्वाभ्यां, तच्च सङ्ग्रहः ॥ स्वरूपेण त्रिकालस्य निषेधो नास्ति ते मते। रूप्यादेस्तात्त्विकत्वेन निषेधस्त्वात्मनोपि हि ॥

॥ इतिश्रीमद्विठ्ठलेश्वरविरचितो मुक्तितारतम्यनिर्णयः संपूर्णः ॥

# ॥ भक्तिजीवनम् ॥



श्रीमद्वल्लभपादाब्जप्रसादादुत्तमोत्तमात् ।
वक्ष्ये प्रवाहमर्यादापुष्टीनां भेदमुत्तमम् ॥ १ ॥

संसारसागरस्याशु तरणाय कलौ युगे ।
पापे चापजनाग्रेऽस्मिन्सर्वधर्मविवर्जिते ॥ २ ॥

दुष्टावृतमहातीर्थे सत्कथान्यग्रसज्जने ।
श्रीमद्गुरुहरिं जीवः श्रयते प्राग्भवाश्रयात् ॥ ३ ॥

आश्चर्योन्मुख एवाशु भवत्यस्य व्रजेश्वरः ।
ब्रह्मसम्बन्धतो देहे वृत्तिः स्थिरवरा भवेत् ॥ ४ ॥

तरणाय प्रवक्ष्येस्य समुद्रस्येव जीविनः ।
कृत्याकृत्यं न जानाति धर्माधर्मं तथा पुनः ॥ ५ ॥

अन्याश्रयं करोत्येव वेदशास्त्रावलोकनैः ।
भ्रान्तानि मुनिवाक्यानि दृष्ट्वा सञ्जातसम्भ्रमः ॥ ६ ॥

वेदसिंधुवाक्योर्मिताडितेंद्रियसञ्चयः ।
भ्रान्तश्चेद्भवति प्रायः स प्रावाहिक उच्यते ॥ ७ ॥

तस्मात्प्रावाहिका भक्तिर्न कर्तव्या कदाचन ।
विचारोऽत्र न कर्तव्यः श्रीमदिच्छा बलीयसी ॥ ८ ॥

रासावलोकसम्बन्धसदृशी जायते रुचि ।
भक्तैश्चिन्ता न कर्तव्या श्रीमदिच्छा यतोऽचला ॥ ९ ॥

मर्यादा केवला भ्रान्तिः सर्वदोषमयस्य हि ।
मिथ्याचारस्य दीनस्य पुरुषोत्तमसम्भ्रमात् ॥ १० ॥

वेदशास्त्रोक्तधर्माणां राहित्याच्चित्तनैष्ठुरात् ।
न दोषनिवृत्तिरस्तस्य साभिमानस्य जायते ॥ ११ ॥

स्वीकरोति प्रभुः स्वं चेदनन्यभजनो भवेत् ।
स्वीकाराद्दैन्यवैः सङ्गो मनोवाकायकर्मभिः ॥ १२ ॥

जायते सुदृढः स्नेहः साक्षाच्छ्रीपुरुषोत्तमे ।
मर्यादीयः समाख्यातो भक्तोयं केवलं श्रमात् ॥ १३ ॥
न चास्य श्रीमतः प्राप्तिः पुरुषोत्तमसम्भ्रमात् ।
भगवज्जनसंसर्गात् पुरुषोत्तमदर्शनात् ॥ १४ ॥
प्रभुप्रसादभक्तौ तु दोषनाशोस्य जायते ।
कदाचिद् भाग्ययोगेन वैष्णवावाससेवनात् ॥ १५ ॥
संसाराम्बुनिधिर्वैश्यपदमात्रस्तदा भवेत् ।
साक्षात्प्राप्त्यै तदा येषु तन्मयत्वं यदा हरौ ॥ १६ ॥
देहरुधिरमांसास्थिमयं दृष्ट्वास्थिरं जगत् ।
अहन्ताममतानाशे कृष्णे भक्तिः प्रजायते ॥ १७ ॥
तदा तमनुगृह्णाति साक्षाच्छ्रीपुरुषोत्तमः ।
भिन्नमार्गस्य वाक्यानां स्वीकारं मानसं त्यजेत् ॥१८॥
पुरुषोत्तमधाम स्याच्चेतो वैष्णवसंश्रयात् ।
स्वप्ने तस्य प्रभोः प्राप्तिः स्वप्नवत् प्रकटा भवेत् ॥१९॥
विरहे तत्स्वरूपस्य भजनं शतधा भवेत् ।
सर्वं समर्पयेद्भक्त्या निवेदनपरोनिशम् ॥ २० ॥
असमर्पितवस्तूनां वर्जनाद्भगवज्जनः ।
आश्रयो जायते कृष्णे कृष्णस्तस्याश्रयोन्मुखः ॥२१॥
विवेकञ्च तथा धैर्यं हरिः सर्वं करोति हि ।
पुष्टिमार्गे प्रवृत्तोयं भक्तः श्रीपुरुषोत्तमः ॥ २२ ॥
व्रजराजो द्विजपतिर्हरिरेव न संशयः ।
रहस्यं परमं चैतत् पवित्रं परमाद्भुतम् ॥ २३ ॥
न प्रकाश्यमभक्ताय कल्याणं भक्तिजीवनम् ॥ २४ ॥

॥ इति श्रीमद्विट्ठलेश्वरविरचितं भक्तिजीवनं समाप्तम् ॥

# श्रीस्वामिनीप्रार्थनाष्टकम्

**सखीसदासेवितपादपद्मलसन्नखाग्रेण भुवं लिखंत्या ॥**
**वियोगभावैकगतात्मन स्यां कदा तवाहं पदपांशुजन्मा ॥ ५ ॥**

**શ્લોકાર્થ**—સખીયે સદાસેવિતપાદપદ્મમા સુશોભિત નખાગ્રે કરી પૃથ્વીને લખતા અને વિયોગભાવ એકમાજ પ્રાપ્ત છે આત્મા અંતઃકરણ જેનુ એવા પ્રિયાજીના પદરજ પ્રદેશમા જન્મવાલો હુ ક્યારે થાઉ ? આ માર્ગમા મહાન્ ભક્ત પ્રિયાજી છે માટે તેના પાદરજોભિષેક વિના અથવા તો તદ્રૂપ સ્વાચાર્યચરણના પાદરજોભિષેક વિના આ સ્નેહમાર્ગમા પ્રવેશ જ કઠિન છે એ અત્ર પદપાંશુજન્મશબ્દથી ધ્વન્યર્થ સ્ફુરિત થાય છે.

**ભાવાર્થસમીક્ષા**—અહા ! આ રસાત્મક સ્નેહમાર્ગમા વિરહાવસ્થાનુ કેવુ પ્રાબલ્ય છે કે જ્યા પ્રભુવ્યતિરિક્ત અન્ય આલાપનિ નિવૃત્તિપૂર્વક સ્તબ્ધતા થઇ રહે છે સકલ ઇંદ્રિય વ્યાપાર ઉપરમ પામે છે અંતઃકરણની વૃત્તિયો કેવલ મોહસાગરમા ડૂબી જાય છે તેનુ પ્રદર્શન આપ આ શ્લોકમા કરાવે છે ક્યારેક પ્રિયાજી વિરહાવસ્થામા બિરાજે છે. ત્યારે લલિતા, ચંદ્રાવલી, વગેરે આપના પાદપંકજ વગેરે સર્વાંગનુ સેવન કરે છે તથાપિ પ્રિયતમના વિરહ પ્રાબલ્યથી સ્વકીય સુશોભિત ચરણનખાગ્રથી ભૂમિ ખોદવા માંડે છે અર્થાત્ પ્રિયતમના વિરહાગ્નિથી પ્રજ્વલિત થઇને અવિરપ્રાર્થના કરતા હોય તેમ પૃથ્વીને ચરણથી ખોદે છે (અત્ર પ્રમાણ શ્રીસુબોધિની) અને ફલાત્મક વિયોગ-ભાવમાજ એકતાનના આત્મા વિગેરે સકલેંદ્રિયની થઇ રહી છે જેની એવા પ્રિયાજીના પાદપંકજપ્રદેશમા હુ ક્યારે જન્મ લઉ ? એમ આપ અભિલાષા કરે છે અહાહા, આ રસમાર્ગમા વિરહ દુખાગ્નિ કેવો અસહ્ય પ્રદીપ્ત થાય છે કે સ્વપ્રિયતમના સગમવિના પોતાના શરીરની પણ અનપેક્ષા એથી વિશેષ શુ જ કહેવુ. આ વિરહાત્મકતાપાભિલાષાયે વિરહાગ્નિસ્વરૂપ પુષ્ટિપથાચાર્ય શ્રીવલ્લભાધીશનોજ સમાશ્રય કરવો એ તત્વ અને પદપાંશુજન્મા-એ પદોમા ધ્વનિ નિકલે છે તેનુ વિસ્મરણ ન થવુ જોઇયે

**प्रतिक्षणप्राप्तसदार्तचित्त स्वप्राणनाथोदयजाततद्व्रते ॥**
**गुणानुवादं सततं रटंत्या· कदा तवाहं पदपांशुजन्मा ॥ ६ ॥**

**શ્લોકાર્થઃ**—(પ્રતિક્ષણ પ્રાપ્ત થયેલ સદ્રૂપ આર્ત ચિત્તે કરીને સ્વપ્રાણનાથના ઉદય માટે તદ્વ્રત એટલે પ્રભુ સબધિ વ્રતને કરનારા હે પ્રિયાજી નિરતર પ્રિયતમના ગુણાનુવાદને રટનારા એવા જે આપ, તેના પદરજમાં જન્મવાલો હુ ક્યારે થાઉ)-અથવા શ્લોકાર્થ—વિરહાવસ્થામા ક્ષણ ક્ષણમા ભાવનાથી પ્રાપ્ત સત્-એટલે પ્રભુ-તેમા આર્ત છે ચિત્ત જેનુ-અને સ્વપ્રાણનાથના ઉદયના સમુદાયને માટે એટલે સ્વપ્રિયતમના અનત અભ્યુદયને માટે તેનાજ વ્રતને કરનારા-એટલે પ્રભુ સબધિ વ્રતોનેજ કરનારા એવા પ્રિયાજીના પદરજ પ્રદેશમા જન્મ વાલો હુ ક્યારે થાઉ ?

**ભાવાર્થ**—આ વિરહાત્મક માર્ગમા નિકુજનાયક પ્રભુ ક્યારેક સ્વામિનીજીની કલ્પનામા પ્રિયાની-સર્વ શ્રીઅગની માધુર્યતાની ભાવભાવનામા આર્તચિત્ત અતિ રહે છે અને આર્તના વાક્ય પણ પોતાના અંતરંગ સખા શ્રીદામાને પાસે કહે છે હે સખે ગધા મારા હૃદયનો આ-

ધાર છે રાધા મન, પ્રાણજીવન છે, પ્રિયતમા–મારા નયનનો શૃંગાર છે, પ્રિયા મારા જન્મનું ફલ છે વિશેષ શું–રાધા મારૂં સર્વસ્વ છે, સુંદર કંકણની ચાતુર્યતાવાલા ચલાયમાન નૂપુરવાલા કટિપ્રદેશમા સુશોભિત ક્ષુદ્ર ઘંટિકાના નાદવાલા, નાભિ–અને હૃદય ઉપર સુંદર મોતિના હારથી સુપ્રકાશિત શ્રી અંગવાલા–એવા પ્રિયાજીનું વિયોગાવસ્થામા સ્વરૂપાનુસંધાન કરી સદા આર્ત પ્રભુ થાય છે, પ્રિયતમા પણ ક્ષણ ક્ષણમા વિરહમા ભાવાત્મક સ્વરૂપાનુભવ કરી આર્તચિત્તવાલા બની જાય છે અહાહા. શું રસાત્મસ્નેહમાર્ગની વિરહાવસ્થા–કે જેનો અનુભવ–પ્રિયાજી જ કરી શકે પ્રિયાજી ક્યારેક વિરહાવસ્થામા ભાવાત્મક–હૃદયપ્રદેશમા પ્રાપ્ત પ્રભુમા અનેક ભાવના સ્પર્શ કરી આર્તચિત્ત બની જાય છે હા પ્રિયવદ–મારૂ હૃદય વિદીર્ણ થાય છે એમ પ્રવિલાપ કરી પીડાયુક્ત અંતઃકરણવાલા થઇ રહે છે અને ક્યારેક સ્વપ્રાણનાથના અનંત અભ્યુદયોને માટે અનન્યતાયુક્ત તલ્લીનતા કરીને સ્વપ્રાણનાથના વ્રતો કરે છે એટલે પાતિવ્રત્યપરાયણ રહી અન્યઆલાપ, અન્યધ્યાન, અન્યજ્ઞાન, અન્યદર્શન, અન્યસ્પર્શન વિગેરેનો પરિત્યાગપૂર્વક, રસપ્રચુર સ્વપ્રિયમના જ ગુણાનુવાદની રટના કરે છે. એજ આ રસમાર્ગના વ્રતો છે અર્થાત્ વિરહાવસ્થામા ગુણગાનાદિક કરી પ્રભુસંગમાર્થે જીવન ટકાવી રાખે છે એવા પ્રિયાજીની પાદરજપ્રદેશમા મારો જન્મ કૃતિ થશે એ અભિલાષા આપ કરે છે તદ્વત્ સાંપ્રતકાલમા પણ સ્વામિનીરૂપ પુષ્ટિસ્થ જીવોએ શ્રીમદાચાર્યની રજની ભાવના કર્તવ્ય છે હવે સપ્તમ શ્લોકની સમીક્ષા તેમના કૃપાબલથી કરીએ.

મૂલમ્—स्वाधीनगोपीजनवल्लभाया निःसाधनानुग्रहकारणाया ॥
स्वद्वारसंप्रापितमत्प्रभो स्यां कदा तवाहं पदपांशुजन्मा ॥ ७ ॥

શ્લોકાર્થ—સ્વાધીન છે ગોપીજનવલ્લભ પ્રભુ જેને, નિઃસાધન જીવને અનુગ્રહના કારણ રૂપ, પોતાના નિકુંજદ્વારમા સારી રીતે પ્રાપ્ત કરેલા છે મારા પ્રભુને જેણે એવા પ્રિયાજીના પાદરજપ્રદેશમા જન્મવાલો હું ક્યારે થાઉં એમ આપ પ્રાર્થના કરે છે. શ્લોકાર્થ થયો. આ શ્લોકનો ભાવાર્થ વિચાર હરિરાયોક્તભાવભાવનાનુસાર છે અહા આ પુષ્ટિમાર્ગમા પુષ્ટિભક્તોનો કેવો અપૂર્વ સ્નેહ જેના સ્નેહથી પ્રભુ વશ થઈ જાય છે નિકુંજનાયિકાને પ્રિયાજીને પ્રભુ એટલા આધીન છે કે પ્રભુ સ્વતઃ શ્રીદામા અંતરંગસખાને કહે છે કે બહાર ભીતર સન્મુખ ચાલતા બેસતા, શયન કરતાં સ્વપ્નમા સુષુપ્તિમા, કિં બહુના જાગૃત અવસ્થામા પણ મારી દૃષ્ટિ પ્રિયતમાવ્યતિરિક્ત અન્યત્ર સ્ફૂર્તિરહિત થઇ રહી છે સૂક્ષ્મ દૃષ્ટિથી તત્વાલોકન કરતા આ પુષ્ટિમાર્ગમા પ્રિયાજીનુ કેટલું સામ્રાજ્ય છે કે ભોજન, શયન વિગેરે સર્વ કાર્યમાં પ્રભુ વશીકરણત્વ, પ્રિયાજીનુ સર્વત્ર સુસ્પષ્ટ છે. પ્રભુ સ્વતઃ આજ્ઞા સુદામા અંતરંગસખાને આજ્ઞા કરે છે કે, સ્વામિનીસંનિધાનવિના ભોજન પણ અરૂચિકર છે સ્વામિનીવ્યતિરિક્ત અન્ય વસ્તુ માહે સખે મારી રૂચિ નથી ઇત્યાદિક વાક્યથી ગોપીજનવલ્લભ પ્રભુનુ પ્રિયાજીકૃત સ્વાધીનત્વ સુસ્પષ્ટ છે निसाधनेति નિઃસાધનને અનુગ્રહ કરનાર નિઃસાધન જીવને અનુગ્રહ કેવલ પ્રિયાજીયે જ કર્યો છે.

નિઃસાધન શ્રીગોપીજનોને મનોરથાંત પર્યંત નિકુંજદ્વારમા આનંદની પ્રાપ્તિ પ્રિયાજીદ્વારા થાય છે. પુષ્ટિમાર્ગીય નિઃસાધન જીવોને શુદ્ધ વિરહતાપ, સંયોગ વિગેરે ફલાનુભવ કેવલ પ્રિયાજીના કૃપાકટાક્ષથી જ સમુદ્ભવે છે આ પુષ્ટિમાર્ગમા નિઃસીમ ખરા પ્રેમનું સ્વરૂપ તથા વિરહ સ્વરૂપ તથા મહાન્ ભક્તત્વ એ સર્વ આ નિકુંજનાયિકામાજ મનાય છે. અત્ર નિઃસાધન

જીવોને અનુગ્રાહકત્વ શ્રીમદાચાર્યનુ છે એ પણ પ્રિયાજીના કૃપાકટાક્ષનુ જ ફલ છે અત્ર તાત્પર્યાર્થ વિચાર ઉત્કટ વિરહાનુભવ કરવા માટે અને નિસાધન જીવો કે જે જીવો બહુ સવત્સર પરિમિતકાલથી સ્વલીલા નિકુજદ્વારમાથી જુદા પડ્યા છે અને પ્રભુસબધિ તાપ કલેશ અને આનદ વિગેરેને વિજાતીય જીવોના સમાગમથી ભુલેલા નિસાધન જીવોને સ્વકીયનિકુજદ્વારમા પુન પ્રવેશાર્થે સ્વામિની રૂપાતરથી સ્વાચાર્યરૂપ ધરીને પણ સર્વનો સમુદ્ધાર કરે છે તે પણ કૃપાકટાક્ષ પ્રિયાજીનુજ છે, અને સ્વનિકુજદ્વારમા પ્રભુને પ્રાપ્ત કરનારા, વિરહાવસ્થામા નિસાધન થઇ જતા પ્રભુપ્રાદુર્ભાવ થાય છે માટે આ પદમા સયોગ રસસૂચક સુધારસ—વા—સ્વદાર અથવા પ્રાપિન પદો આપે ધર્યા છે તે ઉપપન્ન છે, અથવા સુધારસ પ્રાપ્તિ કરાવવા માટે પ્રભુને નિકુંજદ્વારમા પધરાવવાવાલા પ્રિયાજીની પાદરજમા જન્મવાલો હુ ક્યારે થાઉ પ્રભુનુ જેમ રૂપ—ઉભયભાવયુક્ત છે અર્થાત્ સ્વામિનીયુક્ત નિરતર છે અત્ર પ્રમાણ સ્પુરત્કૃ'ણ પ્રેમામૃત ટીકા नमस्त्रीभावपूर्णाय तासि क्रीडारताय च । विपुमिलितस्वपायपरमानन्दर्दायिने એ શ્લોકમા સ્ત્રીભાવપૂર્ણ અને તેની સાથે ક્રીડામા આસક્ત અને સ્ત્રીભાવ તથા પુભાવથી મિલિત એવા પરમાનદ આપનાર પ્રભુને હુ નમન કરૂછુ એ શ્લોકમા સ્ત્રીભાવ તથા પુભાવથી મિલિત એવા રસાત્મક કૃષ્ણને નમસ્કારકથન છે તદ્વત્ શ્રીમદાચાર્ય પણ ઉભયભાવવિશિષ્ટ નિત્યલીલામા સદા વિરાજમાન છતા પણ નિસાધન જીવોના ઉદ્ધારાર્થ અત્ર આવિર્ભૂત થયા એ તાત્પર્ય પણ અત્ર અનુપપન્ન નથી ક્યારેક માનાભોધિ સમાપ્ત થતા પ્રીયાજી સ્વાધરસુધાનિષ્ટ રસ આપવા માટે પ્રભુને સ્વનિકુંજદ્વારમા પધરાવે છે આપ પ્રિયતમે સિદ્ધ કરેલ નિકુજમા નથી પધારતા અહાહા શુ પુષ્ટિમાર્ગીય સૌભાગ્યપદનુ વશીકરણત્વ કે જયા રસાત્મક પ્રભુ પણ પોતાની ઇશ્વરમર્યાદા ત્યાગ કરીને પણ પુષ્ટિ મહાન્ ભક્ત પાસે પધારે છે એ શુ પુષ્ટિમાર્ગીય સામ્રાજ્યનિ સમુજવલતા સાધારણ કહેવાય ? લોકવેદાતીત કહેવાય. પુષ્ટિતત્વ લોકવેદાતીત છે એ, न लोकवेदसापेक्षा એ શ્લોકમા શ્રીમાન્ હરિરાયચરણે બતાવ્યુ છે તે ન વિસ્મરવુ પૂર્વોક્ત લોકવેદાતીત સૂક્ષ્મ પુષ્ટિતત્વયુક્ત પ્રિયાજીની પાદરજપ્રદેશમા આપ જન્મ, લીલાનુભવાર્થ માગે છે અન્યથા પુષ્ટિપ્રવેશ અશક્ય છે.

**मूलम्—इतिश्रीमत्स्वामिन्नतिशयितदीने मयि परं पराधीने पीनेऽखिलसजनदोषैरपि सदा ॥ कृपा कार्या धार्या हृदि च मम चित्तं मुररिपुप्रियस्वाचार्याणां चरणशरणोऽहं हरिरति ॥८॥ इतिश्रीहरिदासोदितं स्वामिनीप्रार्थनाष्टकं संपूर्णम् ॥ श्रीवल्लभार्पणमस्तु**

શ્લોકાર્થ:—પૂર્વોક્ત પ્રકારે વિરહાવસ્થાયુક્ત હે શ્રીમત્ સ્વામિન્ સ્વામિની, અતિશયતદીન અને કેવલ પરાધીન અને સમગ્ર ભજનદોષોયે કરીને પણ સદા સર્વદા પુષ્ટ એવો હુ તેને વિષે સદા કૃપા કરવી, અને તે કૃપા આપે સદા સર્વદા હૃદયને વિષે ધારણ પણ કરી રાખવી. અને મારા ચિત્તને પણ આપના ભાવાત્મક હૃદયમા પ્રકટિત પુરૂષોત્તમને વિષે ધરિ રાખો એટલે અન્યત્ર જવા નહી આપો હરિમા રતિવાલો એવો હુ સદા સર્વદા મુરરિપુ પ્રિય એટલે ભક્તપ્રતિબધ દુર કરનાર પ્રભુ તેના પ્રિય સ્વઆચાર્યના ચરણશરણ હુ છુ એ શ્લોકાર્થ થયો હવે ભાવાર્થસમીક્ષા કરીયે.

**ભાવાર્થ**—પૂર્વોક્ત પ્રિયાજીની વિરહાવસ્થા વર્ણન કરતા ઉચ્છલિત પ્રેમાવેશથી પ્રભુમાં

અને સ્વામિનીમા અભેદબુદ્ધિથી હે સ્વામિન્ એમ અત્ર સ્વામિનીવાચક પદમાં-પુલ્લિંગ નિર્દેશ આપે કર્યો છે તે ઉપપન્ન છે. પૂર્વોક્ત વિરહાવસ્થા ધર્મયુક્ત હે પ્રિયાજી અતિદીન પરાધીન ભજન દોષથી ભરેલાને વિષે આપે કૃપા કરવી. અને કૃપાનો ક્યારે પણ પરિત્યાગ કરવો જ નહી. આપના હૃદયમા પ્રકટિત પ્રભુમાં, મારા ચિત્તને સદા રાખવુ એમ ભક્ત દુઃખ હરણશીલ પ્રભુમા રતિવાળા આ દાસને ત્વદ્રૂપ આચાર્યચરણના પદપંકજમા સદા સર્વદા રાખી વિરહાવસ્થાનું દાન કરો એ અત્ર ભાવાર્થ છે તાત્પર્યાર્થ છે.

આ સ્વામિનીપ્રાર્થનાષ્ટકમા અગાધ વિરહાવસ્થાયુક્ત પ્રિયાજીના પાદરજના પ્રદેશમા જન્મ આપે માગ્યો છે તેનુ કારણ विना महत्पादरजोभिषेकम् એ ન્યાયથી અત્ર પુષ્ટિમાર્ગમા પણ મહાન્ ભક્ત વ્રજ ભક્તો અથવા તેમાં પ્રધાનરૂપ પ્રિયાજીજ છે માટે તેના રજોભિષેક વિના અત્ર પ્રવેશજ દુર્ઘટ છે આ સ્નેહ માર્ગમાં દોષની નિવૃત્તિને માટે સાધનાંતરની આવશ્યક્તા નથી કેવલ વિરહતાપથીજ પ્રભુને અનુપયુક્ત દોષો દહન થાય છે તે તાપનિ પ્રાપ્તિ-સ્વામિનીજીથીજ અથવા તદ્રૂપ શ્રીમદાચાર્યથીજ થાય છે માટે તદાશ્રય મનવચનકર્મથી પુષ્ટિસ્થ ભગવદીયોયે કર્તવ્ય છે એ લેખક પુષ્ટિસ્થ ભગવદીયોના દાસાનુદાસ શાસ્ત્રી અવલરામની પ્રાર્થના છે. લેખકની સવિનય પુષ્ટિસ્થ ભગવદીયોને અભ્યર્થના આટલી જ છે કે આવા પ્રમેય ગ્રંથો કે જેમા અલૌકિક શૃગાર સંપૂર્ણ રીતથી સુપ્રકાશિત થઇ રહ્યો છે આના અલૌકીક ભાવાત્મક પ્રભુનિષ્ટ શૃગારની પ્રાકૃત આગમાપાયિ લૌકિક શૃગારમા ભાવના કરવી નહી ત્રિવિધ નરક દ્વારમા મુખ્ય નરક દ્વાર ભૂત લૌકિક કામ મનાય છે કારણ ભક્તિ શાસ્ત્ર-અને કામશાસ્ત્રની વ્યવસ્થા ભિન્નજ છે સત્વાદિક ગુણોનો પરિત્યાગ કરી કેવલ નિર્ગુણાવસ્થાપન્ન થઇ પ્રભુની લીલાનુભવ કરવો તે ભક્તિશાસ્ત્રનુ પરિણામ છે તે કાઇ કામશાસ્ત્રનુ તજ હોય આ સ્વામિનીપ્રાર્થનાષ્ટકમા અસાધારણ રસાત્મક શ્રીકૃષ્ણમાં સ્વામિનીના અખંડ અભેદ્ય અને એકરસ પ્રેમનુ ભક્તિનુ સરસ અને હૃદયવેધક ભાવોદ્ઘાટન આપે કર્યુ છે કે જેના વાચવાથી પ્રિયપુષ્ટિસ્થ ભગવદીયોની પ્રાકૃત કામનાગ્રાહપૂર્વક અલૌકિક રસપ્રભુ ત્રિભંગાકૃતિ લીલાસ્થ પુરૂષોત્તમમા શુદ્ધ પ્રેમગ્રથી બધાવિ અનુપપન્ન નથી. પ્રભુમા આનંદગ્રથીનુ દાર્ઢ્ય કરવા સારૂજ આવા લેખોની જરૂરી છે. અહાહા આ પુષ્ટિમાર્ગમા શ્રીમદાચાર્ય તથા શ્રીવિઠ્ઠલનાથ હરિરાયચરણ પ્રભૃતિ પુષ્ટિપથાચાર્યોના વિરચિત રસાત્મભાવાત્મક ગ્રંથરૂપિણી પ્રેમરસવાહિની સરિતા કેવી અમંદ ચાલી રહી છે કે જેમા સર્વાત્મભાવાદીક મોદ, પ્રમોદ, સૌભાગ્યમદાદિક વીગેરે ઝરણા વહ્યા કરે છે માટે યથાધિકાર તેમા સ્નાનપાન નિરોધ——નાજીનુ

-જી છે કે, સ્વામિનીસંનિ હૃદયમા લીલાનુભવ કર્તવ્ય છે यस्य देवे पराभक्तिर्यथा देवे तथा गुरौ

પરતુ મોહે સખે મારી રૂચિ નથી हृद्गतदा પૂર્વોક્ત શ્લોકાનુસાર શ્રીમદાચાર્યમા પૂર્ણત્વ બુદ્ધિ

સ્વાધીનત્વ સુસ્પષ્ટ છે निसाधनेति નિસાધનને ધિકાર થાય अलमतिपल्लवितेन

કેવલ પ્રિયાજીયે જ કર્યો છે.

લેખક—શાસ્ત્રી અવલરામના

નિસાધન શ્રીગોપીજનોને મનોરથાત પર્યંત નિકુંજ સ્મરણ પુષ્ટિસ્થ સમગ્ર વૈષ્ણવોને.

થાય છે. પુષ્ટિમાર્ગીય નિસાધન જીવોને શુદ્ધ વિરહતાપ, સ્વયં-

યાજીના કૃપાંકુરથી જ સમુદ્ભવે છે આ પુષ્ટિમાર્ગમા નિભીમ ખરા પ્રે સંપૂર્ણમ.

સ્વરૂપ તથા મહાન્ ભક્તત્વ એ સર્વ આ નિકુંજનાયિકામાજ મનાય

# મનુષ્યનું કર્તવ્ય અને ધર્મજીજ્ઞાસા.

( અનુસધાન પા ૧૮૭ થી )

**ગોવિંદભટ્ટ**—પ્રભુની લીલાની સર્વ સામગ્રી સ્વરૂપમય, પ્રકૃતિથી પર છે વૃંદાવન, ઝાડો, પશુ, પક્ષીઓ વગેરે સર્વ સ્વરૂપમય–પ્રભુમય છે, પ્રકૃતિમય નથી

**નીતિસેન**—એ તો કાઇ મારી સમજમા ઉતરતુ નથી.

**વિચિત્રવીર્ય**—વળી સ્વરૂપમય ઝાડો અને પક્ષીઓ તે કેવા હશે ? પ્રભુને પક્ષીઓ અને ઝાડો થવાનુ મન થતુ હશે ?

**ગોવિંદભટ્ટ**—વસ્તુત આ સર્વ અલૌકિક છે, એટલે પ્રભુ પોતેજ પક્ષી અને ઝાડ થાય છે, એ કાઇ ખોટું, વેદવિરુદ્ધ કે આશ્ચર્યકારક નથી. પણ એમાં તારતમ્ય એ સમજવાનુ છે કે પ્રભુલીલા આધિદૈવિક અને નિત્ય છે, અને તેની સર્વ સામગ્રી પણ આધિદૈવિક અને નિત્ય છે સામાન્ય મનુષ્યના બુદ્ધિ અને મન એ નિત્યતા બરાબર સમજી શકે એવી સ્થિતિમા નથી, કારણકે મન અને બુદ્ધિ પ્રકૃતિમય છે, અને પ્રકૃતિની પરની કાઇપણ બાબત તેમની ગતિની બહાર છે એ મન અને બુદ્ધિ કાલ અને દિક્ (time and space) થી પરિવેષ્ટિત, નિયત્રિત છે, અને પ્રભુ અને તેમની લીલા સ્વતત્ર છે પ્રભુ જીવપર કૃપા કરી જેટલો આવિર્ભાવ તેના મન અને બુદ્ધિમા કરે, તેટલુજ જીવ સમજી શકે સર્વસમર્થ પ્રભુ કાલ અને દિક્ના પડદા ખસેડી અશિક્ષિત, મુગ્ધ યશોદામાતાને સ્વમુખમા બ્રહ્માડના દર્શન કરાવી શકે છે, અને પ્રભુકૃપા વિના સર્વ વેદવેદાતપારગ મુનિને પણ પ્રભુના અસ્તિત્વ સરખાનુ ભાન થતુ નથી પ્રભુ કૃપા કરી અર્જુનને દિવ્ય દૃષ્ટિ આપી ભાવિ યુદ્ધમા સહારાતા યોદ્ધાઓના મૃત્યુના દર્શન પ્રથમથી કરાવી કાલની અવગણના કરી શકે છે, અને પ્રભુકૃપા સિવાય વિદ્વાનો વર્તમાનનુ ભાન ભૂલી જાય છે સારાશ એ કે એવી બાબતોમા વેદપર અને આપ્તવાક્યપર શ્રદ્ધા રાખવી ઉચિત છે

**વિચિત્રવીર્ય**—ત્યારે આપણી બુદ્ધિમા ન ઉતરે, વિચારશક્તિને અયોગ્ય લાગે, તે પણ વેદમાં હોય માટે માનવુ ?

**ગોવિંદભટ્ટ**—હા.

**પ્રો. ફેરજજ**—કારણ ?

**ગોવિંદભટ્ટ**—કારણ કે બુદ્ધિ પ્રકૃતિના આઠ ભાગમાંનો માત્ર એક ભાગ છે, અને પ્રકૃતિ ભગવાનની અસંખ્ય શક્તિઓમાની માત્ર એક શક્તિ છે, તો એવી ક્ષુદ્રબુદ્ધિ અથવા મન સર્વ વ્યાપક પ્રભુને પોતાનો વિષય કેમ કરી શકે ? નહિજ માટેજ વેદ કહે છે કે नैषा तर्केण मतिरापनेया. વેદવિત્ આ સારી રીતે સમજે છે, અને તેથીજ કહ્યુ છે કે योऽन्यथा सत आत्मान अन्यथा प्रतिपद्यते । किं तेन न कृत पाप चौरेणात्मापहारिणा ॥ પણ આ શિક્ષા ઘણાને ગળે ઉતરતી નથી, અને તેથી જે વેદમા સ્પષ્ટ કહ્યુ હોય તેનો પણ ભગવત્કૃપા વિના પોતાના હૃદયમા આવિર્ભાવ ન થાય ત્યારે વેદનો, શ્રુતિનો, સ્પષ્ટ વાચ્યાર્થ ઉડાવી દઈ, તર્કના ઘોડા દોડાવી, પોતાની બુદ્ધિને સારા લાગે એવા લક્ષ્યાર્થ કરવા મંડી જાય છે દષ્ટાત તરીકે શંકર શારીરકભાષ્યમા આનદમયાધિકરણની સમાપ્તિમા બ્રહ્મની આનંદ-

( ભૂલ—પાને ૧૮૦ મે પાચમી લીટીમા " ભાઇલા કોઠારીના વરાજ " ને બદલે " નાગજીભાઇના વરાજ " એમ વાચવુ. )

મયતા નિરૂપણ કરીને પણ પાછા આનન્દમયની કોશતા નિરૂપણ કરવાને માટે अस्मिन्नस्य च तद्योग शास्ति સૂત્રના ભાષ્યની સમાપ્તિમાં एतदुक्तं भवति ઇત્યાદિ કહીને પોતાના માયા-વાદનો પુરસ્કાર કરવા મંડી જાય છે. નિષ્પક્ષપાતથી સૂક્ષ્મદૃષ્ટિથી અવલોકન કરનારને સ્પષ્ટ માલમ પડે છે કે માયાવાદ સૂત્રકારને કોઇપણ અંશમાં સમ્મત નથી, અને ડા. થીબો નો સ્પષ્ટ કહે છે કે શંકરે પોતાનો માયાવાદ સૂત્રકારના મતથી ભિન્ન ઉપજાવી કાઢ્યો છે.

વળી વ્યાસસૂત્રના બીજા અધ્યાયના પ્રથમપાદમાં श्रुतेस्तु शब्दमूलत्वात् સૂત્રમાં વ્યાસ कृत्स्नप्रसक्ति શંકાની નિવૃત્તિને માટે કેવલ શ્રુતિનું જ શરણ માને છે, અને શંકર પણ તે સૂત્રના પ્રથમ ભાગમાં વિરુદ્ધધર્માશ્રયનો અંગીકાર નીચે પ્રમાણે કરે છે—

तस्मादस्त्यविकृतं ब्रह्म । नच निरवयवत्वशब्दकोपोऽस्ति, श्रूयमाणत्वादेव निरवयवत्वस्याप्यभ्युपगम्यमानत्वात् । शब्दमूलं च ब्रह्म शब्दप्रमाणकं नेन्द्रियादिप्रमाणकं तद्यथाशब्दमभ्युपगन्तव्यम् । शब्दश्चोभयमपि ब्रह्मणः प्रतिपादयत्यकृत्स्नप्रसक्तिं निरवयवत्वं च । लौकिकानामपि मणिमन्त्रौषधिप्रभृतीनां देशकालनिमित्तवैचित्र्यवशाच्छक्तयो विरुद्धानेककार्यविषया दृश्यन्ते । ता अपि तावन्नोपदेशमन्तरेण केवलेन तर्केणावगन्तुं शक्यन्तेऽस्य वस्तुन एतावत्य एतत्सहाया एतद्विषया एतत्प्रयोजनाश्च शक्तय इति । किमुताचिन्त्यस्वभावस्य ब्रह्मणो रूपं विना शब्देन न निरूप्येत । तथा चाहुः पौराणिकाः –' अचिन्त्याः खलु ये भावा न तांस्तर्केण योजयेत् । प्रकृतिभ्यः परं यच्च तदचिन्त्यस्य लक्षणम् ॥ ' इति । तस्माच्छब्दमूल एवातीन्द्रियार्थयाथात्म्याधिगमः અહિં સુધી બ્રહ્મમાં વિરુદ્ધસર્વધર્માશ્રયનો અંગીકાર સ્પષ્ટરીતે કર્યો; પણ તરતજ ભ્રમિતબુદ્ધિના તુરગ દોડવા મંડ્યા, અને દોડતા, ઉછળતા, ખોખારવા મંડ્યા, કે ननु शब्देनापि न शक्यते विरुद्धोऽर्थः प्रत्याययितुं निरवयवं च ब्रह्म परिणमते नच कृत्स्नमिति । यदि निरवयवं ब्रह्म स्यान्नैव परिणमेत । कृत्स्नमेव वा परिणमेत । ... . અને એમ ખોખારતા, શ્રુતિનો, શબ્દનો, અંકુશ પણ નહિ કરી અવિદ્યાના ખાડામાં બુદ્ધિને લઇને પડ્યા, ને પડતા પડતા ઉચ્ચાર કર્યો કે नैष दोषः । अविद्याकल्पितरूपभेदाभ्युपगमात् । न ह्यविद्याकल्पितेन रूपभेदेन सावयवं वस्तु संपद्यते ।........ આમ જ્યાંજ્યાં શ્રુતિનો અર્થ ન સમજાય ત્યાંત્યાં પ્રભુકૃપાનો આશ્રય છોડીને, પોતાને અનુભવગમ્ય ન હોવાથી અવિદ્યા–માયાનો આશ્રય કરવાથી જ વિશાલબુદ્ધિ છતાં શંકર માયાના અંધારા ખાડામાં પડ્યો છે, અને એક જડબુદ્ધિની, પણ ભગવત્ કૃપાથી હૃદયમાં પ્રભુના આવિર્ભાવવાળી, વૈષ્ણવ ડોશીને જે ભગવલ્લીલાના દર્શન સહજ થઇ શકે છે તે એ કરી શક્યો નથી.

વળી બીજા અધ્યાયના પહેલા પાદમાં तदनन्यत्वमारम्भणशब्दादिभ्यः સૂત્રમાં બ્રહ્મ અને જગતની અનન્યતા વ્યાસે અંગીકાર કરી છે તેનો વિસ્તાર કરીને પણ ભેદખંડનને માટે ભેદાભેદ વાદનો ઉપન્યાસ કરીને, તેનું કાંઇક અંશમાં ખંડન પણ કરીને વિરુદ્ધ સર્વધર્માશ્રય વિષે ननु मृदादिदृष्टान्तप्रणयनात्परिणामवद्ब्रह्मशास्त्रस्याभिमतमिति गम्यते ઇત્યાદિક કહીને नहि कूटस्थस्य ब्रह्मण स्थितिगतिवदनेकधर्माश्रयत्वं संभवति । ઇત્યાદિક વડે વિરુદ્ધધર્માશ્રયનું ખંડન કરતાં तत्रैतत्सिद्धं भवति થી આરંભીને तदेवमविद्यात्मकोपाधिपरिच्छेदापेक्षमेवेश्वरस्येश्वरत्वं मंतव्यं, सर्वज्ञत्वं सर्वशक्ति-

त्वं च न परमार्थत विद्ययापास्तसर्वोपाधिस्वरूपे आत्मनि ईशित्रीशितव्यसर्वज्ञत्वादि व्यवहार उपपद्यते કહીને ઈશ્વરની ઈશ્વરતા વગેરે પણ આવિદ્યક છે એમ સૂત્રની વિરુદ્ધ અંગીકાર કરે છે.

તેજ પ્રમાણે તેજ પાદમા लोकवत्तु लीला कैवल्यम् સૂત્રના ભાષ્યમા જગત્ બ્રહ્મની લીલામાત્ર છે એમ અંગીકાર કરીને પણ સમાપ્તિમા न च इयं परमार्थविषया सृष्टि श्रुति अविद्याकल्पितनामरूपव्यवहारगोचरत्वात् ઇત્યાદિ સૂત્રથી વિરુદ્ધ અધિક કલ્પે છે.

આ સર્વ ભ્રમ છે, તર્ક છે, અને જે એ તર્કજાલમા ફસાય છે, તે અવિદ્યાના અંધકારમા સદૈવ ગોથા ખાય છે. ગર્વિષ્ઠ બુદ્ધિની પ્રભુ દરકાર કરતા નથી, પ્રભુ તો દીનદયાલ છે, અને દીનતાથી જ પ્રભુની કૃપા પ્રાપ્ય છે. કૃપાથી પ્રભુ અંતઃકરણમા પોતે પ્રકટ થઈ દર્શન દે છે, અને પોતાની પવિત્ર લીલાના દર્શન પામર જીવને કરાવે છે, એમા તર્ક બાપડો શું કરી શકે ? બુદ્ધિ અને તર્ક જાણીતી બાબતોની યોજના-સંકલના કરવામા ઉપયોગી છે, પણ તે આન્તરપ્રેરણા (intuition) અને ભગવદ્દત્ત જ્ઞાન (inspiration)ની ગરજ સારી શકતા નથી.

નીતિસેન—હું સમજ્યો. Intuition અને inspiration અને પ્રભુકૃપાથી થયલા દર્શનની ગરજ તર્ક અને બુદ્ધિ કોઈ દિવસ સારી શકે જ નહિ માટે એ બાબતમા આપ્ત વાક્યપર, ભક્તોના અનુભવ ઉપર, શ્રદ્ધાજ ઉચિત છે વળી મને આપના તથા મારા પોતાના પ્રથમ થયલા અનુભવપર શ્રદ્ધા છે અને વેદમા પણ એ વિષે પ્રમાણ હશેજ.

ગોવિંદભટ્ટ—હા ઋગ્વેદમા નીચે પ્રમાણે છે—

ता वां वास्तून्युष्मसि गमध्यै यत्र गावो भूरिश्रृंगा अयास -अत्राह तदुरुगायस्य वृष्ण परमं पदमवभाति भूरिति।

अर्थ—ता तानि वां युवयो कृष्णरामयो गोपीमाधवयो वा वास्तूनि स्थानानि गमध्यै प्राप्तुम् उष्मसि कामयामहे । तानिकानीत्याकाक्षायां गूढाभिसंधिमुद्धाटयति, यत्र गोकुले भूरिश्रृङ्गा दीर्घश्रृङ्गा गावो वसन्तीति शेष । अथवाऽरण्यग्राम्यपशुपलक्षणार्थं भूरिश्रृङ्गा रुरुप्रभृतयो मृगा गावश्चेत्यर्थ । अयास शुभा । अत्राह अत्र स्थाने भूमौ तल्लोकवेदप्रसिद्धम् उरुगायस्योरुकीर्तेर्भगवतो वृष्ण कामान् वर्षतीति वृषा तस्य गोपिकासु कामवर्षकस्य तद्गोकुलं परमं पदं स्थानं वैकुण्ठं, तस्मादप्यधिकं परमं पदं प्रकृतिकालाद्यतीतत्वेनापि वैकुण्ठाद्यपेक्षयातिप्रियत्वेनापि परमं तादृशं पदमवभाति प्रकाशते भूरि बहुतरम् । तथाच यदेतादृशं तयो स्थानं तत्स्थानसंबंधीनि वास्तूनि प्रसादत्वेन प्राप्तुं कामयामहे, नान्यानीति वाक्यार्थ सपद्यते ।

ભાવાર્થ—કૃષ્ણ બલરામના, અથવા ગોપીમાધવના, તે સ્થાન અમે પ્રાપ્ત કરવાની ઇચ્છા કરીએ છીએ કે જ્યા ગોકુલમા મોટા શીંગડાવાળી સુદર ગાયો છે. અહીં ભૂમિને વિષે તે પ્રસિદ્ધ યશસ્વી કામ વર્ષાવનાર ભગવાનનુ પરમ સ્થાન વૈકુંઠથી પણ અધિક સુંદર વિરાજી રહ્યુ છે.

તૈત્તિરીય ઉપનિષદ્મા નીચે પ્રમાણે છે—

ते ते धामन्युष्मसि गमध्यै गावो यत्र भूरिश्रृङ्गा अयासः-अत्राह तदुरुगायस्य विष्णो परमं पदमवभाति भूरीति ।

अर्थ—ते तव तानि धामानि स्थानानि गमध्यै प्राप्तुम् उष्मसि कामयामहे ।

भूरेवंद्रुरूपस्य रासोत्सवादिषु तथा प्राकस्यात् ॥ આકીનો અર્થ ઉપર પ્રમાણે કરવો.

છાંદોગ્યમાંથી નિત્યલીલાનો પ્રસંગ વર્ણવતાં વિદ્વન્મંડનકાર નીચે પ્રમાણે કહે છે —अथ यदिदमस्मिन् ब्रह्मपुरे दहरं पुण्डरीकं वेश्म दहरोऽस्मिन्नन्तर आकाशस्तस्मिन् यदन्तस्तदन्वेष्टव्यं, तद्वा व विजिज्ञासितव्यमित्येतस्याग्रे, किन्तत्र विद्यते यदन्वेष्टव्यं यद् वा व विजिज्ञासितव्यमिति प्रश्ने, यावान् वा अयमाकाशस्तावानेषोऽन्तर्हृदय आकाश उभे अस्मिन् द्यावापृथिवी अन्तरेव समाहिते इत्यादिना अग्निवायुसूर्यचन्द्रविद्युन्नक्षत्राण्युक्त्वा, यच्चेहास्ति यच्च नास्ति सर्वं तदस्मिन् समाहितमित्युक्त्वा ब्रह्मपुरे जीर्णध्वस्ते वा तदाश्रितं किमवशिष्यते इति प्रश्ने, नास्य जरयैतज्जीर्यति, न वधेनास्य हन्यते, एतत् सत्यं ब्रह्मपुरमस्मिन् कामा समाहिता एव आत्माऽपहतपाप्मेत्यादि । अत्र ब्रह्मपुरशब्देन ब्रह्मणो भगवतः पुरं लीलास्थानं श्रीगोकुलमथुराद्युच्यते । शरीरार्थकत्वे, एतत्सत्यं ब्रह्मपुरमित्यग्रिमवाक्यं विरुध्यते । अस्य नित्यत्वकथनार्थमेव तज्जरादिहेतुकतदाश्रितनाशं पूर्वपक्षत्वेनोक्त्वा, वस्तुतस्तु तत्र जरावधादिसंभावनैव नास्ति, यत एतत्सत्यं ब्रह्मपुरम् । तथापि, 'तुष्यतु दुर्जन' इति न्यायेन, नास्य जरयेत्याद्युक्तं तर्कितं तदिति ज्ञेयम् । अत एव भक्तानां सर्वे कामास्तस्मिन् सम्यगाहिता इत्युक्तम् । एतच्चानन्दमयाधिकरणे सोऽश्नुते सर्वान् कामान् सह ब्रह्मणेति श्रुतिव्याख्याने प्रपञ्चितम्, किंच दहर उत्तरेभ्य इत्यधिकरणेन व्यासैर्दहरशब्दवाच्योऽर्थो भगवानिति निर्णीत । भगवत्स्थानस्यापि भगवद्धर्मवत्त्वेन तत्स्थितियोगत्वमिति वक्तुं श्रीगोकुलस्थभक्तहृदयकमलस्यापि दहरत्वमुक्तम् । तत्र व्याप्य प्रकटीभूय सर्वव्यवहारहेतुत्वेन स्थित इत्याकाशत्वमुच्यते । साक्षात्पुरुषोत्तमलीलोपयोगिपदार्था आकाशादयो द्युप्रभृतयोऽपि भगवदात्मका एवेति तदन्तःस्थिता एव, नतु कालाद्यधीनास्तदाश्रया वा । ये त्यक्तलोकधर्माश्च मदर्थे तान् विभर्म्यहमिति भगवद्वाक्याच्च । यावान् वेतिपरिमाणसाम्यमुपलक्षणविधयोक्तमिति । तेन लीलास्थपदार्थाः स्वरूपतस्त्वलौकिका एव, तथापि लौकिकस्वरूपा इवेति ज्ञाप्यते । लोकवत्तु लीलाकैवल्यमिति न्यायात् । एव सति निष्प्रत्यूहं लीलानित्यत्वं श्रुतिवृन्दैरमन्द गीतममन्दाऽऽनन्दकन्दममन्दभाग्यराशिभिर्मनुजैर्हृदि भावनीयम् ॥

બૃહદ્વામનપુરાણમાં નીચે પ્રમાણે છે—

ભૃગુ વગેરેને બ્રહ્માજી કહે છે કે—

षष्टिवर्षसहस्राणि मया तप्तं तप पुरा ।
नन्दगोपव्रजस्त्रीणां पादरेणूपलब्धये ॥
तथापि न मया प्राप्तास्तासां वै पादरेणवः ॥

ત્યારે श्रुत्वैतद्ब्रह्मणो वाक्यं भृगु प्राहाथ सादरम् ।
वैष्णवानां पादरजो गृह्यते त्वद्विधैरपि ॥
सन्ति ते बह्वो लोके वैष्णवा नारदादय. ।
तेषां विहाय गोपीनां पादरेणुस्त्वयापि यत्

गृह्यते संशयो मेऽत्र को हेतुस्तद्वद प्रभो ॥
ततो ब्रह्मा भृगुं प्राह चिन्तयित्वा पुरातिनीं ।
कथां सर्वश्रुतीनां यद् रहस्य परमाद्भुतम् ॥

ब्रह्मोवाच ।

न स्त्रियो व्रजसुन्दर्य: पुत्र ! ता श्रुतय: किल ।
नाहं शिवश्च शेषश्च श्रीश्च ताभि समा: क्वचित् ॥
प्राकृते प्रलये प्राप्ते व्यक्तेऽव्यक्तं गते पुरा ।
शिष्टे ब्रह्मणि चिन्मात्रे कालमायातिगेऽक्षरे ॥
ब्रह्मानंदमयो लोको व्यापिवैकुण्ठसंज्ञक ।
निर्गुणोऽनाद्यनन्तश्च वर्तते केवलेऽक्षरे ॥
अक्षरं ब्रह्म परमं वेदानां स्थानमुत्तमम् ॥
तल्लोकवासी तत्रस्थै: स्तुतो वेदै परात्पर ॥
चिरं स्तुत्या ततस्तुष्ट: परोक्षं प्राह तान् गिरा ।
तुष्टोऽस्मि ब्रूत भो प्राज्ञा वरं यन्मनसेप्सितम् ॥

श्रुतय ऊचु: ।

नारायणादिरूपाणि ज्ञातान्यस्माभिरच्युत ।
सगुणं ब्रह्म सर्वेदं वस्तुबुद्धिर्न तेषु न: ॥
ब्रह्मेति पठ्यतेऽस्माभिर्यद्रूपं निर्गुणं परम् ।
वाङ्मनोगोचरातीत ततो न ज्ञायते तु तत् ॥
आनन्दमात्रमिति यद्वदन्तीह पुराविद ।
तद्रूपं दर्शयास्माकं यदि देयो वरो हि न ॥
श्रुत्वैतद्दर्शयामास स्वं लोक प्रकृते परम् ।
केवलानुभवानन्दमात्रमक्षरमव्ययम् ।
यत्र वृन्दावन नाम वनं कामदुघैर्द्रुमै ॥
मनोरमनिकुञ्जाढ्यं सर्वर्तुसुखसंयुतम् ।
यत्र गोवर्द्धनो नाम सुनिर्झरदरीयुत ॥
रत्नधातुमय श्रीमान् सुपक्षिगणसंकुल ।
यत्रनिर्झरपानीया कालिन्दी सरितां वरा ॥
रत्नबद्धोभयतटी हंसपद्मादिसंकुला ।
नानारासरसोन्मत्तं यत्र गोपीकदम्बकम् ॥
तत्कदम्बकमध्यस्थ किशोराकृतिरच्युत ।
दर्शयित्वेति च प्राह ब्रूत किं करवाणि व: ॥
दृष्टो मदीयो लोकोऽयं यतो नास्ति परं वरम् ।

श्रुतय ऊचु: ।

कंदर्पकोटिलावण्ये त्वयि दृष्टे मनांसि न ।
कामिनीभावमासाद्य स्मरक्षुब्धान्यसंशयम् ॥

यथा त्वल्लोकवासिन्य कामतत्त्वेन गोपिका ।
भजंति रमणं मत्वा चिकीर्षाऽजनि नस्तथा ॥

श्रीभगवानुवाच ।

दुर्लभो दुर्घटश्चैव युष्माकं सुमनोरथ ।
मयाऽनुमोदित सम्यक सत्यो भवितुमर्हति ॥
आगामिनि विरञ्चौ तु जाते सृष्ट्यर्थमुद्यमे ।
कल्पं सारस्वतं प्राप्य व्रजे गोप्यो भविष्यथ ॥
पृथिव्यां भारते क्षेत्रे माथुरे मम मण्डले ।
वृंदावने भविष्यामि प्रेयान् वो रासमण्डले ॥
जारधर्मेण सुस्नेहं सुदृढं सर्वतोऽधिकम् ।
मयि संप्राप्य सर्वेऽपि कृतकृत्या भविष्यथ ॥

ब्रह्मोवाच ।

श्रुत्वैतच्चिन्तयन्त्यस्ता रूपं भगवतश्चिरम् ।
उक्त काल समासाद्य गोप्यो भूत्वा हरिं गता ॥

ભાવાર્થ—ભૃગુ વગેરેને બ્રહ્માજી કહે છે કે—

નંદગોપવ્રજસ્ત્રીઓની પગની રજ પ્રાપ્ત કરવાને સાઠ હજાર વર્ષ સુધી મે પહેલાં તપ કર્યું હતુ, તે છતા તેમના પગની રજ મને મળી નહિ.

ત્યારે બ્રહ્માનુ આ વાક્ય સાભળીને ભૃગુ આદર સહિત બોલ્યા કે તમારા જેવા પણ વૈષ્ણવોના પગની રજ લે છે, અને નારદાદિ વૈષ્ણવો લોકમા બહુ છે, તેમના પગની રજ છોડીને ગોપીઓના પગની રજ તમે પણ લો છો, તેથી અહી મને શકા થાય છે; એમાં શો હેતુ છે? તે હે પ્રભુ, કહો ત્યારે બ્રહ્મા સર્વ શ્રુતિઓની પુરાતન કથાનો વિચાર કરીને પરમ અદ્ભુત રહસ્ય ભૃગુને કહેવા લાગ્યા–બ્રહ્મા બોલ્યા–હે પુત્ર, વ્રજસુંદરીઓ સ્ત્રીઓ નથી, એઓ તો નિશ્ચય શ્રુતિઓ છે, હું, શિવ, શેષ, લક્ષ્મી, કોઇપણ દિવસ એમની બરોબરી કરી શકીએ નહિ. જ્યારે પ્રકૃતિનો પ્રલય થયો હતો અને જગત્ અવ્યક્તમા લીન થયુ હતુ અને ત્યારે કાલ અને માયાથી પર અક્ષર ચિન્માત્ર બ્રહ્મ રહ્યુ હતુ ત્યારે કેવલ, અક્ષરને વિષે, નિર્ગુણ, અનાદિ અનત વ્યાપિ વૈકુઠનામનો બ્રહ્માનદમય લોક છે જે અક્ષરબ્રહ્મ છે, અને વેદોનું પરમ ઉત્તમ સ્થાન છે, ત્યા રહેનારા વેદોએ તે લોકમા રહેનાર પરાત્પરની સ્તુતિ કરી. ત્યારે લાબા કાલની સ્તુતિથી સતોષ પામી તેમને પરોક્ષ વાણીથી બોલ્યા–હે પ્રાજ્ઞો, હુ સતોષ પામ્યો છુ, જે મનમાં ઇચ્છિત વરદાન જોઇએ તે કહો.

શ્રુતિઓ બોલ્યા—

હે અચ્યુત, નારાયણ વિગેરે રૂપો અમોએ જાણ્યા છે, એ સર્વ સગુણ બ્રહ્મ છે, તેમને વિષે અમને યથાર્થ વસ્તુ બુદ્ધિ થતી નથી, જે રૂપ નિર્ગુણ અને પર છે તેનેજ અમે બ્રહ્મ કહીએ છીએ, તે વાક્, મન વગેરેથી અતીત છે તેથી તે જાણી શકાતુ નથી. જો અમને વરદાન આપવુંજ હોય તો જેને વિદ્વાનો આનંદમાત્ર કહે છે તે રૂપના હમને દર્શન કરાવો. એ સાભળીને પ્રકૃતિથી પર, અક્ષરની મધ્યમા આવેલો, કેવલ અનુભવથી ગમ્ય આનદ માત્ર, પોતાનો લોક દેખાડ્યો, જ્યાં સર્વ કામને આપનાર ઝાડોથી મનને આનંદ આપનાર નિકું-

જેથી ભરપૂર, અને સર્વ ઋતુઓનુ સુખ અપનાર વૃંદાવન નામનુ વન છે, જ્યા સુંદર ઝરણો અને કોતરો વાળો, રત્ન અને ધાતુઓથી ભરપૂર, લક્ષ્મીથી પૂર, સુંદર પક્ષિગણના સુસ્વરના કોલાહલ વાળો ગોવર્ધન નામનો પર્વત છે, જ્યા સુંદર વહેતા પાણીવાળી, રત્નથી બાંધેલા બંને તટવાળી, હંસપદ્મ વગેરેના સુસ્વર વાળી યમુના નામની ઉત્તમ સરિતા છે, જ્યા ભાત ભાતના રાસના રસથી ઉન્મત્ત ગોપીવૃંદ છે, અને તે વૃંદની મધ્યે કિશોર આકૃતિના કૃષ્ણ છે, અને દર્શન કરાવીને બોલ્યા "કહો, હવે હુ શુ તમારે માટે કરૂ, તમે મારો આલોક જોયો છે, કે જેનાથી પર બીજુ કાઇ નથી"

શ્રુતિઓ બોલ્યા—

તમને કોટિકંદર્પલાવણ્યને જોઇને અમારા મન કામિનીભાવને પ્રાપ્ત થઇને ખરેખર સ્મરક્ષુબ્ધ થયા છે, જેમ તમારા લોકમા રહેનાર ગોપિકાઓ કામતત્ત્વથી તમને રમણ માની ભજે છે, તેમ અમને પણ ઇચ્છા થઇ છે.

શ્રીભગવાન્ બોલ્યા —

તમારો સુમનોરથ દુર્લભ અને દુર્ઘટ છે, પણ હવે મે અનુમોદન આપ્યુ છે, તેથી સત્ય થશેજ જોઇએ જ્યારે હવે પછીનો બ્રહ્મા સૃષ્ટિ ઉત્પન્ન કરશે ત્યારે સારસ્વતકલ્પમા તમે વ્રજમા ગોપીઓ થશો. પૃથ્વીમા ભારતવર્ષમા મથુરામા માગ મંડલમા હુ અવતરીશ, અને વૃંદાવનમા રાસમંડલમા હુ તમારો પ્રિય થઇશ, અને તમે સર્વે જારધર્મથી મારે વિષે સર્વથી અધિક સુદૃઢ સુસ્નેહ પ્રાપ્ત કરીને કૃતકૃત્ય થશો

બ્રહ્માજી બોલ્યા—એ સાભળીને તેઓ ભગવાનના રૂપનુ ઘણો કાલ સુધી ચિંતન કરીને, કહેનો કાલ આવી પહોચ્યતા ગોપીઓ થઇને હરિને પામી

આવા આવા અસંખ્ય પ્રમાણો છે, પણ એ પ્રમાણોપર પણ શ્રદ્ધા આવવી જોઇએ, દીનતા અને તજ્જન્ય પ્રભુ કૃપા શિવાય—

વિચિત્રવીર્ય—શ્રદ્ધા તો રાખીએ, પણ વેદના અર્થ ગમે તેવા કરવામા આવે, નવા નવા ઉપનિષદો પણ કરવામા આવે, એટલે શેનાપર શ્રદ્ધા રાખવી ને શુ ન માનવુ, તે સમજાતુ નથી.

ગોવિંદભટ્ટ—માટેજ દીનતા ધરી પ્રભુના વચનપર ( **मन्मना भव मद्भक्तो मद्याजी मां नमस्कुरु । मामेवैष्यसि सत्यं ते प्रतिजाने प्रियोऽसि मे ॥** ) શ્રદ્ધા રાખી પ્રભુનેજ શરણ જવુ, અને પ્રભુની ઇચ્છા હશે તો લીલાના દર્શન થયા પછી તારા કાળ-જામા તે સદૈવ કોરાઇ રહેશે. જેને એ દર્શન થયા છે, તેને વેદના એ અર્થ સ્વાભાવિક છે, જેને દર્શન નથી થયા, તેને એ અર્થ નહિ જ રુચે, અને તે લક્ષ્યાર્થ કરવા મંડી પડશે એમા તેનો વાક નથી. બ્રહ્મ-ભગવાન્ પ્રકૃતિથી પર છે, અને પ્રકૃતિજન્ય વાક્, મન, બુદ્ધિથી અગોચર છે, એટલે નેતિ, નેતિ કહ્યા શિવાય વાક્, મન અને બુદ્ધિનો છુટકોજ નથી માટેજ શંકર બ્રહ્મને અત્યંત નિર્ધર્મક માને છે, અને તે સત્ય છે, પ્રકૃતિના કોઇ પણ ધર્મ બ્રહ્મમા હોઈ શકેજ નહિ. પણ એટલેથીજ અટકવાનુ નથી; બ્રહ્મમા પોતાના બ્રહ્મરૂપ ગુણો છે, અને શ્રુતિ કહે છે કે બ્રહ્મ સર્વગુણોપેત છે, તે દિવ્ય ગુણો છે, અપ્રાકૃત છે, અને જેને પ્રભુ પસંદ કરે છે તેના હૃદયમા પોતે પ્રકટ થાય છે ( **यमेवैष वृणुते तेन लभ्य तस्यैष आत्मा वृणुते तनूं स्वाम्** ) કોઇક ધીર પ્રભુને જોઇ શકે છે ( **कश्चिद्धीरः**

**प्रत्यगात्मानमैक्षत्**) જો બુદ્ધિ દીનતા ન ધરતા ઉચ્છૃંખલ થાય તો માયા–અવિદ્યાનો આશ્રય લે છે, અને અવિદ્યાનો સ્નેહી સ્વાભાવિક રીતે અવિદ્યાના કૂપમા પડે છે. એવો માયાગ્રસ્ત જીવ બિચારો માત્ર પ્રાકૃત બુદ્ધિના આશ્રયથી વેદના અર્થ કરવા બેસે ત્યારે બ્રહ્મને નિર્ધર્મક દેખી–બ્રહ્મ, પ્રભુના દર્શન ન થવાથી–પ્રાકૃત બુદ્ધિથી પ્રાકૃત વસ્તુઓજ જોઇ શકે, અને અર્થ પણ તેવાજ કરે. અતિ વિશાલ બુદ્ધિ ભગવત્ કૃપા વિના અવિદ્યાથી કેવી આડી દોરાઇ જાય છે, તેનો શંકરનો અદ્વિતીય દૃષ્ટાંત છે. પ્રભુ એનાપર કૃપા કરો અને એને સદ્ગતિ આપો.

**વિચિત્રવીર્ય**—જ્યા વેદના અર્થમાજ આમ ઘોંટાળો, ત્યાં પુરાણનુ તો પૂછ્વુજ શું? કોઇને ટાઢા પહોરના ગપ્પા મારવાનું મન થયુ કે લખ્યુ એક પુરાણ. બસો ગજ લાબી પૂછડીવાળા પૂછડીઆ મૂષકનુ પુરાણ લખવાનુ મને પણ મન થયુ છે અને કાલના છાપામા જાહેર ખબર—

**પુરુષોત્તમ**—વિચિત્રવીર્ય, મારી ખાત્રી છે કે તે એક પણ પુરાણ વાચ્યુ નથી, અને તે છતાં હાલના જમાનાને અનુસરી તુ પુરાણોની અવગણના કરે છે. તને જે બૃહદ્વામન પુરાણમાથી સભળાવ્યું તેમા તને શુ અસભવિત લાગ્યુ?

**વિચિત્રવીર્ય**—પુરુષોત્તમની સામુ જોઈ રહ્યો કૃષ્ણને વિષયી, અને ગોપીઓને વ્યભિચારી માનવાથી અને તેમ કહી બતાવ્યાથી પોતાના શા હાલ થયા હતા તે એને સ્મરણમાં આવ્યુ, અને દીનતા ધારણ કરી બોલ્યો "બીજુ બધું તો રહ્યુ, પણ પુરાણોને ખોટા માનવામા પણ હું ભુલ કરૂ છુ? એમાં કલ્પો અને મન્વંતરોના ગપ્પાં માર્યા છે તે બધા મારે ખરા માનવા?"

**પુરુષોત્તમ**—કલ્પો અને મન્વતરો ગપ્પા નથી આજકાલના ક્ષુદ્રશિક્ષણથી તારી બુદ્ધિ સંકુચિત થઇ ગઇ છે. પણ ખગોલવિદ્યા (astronomy), ભૂસ્તરવિદ્યા (geology) વગેરે બરાબર શિખવવામા આવશે, અને ખ્રીસ્તી સનથી સૃષ્ટિની ઉત્પત્તિ માનવાની ભૂલ કરતા અટકીશ ત્યારે પ્રભુની અચિંત્ય, અગાધ લીલાનો કાઇક અંશ તારી સમજમા ઉતરશે. ત્યારેજ તને ખબર પડશે કે હાલ જે ક્ષુદ્ર ઇતિહાસો શીખવવામા આવે છે, તેના કરતા આર્યાવર્તના પુરાણોમા સૃષ્ટિનો ઇતિહાસ ઘણો સુદર, સ્પષ્ટ અને સત્ય રીતે આપવામાં આવ્યો છે જેમ હાલના ઇતિહાસોમા લેખકોની અજ્ઞાનતાને લીધે, કે દૃષ્ટિબિદુ ભિન્ન હોવાને લીધે કોઇ પણ બે ઇતિહાસ એકજ રીતે લખાયલા હોતા નથી, તેમ પુરાણોમા ભિન્ન ભિન્ન દૃષ્ટિથી જૂદા જૂદા વર્ણનો હોય, તેથી તે સર્વે ખોટા સમજવાના નથી તેમા પણ જ્યારે બૃહદ્વામન પુરાણમાંથી કહ્યુ તેમ મારા પોતાના અનુભવની, તેમજ અન્ય ભક્તોના અનુભવસિદ્ધ વિગતોનુ વર્ણન હોય, ત્યારે તેની સત્યતા વિશે શું શકા હોઇ શકે?

**વિચિત્રવીર્ય** ચુપ રહ્યો

**પ્રો. ફ્રેરજજ**—(ગોવિંદલલ્લજીને) કાલ (time) અને દેશ (space) ની બહાર બુદ્ધિ જઇ શકતી નથી, માટે લીલા નિત્ય છે કે નહિ, તે કહી શકાયજ નહિ. વળી ગોકુલ, વૃંદાવન, યમુનાપુલિન વગેરે લીલા સ્થલ ભૂતલપર હયાત છે. છતા ત્યા પ્રભુ અને પ્રભુની લીલાના દર્શન થતા નથી, શાસ્ત્રો પણ સારસ્વત કલ્પમાં એ લીલા થયાનું કહે છે, અને તે કાલ (સારસ્વત કલ્પ) વીતી ગયો છે, માટે લીલા નિત્ય કેમ કહેવાય?

ગોવિંદભટ્ટ—(મ્હો મલકાવી)–મેં ઉપર કહ્યુ તેમ એ હૃદયના અનુભવગમ્ય, અથવા શ્રદ્ધાનો, અથવા આપ્ત પ્રમાણનો, વિષય છે. તે છતા જેટલુ કહી શકાય તેટલુ કહુ છુઃ કાલ અને દેશ મન અને બુદ્ધિને નિયંત્રિત કરવાને લીધે (mind being conditioned by time and space) દેશકાલની પાર કાઇ હોઇ શકેજ નહિ, એમ તમારાથી કહી શકાશે નહિ. માત્ર એટલુજ કહેશો કે મન, બુદ્ધિથી એ જાણી શકાય એમ નથી. તેમ તમારે એમ પણ કબુલ કરવુ પડશે કે બ્રહ્મ, સર્વનુ આદિ કારણ, દેશકાલથી નિયંત્રિત હોઇ શકેજ નહિ. વળી મન, બુદ્ધિ, કાઇ અચલ (unchanging) વસ્તુ નથી, પણ એકજ મનુષ્યની બુદ્ધિ ભિન્ન ભિન્ન સમયે જૂદી જૂદી થાય છે, અને સર્વ મનુષ્યોની બુદ્ધિ જૂદી જૂદી હોય છે, અને ચિત્ત જૂદા જૂદા વિચાર કરે છે, યોગ, જ્ઞાન, ભક્તિ વગેરેથી મન, બુદ્ધિ વગેરેની શક્તિ વણી વધી જાય છે અને વળી એ પણ નિર્વિવાદ છે કે મન, બુદ્ધિના મૂલરૂપ પ્રકૃતિના અધિષ્ઠાતા પણ બ્રહ્મ, પ્રભુ જ છે અને તે સર્વ વ્યવસ્થાપક પ્રભુ સર્વત્ર છે. તો પ્રાકૃતિક વસ્તુઓનો ચિત્તવૃત્તિમાથી બહિષ્કાર થતા ચિત્ત શાત થઈ જાય છે, અને શાતિના નિર્ગુણ આનદને પ્રાપ્ત કરે છે. આનેજ યોગીઓ નિર્વિકલ્પક સમાધિ કહે છે, જ્ઞાનીઓ કૈવલ્યદશા કહે છે, અને ભકતો ભગવદ્ધામ ( **तद्धाम परमं मम** ) વૈકુંઠ વગેરે સંજ્ઞા આપે છે, યોગીઓ અને જ્ઞાનીઓ આ સ્થિતિ પ્રાપ્ત કરી સંતોષ માને છે, પણ ભકતો, ભગવત્સ્વરૂપમાથી વિછરેલા જીવો અહીં પણ ભગવત્સ્વરૂપને શોધે છે, અને **रसो वै स** પ્રભુને તેની કૃપાથીજ–અન્ય કોઇપણ સાધનથી નહિ–પ્રાપ્ત કરીને તેની સાથે પ્રાકૃતિક દેશકાલથી પાર ક્રામભોગ કરે છે, શ્રુતિ કહે છે કે **सत्यं ज्ञानं अनंतं ब्रह्म यो वेद निहित गुहायां परमे व्यामन् सोऽश्नुते सर्वान् कामान् सह ब्रह्मणा विपश्चिता ॥**

કીટપતંગન્યાયથી આવો જીવ ભગવદ્રૂપ થઇ ગયો હોય છે, અને છાંદોગ્યમા કહ્યા પ્રમાણે "તે આમ દર્શન કરતો, આમ મનન કરતો, આમ વિજ્ઞાન કરતો, આત્મરતિ, આત્મક્રીડ, આત્મમિથુન, આત્માનંદ, તે સ્વરાટ્ થાય છે. તેનો સર્વ લોકમા યથાકામચાર થાય છે." ભગવાન્ અને ભગવજ્જનની આ લીલાને અખડરાસ, નિત્યરાસ, નિત્યલીલા વગેરે સંજ્ઞા આપવામા આવે છે.

પ્રો. ફેરજજ (હર્ષથી)—અત્યાનદ થયો

ગોવિંદભટ્ટ—ભગવાન્‌નુ આ પુરષોત્તમ સ્વરૂપ છે. એનાથી પર બીજુ કાઇ નથી. **मत्त परतरं नान्यत् किंचिदस्ति धनजय !** એ આધિદૈવિક સ્વરૂપ છે એ પ્રભુનુ આધ્યાત્મિક સ્વરૂપ તે અક્ષરબ્રહ્મ અને આધિભૌતિક સ્વરૂપ તે નારાયણ આ પ્રમાણે પ્રભુના ત્રણ સ્વરૂપ છે જ્યારે શ્રી પુરષોતમને સૃષ્ટિ કરવાની ઇચ્છા થાય છે, ( **सहस्रांचक्रे स ह एतावानास** ) ત્યારે અક્ષરબ્રહ્મથી થયલો કાલ શ્રીપુરષોતમના કટાક્ષમાથી પૃથક થઇ જાય છે શ્રીપુરષોતમના ભ્રકુટિરન્ધ્રમાથી કાલ ઉદ્ભવે છે અને કાલમાથી પ્રકૃતિ અને પુરષ પ્રકટ થાય છે. (પ્રો. ફેરજજ સામુ જોઇ) મારે ઇચ્છા, ભ્રકુટિરન્ધ્ર વગેરે શબ્દો વાપરવા પડે છે, કેમકે મારો છુટકોજ નથી–પણ તે પાકૃત નથી વસ્તુત જે વાણિનો વિષય નથી તેને વાણિદ્વારા સમજાવવુ એ અત્યત દુર્ઘટ છે

પ્રો ફેરજજ—મને ઘણોજ આનંદ થાય છે, કૃપા કરી આગલ કહો

ગોવિંદભટ્ટ—ત્યારે પ્રભુલીલા દેશકાલાતીત છે, અને કાલ એ ભગવજ્જન્ય છે. સારસ્વતકલ્પ એ કાલનો એક ભાગ છે, અને તે કાલનો પ્રવાહ જ્યારે ભૂતલપર ચાલતો હતો, ત્યારે શ્રીપુરષોતમ વા પૂર્ણ પુરુષોત્તમ-સ્વલીલાસહિત ભૂતલપર કાલને આધીન થઇ પ્રકટ થયા, અને વૃંદાવન, ગોકુલ વગેરે પોતાના લીલાધામ પણ પ્રકટ કર્યા. અને શ્રુતિઓ અને દેવાગનાઓને અન્ય અવતારમા આપેલુ વરદાન પાળી, ભૂતલપર પોતાની લીલા પ્રકટ કરી, અને આત્મારામ છતા તેમની સાથે રાસ રમ્યા, તેમને લીલાનો અનુભવ કરાવ્યો, અને પૃથ્વી અને પૃથ્વીના જીવોપર મહત્ કૃપા કરી, અને જ્યારે તે કાલપ્રવાહ વ્યતીત થયો કે લીલા સામગ્રી સહિત પૃથ્વિપરથી અતર્ધાન થઈ ગયા, દેશ કાલાતીત થઇ ગયા. આથી લીલાની નિત્યતાને કાંઇજ બાધ આવતો નથી

પ્રો. ફેરજજ (અત્યાનદથી)—નહિ જ. હુ સમજ્યો. સારસ્વતકલ્પના જનોનુ મહદ્ ભાગ્ય હશે કે સાક્ષાત્ પુરુષોતમના તથા તેમની લીલાના દર્શન કાંઇ પણ પ્રયત્ન કર્યા વગર થયા.

ગોવિંદભટ્ટ—નિ શસય તે જેમ પ્રભુકૃપા, તેમ હાલમા પણ જે ભક્તપર પ્રભુકૃપા થાય તે ભક્ત દેશકાલના પ્રવાહમા પડયો છતા તેના હૃદયમાં દેશકાલાતીત પુરુષોત્તમ સ્વલીલાસહિત પધારે, આવિર્ભૂત થાય એમા શુ આશ્ચર્ય ?

વિચિત્રવીર્ય—મારા જેવા જીવોને પણ તે વખતે ગમ્મત પડી હશે, કેમકે પુરષોત્તમ સ્વત ભૂતલપર પધારે, અને મારા જેવાને મુકિત ન મળતાં રહી જાય તો દોષ પુરુષોત્તમને, આપણને તો કાઇએ નહિ, આપણે તો છઈએ તે છઇએ

ગોવિંદભટ્ટ—(હસીને)—હા ભાઇ, તે મગલ સમયમા કોઇ પણ જીવ હીનભાગી રહ્યો નહતો, આખા ગોકુલને મુક્તિ મળી હતી.

વિચિત્રવીર્ય—(હર્ષથી)—ત્યારે હવે જુઓ, હુ મારા મનમા સારી રીતે સમજુ છુ કે હુ સ્વભાવથી જ દુષ્ટ છુ, મારાથી સાખ્ય, યોગ, જ્ઞાન ને ભકિત, વિવેક, વિરાગ, જપ કે તપ, કાઇ થઇ શકે એમ નથી, પણ તમે કહો છો તેવા ઉદાર અને દયાળુ પ્રભુએ મારા જેવા દુષ્ટ પર પણ દયા કરી છે. અને (આડુ જોઇ) એક દયાલુ, બ્રહ્મનિષ્ટ ગુરુ મેલવી આપ્યા છે, તેને હુ મારા સર્વ ભાવથી શરણે જાઉં છુ, અને મારી ખાત્રી છે કે મારુ શ્રેય થશે જ.

એમ કહી વિચિત્રવીર્યે ગોવિંદભટ્ટને સાષ્ટાંગ પ્રણામ કર્યા.

ગોવિંદભટ્ટ—ભાઇ, તારાથી વિશેષ પાપીઓનો પણ પ્રભુએ ઉદ્ધાર કર્યો છે, અને શ્રીવલ્લભપ્રભુની કૃપાથી તારો પણ ઉદ્ધાર કરશે જ.

પ્રો ફેરજજના હૃદયમા ઘણો આનંદ પ્રસરી રહેલા હતો અને આનદાશ્રુથી ભીંજાયલા નયનોથી સાષ્ટાગ પ્રણામ કરતા બોલ્યો "આવા ઉત્તમોત્તમ પુષ્ટિમાર્ગનું દર્શન કરાવી આપે મને કૃતકૃત્ય કર્યો છે"

---

# બ્રહ્મસંબંધનું સ્વરૂપ.

( અનુસંધાન પૃષ્ઠ ૨૩૭. )

બ્રહ્મ સદ્રૂપ છે, ચિદ્રૂપ છે, આનંદરૂપ છે, નિર્દોષ છે તેથી પદાર્થમાત્રના તિરોહિત ચૈતન્ય અને આનંદ અંશ પણ બ્રહ્મસંબંધ વડે આવિર્ભાવ પામે છે, ત્યારે સદ્રૂપ ચિદ્રૂપ પૂર્ણાનંદરૂપ નિર્દોષ પૂર્ણગુણ પ્રભુની સેવાદ્વારા તેમનો વિનિયોગમાં અધિકાર પ્રાપ્ત થાય છે. જેમ વૈદિક વર્ણાશ્રમવ્યવસ્થામાં યજ્ઞોપવીતાદિ સંસ્કારથી બ્રાહ્મણ ક્રમમુક્ત્યધિકારી છે, તેમ સ્વતંત્ર ભગવન્માર્ગમાં બ્રહ્મસંબંધથી અધ્યાસમાત્ર દોષમાત્ર નિવૃત્ત થતાં, નિર્દોષત્વ પ્રાપ્ત થાય છે, બ્રહ્મતા પ્રાપ્ત થાય છે, અને તે નિર્દોષ બ્રહ્મતાથી ભગવત્સેવારૂપ સદ્યોમુક્તિનો પણ અધિકાર સહજ સિદ્ધ થાય છે. બ્રાહ્મણને તો ગાયત્રીસંસ્કાર થયો એટલે બ્રહ્મસંબંધની આવશ્યકતા નથી એ ઉન્માદ પણ નિરર્થક છે, કારણ કે વૈદિક વર્ણાશ્રમવ્યવસ્થામાં બ્રાહ્મણ ક્રમમુક્તિનો જ અધિકારી છે, સદ્યોમુક્તિની આકાંક્ષા જો દ્વિજને હોય, કૃષ્ણાધરામૃતનો આસ્વાદ કરવાની પ્રચુર ઉત્કંઠા દ્વિજને હોય, તો બ્રાહ્મણને પણ ભક્તિમાર્ગીય બ્રહ્મસંબંધની આવશ્યકતા છે. વૈદિક સંસ્કારથી તો કેવલ વૈદિક ફલ જ પ્રાપ્ત થાય છે, પણ ભગવત્સંસ્કારથી તો ભગવદ્રૂપ ફલ સિદ્ધ થાય છે. વૈદિક સંસ્કારથી પ્રાય અક્ષરસાયુજ્ય જ પ્રાપ્ત થાય છે, અને બ્રહ્મસંબંધથી તો શ્રીપુરુષોત્તમની મુખારવિંદભક્તિપર્યંતનો અધિકાર પ્રાપ્ત થાય છે, તેથી અક્ષરબ્રહ્મના સાયુજ્ય ઉપરાંત શ્રીપુરુષોત્તમની ભક્તિની અપેક્ષા દ્વિજને હોય તો દ્વિજે પણ બ્રહ્મસંબંધ અવશ્ય કર્તવ્ય છે.

વસ્તુત બ્રહ્મસંબંધ સર્વવિદ્યાનું સાર છે, તત્ત્વ છે વેદમૂલ ગાયત્રીમાં જ વરેણ્યશબ્દ આવે છે, તેનો અર્થ 'વરણ કરવા યોગ્ય' 'અંગીકાર કરવા યોગ્ય' થાય છે. આ શબ્દનું વ્યાખ્યાન કરતાં ભાષ્યકાર શ્રીમદ્વલ્લભાચાર્ય આજ્ઞા કરે છે કે 'વરેણ્ય'[1] ભક્તિબીજ છે, કારણ કે યમેવૈષશ્રુતિમાં વરણ અથવા અંગીકાર ભક્તિનું બીજ છે એમ સ્પષ્ટ ઉપદેશ કર્યો છે જેમ વર કન્યાનું વરણ કરે છે અને જેમ કન્યા વરનું વરણ કરે છે, જેમ વરકન્યા પરસ્પર સ્વાભિમત વરણ કરે છે તેમ ભગવાન્ અને ભક્ત સેવ્યસેવકતાએ કરીને પરસ્પર વરણ કરે છે. વરણ, અંગીકાર, નિવેદન, બ્રહ્મસંબંધ કાંઈ શ્રીવલ્લભાચાર્યની કલ્પનામાત્ર નથી, પણ ગાયત્રીમંત્રનો જ પરમ નિગૂઢ આશય છે અર્થાત્ ગાયત્રીનો સંસ્કાર થઈને પણ યદિ મંત્રના પરમ નિગૂઢ આશયનું ગ્રહણ કરવામાં ન આવે તો દ્વિજનો ગાયત્રીસંસ્કાર પણ વસ્તુત નિરર્થક છે. ગાયત્રીના શબ્દગ્રહણમાત્રથી દાંભિક ન થતાં ગાયત્રીના પરમ રહસ્ય બ્રહ્મસંબંધનું ગ્રહણ કરીને, ગાયત્રીનો તાત્પર્યાર્થ નિશ્ચય કરીને, ગાયત્રીદ્વારા, ગાયત્રીના અર્થદ્વારા, ગાયત્રીપ્રતિપાદિત શ્રીમત્પ્રભુચરણમાં ચિત્ત પ્રવણ કરવું એ બ્રાહ્મણાદિ દ્વિજનો પ્રથમ

---

१. वरेण्यमिति भक्तिबीजं, 'यमेवैष वृणुते तेन लभ्य'इतिश्रुतेः, एतेन परस्परवरणमुक्तं, वरणीयत्वोक्त्या यथा कन्या स्वाभिमतमेव स्वपतित्वेन वृणुते वरो वा तादृशीमेव कन्या स्वस्त्रीत्वेन, तथा भगवान् स्वदासत्वेनात्मीयत्वेनाङ्गीकरोतीत्युच्यते

ધર્મ છે. સર્વ દ્વિજમાત્રના આદ્યમિક ધર્મમા પણ જો બ્રાહ્મણ પ્રમાદ કરે તો તે બ્રાહ્મણ નથી, પરંતુ કેવલ બ્રાહ્મણાભાસ જ છે, અને સ્ત્રીશૂદ્રાદિ પણ ભગવત્સેવારૂપ પરિચર્યાત્મક નિજધર્મનું પ્રતિપાલન કરે તો ભગવદ્ધર્મસંબંધે કરીને તે શૂદ્ર ઉત્તમોત્તમ જ છે, તેથી જ ગીતામાં શ્રીમત્પ્રભુચરણ સ્પષ્ટ આજ્ઞા કરે છે કે

आपि चेत्सुदुराचारो भजते मामनन्यभाक् ।
साधुरेव स मंतव्य सम्यग्व्यवसितो हि स ॥

વૈષ્ણવો, બ્રહ્મસંબંધ માત્ર ગાયત્રીનું મર્મ નથી, પણ સમસ્ત વિદ્યાનું પરમ આધિદૈવિક રહસ્ય છે. વિદ્યામાત્રનો વિનિયોગ જો પ્રભુસેવામાં ન થાય તો તે વિદ્યા જ નથી, અવિદ્યા છે પદાર્થમાત્રનો વાસ્તવિક વિનિયોગ પ્રભુમાં જ થવો જોઇએ, તેથી વેદમાં પુરુષસૂક્તમાં શ્રીપુરુષોત્તમનું સ્વરૂપ પ્રતિપાદન કરીને તે પુરુષોત્તમમાંથી સર્વ પદાર્થનો રમણાર્થ આવિર્ભાવ નિરૂપણ કરીને સમાપ્તિમાં કહ્યું છે કે '[1]દેવતાઓએ યજ્ઞવડે યજ્ઞનું યજન કર્યું અને એ જ ધર્મ પ્રથમ હતા' ભગવત્ક્રીડાનિષ્ઠ દૈવજીવોએ ભગવદ્રૂપ આધિદૈવિક પદાર્થવડે ભગવદ્યજન કર્યું, ભગવદ્યજન ધર્મ જ પ્રથમ હતા અલૌકિક આધિદૈવિક ભગવદ્રૂપ સામગ્રીવડે આદરાત્મક પૂજાએ[2] કરીને મગતિવડે, ભગવત્સાયુજ્યાત્મક ભગવત્સંગમ વડે, દાન વડે, દેહ પ્રાણ, ઇંદ્રિય, અંતઃકરણ, તદ્ધર્મ, દાર, આગાર, પુત્ર, આપ્ત સર્વ અહંતામમતોત્પાદક પદાર્થ ઉપરથી જીવસત્તા નિવૃત્ત કરીને પ્રભુસત્તા સ્થાપન કરીને, ભગવત્ક્રીડાનિષ્ઠ દૈવજીવોએ ભગવદ્ભજન કર્યું. પરમ-પૂજ્ય પરમાદરણીય પરમસેવ્ય यज्ञो वै विष्णु શ્રુતિપ્રતિપાદિત સર્વવ્યાપક બાહ્યાભ્યંતરરસા-વિષ્ટ પ્રભુનું યજન કર્યું, પરિચર્યા કરી, અને એ જ ભગવત્પરિચર્યાત્મક રાસાદિક્રીડાશીલ પ્ર-ભુનો આદર, પ્રભુની પરિચર્યા, પ્રભુભક્તિ, પ્રભુસેવા પ્રથમ મુખ્ય અગ્રગણ્ય આધિદૈવિકધર્મ હતા. કઠોપનિષત્ અને મુંડકોપનિષત્‌માં પણ સ્પષ્ટ કહ્યું છે કે 'એ [3]પરમાત્મા પ્રવચનથી મેધાથી કે બહુ શ્રવણથી પ્રાપ્ત થતા નથી, પરંતુ જે જીવનું એ પ્રભુ વરણ કરે છે, અંગીકાર કરે છે, તે જીવ જ એ પુરુષોત્તમની પ્રાપ્તિ કરી શકે છે. એ જીવ પ્રભુનું અંગ છે, સ્વકીય અંગ હોવાથી જ પરમાત્મા તેનું વરણ કરે છે.' આ મંત્રમાં નિવેદન, અંગીકાર, બ્રહ્મસંબંધ એ સર્વનો વાચક વરણશબ્દ સ્પષ્ટ છે, એટલું જ નહિ પણ વૃત બ્રહ્મસંબંધ જીવ ભગવદંગ છે, એમ પણ નિષ્પ્રત્યૂહ કહ્યું છે પુષ્ટિસૃષ્ટિ ભગવદંગ છે એમ શ્રીમહાપ્રભુજી આજ્ઞા કરે છે તે આ-જ્ઞાનું મૂલ આ મંત્રમાં સ્પષ્ટ દૃશ્યમાન થાય છે. મુંડકોપનિષત્‌માં સ્પષ્ટ શ્રુતિ છે કે 'ભગવદ્-[4]બલવિના, ભગવત્સંબંધવિના ભગવદ્ભક્તિવિના પરમાત્માની પ્રાપ્તિ થઈ શકતી નથી' બૃહદારણ્ય-કમાં आत्मन कामाय सर्वं प्रिय भवति ઇત્યાદિ વાક્યમાં બ્રહ્મસંબદ્ધ જીવના સર્વ પદાર્થ ભગવદુપયુક્ત હોવાથી તે સર્વ પદાર્થ વૃત જીવને પ્રિય લાગે છે એમ સ્પષ્ટ ઉપદેશ છે જે પદાર્થ ભગવદુપયુક્ત હોય છે તે પદાર્થ જ ભક્તને પ્રિય લાગે છે, માટે જે પદાર્થ પ્રભુની સેવામાં ઉપયુક્ત નથી

---

૧. यज्ञेन यज्ञमयजन्त देवास्तानि धर्माणि प्रथमान्यासन्.

૨. અત્ર વેણુગીતોક્ત હરિણીકૃત પૂજાનું અનુસંધાન કરવું, ઉપાસનામાર્ગીય પૂજાનું નહિ

૩. नायमात्मा प्रवचनेन लभ्यो न मेधया न बहुना श्रुतेन यमेवैष वृणुते तेनैष लभ्यस्तस्यैष आत्मा वृणुते तनूं स्वाम्.

૪. नायमात्मा बलहीनेन लभ्य .

તે પદાર્થ ભક્તને કદાપિ પ્રિય લાગતો નથી. છાંદોગ્યોપનિષત્‌માં ભૂમાના પ્રસંગમાં यत्र नान्य-च्छृणोति नान्यत्पश्यति नान्यद् विजानाति કહીને નિવેદી ભક્તનો સર્વાત્મભાવ પ્રતિપાદન કર્યો છે. સર્વાત્મભાવવાન્ નિવેદી ભક્ત પ્રભુ વિના ઇતરનું શ્રવણ કરતા નથી, ઇતરનું દર્શન કરતા નથી, ઇતરનું વિજ્ઞાન કરતા નથી. આત્મનિવેદી સર્વાત્મભાવવાન્ પરમભાગ્યવાન્ ભક્તનું સર્વસ્વ શ્રીમત્પ્રભુચરણ હોવાથી પ્રભુવિના કોઈ પણ પદાર્થનું તે ભક્ત શ્રવણ કરતા નથી, દર્શન કરતા નથી, અને વિજ્ઞાન કરતા નથી.

ગીતામાં પણ સર્વ પદાર્થ ભગવદર્પણ કરવાનો સ્પષ્ટ ઉપદેશ અસકૃત્ કરવામાં આવ્યો છે, અને मन्मना भव मद्भक्तो मद्याजी मां नमस्कुरु मामेवैष्यसि सत्यं ते प्रतिजाने प्रियोऽसि मे सर्वधर्मान् परित्यज्य मामेकं शरणं व्रज अहं त्वा सर्वपापेभ्यो मोक्षयिष्यामि मा शुचः શ્લોકમાં તો એ ઉપદેશનો અવધિ છે.

વ્યાસસૂત્રમાં આનંદમયાધિકરણમાં અને લિંગભૂયસ્ત્વાધિકરણમાં સૂત્રકારે બ્રહ્મસંબંધનું સૂચન કર્યું છે, અને શ્રીમદ્‌ભાષ્યકાર શ્રીવલ્લભાધીશે તેનું વિવેચન કરીને બ્રહ્મસંબંધનું સમર્થન કર્યું છે. વસ્તુતઃ સૂત્રના સાધનાધ્યાય અને ફલાધ્યાયમાં તો અનેકાનેક દૃષ્ટિબિંદુથી એ જ રમણીય કમનીય બ્રહ્મસંબંધરૂપ સર્વાત્મભાવનું પ્રતિપાદન કર્યું છે. જેમ બૃહદારણ્યકમાં સમર્પિતા શબ્દવડે સમર્પણનું સ્પષ્ટ કથન છે તેમ બ્રહ્મસૂત્રના સાધનાધ્યાયના તૃતીયચરણમાં प्रदानवदेव तदुक्तं સૂત્રમાં સૂત્રકારે આપણો પારિભાષિક 'પ્રદાન' શબ્દ સ્પષ્ટ વાપર્યો છે. બ્રહ્મસંબંધ, ભગવચ્છરણ, ભગવદંગીકાર જીવકૃત સાધનસાધ્ય નથી પણ પ્રભુદત્ત છે તેથી બ્રહ્મસંબંધ "દાન" કહેવાય છે. વસ્તુનું જ્ઞાન હોય અને વસ્તુ આપવામાં આવે તો 'દાન' કહેવાય છે, પરંતુ વસ્તુનું અજ્ઞાન છતાં અત્યંત પ્રમેયબલથી વસ્તુ આપવામાં આવે તો 'પ્રદાન' કહેવાય છે. બ્રહ્મસંબંધ સર્વાત્મભાવનું સ્વભક્તને અજ્ઞાન હોવા છતાં પ્રભુ અત્યંત કૃપાવિશેષથી ભક્તને તે સર્વાત્મભાવનું દાન કરે છે, તેથી બ્રહ્મસંબંધ માત્ર દાન નથી, પણ 'પ્રદાન' છે, મહાદાન છે.

શ્રીમદ્‌ભાગવતમાં तस्मात् त्वमुद्धवोत्सृज्य चोदनां प्रतिचोदनां प्रवृत्तं च निवृत्तं च श्रोतव्यं श्रुतमेव च मामेकमेव शरणमात्मानं सर्वदेहिनां याहि सर्वात्मभावेन यास्यसे ह्यकुतोभयः त्वं तु सर्वं परित्यज्य स्नेहं स्वजनबन्धुषु मय्यावेश्य मनः सम्यक् समदृग् विचरस्व गाम् ઇત્યાદિ શ્લોકમાં दारान् सुतान् प्रियान् प्राणान् परस्मै संनिवेदयेत આદિમાં, અને ये दारागारपुत्राप्तान् प्राणान् वित्तमिमं परं हित्वा मां शरणं याताः कथं तांस्त्यक्तुमुत्सहे ઇત્યાદિ શ્લોકમાં પ્રપત્તિપૂર્વક આત્મ-નિવેદનરૂપ બ્રહ્મસંબંધનું સ્પષ્ટ પ્રતિપાદન કર્યું છે. ગદ્યમંત્રની સ્મૃતિ હશે તો આપ જોઈ શકશો કે આ શ્લોકમાંના કેટલાક શબ્દ અક્ષરશઃ મહામંત્રમાં સ્પષ્ટ છે. આ પ્રમાણોથી માત્ર દિગ્દર્શન કરાવ્યું સમજવું. વસ્તુતઃ એવી એક પણ વિદ્યા નથી, એવું એક પણ શાસ્ત્ર નથી, એક પણ પ્રકરણ નથી, એક પણ અધ્યાય નથી, એક પણ શ્લોક નથી, એક પણ વાક્ય નથી, એક પણ પદ નથી, એક પણ અક્ષર નથી કે જેમાંથી સાત્વિકબુદ્ધિયુક્ત ઉત્તમોત્તમ દૈવજનને બ્રહ્મસંબંધ વિના ઇતર કાંઈ પણ સ્ફુરે. અર્થાત્ બ્રહ્મસંબંધ શ્રીમદાચાર્યચરણની કલ્પનામાત્ર નથી, પરંતુ સર્વવિદ્યાનું મૂળ છે, પરમ મર્મ છે, પરમ નિગૂઢ આશય છે. શ્રીમદાચાર્યચરણ આજ્ઞા કરે છે કે नातः परतरो मन्त्रो नातः परतरः स्तवः नातः परतरा विद्या तीर्थं नातः परात्परम् ॥

વેદ, શ્રીમદ્ભગવદ્ગીતા, તત્ત્વસૂત્ર, સમાધિભાષા આદિમા પ્રતિપદ વર્ણ અંગીકાર આત્મનિવેદન સમર્પણ સર્વાત્મભાવ ઇત્યાદિ પરિભાષાથી જે નિગૂઢ આશયનું સંસૂચન કર્યું છે તેજ દાન, તેજ બ્રહ્મસબંધ શ્રીમદાચાર્યચરણપ્રકટિત ગ્રંથરત્નોમા પ્રકાશે છે

વેદમા માત્ર ત્રૈવર્ણિકનો જ અધિકાર છે, પરંતુ બ્રહ્મસંબંધમા સ્ત્રીશૂદ્રાદિનો પણ અધિકાર છે 'वेदाक्षरविचारेण शूद्र पतति तत्क्षणात' 'न शूद्राय मतिं दद्यात्' ઇત્યાદિ વાક્યમા જે નિષેધ કરેલો તે વેદના અક્ષર વાસ્તે છે, વેદના શબ્દોચ્ચાર વાસ્તે છે, વેદનો શબ્દોચ્ચાર કરવાનો અધિકાર શૂદ્રને નથી. પ્રસંગોપાત્ત શ્રીમદાચાર્યચરણના વાક્યનું સ્મરણ કરાવવું પડે છે કે કલિયુગમા સર્વ અધિકાર તિરોધાન થઈ ગયા છે, વેદના અક્ષરનો, વેદના શબ્દોચ્ચારનો, નિષેધ હોવા છતા, આધુનિક સ્ત્રી શૂદ્ર તો શું પરંતુ યવન હૂણ ઇત્યાદિ વેદબાહ્ય પ્રજા એ વેદનો શબ્દોચ્ચાર કરે છે, વેદનું અધ્યયન કરે છે, તથાપિ સ્વતંત્ર ભક્તિમાર્ગ વેદવિરોધી નથી, તેથી શ્રીમદાચાર્યપ્રકાશિત ભક્તિમાર્ગમા વેદની મર્યાદા ઉલ્લંઘન કરવામા આવતી નથી, અને સ્ત્રીશૂદ્રને આપણા પરમવૈદિક સંપ્રદાયમા વેદનો શબ્દોચ્ચાર કરાવવાનો અન્ય આધુનિકમતવત્ પાપપ્રચાર કરવામા આવતો નથી. સ્ત્રીશૂદ્રને વૈદિક શબ્દોચ્ચાર બાધકજ છે, તથાપિ સમસ્ત વેદના અર્થરૂપ બ્રહ્મસબંધ લેવામા, વેદના અર્થોચ્ચાર કરવામાં, શૂદ્રની ક્ષતિ નથી, પ્રત્યુત તેથી સનાતન ભગવદ્ધર્મમા સ્ત્રીશૂદ્રનું પણ સાક્ષાત્ કલ્યાણ થવાનો વ્યવસ્થિત અવકાશ સિદ્ધ થતા, સનાતનધર્મનું મૂળ ભગવદ્ધર્મ છે એમ સિદ્ધ થતા, ભગવદ્ધર્મ મૂળ સનાતનધર્મ પણ સુદૃઢ થઈ જાય છે શ્રીમદ્વલ્લભાચાર્યના પ્રાકટ્ય પહેલા શ્રીકૃષ્ણચંદ્ર અને શ્રીમત્ કૃષ્ણદ્વૈપાયને વેદના અર્થોચ્ચાર કરવાનો અધિકાર સ્ત્રીશૂદ્રને આપેલો જ છે. ગીતામા સ્પષ્ટ આજ્ઞા છે કે मां हि पार्थ व्यपाश्रित्य येऽपि स्युः पापयोनयः स्त्रियो वैश्यास्तथा शूद्रास्तेऽपि यान्ति परां गतिम् અને શ્રીમદ્ભાગવતમા પ્રથમસ્કંધમાં સ્પષ્ટ કથન છે કે स्त्रीशूद्रद्विजबन्धूनां त्रयी न श्रुतिगोचरा कर्मश्रेयसि मूढानां श्रेय एवं भवेदिह इति भारतमाख्यानं कृपया मुनिना कृतम् भागवत्यपि देशेन ह्याम्नायार्थश्च दर्शितः સપ્તમસ્કંધમા પણ सत्यं दया तपः शौचम् એમ પ્રારંભ કરીને श्रवणं कीर्तनं चास्य स्मरणं महतां गतेः सेवेज्यावनतिर्दास्यं सख्यमात्मनिवेदनम् नृणामयं परो धर्मः सर्वेषां समुदाहृतः શ્લોકોમા મનુષ્યમાત્રને પ્રભુના શ્રવણ કીર્તન, મહાપુરુષની ગતિનું સ્મરણ, સેવા, ઇજ્યા, અવનતિ, દાસ્ય, સખ્ય અને આત્મસમર્પણમા અધિકાર પ્રતિપાદન કર્યો છે, અર્થાત્ જે નિષેધ છે તે માત્ર વેદના શબ્દોચ્ચાર વાસ્તે જ છે, અર્થોચ્ચાર વાસ્તે કોઇ પણ નિષેધ જ નથી. વેદના શબ્દોચ્ચાર વાસ્તે જ સ્ત્રીશૂદ્રનો નિષેધ છે, અને તેટલો જ વેદના શબ્દોચ્ચારમાત્રનો, નિષેધ કલિમા બન્યો રહે તો પણ વૈદિક સંસ્થાનું મહાભાગ્ય જ સમજવું

વૈષ્ણવો, બ્રહ્મસબંધથી આપને લોકોત્તર વેદોત્તર અધિકાર સિદ્ધ થયો છે. સાક્ષાત શ્રીકૃષ્ણના સબંધની યોગ્યતા પ્રાપ્ત થઈ છે. પરંતુ બ્રહ્મસબંધ થયા પછી ગીતામા ભગવાને અને શ્રીમદાચાર્યચરણે નિજ ગ્રંથોમા જે પુષ્ટિમાર્ગીય મર્યાદા સ્થાપન કરી છે તેનુ પરિપાલન કરવામાં આવે નહિ તો ફલપ્રાપ્તિમાં વિલંબ થાય છે બ્રહ્મસંબંધ વિના સેવાનો અધિકાર થતો નથી. પરંતુ બ્રહ્મસંબંધ થયા પછી જો સેવા જ કરવામા ન આવે તો બ્રહ્મસંબંધનો ઉદ્દેશ શિથિલ થઇ જાય છે. અસંત દુષ્ટ જીવને બ્રહ્મસબંધદ્વારા નિર્દોષ પૂર્ણ-ગુણ સાથે સબંધ થયો, ચાડાલીનો રાજાએ અંગીકાર કર્યો, પરંતુ અંગીકાર થયા પછી

ચાડાળીએ પોતાની ચાડાલતાની પદ્ધતિથી ન અનુસરતા રાજપદ્ધતિ અનુસરવી યુક્ત છે જીવે પણ બ્રહ્મસંબધ પછી પોતાની લૌકિક વૈદિક દોષપ્રવૃત્તિનુ અનુસરણુ ન કરતા ભગવદિચ્છાનુસારે ભગવદનુકૂલ વર્તન કરવુ યુક્ત છે. રાણી થયા પછી, રાણીપદ પ્રાપ્ત કર્યા પછી, ચાડાલી જો પોતાની ચાડાલવૃત્તિનો પરિત્યાગ કરીને રાજાની ઇચ્છાનુસાર રાજાનુકૂલ થઇને રાજાના વિનિયોગમા આવે તો રાણીપદનુ રાજવશીકરણરૂપ ફલ તેને સત્વર પ્રાપ્ત થઈ જાય છે, તેમ જ દુષ્ટ જીવ પણ બ્રહ્મસબધથી ભગવદીય પદ પ્રાપ્ત કરીને ભગવદનુકૂલ થઇને ભગવદ્વિનિયોગમા આવે તો ભગવદીયત્વનુ ભગવદ્વશીકરણરૂપ ફલ તેને સત્વર પ્રાપ્ત થઈ જાય છે, પરતુ જો રાણી થયા પછી પણ રાજાના વિનિયોગમા ન આવતા, ઇતર વિનિયોગમા આવે તો તે રાજાને અપ્રિય થઈ પડે છે તેમ જ બ્રહ્મસબધ થઈ ગયા પછી જો પ્રભુના વિનિયોગમા ન આવતા જીવનો વિનિયોગ લૌકિક વૈદિકમા થાય તો તે વ્યભિચારિભાવથી પ્રભુ અપ્રસન્ન થતા, તેનો મુખ્ય ફલપ્રાપ્તિમા વિલબ થતા, ઐહિક પારલૌકિક ક્લેશનો તે જીવ પાત્ર થાય છે, તેથી બ્રહ્મસબધ થયો એટલે કૃતકૃત્યતા થઈ જ ગઈ એમ દંભ ન રાખતા, લૌકિક વૈદિક પ્રપચ દૂર કરીને, યથાકાલ યથાંશ યથાશક્તિ તનમનધનથી સર્વસ્વ ભગવદ્વિનિયોગ કરવુ આવશ્યક[1] છે જ્યા સુધી તનમનધનથી ભગવત્સેવા કરીને સર્વસ્વ ભગવદ્વિનિયોગ કરવામા આવે નહિ ત્યા સુધી બ્રહ્મસબધનુ મુખ્ય ફલ પ્રાપ્ત કરવામા અત્યત વિલબ પ્રાપ્ત થાય છે, તેથી બ્રહ્મસબધ થયા પછી તનુજા વિત્તજા સેવા કરવી, તનવડે અને ધનવડે પ્રભુની નામસેવા અને રૂપસેવા ઉભયે કરવી માત્ર વિત્તવડે સેવા બીજા પાસે કરાવવી નહિ, પરતુ પોતે સ્વત પણ તનુજા સેવા કરવી, અને જ્યારે ન બને ત્યારે સહાયક તરીકે બીજા માણસ સેવામા રાખવા. અહતાનાશક દેહશોધક તનુજા સેવા બ્રહ્મસબધ થયા પછી અવશ્ય કરવી જ જોઇએ બ્રહ્મસબધ થયા પછી યથાશક્તિ શરીરનો વિનિયોગ નિર્દોષ પૂર્ણગુણ પ્રભુની સેવામા અવશ્ય કરવો, અને પ્રભુએ જે વિત્ત આપ્યુ હોય તો તે વિત્તનો પણ વિનિયોગ કેવલ પ્રભુ સેવામા જ કરવો તનનો અને ધનનો વિનિયોગ હાલ જેમ લૌકિકમા કરવામા આવે છે તેમ ન કરતા, પ્રભુસેવામા ભગવાનની રૂપસેવામા અને ભગવાનની નામસેવામા તેનો વિનિયોગ કરવો માત્ર રૂપસેવામા જ વિનિયોગ કરવામા આવશે, અને નામસેવામા તે કરવામા આવશે નહિ ત્યા સુધી, જ્યા સુધી આપણા શ્રીમદ્વલ્લભાધીશાદિ અપ્રતિમ અદ્વિતીય આચાર્યોના પ્રાચીન સસ્કૃત ગ્રથ સટીક સભાષાતર પ્રસિદ્ધ કરીને પ્રચારવામા આવશે નહિ ત્યા સુધી, સપ્રદાયનો ઉત્કર્ષ ચાલુ રહેવા મને જરા કઠિન લાગે છે. તેથી તન અને ધનનો વિનિયોગ લૌકિક વૈદિકમા ન કરતા ભગવદર્થ જ કરવો, તન અને ધનવડે પ્રભુની રૂપસેવા અને નામસેવા ઉભયે અવશ્ય કરવા. આ પ્રકારે તન અને ધનનો વિનિયોગનો પ્રભુસેવામા કરવામા આવે તો તનુજા સેવાથી અહતાનો અને વિત્તજા સેવાવડે મમતાનો વિપર્યય થઇને પ્રેમ અને આસક્તિ સિદ્ધ થાય છે, સસાર નાશ થઈ જાય છે, અખડ શુદ્ધાદ્વૈત સિદ્ધાતનુ આપાતત ભગવદિચ્છાથી જ જ્ઞાન થઈ જાય છે, અને સમાપ્તિમા માનસી સેવા, વ્યસન, નિરોધ, પરિપૂર્ણ વિપ્રયોગ સિદ્ધ થઇને તેનો ભગવલ્લીલામધ્યપાત થઈ જાય છે જ્યા સુધી તનુજાવિત્તજા સેવા કરીને પ્રભુની સેવા અને પ્રભુની નામરૂપસેવા કરવામા આ-

૧. तथा च यथा तत्तत्र नान्यत्र विनियोगस्तस्यास्तथैव तस्यापीति ज्ञापितं भवति । શ્રીમદ્ વલ્લભાધીશ, ગાયત્રીભાષ્ય.

વતી નથી, તન અને ધન પ્રભુના વિનિયોગમા આવતુ નથી, ત્યા સુધી માનસી સેવા સિદ્ધ થતી નથી, અને માનસી સેવા વિના લીલામધ્યપાત થઈ શકતો નથી, સાક્ષાત્ કૃષ્ણના અધરામૃતનુ પાન થઈ શકતુ નથી

વૈષ્ણવો, બ્રહ્મસબધવડે તમને શ્રીકૃષ્ણરૂપ અક્ષય નિધિ પ્રાપ્ત થઈ છે તે નિધિનું યત્નપૂર્વક સંરક્ષણ કરવામાં ન આવે તો નિધિ અંતર્ધાન થઈ જાય, તેથી બ્રહ્મસંબધ થયા પછી યથાકાલ યથાદેશ યથાશક્તિ તનવડે તનુજા સેવા કરો, અને વિત્તવડે વિત્તજા સેવા કરો. માત્ર રૂપસેવા જ ન કરો, પરંતુ રૂપસેવાની સાથે નામસેવા પણ કરો, શ્રીમદ્વલ્લભાચાર્યજીના શ્રીગુસાઇજીના શ્રીગોકુલેશના, શ્રીહરિરાયજીના, શ્રીપુરુષોત્તમજીના ગ્રથોનું અવગાહન કરો, તે ગ્રથોની ટીકાઓ પ્રસિદ્ધ કરો, તેમના ભાષાતર પ્રકટ કરો, તેનો સુવિસ્તાર કરો, સુપ્રચાર કરો. નામ અને રૂપની તનુજા વિત્તજા સેવા કરવાથી આપ સર્વની અહંતામમતા નિવૃત્ત થઈ જશે, પ્રેમ મને આસક્તિ પ્રભુમા સિદ્ધ થશે, અને મધ્યમા શુદ્ધાદ્વૈત બ્રહ્મવાદ સિદ્ધાન્તનુ પરિપૂર્ણ જ્ઞાન વિજ્ઞાન અનુભવ આપાતત આયાસ વિના જ થઈ જશે, સમાપ્તિમા નિરોધરૂપ માનસી સેવા સિદ્ધ થઇને ભગવલ્લીલાસ્વાદરૂપ મુખ્ય બ્રહ્મસંબધ ફલરૂપ ભગવત્સબધ સાક્ષાત્ ભગવત્સબધ આપ સર્વને શીઘ્ર થાઓ, આપ સર્વની લૌકિકવૈદિક પ્રવૃત્તિ ન્યૂન થઈ જઇને સત્વર ભગવદાશ્રય સિદ્ધ થઇને, તનુજાવિત્તજા નામરૂપ સેવાથી અહંતામમતા નિવૃત્ત થઇને, સસાગ્માથી મુક્તિ થઇને પરિણામે માનસીસેવારૂપ વ્યસન સિદ્ધ થાય, સાક્ષાદ્ ભગવત્સબધનો અનુભવ પ્રભુ અત્યત કૃપા વિચારીને આપ સર્વને કરાવે, એમ શ્રીમત્પ્રભુચરણકમલને અભ્યર્થના કરીને આજે અમારૂ વ્યાખ્યાન અમે સમાપ્ત કરીએ છીએ.

---

# લીલાવૈચિત્ર્ય.

---

૧. કેટલાક વર્ષ પહેલા ભગવચ્છાસ્ત્રનિષ્ણાત શાસ્ત્રી મન્નલાલભાઇએ અત્રત્ય મોટા મન્દિરના મહારાજ ગોસ્વામી શ્રી ૬. શ્રીગોકુલનાથજી મહારાજને એવા ભાવાર્થની વિનતિ કરી હતી કે ‘ આપશ્રીના સ્વપુત્રપ્રાકટ્યોત્સવના આનદજનક પ્રસગે મારી એક યાચના છે તે બર લાવવાનો નિશ્ચય જણાવો તો હુ તે નિવેદ્ ’ મહારાજશ્રીએ આજ્ઞા કરી કે ‘ ભલે ખુશીથી કહો ’ ત્યારબાદ શાસ્ત્રીજીએ કહેતાં જણાવ્યુ કે ‘ શ્રીમદ્વલ્લભાધીશ્વરે પ્રકટ કરેલા પુસ્તકો ચિરકાલપર્યંત સુરક્ષિત રહે એવા જ ઉદ્દેશથી તેઓશ્રીનો મુખ્ય ગ્રથ શ્રીસુબોધિનીજી આપના તરફથી સુવાચ્ય અને શુદ્ધ રીતે મુદ્રિત થાય એ જ મારી મનોભિલાષા છે.’ શાસ્ત્રીજીની આ વિનતિનો મહારાજશ્રીએ સ્વીકાર કર્યો અને જણાવ્યુ કે ‘ તે કાર્યમા જેટલા સાહાય્યની અપેક્ષા હશે તેટલુ સાહાય્ય હુ કરીશ ’ આ વાતચિત પછી તે નિશ્ચયને ઘણા વખત સુધી અમલમા મહારાજશ્રી મુકી શક્યા નહિ, એટલે પુન પુન આ માસિકમા મહારાજશ્રીને સ્વકૃત તત્પ્રતિજ્ઞાનુ સંસ્મરણ કરાવવુ પડ્યુ. મહારાજશ્રીના મદ પડી ગયલા ઉત્સાહને ઉત્તેજીત કર્યો. હાલમા થોડા દિવસ પહેલાં મહારાજશ્રી અને શાસ્ત્રીજી અમુક પ્રસગે એકત્ર થતા મહારાજશ્રીએ આજ્ઞા કરી કે અમે શ્રીસુબોધિનીજીનુ મુદ્રણ નિજાશ્રિત ભટ્ટ કવિ બાલભદ્રશર્માના સાહાય્યથી નિર્ણયસાગર જેવા ઉત્તમ મુદ્રાલયમા શરુ કર્યું છે આ ખબર સાભલીને

ક્યા વાક્પતિવાક્સુધાપિપાસુને આનંદ નહિ થાય ? શ્રીસુબોધિનીજીનું મુદ્રણ સદ્ગત શાસ્ત્રીજી છગનલાલે 'પુષ્ટિમાર્ગપ્રકાશ' માસિકમાં પ્રારંભ્યું હતું, તેમાં પ્રથમ સ્કંધ ગુર્જર ભાષાંતર સાથે છપાઈ ગયો છે. ભગવદિચ્છાએ તે માસિક તિરોહિત થતાં તે કાર્ય અટકી પડ્યું હતું પછીથી વૃન્દાવનમાં પ્રકટ થયલા અષ્ટટીકાસહિત શ્રીમદ્ભાગવતમાં પણ શ્રીસુબોધિનીજી પ્રસિદ્ધ થયા છે, પણ તે અતીવ અશુદ્ધ અવસ્થામાં છે સદ્ગત પંડિત રત્નગોપાલ ભટ્ટજીએ પણ દશમસ્કંધના શ્રીસુબોધિનીજી 'બનારસ ચૌખમ્બા સંસ્કૃત સિરિઝ' માં પ્રકટ કરવા માંડયા હતા, પરંતુ તેમના પરલોકપ્રયાણ પછી તે કાર્ય બંધ પડ્યું છે. ફક્ત હાલમાં 'શ્રીસુબોધિનીજી' નામક માસિક જ શ્રીસુબોધિનીજી અને તેના ઉપરના સાહિત્યને પ્રકટ કરીને યથાશક્તિ નામસેવા બજાવે છે. આ પરિસ્થિતિમાં શ્રીસુબોધિનીજીના સુંદર મુદ્રણની ઘણી જ આવશ્યકતા હતી ઉક્ત મહારાજશ્રીએ પ્રાર્થના સ્વીકારીને તેનો પ્રારંભ કર્યો છે, ખચિત જ તેથી વૈષ્ણવસૃષ્ટિ ઉપર મહારાજશ્રીએ ઉપકાર જ કરેલો કહેવાશે, અને આ સર્વોત્કૃષ્ટ નામસેવાથી મહારાજશ્રીનું નામ પણ ચિરસ્થાયિ થશે

  

मसृणं सुकपोलमुन्नसं मृदुमन्दस्मितविश्वमोहनम् ॥
मम लोचनगोचरं कदा गिरिगोवर्धनधारिणो मुखम् ॥ १ ॥
श्रीमत्प्रभुचरणाः ।

૨ વ્યતીત થયલા સામ્પ્રદાયિક અંધકારયુગમાં પ્રાચીન મહાનુભાવી વૈષ્ણવોએ રચેલા ઉત્તમ પુસ્તકોની કેવી દુર્દશા થયલી છે, અને તે પુસ્તકો ઉપર હાલમાં કેવો સત્કાર થાય છે, એ વિષે આ સત્ય હકીકત રજુ કરવામાં આવે છે. શાસ્ત્રી વસંતરામ થોડા વખત પહેલાં સ્વપ્રયોજનાર્થ અમદાવાદ ગયા હતા, ત્યાં એક ડોશીએ તેમને પોતાના ઘરમાં ઘણાં વર્ષોથી એક જૂની કોઠીમાં અથડાતા ગ્રંથોની લગભગ ૨૦ પોથીઓ બતાવીને કહ્યું કે 'આમાંથી કંઇ સરકારી ખતપત્ર હોય તો કાઢી આપો. તેમાંથી તે નહિ મળે તો પછી આ પુસ્તકો શ્રીસાભ્રમતી ( સાબરમતી ) નદીના પૂરમાં પધરાવવાનો મારો વિચાર છે ! કેમકે પ્રાચીન લખેલા પુસ્તકોના કાગળોના ટોપલા બનાવીએ તો પાપ લાગે !' ડોશીના આ કથનથી કંઇક શોક અને હર્ષથી મિશ્રિત ભાવે તે કાર્ય તેમણે સ્વીકાર્યું, અને લગભગ ૭ કલાક સુધી તે પુસ્તકો તપાસ્યા પુસ્તકોનો મોટો ભાગ વનસ્પતિ ચિકિત્સા વગેરે શાસ્ત્રને લગતો છે, તે સંસ્કૃતમાં છે વળી મંત્ર અને યોગશાસ્ત્રના તથા કાવ્યના પણ પ્રાચીન હસ્તલિખિત ગ્રંથો છે એક પુસ્તક લગભગ ૧૪મા શતકમાં લખાયલું મળ્યું છે આ સર્વ પુસ્તકો ચોક્કસ રીતે તપાસવાનું અને જોવાનું કારણ એ હતું કે તેમાંથી કોઇ પ્રાચીન સામ્પ્રદાયિક ગ્રંથ પ્રાપ્ત થાય તે ડોશીના પૂર્વજો વૈષ્ણવ હતા. અને તેના ઘરમાંથી સામ્પ્રદાયિક ગ્રંથો પ્રાપ્ત થવા જોઇએ એવી ધારણા હતી, અને ભગવદિચ્છાએ તે ખરી પડી છે તેમાંથી સામ્પ્રદાયિક પ્રાચીન ગ્રંથો, જે હજુ સુધી જાહેરમાં આવ્યા નથી તેવા પણ, મળ્યા છે આ સર્વ પુસ્તકો ૨૫૦ વર્ષ પૂર્વે લખાયેલા હોય એમ લાગે છે વિશેષમાં તે પુસ્તકો ભગવદાસક્ત શ્રીહરિરાયચરણના કોઇ શિષ્યના હોવાથી તેમાંથી કેટલાક સંસ્કૃત પત્રો પ્રાપ્ત થયા છે શ્રીગુસાંઇજીના પૌત્ર શ્રીગિરિધરજીના પુત્ર શ્રીમુરલીધરજી અને શ્રીહરિરાયજીના કનિષ્ઠ ભ્રાતા શ્રીગોપેશ્વરજીના હસ્તાક્ષરના પત્ર પણ છે સમયઅનુસાર આ સર્વ પત્ર તથા ઉપલબ્ધ થયલું નવીન સાહિત્ય પુષ્ટિભક્તિસુધામાં પ્રસિદ્ધ થશે. આ લેખ

ઉપર લખેલો શ્લોક શ્રીગુસાંઇજીએ રચેલો છે, અને તેઓશ્રીના કોઇ સેવકે જ તે ઉતારેલો હોય એમ લાગે છે. મંગલાચરણમા તેનો ઉપયોગ કરવો ઉચિત ધાર્યો છે

  

૩ એક વૈષ્ણવ સદ્ગૃહસ્થ લખી જણાવે છે કે,–"ધર્મની વૃદ્ધિને અર્થે શાળાઓ અને પુસ્તકાલયો અવશ્યના છે છતા તેના તરફ બિલકુલ ધ્યાન અપાતુ નથી, એ શોચપ્રદ છે. આપના માસિકમા કેળવણી વિભાગમા આવા વિષયો ચર્ચવાની ખાસ જરૂર છે. વૈષ્ણવો તરફથી જૈનોની પેઠે ધોરણવાર અભ્યાસક્રમ થઇ શાળાઓ થવા ખાસ જરૂર છે અને તે કામ પ્રાથમિક શાળાના વૈષ્ણવ શિક્ષકને ટૂંક એલાઉન્સ આપવાથી ચલાવી શકાય તેવુ છે." આ સદ્ગૃહસ્થની સૂચના ઉપર વૈષ્ણવો ધ્યાન આપશે

  

૪. એક સદ્ગૃહસ્થ લખી જણાવે છે કે,–'ગૂઢ ભાવનાના ગ્રંથોના આશય પ્રકટ ન થવા જોઇએ" આ ગૃહસ્થની સૂચના યોગ્ય છે. જે લોકોના હૃદય વિષયતૃષ્ણાથી મુક્ત થયા નથી, તેમને વાસ્તે આ ગ્રંથોનુ પ્રાકટ્ય નથી. દયારામભાઇના શબ્દોમા "સિંહણ કેરૂં દુધ હોય તે સિંહણસુતને જરે" એવા કામાદિદોષોથી મુક્ત અને પ્રભુમા અત્યંત આસક્ત ભગવદીયોને વાસ્તે જ છે એવા ભગવદીયોને આ ગ્રંથો ભગવત્સંબંધમા લાભપ્રદ હોવાથી એનુ પ્રાકટ્ય અમને આ અંશમા બાધજનક લાગતુ નથી ગીતાની માફક અભક્ત પુરુષોનો લાભ કરવા કરતાં હાનિ કરે એ સ્વાભાવિક લાગે, છતા પણ તેથી અન્યના લાભોનો વિચાર કરતા એ ગ્રંથોનુ પ્રાકટ્ય સર્વાંશે બંધ કરવુ એ ઉચિત લાગતુ નથી.

  

૫. સિંધ હૈદરાબાદથી એક પંડિત અમને લખી જણાવે છે કે,–"ગ. રા પટવારી સાહેબ 'મહારાજા લાયબલ કેસ' ઉપર કંઈક લખવાના હતા તે વિષે હજુ સુધી કેમ કંઇ પ્રકટ થયુ નથી? સંશયાત્મા વૈષ્ણવોના સંશય દૂર કરવાને ખાસ એક સમર્થ લેખની આવશ્યકતા છે. પટવારીસાહેબને આ લેખ લખવા માટે ધન્યવાદ આપીશુ." અમને આશા છે કે રા. પટવારીસાહેબ આ સદ્ગૃહસ્થની પ્રાર્થના કોઈ પણ અંશે લક્ષમાં લઇને વૈષ્ણવસૃષ્ટિ ઉપર ઉપકાર કરવાને અત્યાર સુધી થતા આવ્યા છે તેમ કટિબદ્ધ થશે.

  

૬. પુષ્ટિભક્તિસુધાના તૃતીય વર્ષનો આ અંતિમ અંક છે, અને તેની સાથે તૃતીય વર્ષ પૂર્ણ થાય છે. હવે ચતુર્થ વર્ષનો પ્રથમ અંક શ્રીમદાચાર્યજીના પ્રાકટ્યોત્સવને દિવસે વિવિધ વિષયો સાથે અને કેટલેક અંશે વિસ્તાર પૂર્વક પ્રકટ થશે આ અંકમા કોઇ પણ વિદ્વાન્ વૈષ્ણવના યોગ્ય લેખને સ્થાન આપવામા આવશે. જે લોકોએ તૃતીય વર્ષનુ નોછાવર અત્યાર સુધી નથી મોકલાવ્યુ, તે લોકોને તે મોકલાવી દેવાની વિનતિ કરવામા આવે છે, અને જે લોકોએ તૃતીય વર્ષનુ નોછાવર આપેલુ છે, અને જે લોકોએ નથી આપ્યુ તથાપિ ચતુર્થ વર્ષ માટે ગ્રાહક તરીકે નામ ચાલુ રાખવુ હોય તે લોકો, ચોથા વર્ષનું નોછાવર, અને ત્રીજા અને ચોથા વર્ષનું નોછાવર, એમ અનુક્રમે મોકલવાની કૃપા કરશે. વર્ષના આરંભમા નોછાવર મોકલી દેવાથી હિસાબમા અને વ્યવસ્થામા કેટલીક સુગમતા થાય છે, તેને લીધે આ અમારી ખાસ સૂચના સુજ્ઞ વૈષ્ણવો લક્ષમાં લેશે

  

પ્રસ્તુત સંવત્ ૧૯૬૯ના માઘકૃષ્ણ ૧૧ ને શનિવારે અત્રત્ય શ્રીમદ્‌ગોસ્વામિશ્રીગોવર્ધનલાલજીના જામાતા ગોકુલસ્થત્રિગૃહભટ્ટ ગોવર્ધનશર્માએ સર્વવિદ્યાવિશારદ પંચમપીઠાધીશ્વર શ્રીદેવકીનંદનલાલજી અને નિજ શ્વશુરની સુપ્રાપ્ય સંમતિપૂર્વક સુબોધિની પ્રેસમાં 'ચંદ્રગ્રસ્તોદયનિર્ણય' પ્રસિદ્ધ કર્યો હતો. આ સમગ્ર નિર્ણયનું અને તેના અર્થનું પુનર્મુદ્રણ કરવાનો અત્ર અવકાશ નથી, પરંતુ સૂક્ષ્મમાં ગોવર્ધનશર્માના મતનું પરિશીલન કરીને જ વિરમીશું.

આરંભમાં 'स्नान दान' શ્લોકથી પ્રતિવાદિમતનો ઉપન્યાસ કર્યા પછી ત્રિગૃહભટ્ટજી शास्त्रीय ज्ञान निमित्त એમ સર્વસંમત સિદ્ધાન્ત સૂચવીને 'तत्रपदस्य ग्रहपरत्वेऽधिकरणत्वायोगात्' એ નિર્ણયસિન્ધુકારના મતને ધન્યવાદ આપીને 'ग्रस्तोदयात्पूर्वं ग्रस्तास्तानन्तरं च न पुण्यकालः' ઇત્યાદિ ધર્મસિન્ધુકારની 'ઉક્તિ સર્વથા સશાસ્ત્ર અને સર્વસંમત હોવાથી નિષ્કલંક છે' એમ નિજ અભિપ્રાય આપીને ભટ્ટજીના બુદ્ધિપ્રભાવમાં વિચિકિત્સા થાય તો મયૂરના દર્શન કરી લેવાની સદાજ્ઞા કરીને સ્વમતનો નિષ્કર્ષ આપે છે કે 'ग्रस्तोदये उदयानन्तरमेव स्नानजपाद्यारंभ, न तु स्पर्शकालमारभ्य, तन्मध्यकाले दान मोक्षोत्तरकाले च शुद्धिस्नान, ग्रस्तास्ते तु 'ग्रस्ते चास्त गते त्विन्दा'विति वचनबलेन ग्रस्तास्तपर्यन्त जपादिक ततो मुक्तिकालसमनन्तरकाले शुद्धिस्नान कुर्यात्'। આ પ્રકારે નિર્ણયસિન્ધુ અને ધર્મસિન્ધુના મતાનુવાદિ નિજ મતનું કથન કરીને इममेवाशय मनसिकृत्य આ (નિર્ણયસિન્ધુ અને ધર્મસિન્ધુમાં કહેલો) જ આશય ધ્યાનમાં રાખીને શ્રીમદ્‌ગોસ્વામિશ્રીવલ્લભે સ્વકીય 'સેવાપદ્ધતિ'માં સર્વોત્સવપ્રકાશમાં 'यदि ग्रस्तोदितश्चन्द्र' ઇત્યાદિ આજ્ઞા કરી છે એમ શ્રીવલ્લભગોસ્વામી ઉપર સ્વમતારોપ કરીને, સ્વમતની સમાપ્તિમાં 'प्राचीनग्रन्थदर्शनाभ्यात्'થી આરંભીને પાંચ શ્લોકમાં પૂર્વપ્રચલિત અંધપરંપરાનો દુરાગ્રહ ત્યજીને ત્રિગૃહભટ્ટજીનું મત ગ્રહણ કરવું ઇષ્ટ છે એમ સૂચવીને, તેમના મતનો અનાદર કરનારને य शास्त्रविधिमुत्सृज्य ઇત્યાદિ ભગવદ્વાક્યથી બિભીષિકા દર્શાવીને, શ્રીદેવકીનંદનજી અને નિજ શ્વશુર એ બે ગોસ્વામીઓએ અને સંપ્રદાયસ્થ 'સર્વેએ' ત્રિગૃહભટ્ટજીના મતનો સ્વીકાર કરેલો છે અને ઉક્ત ગોસ્વામિદ્વયની આજ્ઞાથી જ આ નિર્ણય પ્રસિદ્ધ કરવામાં આવ્યો છે એમ કહીને इत्थ चागामिफाल्गुनशुद्धपूर्णिमादिवसे मर्यास्तानंतर चन्द्रग्रस्तोदयसमनन्तरकालमेव श्रीप्रभोरन्तःपटापसरण कृत्वा दर्शनानन्तर प्रक्षाल्य, जपादिकं च विधेयम्‌થી સમાપ્તિ કરે છે.

વૈષ્ણવોના સદ્ભાગ્યે ત્રિગૃહભટ્ટજીના આ નવીન મતનો આદર મુંબાપુરીમાં તો કોઇ પણ મંદિરે કરવામાં આવ્યો ન હતો એટલું જ નહિ પરંતુ ભટ્ટજીના મતને સંમતિ આપ્યા છતાં પણ શ્રીદેવકીનંદનાવતાર ગણાતા શ્રીદેવકીનંદનજી અને ભટ્ટજીના શ્વશુરના મુંબાપુરીના મંદિરોમાં પણ ભટ્ટજીના મતનો આદર કરવામાં આવ્યો ન હતો! ભટ્ટજીને ધર્મશાસ્ત્રનો કાંઇક ગંધ છે, તેથી શ્રીવલ્લભગોસ્વામીના સેવાપદ્ધતિગ્રંથમાં ઉત્સવપ્રકાશમાં ગ્રસ્તોદિતચંદ્રગ્રહણપ્રસંગમાં સેવાસૌકર્યથી આદરેલા સિદ્ધાન્તનું વિસ્મરણ કરીને નિર્ણયસિન્ધુ–ધર્મસિન્ધુપ્રભૃતિ ગ્રંથનો આશય ધ્યાનમાં રાખીને ઉક્ત ગ્રંથકર્તા ગોસ્વામીશ્રીએ આ પ્રકાર લખ્યો છે એમ કહીને નિજમાર્ગીય શ્રીવલ્લભગોસ્વામીના શુદ્ધ સેવાસૌકર્યાર્થક સિદ્ધાન્ત ઉપર નિર્ણયસિન્ધુપ્રભૃતિમૂલકતા આરોપવાની ધૃષ્ટતા કરતાં પહેલાં, નિર્ણયસિન્ધુ ધર્મસિન્ધુ ઇત્યાદિ ધર્મશાસ્ત્રીય ગ્રંથો ક્યા સમયમાં લખાયા અને પ્રસ્તુત શ્રીવલ્લભગોસ્વામીના સમકાલમાં નિર્ણયસિન્ધુપ્રભૃતિ

ગ્રંથની ખ્યાતિ કેવી અને કેટલી હતી તે વિચારવાનો પરિશ્રમ ભટ્ટજીએ લીધો હોત તો પરિણતિ **રમણીય** આવી શકત એમ અમારૂ મતવ્ય છે. અમને એમ લાગે છે કે નિર્ણયસિન્ધુપ્રભૃતિ ગ્રંથનો આશ્રય કરીને શ્રીવલ્લભગોસ્વામીએ સિદ્ધાન્ત દર્શાવ્યો છે એ ભ્રાંતિનો પરિત્યાગ કરીને પરપરાપ્રાપ્ત સેવાસૌકર્યથી ઉક્ત શ્રીવલ્લભગોસ્વામીના સિદ્ધાન્તને ઇતર પણ સ્વમાર્ગીય પ્રમાણોથી પોષ્યો હોત તો ભટ્ટજીના મત સાથે દુર્ભાગ્યે શ્રીવલ્લભગોસ્વામીના શુદ્ધ સિદ્ધાન્તની અવગણના આ પ્રસંગે કરવામા આવી તે થાત નહિ.

પર્વોત્સવપ્રસગે આવા અનવસ્થાજન્ય ઉપહાસનો રોધ કરવાને અમે વારવાર સવિનય સૂચના કરીએ છીએ કે શ્રીમદાચાર્યસ્થાનાપન્ન શ્રીમદ્ગોસ્વામિતિલક શ્રીગોવર્ધનલાલજીની અધ્યક્ષતા નીચે સ્વમાર્ગીય પડિતોની એક સસ્થા હોવી જોઇએ, આ સસ્થાએ આગ્રહનો પરિત્યાગ કરીને શ્રીમદાચાર્યચરણના જ સિદ્ધાન્તને અવલબીને પર્વોત્સવસ્પષ્ટીકરણ શ્રીનાથદ્વારાધીશને સમર્પવુ જોઇએ, અને શ્રીમદ્ગોવર્ધનલાલતિલકાયિતશ્રીએ પણ દુરાગ્રહનો ત્યાગ કરીને તેને યોગ્ય સમતિ આપીને પર્વોત્સવટિપ્પની પ્રકટ કરવી જોઇએ જ્યા સુધી તિલકાયિતશ્રી પડિતોની આવી સસ્થા સ્થાપીને અવ્યવસ્થિત સપ્રદાયની વ્યવસ્થા કરશે નહિ, ત્યા સુધી સંપ્રદાય ઉપહાસાસ્પદ જ થવાનો, અને તે ઉપહાસને માટે સર્વથી અધિક જોખમદાર તિલકાયિતશ્રી જ ગણાશે. સામ્પ્રદાયિક નિર્ણયગ્રંથોનો જેમ સત્વર સભાષાતર પ્રકાશ તેમ આ અનવસ્થાનુ પરિહરણ વિશેષ સત્વર એ તો નિર્વિવાદ જ છે.

શ્રીદેવકીનન્દનજીએ ભટ્ટજીના મતને સંમતિ આપ્યા પછી ‘ ચલ જના બેટા ચલીએ ’ એમ ન કહેતા જે પ્રકાર પોતાને સર્વથા સત્ય લાગ્યો તે પ્રકાર ધૈર્યથી સ્વકીય મદિરમા તો અવશ્ય આદરાય એમ સુવ્યવસ્થા કરી હોત તો ‘ આચાર્ય ’ કહેવરાવવાને અત્યુત્સુક શ્રીદેવકીનન્દનલાલની વાક્ અને કૃતિમા વિસવાદ ન રહેત, અને પ્રતિષ્ઠાવૃદ્ધિ સાથે ધર્મનિર્વાહ કરી શકાત ભટ્ટજીના શ્વશુરે પણ આ અવસરે તેવુ જ શૌર્ય પ્રકટ કરવુ યોગ્ય હતુ. यद्वा महाराजानामीश्वरकोटिपतितत्वात्तेन च विरुद्धधर्माश्रयवत्त्वादेव सर्वं सुस्थम।

વૈષ્ણવોને સુવિદિત છે કે શ્રીનાથદ્વારાધીશ તિલકાયિતને અને શ્રીદેવકીનન્દલાલને પરસ્પર **સ્પર્ધા** રહે છે, આ સ્પર્ધા ધર્મમૂલક હોય તો પરમ સ્પૃહણીય જ છે, પરતુ તે સ્પર્ધામા ધર્મવિધ્વસ અને ભટ્ટજીની આવી અસહાય સ્થિતિ ખેદપ્રદ છે ભટ્ટજી પણ નિજ મતને નહિ અનુસરનાર ઉપર અધપરપરાનો આરોપ કરીને य शास्त्रविधिमुत्सृज्य ઇત્યાદિથી ગાલિપ્રદાન કરતા પહેલા વિવેકમાં રહ્યા હોત તો એમને પોતાને સમજાત કે એ અધપરપરાથી સ્વકીય પૂર્વ પુરુષ પણ મુક્ત નથી. ધર્મશાસ્ત્રનો અને તેમા પણ **સ્માર્ત** ગ્રંથોનો આગ્રહ રાખીને શુદ્ધ સપ્રદાય ઉપર સ્માર્ત આરોપ કરીને નવીન **‘ભટ્ટાચાર્ય’પરંપરા** પ્રાપ્ત કરવાનો મોહ દૂર કરીને, નિજ સપ્રદાયના ગ્રંથોનુ દૈન્યથી પરિશીલન આદરે તો ભટ્ટજી કેટલેક અશે સપ્રદાયની સેવા કરી શકે એમ છે, તેથી આ પરિણામથી નિરુત્સાહ ન થતા સામ્પ્રદાયિક ગ્રંથોના શ્રવણમનનમા વિશેષ ઉત્સાહ રાખવાની સૂચના કરીને અમે વિરમીએ છીએ.

  

'શુદ્ધાદ્વૈતસિદ્ધાન્ત અને પુષ્ટિમાર્ગ' નામના માસિકના પ્રકાશક સિનોરવાલા શાસ્ત્રી મગનલાલ જગન્નાથ મુબાઇમા 'મગનલાલશાસ્ત્રી' કહેવાય છે આ મગનલાલ જગન્નાથ શાસ્ત્રીને ભરુચવાલા રા મગનલાલ ગણપતિરામ શાસ્ત્રી એમ્ એ. સાથે વૈષ્ણવોએ કૃપા કરીને સભ્રમ ન કરવો. 'શુદ્ધાદ્વૈતસિદ્ધાન્ત' માસિકના યોજક મગનલાલશાસ્ત્રી પણ શાસ્ત્રીજીના સજાતીય છે શાસ્ત્રીજીના પિતાનુ નામ ગણપતિરામ છે (જેમનો પરિચય આ માસિકમા છપાના વાદગ્રથના પ્રકાશથી વાચકોને થયા કરે છે), ત્યારે નવીન શાસ્ત્રીના પિતાનુ નામ જગન્નાથ છે શાસ્ત્રીજી ભરુચના છે, ત્યારે નવીન શાસ્ત્રીજી નર્મદાતટ ઉપર આવેલા સિનોરના નિવાસી છે. શાસ્ત્રીજી તરફથી 'શુદ્ધાદ્વૈતસિદ્ધાંતપ્રદીપ' નામનો 'શુદ્ધાદ્વૈતમાર્તડ'નો ઉપોદ્ઘાત દશેક વર્ષ ઉપર પ્રસિદ્ધ થયો છે, નવીન શાસ્ત્રી 'શુદ્ધાદ્વૈતસિદ્ધાન્ત' માસિક હાલ જ યોજે છે શાસ્ત્રીજી તરફથી સામ્પ્રદાયિક ગાયત્રીભાષ્ય, ગીતાભાષ્ય પ્રસ્થાનરત્નાકર ઇત્યાદિ પ્રાચીન સસ્કૃત ગ્રંથો પ્રસિદ્ધ કરવામા આવ્યા છે, નવીન શાસ્ત્રી તેવા ગ્રંથોની પ્રસિદ્ધિ કરવાની ઇચ્છા ધરાવે છે શાસ્ત્રીજીએ શ્રીસુબોધિનીજીના દશમસ્કધના પ્રથમ અધ્યાયનુ ભાષાતર શ્રીટિપ્પનીજી પ્રભૃતિ દુરવગાહ ગ્રથોના આશયપૂર્વક પ્રસિદ્ધ કર્યું છે, ત્યારે નવીન શાસ્ત્રી તરફથી શ્રીબાલપ્રબોધિનીજીનુ ભાષાતર આરંભાય છે. શાસ્ત્રીજીના અનુરોધથી 'પુષ્ટિભક્તિસુધા' પ્રસિદ્ધ થાય છે, ત્યારે નવીન શાસ્ત્રીની યોજનાથી 'પુષ્ટિમાર્ગ' માસિક પ્રવર્તે છે, જેનો સર્વાશે જય અમે ઇચ્છીએ છીએ ઉપસહારમા એટલુ જ વક્તવ્ય છે કે શાસ્ત્રીજીને ત્યા સામ્પ્રદાયિક ગ્રથોનુ અધ્યયન કરાવવામા આવે છે, ત્યારે શાસ્ત્રીજીને ત્યા યત્કિચિત્ અધ્યયન કરી ગયલા સત્પાત્રનો સગ્રહ નવીન મગનલાલ શાસ્ત્રી કરે છે, અને પોતાના માસિકને અર્થે પગારદાર સામ્પ્રદાયિક ગ્રથજ્ઞાતાને શોધે છે

  

અત્રત્ય મોટા મદિરના ગોસ્વામી શ્રીગોકુલનાથજી મહારાજના લાલબાવાશ્રીને યજ્ઞોપવીત આપવાનુ શુભ મુહૂર્ત આવતા ચૈત્ર શુક્લ પચમીને દિવસે છે, એમ સાભળ્યુ છે આ શુભ પ્રસગ ઉપર અનેક ગોસ્વામિબાલકો અને અન્ય વૈષ્ણવગણ તથા વિદ્વદ્વર્ગ મહારાજશ્રીના આગ્રહને વશ થઇને પધારે એવો સંભવ છે. શ્રીનાથદ્વારાધીશ તિલકાયિતશ્રી પણ પધારવાના છે એવી કિવદન્તી ફેલાઈ રહી છે. આવો મહાન્ પ્રસંગ કઈ પણ યાદગીરી જાળવી રાખ્યા વિના પસાર થાય એ અમને રુચિકર ન હોવાથી અને આવા શુભ પ્રસગો વારવાર આવતા ન હોવાને લીધે અમારી આ નમ્ર સૂચના વિદ્યાવિલાસી ગણાતા શ્રીગોકુલનાથજી મહારાજ લક્ષ્યમા લેશે તો ખચિત જ વૈષ્ણવસૃષ્ટિ ઉપર મહારાજશ્રીનો ઉપકાર થયલો ગણાશે.

ગોસ્વામી શ્રીગોકુલનાથજી મહારાજની વિદ્વત્પ્રિયતા અને વિવિધવિદ્યાકુશલ ગુણિજનોના ઉદારતાયુક્ત સત્કાર વિષે અમે ઘણુ સાભળ્યુ છે આવા ઉદાર અને સમૃદ્ધિમાન્ મહારાજશ્રીને ત્યા આવેલો શુભ પ્રસંગ એમને એમ વ્યતીત ન થવા માટે અમે વિનતિ કરીએ છીએ કે અમદાવાદના મહારાજ શ્રીમધુસૂદનલાલજીના લાલબાવાશ્રીના યજ્ઞોપવીતના મહાન્ સમારભ ઉપર ઉપસ્થિત થયલા અનેક બાલકો તરફથી જાહેર સભા ભરીને એક મોટી સામ્પ્રદાયિક પાઠશાલા ખોલવાની જે યોજના ઘડી કાઢવામા આવી હતી અને તેને દૃઢ કરવા માટે તિલકાયિત, શ્રીબાલકૃષ્ણલાલજી અને શ્રીદેવકીનંદનલાલજી વગેરે મહારાજ-

શ્રીઓએ મોટી રકમો ભરીને જે નિજ ઉદારતાનો પરિચય કરાવ્યો હતો, તે આજે લગભગ ૭–૮ વર્ષ થયા છતા શા કારણે મંદ પડી ગઈ છે, એ સમજાતુ નથી, જો કે વૈષ્ણવપરિષદે વારવાર તે વિષયપરત્વે ખાસ ઠરાવો પસાર કરીને સમગ્ર મહારાજશ્રીઓને તે પ્રતિજ્ઞાનુ પુન. પુન સ્મરણ કરાવ્યુ હતું, પરંતુ તે ઉપર રિવાજ પ્રમાણે લક્ષ્ય અપાયુ નથી, માટે મહારાજ શ્રીગોકુલનાથબાવાએ આ યોજના ઉપાડી લેવી, અને અન્ય આમન્ત્રિત બાલકોને આમા સામેલ થવા માટે પ્રેરવા. બીજુ નિજ ગૃહમાં બિરાજતાં અનેક ગ્રંથરત્નોનો પ્રકાશ થવા સારૂ પણ એક મોટા પાયા ઉપર ફંડ થવાની ખાસ જરૂર છે જેમ શ. માધવતીર્થ સાથે અદાલતમા કેસ લડવા માટે મોટી સભાઓ ભરીને ઉભરાઈ જતા લોકોના દિલ ઉશ્કેરીને મોટી રકમો કઢાવવામા આવે છે, તેમ ઘણી અગત્ય ધગવતા ગ્રંથો પ્રસિદ્ધ કરવારૂપ આ જરૂરી કાર્યને મહત્ત્વ આપીને જેમ સ્વરૂપસેવાર્થ ચિઠ્ઠા કરીને મોટી રકમો ભેગી કરવામા આવે છે, તેમ આ નામસેવા માટે પણ મોટી રકમ મેળવવા પ્રયાસ કરવો જ જોઇએ. વળી નિર્ણય સબધે પ્રતિવર્ષ ઉભા થતા નાપસદ મતભેદ સંબધમા એક જાતના નિર્ણય ઉપર આવી જવુ જોઇએ આ સિવાય કર્તવ્ય ઘણા છે, છતા આટલા મુખ્ય કર્તવ્યોનો નિર્દેશ કરીને જ વિરમીએ છીએ.

  

ગોસ્વામી શ્રીતિલકાયિતમહારાજ અને તેમના અપર માતૃશ્રી વચ્ચે કેટલાક વર્ષથી મુબાઇ હાઇકોર્ટમા કેસ ચાલતો હતો એ સર્વને વિદિત જ છે. કેસના લબાયલા સમયમાં મહારાજશ્રી અને તેમના માતૃશ્રી વચ્ચે સમાધાન કરવાની અનેક હિતૈષીઓ તરફથી કોશેષ કરવામા આવી હતી. શાસ્ત્રીજી મગનલાલે પણ તિલકાયિતશ્રીને એક પત્ર લખીને ( જે પત્ર પ્રસંગાનુસાર છાપવામા આવશે) અને મહારાજશ્રીના માતૃશ્રીને મળીને સમાધાન કરવાનો પ્રયાસ કર્યો હતો. આશ્ચર્યની વાત છે કે શાસ્ત્રીજીના તે રજીસ્ટર્ડ પત્રનો પણ જવાબ હવામાં જ મળી ગયો હતો. ત્યારબાદ કંઈ સમાધાન થયુ એમ વાત બહાર આવી હતી, પરંતુ હમણા હાઇકોર્ટ તરફથી બાહાર પડેલા ચુકાદા ઉપરથી જણાય છે કે ખાનગી રીતે સમાધાન ન થતાં કેસ શરૂ કરીને ન્યાયાધીશે મહારાજશ્રીના માતૃશ્રીના પક્ષમા ફેંસલો આપ્યો છે અને તેમના વકીલ સોલિસિટરોનું ખર્ચ પણ મહારાજશ્રી ઉપર નાખ્યું છે સાંભળ્યું છે કે મહારાજશ્રીને આ કેસમા લગભગ રૂ. ૧૦૦૦૦૦) અકે એક લાખના ખર્ચમાં ઉતરવું પડ્યુ છે. પોતાના માતૃશ્રીના પક્ષના વૈષ્ણવ સોલિસિટર અને પોતાના વૈષ્ણવ સોલિસિટર એમ બનેના બિલો પાછળ લગભગ ૮૦૦૦૦) અકે એંશી હજાર રૂપીઆ કૃષ્ણાર્પણ થયા છે!! વૈષ્ણવોના પૈસાની કેવી સ્થિતિ થાય છે એ આ ઉપરથી વૈષ્ણવો સમજશે. ક્યા વૈષ્ણવને આ સાંભળી ખેદ નહિ થાય?

  

# સખેડા પુષ્ટિમાર્ગીય પુસ્તકાલયની યોજના.

૧ વૈષ્ણવોમા સ્વસંપ્રદાયનુ જ્ઞાન વધે અને તેના ઉપર થતા મૂર્ખ લોકોના આક્ષેપોનુ સત્યત્વ અસત્યત્વ સમજી શકે અને પુષ્ટિભક્તિ અને બ્રહ્મવાદ, શ્રીમદ્ વલ્લભાચાર્યજીનું સ્વરૂપ વગેરે યથાર્થ રીતે સમજી શકે એવા ઉદ્દેશથી આ પુષ્ટિમાર્ગીય પુસ્તકાલયની સ્થાપના શા નારાયણદાસ પરમાનંદદાસ ડભોઇવાળાની સૂચનાથી સં. ૧૯૬૯ ના માગસર માસમા કરવામા આવી છે.

૨ આ પુસ્તકાલયમા ધાર્મિક સર્વ ગ્રંથોનો અને વિશેષે કરીને પુષ્ટિમાર્ગના જ ગુજરાતી અને સંસ્કૃત તથા અન્ય ભાષાના લેખિત અને છપાયલા ગ્રંથોનો સગ્રહ કરવાનો છે.

૩ પુસ્તકાલયની વ્યવસ્થા સબંધે નીચે પ્રમાણે.

૧ આ પુસ્તકના મંત્રી તરીકે શા નારાયણદાસ પરમાનંદદાસ ડભોઇવાળાને હમેશને માટે નીમવામા આવે છે અને તેમની સૂચના પ્રમાણે વર્ષોવર્ષ બાર સભાસદોની ચુંટણી થાય, તેમાથી જે મંત્રી નીમાય તે એમના ઉપમંત્રી તરીકે એમની ગેરહાજરીમા એમનુ કામ પત્રદ્વારા એમની સૂચના પ્રમાણ કરશે.

૨ સભાસદોમાંથી બાર મેમ્બરોને પ્રત્યેક વર્ષને વાસ્તે ચુટી કહાડવા, અને તે બારમાથી ચુટાયલા સભાસદો પોતાની માહીતીથી પોતાના પ્રમુખને દર મિટીંગને વાસ્તે ચુટી લેવો, એ બાર સભાસદો પુસ્તકાલયના મેનેજીંગ કમીટી તરીકે એક વર્ષ સુધી કામ કરશે, અને તે વર્ષને વાસ્તે પોતાના કાર્યના પ્રમુખ ઉપમંત્રી અને ટ્રેઝરર એમ પોતેજ ચુંટી લેશે પોતાનુ વર્ષ પુરૂ થયેથી ફરીથી ચુટણી કરીને તેટલાજ સભાસદો ફરીથી તેજ પ્રમાણે મેનેજીંગ કમીટી ગત વર્ષનો હીસાબ બરોબર તપાસી લેઇને પોતાનુ વર્ષ પુરૂ થયેથી નવા વર્ષની કમીટીને હીસાબ સોપી દેવો.

૩ આ પુસ્તકાલયના પ્રમુખ રા રા. જોશી છગનલાલભાઇ હીમતલાલભાઇ તથા ઉપપ્રમુખ શેઠ ભાઇચંદ નારણદાસ રહેશે.

આ પુસ્તકાલયની વ્યવસ્થા બરોબર ચાલ્યા કરે તેને વાસ્તે નીચે પ્રમાણેના નિયમોની યોજના કરવામા આવે છે

૧ આ પુસ્તકાલયના જે વૈષ્ણવો નિત્યને વાસ્તે સહાયક થવા માગે છે તેમને રૂપીઆ પચીસ આ સસ્થાને બક્ષીસ કરવાથી જીવન પર્યંતના સભાસદ ગણવામાં આવશે.

૨ જે વૈષ્ણવો નિત્યના સભાસદ થવાની ઇચ્છા ન રાખતા હોય પરંતુ આ સંસ્થાને વાર્ષિક રૂ ૫)ની ભેટ કરશે તેમને પ્રથમ વર્ગ સુધીના સભાસદ ગણવામા આવશે. તેજ પ્રમાણે રૂ. ૩) આપનારને બીજા વર્ગના અને રૂ ૨) આપનારને ત્રીજા વર્ગના અને રૂ. ૧) આપનારને ચોથા વર્ગના સભાસદ તે વર્ષ પર્યન્ત ગણવામા આવશે.

૩ આ પુસ્તકાલયમા કોઇપણ વૈષ્ણવ કોઇપણ પ્રસંગે કંઇપણ રકમ અથવા તો વસ્તુ પુસ્તકાલયના ઉપયોગમા આવે તેવી ભેટ કરશે તો ઉપકાર સહિત સ્વીકારવામાં આવશે. લગ્ન જેવા શુભ પ્રસંગે અને મરણ જેવા પ્રસંગે મોટો ખરચ કરતી વખતે જે કંઇ અલ્પાંશ આ પુસ્તાકાલયને ભેટ કરવામા આવશે તે પણ સ્વીકારાશે.

૪ આ પુસ્તકાલય પુષ્ટિમાર્ગીય તમામ સસ્કૃત ગુજરાતી અને અંગ્રેજી ભાષાના સર્વ ગ્રથોનો યથાશક્તિ સંગ્રહ કરશે. પ્રાચીન હસ્ત લિખિત ગુર્જર સંસ્કૃત અને વ્રજ ભાષાના ગ્રંથો જ્યાંથી બની શકે ત્યાથી ઉતરાવી લઇ તેનો સગ્રહ કરી રાખશે અને સમય આવે તે લિખિત ગ્રંથોનુ શુદ્ધ મુદ્રણ પોતાની શક્તિ પ્રમાણે પોતાના પુસ્તકાલયની એક ગ્રથમાલા કરીને વિદ્વાનોને હસ્તે તેને શોધાવીને બહાર પાડશે અને તે દ્વારા પુષ્ટિમાર્ગના પ્રાચીન સાહિત્યનો પ્રકાશ કરશે અને છાપેલા અનેક ગ્રન્થોનો સગ્રહ કરી જે લોકોને વેચાતા જોઇશે તેને વેચાતા આપશે

૫ આ પુસ્તકાલય સવારના ૭ા થી ૧૨ વાગતા સુધી અને સાજના ૪ થી તે ૬ા સુધી ખુલ્લુ રહેશે

૬ પુસ્તકાલયનાં સર્વ પુસ્તકો માસિકો તથા છાપાઓ દરેક વૈષ્ણવને ત્યાં આવેથી વાચવાની સગવડ કરી આપવામા આવશે પણ સભાસદ સિવાયના કોઇને ઘેર લઇ જવા દેવામા આવશે નહી.

૭ પ્રત્યેક સભાસદ પુસ્તક ઘેર લઇ જતી વખતે પોતાનુ નામ ઠામ ઠેકાણુ બરોબર લખીને પોતાની સહી તે પુસ્તકની સામુ કરીને જે તારીખે પુસ્તક લીધુ હોય તે તારીખ નોંધીને પુસ્તક તેમને અપાશે અને તે નિત્યના સભાસદોને એક મહીના સુધી રાખવા દેવામા આવશે. પહેલા વર્ગનાને ૨૦ દિવસ બીજા વર્ગને ૧૫ દિવસ અને ત્રીજાને ૧૦ દિવસ અને ચોથાને ૭ દિવસ એમ અનુક્રમે રાખવા દેવામા આવશે

૮ પુસ્તક લઇ ગયા પછી પુસ્તક રાખવાની પોતાની મુદત પુરી થાય ત્યારે તે પુસ્તકાલયમા પાછુ પોચાડવુ. કદાચ એ પુસ્તકને વધુ રાખવાની ઇચ્છા હોય તો કોઈ અન્ય પુરૂષની એજ પુસ્તકની માગણી નહી હોય તો ઉપરોક્ત પ્રમાણે ફરીથી પોતાના નામે ઉધારીને પોતાને રાખવાની મુદત પ્રમાણે ફરીથી રાખવા દેવામા આવશે.

૯ આ મુજબ નહી કરે અને પુસ્તક પાછુ ન આપે તો દિવસ ૧ નો એક પૈસા તરીકે દંડ જેટલા દિવસ વધુ પુસ્તક રાખે તેટલા દિવસના હીસાબે લેવામા આવશે

૧૦ પુસ્તકની સભાસદે બરોબર સંભાળ રાખવી પડશે અને પુસ્તક ફાટી જાય તો તેના બધાવવાના પૈસા લેવામા આવશે અને ખોવાઇ જાય તો તેના મુજરે નાણા લેવામાં આવશે.

આ નિયમો ઉપર દરેક પુસ્તકાલયો લક્ષ્ય આપશે અને તેના ઉદ્દેશો પ્રમાણે વર્તવાને અને તેનો ત્વરાથી અમલ કરવાને કટિબદ્ધ થશે. આ વિષય ઉપર હવે પછીના અંકોમાં કેટલાક વિચારવાયોગ્ય લેખો લખવામા આવશે

પ્રકાશક.

---

### BRAHMAN IS BHOKTRI.

As the Supreme Nirguna Brahman is the nirankusha Kartri-doer—so he is Bhoktri enjoyer—also This is a corollary deduced from what has been said before When it is said that Brahman is Bhoktri, it should not be supposed that it is Bhoktri in the ordinary sense as we understand Like its Katritva its Bhoktritva is divine Brahman is not a Bhoktri as the human soul is, but there is something more in it In the Katha-valli Brahma and Kshatra and Mrityu are described to be the food of Brahman the Supreme, and on the basis of this text Vyasa frames a Sutra[1] (1-2-9-V. S) in which he describes Brahman to be eater-Atta-of-Brahma, Kshtra and Mrityu In the just preceding section,[2] it is taught that the Supreme Lord resides in the heart of purusha-man, and on this ground a doubt is raised whether Brahman like Jiva-human soul would become subject to enjoyment of happiness and suffering of misery. This doubt is solved by **Vyasa** by saying that Brahman is Vis esha It[3] is greater than the human soul and as such it is free from the short-comings of the human soul So in this section[4] Vyasa boldly declares that Brahman is Atta and though to a gnani it appears to be the atta of chara and achara (death and Brahma & Kshatra), to the devotee from being 'it,' it becomes, 'he' and then the Atta-enjoyer of all beautiful things which the devotee is pleased to offer to him through the purest love. This act of enjoyment on the part of the supreme deity is divine, and thus the Brahmatva of Brahman remains as it is

---

1 अत्ता चराचरग्रहणात्। (1-2-9 V S) 2. शब्दविशेषात् (1-2-2 section)

3 यदि सर्वथा हृदये भगवान् जीववत् तिष्ठति तदा जीवस्येव तस्यापि सुखदु खसाक्षात्कार, तत्साधनादिपरिग्रहश्च, प्राप्नोतीति चेत, न, वैशेष्यात्, विशेषस्य भावो वैशेष्य तस्मात्, सर्वरूपत्वमानन्दरूपत्व स्व-(सर्व ?) कर्तृत्व विशेष, तद्भावो ब्रह्मणि वर्तते, न जीवे, इति जीवस्यैव भोग, न ब्रह्मण इति, वैशेष्यपदादयमर्थ सूचित, अपेक्षित एव भोग, नानपेक्षित इति, न तु तस्य भोगाभाव एव, अग्रिमाधिकरणविरोधात, यथेन्द्रियाधिष्ठातृदेवतानाम, तत्त्वमस्यादिवाक्येन जीवस्यापि तथात्वे तस्यापि तद्वदेव भविष्यति। सम्भोगप्राप्तिरिति चेत, न, वैशेष्यात्। 1-2-8 V. S. Anu Bhashya

4 ब्रह्मक्षत्रमृत्यूना भोग्यत्वेन ग्रहणादत्ता भगवानेवेति सिद्धम्। Anu Bhashya
सर्वकर्ता सर्वभोक्ता सर्वनियन्तेति सर्वरूपत्वान भगवति दोष। 2-3-41 Anu Bhashya अह हि सर्वयज्ञाना भोक्ता प्रभुरेव च। गीता

### BRAHMAN IS FREE FROM ANY FAULTS.

Now we have to consider the first and the foremost objection to the view that Brahman is Kartri The existence of evil with the perfect knowledge goodness wisdom and power of the Supreme Nirguna Brahman becomes inexplicable, if this view is accepted. The same objection appealed to Vyasa, Vallabha, and his son Vitthala in a different form. The objection with them assumes the form that if Nirguna Brahman is the sole independent doer, it would be liable to the faults of being partial to those who live a happy life and cruel to others who are miserable Such a fault would appear to be a serious objection to Brahman's being recognized the highest, and but for which the conception of Brahman as the most powerful active agent—Nirankusa-Kartri—would degenerate into the atheistic view of the instrumentality of the karma of the Mimansakas or the similar Buddhistic view of the non-existence of any sort of pleasure or pain. Hence to avoid this objection Vyasa, Vallabha and Vitthala approach this question from different standpoints and all try to show that the independent Kartri—Nirankusa Kartri is without any such faults.

The occasion to answer this objection which Vyasa gets is to remove an objection raised by a Sankhya in 2-1-34-V. S This is the first time when Vyasa has to pronounce his own opinion on the point So without entering into details to explain away the objection of the opponent, or to let him feel the nature of the Glorious Brahman, Vyasa answers it by saying that the Supreme Brahman is not responsible for the phenomena of happiness and misery that are to be seen in the world, because the Supreme Brahman allots fruits to the human souls according to their individual actions. To illustrate it, Vallabhacharya says that the Great Creator is the cause, just as rain is to the cultivation of crops; while karma or individual action is the real and essential cause as seed is to it A Vedic passage also teaches the same thing. 'The[2] Lord makes him do good actions whom he wishes to raise high and bad ones whom he desires to lower down.' 'He[3] becomes holy by holy actions and sinful by sinful ones'

---

1 वैषम्यनैर्घृण्ये न, सापेक्षत्वात्, तथाहि दर्शयति । जीवानां कर्मानुरोधेन सुखदुःखे प्रयच्छति, पर्जन्यवत् भगवान्, बीजवत् कर्म. अणुभाष्यम् २-१-३४.

3. एष ह्येव साधु कर्म कारयति तं यमेभ्यो लोकेभ्यः उन्निनीषति, असाधु कर्म कारयति तं यमेभ्यो लोकेभ्यः अधो निनीषति ।

3 पुण्यो वै पुण्येन कर्मणा भवति पापः पापेन कर्मणा ।

Thus Vyasa likes to suggest that Brahman is not liable to the faults of cruelty or partiality When thus the difficulty is clearly solved by the words of the Vedic texts' one is surprised why Vyasa should have taken the trouble of introducing this Sutra Again this is not his final judgment for he refers to the same question further on in two places where he clearly seems to advocate the supreme despotism of the will of Brahman Nirguna But it appears that the Sutrakara has some reasonable grounds to introduce this sutra Firstly, he wants to convince his opponent that his Brahman is neither cruel nor unjust, nor dependent on the karma, though assigning rewards and punishments according to it Though giving fruits according to karma it is to the supreme Glory of the highest Brahman that it is free from any such ties And even though this sutra has been introduced by Vyasa to explain away the objection of the opponent, one cannot fail to perceive the true insight of the learned author to again and again emphasise the fact that there is nothing incongruous in Brahman, or if it appears, it speaks of the glory of the highest Brahman. To this very conclusion he refers further on as we shall presently see

The next occasion on which Vyasa touches this very question is in the third pada of the second chapter of his Brahma Mimansa. While describing the human soul, he attributes the individual activity of the human soul to Brahman the supreme; the primary source of the activity too is Brahman and not Jiva, and thus when the activity of the human soul depends on the Supreme Nirguna Brahman, it would be more in consonance with reason to believe that it is the supreme Lord rather than human soul—that is the cause of all activity—and hence of pleasure and pain Thus Vyasa is again confronted by the same difficulty, as here he mentions individual effort of the human soul as the reason for the unequal distribution of happiness and misery. His judgment here is not at a great variance from what he has pronounced before, but the perusal of it in some details, will surely repay the trouble.

The Supreme[1] Lord pays regards to the efforts made by a

---

1. कृतप्रयत्नापेक्षस्तु विहितप्रतिषिद्धावैयर्थ्यादिभ्य । 2. 3 42 V S

ननु वैषम्यनैर्घृण्ययोर्न परिहार ।××। प्रयत्नपर्यन्त जीवकृत्यम्, ×× यथा बालं पुत्रं यतमानं पदार्थगुणदोषौ वर्णयन्नपि तत्प्रयत्नाभिनिवेश दृष्ट्वा तथैव कारयति, सर्वज्ञ तत्कारणत्वाय तदानीं फलदातृत्वे या इच्छा तामेवानुवदति, उन्निनीषति, अधो निनीषति, अन्यथा विहितप्रतिषिद्धयोर्वैयर्थ्यापत्ते, अप्रामाणिकत्वं च, फलदाने कर्मापेक्ष, कर्मकारणे प्रयत्नापेक्ष, प्रयत्ने कामापेक्ष, कामे प्रवाहापेक्ष इतिमर्यादारक्षार्थं वेद चकार, ततो ब्रह्मणि न दोषगन्धोऽपि, न चानीश्वरत्वम्, मर्यादामार्गस्य तथैव निर्माणात्, यत्रान्यथा स पुष्टिमध्यइति । Anu Bhashya.

These are however rare cases. The maids of Gokul illustrate the point. Really speaking this srishti is a self-creation[1]-atma-srishti. The supreme is the subject and the object; and as one does neither become cruel nor unjust to oneself, Brahman is neither unjust nor cruel. Injustice and cruelty only appear to our limited vision of mind. Brahman as a matter of fact is both merciful and just. This is a conclusion, as said before, suggested from what Vyasa taught before. In 2-1-14, he taught that the cause and the effect, the part and the whole were one; so this creation, this soul (Jiva) was non-different,—Akatmaka from Brahman, hence the question was solved then. The question of injustice, cruelty or partiality arises where there is duality, and there being no such thing here, the question does not rise at all.

Goswami Vitthalanatha Dikshita son of Vallabhacharya elucidates the point in question so clearly as to leave no room for any doubt He looks upon the whole universe to be a mere sport-Lila of the Brahman Nirguna. From[2] the moment the Supreme Nirguna Brahman desired to be many, He made efforts to have His sport Everything was subordinated to this sport-Lila. He therefore fixed, 'from the beginning to the time when one attains Moksha-emancipation--this will be done by this human soul and this fruit He shall give to this Jiva-human soul.' Hence the supreme Lord is termed the Vakta dictator, karta-author and Abhirakshita-protector of law. Everything is done by the Divine Will for the eternal sport The Vedic[3] passage intimating that the supreme Lord according as His desire is to

1. आत्मसृष्टेर्न वैषम्यं नैर्घृण्यं चापि विद्यते ।

स आत्मानं स्वयमकुरुतेति श्रुतेः, जगति नानाविधान् सृजन्नपि न विषमो भवति, नापि क्रूर कर्म कुर्वन्नपि निर्घृणो भवति, परापादन्येपि दोषा परिहृयन्ते, xxx अत आत्मसृष्टेरित्येव हेतुः, सूत्रं तु लोकबुद्ध्यनुसारि, अन्यथा, पञ्चम उपपत्तेरित्यधिकरणं विरुद्ध्येत । 1. 78. तत्त्वदीप

2. एकोऽहं बहु स्यामिति प्रथमं रमणेच्छया हि भगवान् क्रीडार्थं कृतप्रयत्नः, तत्रापि क्रीडैव मुख्या, अन्यत्सर्वमुपसर्जनीभूतम्, तथाच तदपेक्षो भगवान् विचित्ररसानुभवार्थं एष य करिष्यति तमेव करिष्यामीति स्वयमेव मर्यादां चकार, स्वकृतमेतदनुवर्त्स्यतीति, धर्मसेतूनां वक्ता कर्ताभिरक्षिता चेति सर्वभवनादिमवसीयते, ततश्च स्वकृततद्रक्षणाय शासनाय च वेदं चकार, तथा च जीवोत्पादन समये एव एतं जीवमस्मिन् देशे अस्मिन् काले एतत्प्रयुक्तप्रवृत्तिनिवृत्तिमन्तं विधाय एतैस्तत्फलं दास्यामीति आमोक्षं प्रतिजीवं विचारितवानिति, तदनुसारेणैव ते तथा भवन्तीति ... कृतो य ... प्रथमं ... जीवादिवैचित्र्यादिकरणे तदपेक्ष. तदधीन एव कारयति भगवान्, कुत एतत् ... प्रतिबिम्बस्य बिम्बचेष्टा ... अन्यथा ... स्यात्, भाविपत्त्यात् विनापि कर्म तत्फलदानमपि नात एव, अत श्रुतावपि कर्मकाले फलदानकाले ... इत्युपपादितं, मनुमिनोपाति, अधोनिनीषतीति । विद्वन्मण्डनम्.

3 न ह स्म रक्ष वरुण, भ्रुतिः मा सुग मन्युः विभीदकः अचित्ति अस्ति उज्यायान् कनीयस उतो । VII. 46-6. (ऋग्वेद)

raise or throw down a human soul, makes him do good or bad actions, confirms the view taken by the son of Vallabhacharya. Another passage[1] from the Veda in which the perfectly innocent child-like sage declaring that he was not the author of evil, it was not in his power to do the wrong, but it was either the destiny, or wine, or anger, or gambling or unconsciousness, whatever it might be, the supreme Lord who was near him was more *responsible for his wrong doing, because it was He who guided* him in that direction, teaches the same thing. Hence it is that a Brahman[2] daily prays to Lord Savitri to guide his thoughts 'The soul of all and the internal ruler of men' lends support to this same view Lord Krishna[3] teaches the same thing when He declares to Arjuna that happiness, misery, Bhava, Bhava, fear fearlessness, ahinsa, sense of equality, satisfaction, penance charity glory, censure all these of human souls are due to Him ; 'The Lord His power moves all beings sitting in their heart,' deprives a human soul of the independence of his activity, and teaches the supreme government of the Divine Will in the order of the Universe The author of Vedanta Sutras also declares that the whole universe is merely a sport on the part of the Lord Supreme. In the creation of the universe the Supreme Brahman has no other motive except the Lila-sport All these quotations go to confirm the view of Vitthalanatha Dikshita They all declare that all this is the eternal sport of the Supreme Nirguna Brahman. This being a mere self-willed sport of the divine Nirguna Brahman there is not the least trace of the partiality and cruelty. With a view that this sport may not be dry-nirasa-the supreme Brahman[4] makes efforts itself and makes a human soul-jiva—do similar efforts and then gives him his deserved fruits Thus Nirguna Brahman manifests itself free from all short-comings

Thus Vyasa, Vallabha, and Vitthala solve the same problem in the best way, the latter going a step further in elucidating the point Technically the first solution is called adhi Bhautika the

---

1 धियो यो न प्रचोदयात् । 2 अन्त प्रविष्ट शास्ता जनानाम् । 3 सुख दुख भवो भावो भय चाभयमेव च, अहिंसा समता तुष्टि तपोदानयशोऽयश, भवन्ति भावा भूताना मत्त एव पृथग्विधा। ईश्वर सर्व भूतानां हृद्देशेऽर्जुन तिष्ठति। (गीता)

4 Vitthalanatha explains the कृतप्रयत्नापेक्ष of the sutra 2-3-42 as the प्रयत्न क्रियापूर्वकालीनात्मधर्म of Brahman itself, which suggests itself fow the preceding sutra-word परात्-referring to Brahman Vallabhacharya takes it as जीवकृतप्रयत्नापेक्ष । Both ultimately refer to Divine will अयमपि पक्ष स्वकृतमर्यादाया एव हेतुत्वेन कथनात्, मर्यादाकरणे च क्रीडेच्छाम् ऋते हेत्वन्तरस्याभवात्, अस्मदुक्तात् नातिरिच्यते, × × क्रियापूर्वकालीनात्मधर्मस्यैव प्रयत्नशब्दवाच्यत्वेन वक्तुमुचितत्वात न धर्माधर्मौ तद्वाच्यौ, किंच, त्वदुक्तप्रकारे 'विधिनिषेधावैयर्थ्यादिभ्य' इत्येव स्यात् न तु विहितेत्यादीति दिक्। विद्वन्मण्डनम्. This remark of Goswami Vitthalanatha deserves to be weightily, considered

second adhyatmika while the third adhidaivika. All of them ultimately come to this conclusion that it is the Divine Will that is at the bottom of all activity The human soul has to consciously or unconsciously play the part assigned to him by Lord and after playing which to return to the abode of eternal bless from where he has come. This whole universe with all its diversities opinions and activities is the grand eternal Drama composed by the Greatest Artist, and higher the devotion of human soul rises the better he understands the divine element working through every nook and corner of the universe. The immense diversity and unequality vanishes away from his sight, in the immense diversity he sees the perfect harmony. He ceases to attribute his independent activity to be the cause of pleasure or pain. The distribution of happiness and misery is done by Supreme Nirguna Brahman according to its divine will for the eternal sport Thus understanding the human soul becomes free from his narrow ideas of pleasure and pain His vision becomes deep and enlightened Getting an insight into the greatness and goodness of the Lord and realising his own littleness, he becomes charmed of the Divine Fair, forgets his individuality and consequently his sorrow and misery—and then in full joy sings the glory of the Great God

The swarupa of Brahman as conceived by Vallabhacharya has been described Unlike Sankara, he accepts Brahman to be abode of all attributes, even contradictory ones, Brahman is all-doer, the first and final cause of all and the primary enjoyer of all, Brahman is free from any faults which may appear to accrue to it through its all pervading-activities-sarva-kartritva It must have been noticed how the faults of partiality and cruelty are set aside by Vyasa, Vallabhacharya and his son. Vyasa gives karma-sapexatva or jiva-krita-prayatnapexatva individuals karma or effort as the reason why Brahman is Nirdosha-innocent Vallabhacharya gives Atma-Srishti and his son, divine sport-Lila to set aside the same objection. Thus it will be clear that there is no valid reason against the view that Brahman Nirguna-alone-without nescience is all-doer. Well does Vallabha say in his Subodhini 'fault-dushana or object of fault-dushya—whatever is Brahman Hari himself all these contradictions fully adorn here only.' All the three believe that Brahman is pure free from maya—and its nature is such as possesses even contradictory attributes, thereby they all unite in singing the eternal glory of the Divine Fair.

---

1. [illegible]

# સ્વધર્મના મુખ્ય સિદ્ધાન્તો.

---

1. જગત સત્ય છે
2. જગત, જીવ, અંતર્યામી, અક્ષર ઇત્યાદિના નિમિત્ત અને ઉપાદાન કારણ શુદ્ધ નિર્ગુણ બ્રહ્મ કૃષ્ણ પરમાત્મા જ છે.
3. જીવે અવિદ્યાથી કલ્પેલો અહન્તામમતાત્મક સંસાર મિથ્યા છે.
4. જીવ અણુ છે, શુદ્ધ નિર્ગુણ બ્રહ્મનો અંશ છે, વ્યાપક નથી.
5. પરબ્રહ્મ પુરુષોત્તમ કૃષ્ણનું ધામ અક્ષરબ્રહ્મ ગણિતાનંદ છે.
6. સર્વોપરિ વેદાદિ શાસ્ત્રે પ્રતિપાદિત પરમફલાશ્રય વસ્તુ શ્રીકૃષ્ણ જ છે
7. કૃષ્ણની સેવા એ જ અંશ જીવનો ધર્મ છે, એટલે વસ્તુતઃ સ્વધર્મ કૃષ્ણસેવા જ છે.
8. આત્મનિવેદન અને પ્રભુપ્રપત્તિ વિના અન્ય વિશ્વધર્મ હોઇ શકે જ નહિ

---